मोक्षार्थिना प्रत्यहं ज्ञानवृद्धिः कार्या ।



# શ્રી જૈન ધર્મ પ્રકાશ





પુસ્તક ૫૮ મું — અંક ૧ લો

વીર સંવત ૨૪૬૮ — श्री जैनधर्म प्रसारक सभा — વિક્રમ સંવત ૧૯૯૮

ચૈત્ર


પ્રગટકર્તા—

શ્રી જૈન ધર્મ પ્રસારક સભા

ભાવનગર

# શ્રી જૈન ધર્મ પ્રકાશ

બહારગામ માટે બાર અંક ને ભેટના પોસ્ટેજ સાથે વાર્ષિક લવાજમ રૂા. ૧-૧૨-૦

પુસ્તક ૫૮ મું } ચૈત્ર { વીર સં. ૨૪૬૮
અંક ૧ લો } { વિક્રમ સં. ૧૯૯૮

## अनुक्रमणिका


૧ આત્મહિત પદ ... ... ... (મુનિ શ્રી વિદ્યાનંદવિજયજી) ૧
૨ પેટકી વેઠ: પદ્ય ... ... ... ... (રાજમલ ભંડારી) ૨
૩ ઉપદેશક પદ ... ... ... ... (ઉ. યશોવિજયજી) ૨
૪ છઠ્ઠી અશુચિ ભાવના: પદ્ય ... ... ... (સ્વ. મ. ક. વિ.) ૩
૫ નવું વર્ષ ... ... ... ... ... ... (કુંવરજી) ૪
૬ મહાન્ યોગી આનંદઘનજીકૃત પદ ૫૭ મું. વિવેચન સાથે ... (મૌક્તિક) ૭
૭ શ્રી સિદ્ધચક્રસ્તોત્રે ઉપાધ્યાયપદ સ્તોત્ર.
સ્પષ્ટાર્થ યુક્ત ... ... ... (આ. શ્રી વિજયપદ્મસૂરિ) ૧૨
૮ દિવ્ય પ્રભાત: પદ્ય ... ... ... (કોઠારી ચીમનલાલ જીવરાજ) ૧૫
૯ શ્રી શાંતિનાથના સ્તવનમાં કર્ત્તાએ કરેલો પરમાત્મા
સાથે પોતાનો મુકાબલો ... ... ... ... (કુંવરજી) ૧૬
૧૦ વિદ્યાભ્યાસંગ ... ... ... ... ... ... (કુંવરજી) ૧૭
૧૧ પ્રશ્નોત્તર ... ... ... (પ્રશ્નકાર—ભાઈ દેવચંદ કરશનજી) ૧૮
૧૨ તાત્ત્વિક ને બોધક વચનસંગ્રહ ... ... (મુનિ શ્રી પુણ્યવિજયજી) ૨૩
૧૩ પ્રભાવિક પુરુષો: શય્યંભવસ્વામી ... (મોહનલાલ દીપચંદ ચોકસી) ૨૫
૧૪ હિતકારક દુહા ... ... ... (સં. સ્વ. મ. ક. વિ.) ૨૯
૧૫ જૈન ધર્મ પ્રકાશ ... ... ... ... (મૌક્તિક) ૩૦


**માસિકના લવાજમના વેચ્યુ શરૂ થશે**

ગયા અંકમાં સૂચના આપ્યા પ્રમાણે શ્રી જૈનધર્મપ્રકાશ પુ. ૫૭-૫૮ બે વર્ષના સં. ૧૯૯૭ના ચૈત્રથી સં. ૧૯૯૯ના ફાગણ સુધીના લવાજમનું વેચ્યુ ખર્ચ ને ભેટના પોસ્ટેજ સાથે રૂા. ૩ાાનું તા. ૧૫ મી એપ્રીલથી શરૂ કરવામાં આવશે તે જરૂર સ્વીકારી લેશો. શરતચૂકથી પાછું ફેરવીને સભાને ફોગટના ખર્ચમાં ઉતારશો નહીં. મનીઓર્ડરથી લવાજમ મોકલનારે રૂા. ૩ાા≡ મોકલવા. તેમને પાંચ આનાનો ફાયદો થશે.

ભેટની બુકો—૧ વનિતા વિનોદ (સ્ત્રીજીવનના પ્રશ્નોની તલસ્પર્શી સાત કથાઓ). ૨ જૈનતત્ત્વપ્રવેશક જ્ઞાનમાળા.

# આભાર અને વિજ્ઞપ્તિ

"શ્રી જૈન ધર્મ પ્રકાશ"ના ગતાંકમાં 'શ્રી જૈન ધર્મ પ્રકાશ સહાયક ફંડ' સંબંધી વિજ્ઞપ્તિ કરવામાં આવી હતી. 'શ્રી જૈન ધર્મ પ્રકાશ' પ્રત્યે પ્રેમભાવ દર્શાવનારા તથા તેની ઉપયોગિતા જાણનારા સખીદિલ ગૃહસ્થોએ અમારી વિજ્ઞપ્તિનો સારો જવાબ વાળી અમારા ઉત્સાહમાં અભિવૃદ્ધિ કરી છે. આ મળેલ રકમ ઉપરાંત, 'શ્રી જૈન ધર્મ પ્રકાશ'ના ખર્ચને પહોંચી વળવા માટે, વિશેષ સહાયની અપેક્ષા રહે છે તેથી સભાના માનવંતા સભાસદોને તથા 'શ્રી જૈન ધર્મ પ્રકાશ'ના સુજ્ઞ ગ્રાહકોને જણાવવાનું કે તેઓ યથાશક્તિ પુષ્પપાંખડીરૂપ મદદ મોકલવાનું ન ભૂલે. અત્યાર સુધીમાં જે મદદ પ્રાપ્ત થઇ છે તેનું લીસ્ટ નીચે પ્રમાણે છે. વિશેષ હર્ષની ખીના તો એ છે કે ઉદારદિલ ધર્મશ્રદ્ધાળુ શેઠ સર ફીકાભાઈ પ્રેમચંદે એકી સાથે જ રૂા. ૫૦૦)ની મદદ આપી છે. મદદ આપનાર દરેક સદ્‌ગૃહસ્થોનો આભાર માનીએ છીએ.

૫૦૦) શેઠ ફીકાભાઇ પ્રેમચંદ રાયચંદ-મુંબઇ
૫૧) શેઠ જાદવજી નરશીદાસ-મુંબઇ
૫૧) શેઠ ભોગીલાલ મગનલાલ-ભાવનગર
૫૧) પરી ચુનીલાલ દુર્લભજી-ભાવનગર
૫૧) શેઠ છોટાલાલ નાનચંદ-ભાવનગર
૫૧) શેઠ જીવણભાઇ ગોરધન-ભાવનગર
૫૧) શાહ ગુલાબચંદ લલ્લુભાઈ-ભાવનગર
૫૦) એક સંભાવિત સદ્‌ગૃહસ્થ-મુંબઇ
૫૦) ભાઇ મોતીચંદ ગિરધરલાલ કાપડીયા-મુંબઇ
૫૦) બહેન ચંચળબા હ. શેઠ પન્નાલાલ ઉમાભાઈ-અમદાવાદ
૩૧) પરી હીરાલાલ મોતીચંદ-ભાવનગર
૩૧) વોરા પરમાણંદદાસ તારાચંદ-ભાવનગર
૨૫) શેઠ કુંવરજી આણંદજી-ભાવનગર
૨૫) શાહ જાદવજી રવજી-પોરાજી
૨૫) શાહ અમરચંદ કુંવરજી-ભાવનગર
૨૫) શેઠ હીરાચંદ રામચંદ-મુંબઇ
૨૫) શેઠ છોટાલાલ જમનાદાસ-અમદાવાદ
૧૫) શેઠ ગુલાબચંદ આણંદજી-ભાવનગર
૧૫) દોશી જીવરાજભાઇ ઓધવજી-ભાવનગર
૧૧) શેઠ હરજીવનદાસ દીપચંદ-ભાવનગર
૩) દોલતરામ જૈની-નોહર

सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः

# જૈન ધર્મ પ્રકાશ

પુસ્તક ૫૮ મું | ચૈત્ર | વીર સં. ૨૪૬૮
અંક ૧ લો | | વિ. સં. ૧૯૯૮

मोक्षार्थिना प्रत्यहं ज्ञानवृद्धिः कार्या । ( સુપ્રાલેખ )

## आत्महित पद

( ચેતો જરા સુજાનો જિન્દગાની એ ફના છે—એ ટેક )

બચપન ગયું રમતમાં, મધ્યવર્ત જિન્દગાની;
પ્રૌઢા અવસ્થા પામી, કછુ ભાન નહિ જીવનનું ॥ ચેતો૦ ॥ ૧ ॥
ઇંગ્લિશ ભાષા પઢતો, વિનય નહિ જરા તો;
મદમાતો તુંહિ ફરતો, કછુ ભાન નહિ જીવનનું ॥ ચેતો૦ ॥ ૨ ॥
હોટલમાં ચાય પીતો, ફેશનુ એ આફ સુનતો;
પઈસાની એ ઉપાધિ, કછુ ભાન નહિ જીવનનું ॥ ચેતો૦ ॥ ૩ ॥
મસ્તકપે હેટ ધરતો, ગ્રીવામાં નેકટાઇ;
હાથ પર વોચ રખતો, કછુ ભાન નહિ જીવનનું ॥ ચેતો૦ ॥ ૪ ॥
નાટક સિનેમા જોતો, દિનરાત તુહી જાગે;
તનુની થઇ ખુવારી, કછુ ભાન નહિ જીવનનું ॥ ચેતો૦ ॥ ૫ ॥
પથિમાં મળ્યા ગુરુ તો, હાથો ન ઊંચા કરતો;
અભિમાનમાં તું ચાલે, કછુ ભાન નહિ જીવનનું ॥ ચેતો૦ ॥ ૬ ॥
વૃદ્ધાવસ્થા આવી, અવયવો એ જીર્ણ થાશે;
આશા કભી ન જીર્ણી, કછુ ભાન નહિ જીવનનું ॥ ચેતો૦ ॥ ૭ ॥
નેમિ ઉદય અમારો, જીતો જગતના મોહો;
વિદ્યા એ નંદ કહે છે, કછુ ભાન નહિ જીવનનું ॥ ચેતો૦ ॥ ૮ ॥

મુનિશ્રી વિદ્યાનંદવિજયજી

## पेटकी वेठ

पेट की ही वेठ में, बरबाद की है जिन्दगी।
नाम प्रभु का नहीं लिया, नहीं और की है वन्दगी ॥ १ ॥
ध्येय आने का हमारा, क्या रहा है विश्व में ? ।
फिर हमने आकर क्या किया ?, सोचा नहीं यह खानगी ॥ २ ॥
खाने कमाने भोगने का, जो बनाया ध्येय है ।
इस ध्येय में नहीं श्रेय है, यह बात है एक मर्म की ॥ ३ ॥
दिनरातरूपी चक्र तो, चलते रहेंगे विश्व में ।
पर पा नहीं सकते समय, जो व्यर्थ ही बरबाद की ॥ ४ ॥
नर जन्म दुर्लभ पायकर, समझे न इसके मर्म को।
हीरे को समझे काच ही, इसकी नहीं पहिचान की ॥ ५ ॥
देहरूपी महल तो, नश्वर यहां हो जायगा ।
होगी दशा क्या राजकी ? इसकी नहीं परवाह की ॥ ६ ॥
राज के पीछे लगा, वह कर्मरूपी मल्ल है ।
मल्ल से पाना विजय ही, बात है यह ध्येय की ॥ ७ ॥
अस्तित्व जब मिट जायगा, उस कर्मरूपी मल्ल का ।
फिर भान होगा राज को, यह शक्ति है परमात्म की ॥ ८ ॥
पेट की ही वेठ में, समझो न इति कर्तव्यता ।
निज रूप को पहिचानना, यह बात है सिद्धान्त की ॥ ९ ॥
संसार में ऐसे अनेको, बार जन्मे मर गये ।
यह सार नीकला कुछ नहीं, यह बात है अफसोस की ॥ १० ॥
है विनय अब राज तुम, निज रूप को पहिचान कर ।
पुद्‌गल की मूर्च्छा त्याग कर, पावो गति शिवधाम की ॥ ११ ॥

राजमल भंडारी–आगर

---

### ઉપદેશક પદ

જ્ઞાનાદિક ગુણ તેરો, અનંત અપર અનેરો;
વહી કીરત સુન મેરો, ચિત્ત હું જસ ગાયો હે ॥ જ્ઞાન૦ ॥ ૧ ॥
તેરો જ્ઞાન તેરો ધ્યાન, તેરો નામ મેરો પ્રાન;
કારણ કારજ સિધ્ધો, ધ્યાતા ધ્યેય છહરાયો હે ॥ જ્ઞાન૦ ॥ ૨ ॥
છૂટ ગયો ભ્રમ મેરો, દર્શન પાયો મેં તેરો;
ચરણકમલ તેરો, સુજસ રંગાયો હે ॥ જ્ઞાન૦ ॥ ૩ ॥

# છઠ્ઠી અશુચિ ભાવના

દોહરા

ૐ મહાવીર જિનેશ્વરા, શાસનનાયક નાથ;
સંઘ ચતુર્વિધ સેવતો, હરખે જોડી હાથ. ૧

આજ્ઞાએ ચાલે સદા, શ્રમણ શ્રમણી સમુદાય;
શ્રાવક ને વળી શ્રાવિકા, દૃઢ કરી મન વચ કાય. ૨

સમકિત રત્ન લહી ભલું, હૃદય જ્ઞાન સુપ્રકાશ;
થાતાં ભાવે ભાવના, છઠ્ઠી સહજોલ્લાસ. ૩

કાયા મળ મૂત્રે ભરી, તે મોહે નર નાર;
અકર્ત્તવ્ય ચેષ્ટા કરે, ધિક્ ધિક્ વિષયવિકાર. ૪

ભિન્ન સદા સહજાત્મરૂપ, સત્ ચિન્મય આનંદ;
અજ્ઞાને નવિ ઓળખે, અહો મોહના ફંદ. ૫

વિવેક લહી ગુરુ વિનયથી, સમજીને શિવ પંથ;
ચાલે ચલવે અન્યને, ધન્ય તેહ નિર્ગ્રંથ. ૬

( પુનમ ચાંદની એ ગરબાની રાહ )

છઠ્ઠી ભાવો ભવ્યો અશુચિ નામની ભાવના રે,
વિધવિધ મળથી ભરીયું અશુદ્ધ દેહ જણાય;
જોતાં તત્ત્વદષ્ટિથી જ્ઞાની શાસ્ત્રે બોલતા રે,
મિથ્યા મોહ મમત્વ મટે આત્મા ઓળખાય. છઠ્ઠી૦ ૧

**સાખી**—સુગંધી ચંદન આદિ જે, બહુમૂલા વપુ લેપ;
મલિન થાય વપુયોગથી, જેમ પ્લેગનો ચેપ.
એમજ શુચિને પણ અશુચિ કરનાર શરીરને રે,
ભ્રમ છે જળથી શુદ્ધ થવાને શાસ્ત્રસંક્ષેપ. છઠ્ઠી૦ ૨

**સાખી**—પેટ વિષે પરમાન્નના, વર્ણાદિક બદલાય;
નીહારથી અનુભવવડે, પુદ્‌ગલ ભાવ જણાય.
એવા વિચિત્ર પર્યાયે આ દૃશ્ય સ્વરૂપનું રે,
ભાન ભલું સુવિવેકે કરે ભેદ સમજાય. છઠ્ઠી૦ ૩

**સાખી**—કાળ અનાદિથી અરે!, એ અશુચિ સંજોગ;
છોડ્યો છૂટી જતો નથી, અગમ્ય મિથ્યો રોગ.
જિન આજ્ઞા ઔષધિથી ભાવથી નીરોગી થવું રે;
જૈન સેવકને પુન્યે મળે સદા શુભ યોગ. છઠ્ઠી૦ ૪

**સ્વ૦ સદ્૦ સ. ક. વિ.**

# નવું વર્ષ

શ્રી પરમાત્માની કૃપાથી આજે ( સં. ૧૯૯૮ ના ચૈત્ર શુદિ ૧ મે ) આ માસિક ૫૮ મા વર્ષમાં શુભ પ્રવેશ કરે છે. આટલું દીર્ઘાયુષ્ય નિર્વિઘ્નપણે ભોગવવું તે કાર્યવાહકોની પુણ્યપ્રકૃતિનું સૂચક ને દ્યોતક છે. અત્યારે જૈનમાં કે જૈનેતરમાં આટલું દીર્ઘઆયુષ્ય ભોગવનાર 'બુદ્ધિપ્રકાશ' સિવાય કોઇ માસિક કે ત્રૈમાસિક દૃષ્ટિગોચર થતું નથી. જ્યારે જૈનસમુદાયમાં એક પણ માસિક પ્રગટ થતું નહોતું ત્યારે આ માસિકનો જન્મ થયો છે અને પરમાત્માની કૃપાથી, જૈનસમુદાયની સદ્દૃષ્ટિથી અને એક સરખી શાસ્ત્રશૈલી અનુસાર પ્રવૃત્તિ કરી રહેલું હોવાથી જૈન વર્ગમાં સારી પ્રખ્યાતિ મેળવી શક્યું છે. અમુક વર્ષથી તો વર્તમાન સમાચાર ને વર્તમાન ચર્ચાના વિષયને લખવાનું પણ છોડી દીધું છે, કારણ કે એમાં કેટલીક વખત સ્વપરને કષાયના કારણોનો ઉદ્ભવ થતો જણાય છે. પ્રાયે શાસ્ત્રાનુસાર આત્મહિત કરે એવા લેખો લખવાનું તેમ જ તેવા લેખો આવે તેને જ દાખલ કરવાનું ધોરણ રાખ્યું છે, જેથી સર્વ પ્રકારે શાંતિનો અનુભવ થયા કરે છે.

પ્રારંભમાં ગત વર્ષમાં આવેલા લેખોનું સરવૈયું આપવામાં આવે છે કે જેથી લેખક મહાશયોને પોતે લખેલા લેખોનું સ્મરણ થાય, તેનું મહત્ત્વ સમજાય, આગળ વિશેષ લખવાનો ઉત્સાહ વૃદ્ધિ પામે અને અન્ય લેખકો પણ તે માર્ગે ચાલવા ઉત્કંઠિત થાય.

આ માસિકને અંગે હું તો પ્રારંભથી યથાશક્તિ સેવા કરતો આવ્યો છું, પરંતુ ત્યારપછી સ્વ૦ સન્મિત્ર કર્પૂરવિજયજીએ અને ભાઇશ્રી મોતીચંદે તેને ઉચ્ચ પંક્તિમાં લાવી મૂક્યું છે.

હાલમાં આચાર્યશ્રી વિજયપદ્મસૂરિ, મોહનલાલ દીપચંદ ચોકસી, ડૉ૦ ભગવાનદાસ મનસુખભાઇ મહેતા, રાજમલ ભંડારી, રાજપાળ મગનલાલ વહોરા તથા મુનિ વિદ્યાનંદવિજયજી, મુનિ પુણ્યવિજયજી અને મુનિ પ્રેમવિમળજીએ પણ સારો સાથ આપ્યો છે. સારા લેખકોના સુવાચ્ય ને ઉપદેશવાહક લેખો એ જ માસિકનો સાચો શૃંગાર છે.

ગત વર્ષમાં પદ્ય લેખો ૪૭, ધાર્મિક, નૈતિક તેમ જ સામાજિક ગદ્ય લેખો ૧૨૨ ને પ્રકીર્ણ ૧૧ એમ કુલ ૧૮૦ લેખો આપેલા છે. પદ્યલેખો ૪૭ માં ૭ મુનિ વિદ્યાનંદવિજયજીના, ૭ મુનિ ભદ્રાનંદના, ૫ સ્વર્ગવાસી મુનિરાજ શ્રી કર્પૂરવિજયજીના સીલકમાં હતા તેમાંથી, ૫ રાજમલ ભંડારીના, ૩ રાયચંદ મૂળજી પારેખના, ૨ મુનિ હેમેંદ્રસાગરના, ૨ શા અમૃતલાલ ગાવજીના, ૨ આચાર્ય વિજયપદ્મસૂરિના અને વિવિધ ૧૪ લેખકોના એકેક છે.

પદ્ય લેખોમાં આચાર્ય શ્રી વિજયપદ્મસૂરિના, મુનિ વિદ્યાનંદવિજયના, રાજમલ ભંડારીના તેમ જ મુનિ ભદ્રાનંદના લેખો ખાસ ધ્યાન ખેંચે તેવા છે. મુનિરાજ શ્રી કર્પૂરવિજયજીએ ૧૨ ભાવનાઓ લખવા માંડેલી તેમાંથી બે પુ. ૫૬ માં આવી છે, ૩ ગત વર્ષમાં આપી છે ને ૧ આ અંકમાં આપી છે, બાકીની ૬ તેઓશ્રી લખી શક્યા જણાતા નથી.

ગદ્ય લેખોમાં મોટી સંખ્યા તો મારી છે, કારણ કે મારું તો એ કાયમનું કાર્ય છે. જ્યારે કોઇપણ ઊર્મિ જાગે ત્યારે નાના નાના લેખ લખું છું. એવા લેખો ૨૮ છે. પ્રશ્નોત્તરો તો સતત લખાયા જ કરે છે. સીલકમાં પણ ઘણા રહેલા છે. એવા લેખો ૧૯ છે. અને એક આભાણુ ( કહેવત ) શતકના ભાષાંતરનો લેખ છે. કુલ ૪૮ લેખ છે.

આચાર્ય શ્રી વિજયપદ્મસૂરિના મૂળ લેખો તો ૩ છે, પણ તેના પેટા વિભાગ ૧૧ છે. આત્મશુદ્ધિકુલક ત્રણ અંકમાં આપેલ છે, શ્રી ગૌતમસ્વામી સ્તોત્ર પાંચ અંકમાં આપેલ છે અને અજિતશાંતિ સ્તવના જ છંદમાં લખેલા શ્રી સિદ્ધચક્ર સ્તોત્રના નવ વિભાગમાંથી અરિહંત, સિદ્ધ ને આચાર્ય એ ત્રણ પદના સ્તોત્ર અનુવાદ સાથે આપવામાં આવેલા છે. તેમાં વિશેષતા એ છે કે માગધી દરેક નામવાળા છંદની કૃતિ તેના છંદશાસ્ત્રાનુસાર બતાવવામાં આવી છે.

ભાઇ મોતીચંદે મુખ્ય ત્રણ મથાળા નીચે ૧૦ લેખો લખેલા છે. શ્રી આનંદઘનજીકૃત પદ ૫૫ મું ને ૫૬ મું એ બે અંકમાં આવેલ છે. વીરવિલાસ ત્રણ વિભાગે આવેલ છે અને મહાવીરસ્વામી અને ગૌતમસ્વામીવાળો લેખ ત્રણ અંકમાં આવેલ છે. એ રીતે દશની સંખ્યા થાય છે.

મોહનલાલ દીપચંદ ચોકસીના મુખ્ય બે પ્રભાવિક પુરુષના લેખ દશ અંકમાં આવેલ છે, ૭ અંકમાં જંબૂકુમારનો લેખ છે ને ૪ અંકમાં પ્રભવસ્વામીનો લેખ છે.

ડૉ. ભગવાનદાસ મનઃસુખભાઇ મહેતાનો તો પરમેષ્ઠી સ્તોત્રાંતર્ગત અરિહંત સ્તોત્ર વિવેચન સાથે નવ અંકમાં આવેલ છે. મુનિ પ્રેમવિમલના જુદા જુદા વિષય પર ૮ લેખ છે અને મુનિ પુણ્યવિજયજીના ૭ લેખ છે. તેમાં તાત્ત્વિક ને બોધક વચનસંગ્રહનો લેખ ૬ અંકમાં આવેલો છે ને એક લેખ ચોથા ને પાંચમા ગુણઠાણાને લગતો છે. રાજપાળ મગનલાલ વહોરાના ૬ લેખ છે, તેમા સુભાષિત વચનમાળાનો લેખ ૪ અંકમાં છે અને બાકીના બે બીજા છે. મુનિ વિદ્યાનંદવિજયજીના ૪ લેખમાં હિતકારી વચનોનો લેખ ૩ અંકમાં છે ને એક સજ્જનચિત્તવલ્લભ કાવ્યના ભાષાંતરનો લેખ છે. બે લેખ રાયચંદ મૂળજી પારેખ ચુમગીવાળાના છે અને બાકીના ૭ લેખ જુદા જુદા ૭ લેખકના છે. એ રીતે કુલ ૧૨૨ ગદ્ય લેખો છે.

પ્રકીર્ણ લેખો ૧૧ માં એક નવા વર્ષનો, ૩ પુસ્તકોની પહોંચના અને ૭ છૂટક છૂટક છે. આ બધા લેખો મારા લખેલા જ છે.

આ તો વ્યતીત વર્ષની વાત થઇ, હવે પ્રસ્તુત વર્ષના અંગે જણાવવાનું કે હું તો યથાશક્તિ સેવા કરવાનો છું એટલે પ્રશ્નોત્તર દરેક અંકમાં આવશે ને બીજા ઊર્મિ જાગે ત્યારે લખેલા બે બે લેખ દરેક અંકે આવશે. આચાર્ય શ્રીવિજયપદ્મસૂરિનો સિદ્ધચક્રસ્તોત્રનો લેખ બાકીના ૬ પદનો ૭ અંકમાં આવશે. ત્યારપછી તેઓશ્રી બીજા લેખ લખવા કૃપા કરશે.

ભાઇ મૌક્તિકે આનંદઘનજીનાં પદો વિવેચન સાથે લખવાનું શરૂ રાખ્યું છે. ૬ પદો તો આવેલા છે તે બે બે અંકમાં આવશે. ઉપરાંત વ્યવહારકૌશલ્યના નૂતન લેખો પણ ૨૫ મોકલ્યા છે તે અનુક્રમે દાખલ કરશું. ચોકસીએ તો પ્રભવસ્વામીનો લેખ પૂરો કરી શ્રી શય્યંભવસ્વામીનો લેખ શરૂ કર્યો છે. ડૉ. ભગવાનદાસ અરિહંત સ્તોત્ર પૂર્ણ કરી આગળ

બીજા પરમેષ્ઠીનું સ્તોત્ર લખશે. શ્રી રાજપાળ મગનલાલના લેખો પણ આવ્યા કરશે. મુનિ વિદ્યાનંદવિજયજી, પુણ્યવિજયજી, પ્રેમવિમળજીના લેખો તો સીલીકમાં છે જે યથાવકાશ દાખલ થયા કરશે. લેખોની આવક વધારે રહે છે અને નાખવામાં થોડા આવે છે તેથી કેટલાક લેખકબંધુઓને જગ્યાના અભાવે પૂરેપૂરો ન્યાય આપી શકાતો નથી. અત્યારે પુષ્કળ લેખો સીલીકમાં છે.

આપણી સભા પ્રત્યે અનુરાગ ધરાવનારા **સભાસદો** તથા **શ્રી જૈન ધર્મ પ્રકાશના ગ્રાહકોને** એક હકીકત ખાસ રોશન કરવાની કે–અત્યારે કાગળના ભાવ લગભગ ચોગણા થઇ ગયા છતાં માસિકનું લવાજમ વધારવાની કે ફારમ ઘટાડવાની વૃત્તિ પસંદ પડી નથી તેથી શ્રીમંત ગૃહસ્થોનો સહકાર મેળવી નિયમ પ્રમાણે ચાર ચાર ફારમ આપવાનું શરૂ રાખવાનું છે. શ્રીમંત ગૃહસ્થોના તથા સભાના સભાસદો તેમ જ શ્રી જૈન ધર્મ પ્રકાશના ગ્રાહકોના સહકાર માટે ગયા અંકની સાથે એક વિજ્ઞપ્તિ-પત્ર મોકલ્યું હતું. દરેક સભ્યને વ્યક્તિગત ન લખતાં સમગ્ર રીતે લખ્યું છે તો **આશા છે કે શ્રી જૈન ધર્મ પ્રકાશમાં રસ લેતા દરેક ગૃહસ્થો પોતાની શક્તિ અનુસાર પુષ્પપાંખડીરૂપ સહાય કરી કૃતાર્થતા અનુભવશે.**

સારું અને પૂરતું વાંચન આપવાની અભિલાષા કાયમ રહ્યા કરે છે. વર્તમાન સમય તો ભયોત્પાદક ને ઉપાધિપૂર્ણ જણાય છે, કાળનો તે પ્રભાવ છે, ભાની ભાવ બન્યા જ કરે છે પરંતુ પરમાત્માની કૃપાથી આપણે તો નિર્વિઘ્નપણે નવું વર્ષ વ્યતીત કરીએ તેવી શાસનદેવ પ્રત્યે નમ્રભાવે પ્રાર્થના કરીએ.

જૈનશાસન જયવંતું છે. શાસનના અધિષ્ઠાયકો જાગૃત છે તેથી જૈનતીર્થો, જૈનમંદિરો અને અન્ય ધર્મસ્થાનોને ઉપાધિ નહીં આવે એવો સંભવ છે.

અત્યારનો સમય સંસારના સ્વરૂપને યથાર્થ સમજનાર સુજ્ઞો માટે તો ખાસ ધડો લેવા લાયક છે, કારણ કે લાંબા વખતના ભેળા થયેલા પાપોનું અત્યારે પરિણામ જોવાય છે. લાખો મનુષ્યોનો અને કરોડોની મીલકતનો વિનાશ થાય છે. બીનઅપરાધી મનુષ્યો કમોતે મરે છે. ખાનગી મીલકતોનો પણ વિનાશ કરવામાં આવે છે. અત્યારે તો એવી સ્થિતિ થઇ પડી છે કે તેમાં ભલભલા ભાન ભૂલી ગયા છે. હિંદુસ્થાનને પણ ઉપાધિ પ્રાપ્ત થવાનો સંભવ છે, પરંતુ વિચક્ષણ મનુષ્યોની બુદ્ધિ પણ અત્યારે કામ કરી શકે તેમ નથી. સંસારની અનિત્યતા જ્ઞાની પુરુષોએ તો વારંવાર બતાવી છે અને તેનો વિશ્વાસ ન કરવા ઉપદેશ આપ્યો છે પરંતુ મોહાસક્ત જીવો તે શિક્ષાને અમલમાં મૂકી શકતા નથી. અત્યારે સુખી કોને કહેવો ! દ્રવ્યવાન્ તો વધારે ઉપાધિમાં પડ્યા છે. તેને જાળવવાની ચિંતા થઇ પડી છે. સામાન્ય સ્થિતિવાળાને આજીવિકાની મુશ્કેલી નજરે તરે છે. અત્યારે પરમાત્માનું શરણ ને સ્મરણ જ ઉપયોગી થાય તેમ છે. ક્ષણભંગુર ને ચપળા લક્ષ્મીનો ધર્મકાર્યોમાં સદ્વ્યય કરી તેની સાર્થકતા અનુભવી લેવી એ જ આજના યુદ્ધનો બોધપાઠ છે. સુજ્ઞને વિશેષ જણાવવાની જરૂર ન હોય જે મનુષ્ય મોહ પરાસ્ત કરશે તે કાંઇક આત્મ-શાંતિ અનુભવશે. બાકીના જીવોને તો શાંતિ શોધી મળી શકે તેમ નથી. સૌને નૂતન વર્ષ સુખદાયી નીવડો એ અભ્યર્થના સાથે વિરમું છું.

કુંવરજી

મહાન્ યોગી શ્રી આનંદઘનજીકૃત

# પદ સત્તાવનમું: અદ્ભુત નાટક ખેલ

( રાગ આશાવરી. )

દેખો એક અપૂરવ ખેલા;
આપહી બાજી, આપહી બાજીગર, આપ ગુરુ આપ ચેલા. દેખો૦ ૧

લોક અલોક બિચ આપ બિરાજિત, ગ્યાન પ્રકાશ અકેલા;
બાજી છાંડ તહાં ચઢ બૈઠે, જિહાં સિંધુ કા મેલા. દેખો૦ ૨

વાગ્વાદ ખટ નાદ સહુમેં, કિસકે કિસકે બોલા ?
પાહાણુ કો ભાર કાંહી ઉઠાવત, એક તારેકા ચોલા. દેખો૦ ૩

ષટ્પદ પદકે જોગ સિરિ ખસ, ક્યોં કર ગજ પદ તોલા?
આનંદઘન પ્રભુ આય મિલો તબ, મિટ જાય મનકા ઝોલા. દેખો૦ ૪

૧. એક અલૌકિક ખેલ તો જુઓ ! પોતે જ બાજી છે અને પોતે જ બાજીગર છે; પોતે:જ ગુરુ છે અને પોતે જ ચેલો છે.

૨. પોતે લોક અને અલોકની વચ્ચે બિરાજમાન થાય છે અને માત્ર જ્ઞાન પ્રકાશમય છે. બાજીને છોડીને ત્યાં જઇને બેઠા છે જ્યાં (સુખ) સમુદ્રનો સંબંધ-મેળ થાય છે.

૩. (અહીં તો) સર્વમાં બકવા અને કજીઆ જંજાળ છે. એમાં કોના બોલની વાત કરવી ? (ચેતન !) પથ્થરનો ભાર શા માટે ઊપાડે છે ? (અંતે તો) એક તારનો-એકવડો ચોલો જ છે. (બાકી પથ્થરનો ભાર છે.) અથવા એક તારનું-શ્વાસનું શરીર છે.

૪. ભમરાના પગ નીચે ચંપાઇ મરે છે, દબાઇ જાય છે અને યોગલક્ષ્મી ખસી

---

૧. દેખો-જુઓ. અપૂરવ-અસાધારણ-અલૌકિક. આપહી-પોતે જ. બાજીગર-બાજી જમાવનાર.

૨. લોક અલોક-જૈન ભૌગોલિક પારિભાષિક શબ્દ છે. વિવેચન જુઓ. બિચ-વચ્ચે. ગ્યાન-જ્ઞાન. સિંધુ-સમુદ્ર. અકેલા-નિ:કેવળ, એકલો. છાંડ-છાંડીને, છોડીને. મેલા-સંબંધ.

૩. વાગ્વાદ-બકવા. સહુમેં-સર્વમાં. બોલા-બોલવું. ખટ નાદ-છ રાગ, ખટરાગ, જંજાળ. કજીઓ. કિસકે કિસકે-કોનું કોનું, જેનું તેનું. પાહાણુકો-પથ્થરનો. એક તારેકા-એક તારના એકવડા અથવા એક શ્વાસોશ્વાસ. ચોલા-કડિયું (પહેરવાનું વસ્ત્ર).

૪. ષટ્પદ-ભમરો, ભ્રમર. જોગ-મન, વચન અને કાયાના યોગ. ખસ-ખસી જાય છે. ગજપદ-હાથીનું પગલું. આય-આવીને. તબ-ત્યારે. મનકા-મનના. પદકે-ચંપાઇ-મરે, દબાઇ જાય છે. સિરિ-શ્રી, લક્ષ્મી. ક્યોં કર-કેમ, શા માટે ? તોલા-તોળે છે, ઉપાડે છે, કાંટે ચઢાવે છે. મિલો-મળો. મીટ જાય-મટી જાય, દૂર થાય. ઝોલા-ભ્રમણા.

જાય છે; તો શા માટે હાથીના પગને તોલે છે-કાંટે ચઢાવે છે ! (આવા સંયોગમાં તો) હે આનંદઘન પ્રભુ ! આપ પોતે આવીને મળો તો મારા મનની ભ્રમણા મટી જાય.

**વિવેચન ૧**—અત્યારે ઘણા લોકોને નાટક-સિનેમા જોવાનો ખૂબ શોખ થાય છે અને વખત મળે અને પૈસા હોય તો તેનો લાભ લેવા ચૂકતા નથી. એવા પ્રાણીઓને ઉદ્દેશીને કહે છે કે અહીં તો ભારે અદ્ભુત નાટક ચાલી રહ્યું છે. એવું નાટક ચાલ્યું છે કે જેની સરખામણીમાં બીજું કોઇ નાટક ભાગ્યે જ મળી આવશે. આ અલૌકિક નાટક (Comoedia Divina)તરફ જુઓ, તમારે બીજા નાટક જોવાની જરૂર નહિ રહે, કારણ કે એમાં જે હકીકતો બને છે તે ખરેખર અસાધારણ છે; તમે કોઇ નાટકમાં એવી પાત્રઘટના કે સીનસીનેરી કદાપિ જોઇ નહિ.

આ નાટકમાં બાજી પણ પોતે છે અને બાજી ખેલનાર પણ પોતે છે. સાધારણ નાટકમાં સૂત્રધાર અલગ હોય છે અને પાઠ ભજવનાર અલગ હોય છે—અહીં તો બાજી પણ પોતે અને ખેલનાર પણ પોતે, રમત પણ પોતે અને રમતનો રમનાર પણ પોતે, પ્યાદા પણ પોતે અને પ્યાદાને ચલાવનાર પણ પોતે. આવી રીતે બાજી પણ પોતે અને બાજીગર પણ પોતે હોય એવી અદ્ભુત બાજી તમે ક્યાંય જોઇ છે ? આવો અપૂર્વ ખેલ તમે અન્યત્ર નીહાળ્યો છે ? આવો તદ્દન નૂતન પ્રકારનો પ્રયોગ તમે અવલોકયો છે ? છતાં એ ખેલ આખો વખત ખેલાઇ રહ્યો છે, તમે પોતે જ તેનાં કેન્દ્ર છો અને એ ખરી વાત છે.

નાટકમાં પાના (કાર્ડ) હોય છે, બાજીમાં પ્યાદાં કે સોગઠાં હોય છે પણ બન્નેમાં ખેલની વસ્તુ અને રમનારા જૂદાં હોય છે ત્યારે તેં પોતે જે બાજી માંડી છે તેમાં તો રમનાર અને રમત એક જ છે, બાજીનો માંડનાર અને બાજીની રમતનાં પ્યાદાં પોતે જ છે એ ભારે નૂતનતા છે, છતા અવલોકન અને પૃથક્કરણને અભાવે આપણે એને એ સ્વરૂપે જાણતા નથી.

દુનિયામા જન્મ્યા, ઉછર્યા, કેળવણી લીધી, વ્યાપાર કે નોકરી કરી, ધન કમાયા, ઘરબાર માંડ્યા, પરણ્યા, પસ્તાયા, સંતતિ થઇ, તેને પરણાવ્યા, વરઘોડા ચઢાવ્યા, ખરખરે ગયા, કોઇના વરઘોડામાં મહાલ્યા, કોઇની સ્મશાનયાત્રાએ ગયા, લાકડી લઇને ચાલ્યા, ઉંમરાનો ડુંગરો થયો, નોકરોથી કામ લીધું વિગેરે વિગેરે આખી બાજી પોતાની યાદ કરી જા. એ બાજી માંડનાર કોણ ? અને બાજીમાં પાઠ ભજવનાર કોણ ? એમાંની એક પણ રમત તારા વગર ચાલે છે ? અને એ આખી રમતમાં કેન્દ્રસ્થાને—મધ્ય વર્તુલે તું ન હો તો તારે તે બાજી સાથે લેવાદેવા પણ શી ? એમ તો અમેરિકા અને યુરોપમાં દરરોજ સેંકડો બાજી મંડાય છે, તારા ગામમાં કે પ્રાંતમાં હજારો બાજીઓ દરરોજ રમાયા કરે છે, અનેક વ્યક્તિની બાજીઓ હોય છે, પણ તારી બાજીનો માંડનાર પણ તું છે અને તારે તેની સાથે ખાસ સંબંધ છે. આ બાજીનો જેમ જેમ તું અભ્યાસ કરીશ, એના દાવમાં જેમ જેમ ઊતરીશ, એની વિગતોનું અને તેમાં મૂળોનું જેમ જેમ પૃથક્કરણ કરીશ તેમ તેમ તેમાંથી પણ મળશે, તે બાજી સાથે તારો તાદાત્મ્ય સંબંધ થઇ ગયો છે તે તારા ખ્યાલમાં આવશે અને એનો ખેલનાર તું જ છે એની તને ખાતરી થશે.

બાજી પૌદ્ગલિક હોઈ એ ક્યાંથી મંડાણી ? એની પછવાડે તેં શું કર્યું હતું ? એને તૈયાર કરવા માટે તેં કેવાં સારાં માઠાં કૃત્યો કર્યાં હતાં એ વિચારીશ એટલે એ બાજી, એનો કરનારો, એમાં ભાગ લેનારો અને એના કેન્દ્રમાં રમનારો હું–એ સર્વની વચ્ચેનો એકીભાવ તને સમજાશે.

પોતાની નાનકડી સૃષ્ટિનો પોતે વિધાયક છે, પોતે રમનાર છે અને આખા ચતુર્ગતિરૂપ સંસારને જમાવનાર અને સરજાવનાર પોતે જ છે એ અપૂર્વ વાત છે, એટલું જ નહિ પણ અશ્રુતપૂર્વ કે અજ્ઞાતપૂર્વ હોઇ અદ્ભુત છે. વસ્તુજ્ઞાન બતાવે છે કે કર્મોનો કરનાર પોતે છે, બાજી કર્મજન્ય છે, કર્મનો ભોક્તા પોતે છે, બાજી કર્મજન્ય હોઈ ખેલમાં તેને ઉતારે છે, ભોગવતી વખત કર્તાપણાના કાળનો ખ્યાલ ન હોય ત્યારે બાજી અને પોતાનો સંબંધ જાણતો ન હોવાથી વિભ્રમમાં પડે છે. યોગજ્ઞાન કે દિવ્યજ્ઞાન ન હોય તો પણ દ્રવ્યાનુયોગના જ્ઞાનથી એ બાજી અને બાજીગરની એકતા અનુભવી શકે છે.

એ વાત શીખવનાર પણ પોતે છે અને શીખનાર પણ પોતે છે. પોતે જ ગુરુ છે અને પોતે જ ચેલો છે. જ્ઞાન આપે તે ગુરુ એટલે ચેતન પોતે જ્ઞાનમય હોઇ જ્ઞાન આપનાર પણ એ જ થાય છે અને સામે બેસીને બાજીનું જ્ઞાન મેળવનાર પણ પોતે જ છે. વિશિષ્ટ દૃષ્ટિએ કોઈ કોઇને શીખવી શકતુ નથી. જ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમ પ્રમાણે જ્ઞાન મળે છે, ગુરુ તો નિમિત્તમાત્ર છે. એક ગુરુના દશ ચેલા વ્યવહારમાં હોય, એ દશેને ગુરુ એક સાથે જ્ઞાન આપે, છતાં દશેના જ્ઞાનમાં ફેરફાર ઘણો રહે છે એ બતાવે છે કે બાજીના ફેરફાર પ્રમાણે જ્ઞાનની તરતમતા હોય છે, તેથી જ્ઞાન પ્રાપ્ત કરાવનાર ગુરુ ખરેખર રીતે કોઇ પણ નથી, પણ પોતે તૈયાર કરેલી કર્મના ક્ષયોપશમરૂપ બાજી જ છે અને તેથી પોતે જ ગુરુ છે અને પોતે જ ચેલો છે. અને આ અપૂર્વ પ્રકારનો ખેલ છે.

આ વાતમાં જરા નિશ્ચય સ્વરૂપ ધ્યાનમાં રાખવાનું પ્રાપ્ત થાય છે અને તે દૃષ્ટિ આગળ જતાં આ પદમાં વધારે આવવાની છે, તેથી અહીં ખાસ ધ્યાન ખેંચવામાં આવે છે. વ્યવહારથી ગુરુ અને ચેલા એક હોઇ શકે નહિ, પણ એ વાતના મૂળ સુધી જતાં ચેતન પોતે જ ગુરુ છે અને પોતે જ ચેલો છે એમ લાગ્યા વગર રહે તેમ નથી. એમાં વ્યવહાર-ગુરુના કાર્યને સ્થાને મૂળ કારણ સુધી પહોંચતાં ત્યાં ગુરુ અને ચેલાનું મૂળ એક જ સ્થળે જડી આવશે અને ત્યાં ગુરુ શિષ્યભાવનો અભેદ દેખાશે અને તે અપૂર્વતા હોઇ ખાસ વિચારવા યોગ્ય છે અને તે મૂળગત હોઈ નિશ્ચય નયને અવલંબે છે. જેઓ બાજીમાં પડ્યા છે અને બાજી માંડીને બેઠા છે તે સર્વની આ દશા છે એમ સમજવું.

૨. આ બાજીથી પર–બાજી છોડી ગયેલાની જરા વાત કરી લઇએ. બાજી છોડી બાજીગર મટી જે એનાથી વિરામ પામ્યા છે તે લોક અને અલોકની વચ્ચે બેસે છે અથવા ત્યાં બિરાજમાન થઇ જાય છે. આખી બાજી તો લોકમાં મંડાય છે અને તેવા લોક ચૌદ રાજનું સ્વરૂપ લે છે. અધોલોક સાત રાજપ્રમાણ છે, ત્યાં મુખ્યત્વે નારક જીવો અને ભુવનપતિ તથા વ્યંતરદેવોની બાજી મંડાયલી હોય છે, સાતમાની ઉપરના ભાગમાં મર્ત્યલોક છે, તેમાં અસંખ્ય દ્વીપ સમુદ્રની વચ્ચે અઢીદ્વીપમાં મનુષ્ય લોકોની બાજી મંડાય છે, અને

ઉપરના સાત રાજમા જ્યોતિષ અને વૈમાનિક દેવોની બાજી મડાય છે આવી રીતે ચૌદ રાજલોકમા બાજી મડાયેલી છે અને બાજીગર એમાં ઉપર નીચે આડોઅવળો ભમ્યા કરે છે, પણ જ્યારે એ બાજી છોડી દે છે અને પોતે બાજીગર મટી જાય છે ત્યારે ચૌદ રાજલોકની ઉપર–લોકને છેડે એ બિરાજમાન થઈ જાય છે લોકને છેડે અલોક આવે, ત્યા અર્ધ ચદ્રાકાર સિદ્ધશિલા છે, તેની ઉપર એક યોજનાના ૨૪ ભાગ પૈકી છેલ્લા ચોવીશમા ભાગમા એ પૂર્વપ્રયોગથી જાય છે, ઊડી જાય છે, પહોચી જાય છે જેમ બાધેલ લાકડાની બેડ છૂટતા એ પાણી ઉપર સ્વત આવી જાય છે, તેમ કર્મબધનથી મુક્ત થતા ચેતન સંસારની ઉપર ચાલ્યો જાય છે ત્યા જવા માટે તેને પ્રયાસ કરવો પડતો નથી, પણ બધન છૂટી જવાનું એ અનિવાર્ય પરિણામ છે જેમ અટકાયતનો નાશ થતા લાકડુ વગરપ્રયાસે પાણી ઉપર ચાલ્યુ આવે છે, તેમ ગોઠવી રાખેલા બાણના પ્રયોગને તે અનુસરે છે અને ધનુષ્યમાથી છટકતા એ દૂર જાય છે બાજીમાથી છૂટ્યો એટલે બાજીની ઉપર એ પહોચી જાય છે એ ચૌદ રાજલોકને છેડે બાજી નથી કે રમત નથી, એટલે પોતે બાજીગર પણ મટી જાય છે ત્યારે ત્યા હોય છે શુ? તે વિચારીએ.

બાજીગર મટી જઈ એ લોક અને અલોકની વચ્ચે બિરાજમાન થાય છે ત્યારે એનામા માત્ર જ્ઞાનનો પ્રકાશ હોય છે અનત જ્ઞાન એ એનો સહભાવી ધર્મ–ગુણ હોઈ એ એની સાથે રહે છે અને પોતે જ્ઞાનમય થઈ જાય છે અથવા તો તે મૂળ સ્વરૂપે આવી જાય છે એની આખી બાજી બધ થઈ જાય છે અને એનુ બાજીગર તરીકેનું સ્વરૂપ પણ ખલાસ થઈ જાય છે જ્ઞાન આત્માનો ગુણ છે અથવા જ્ઞાનમય એ પોતે છે અને એના મૂળ સ્વરૂપે જ્યારે એ આવે છે ત્યારે એનો ખરો પ્રકાશ જામે છે, જણાય છે, જાજ્વલ્યમાન થાય છે અનતધર્માત્મક સત્સ્વરૂપ આત્મા જ્ઞાનરૂપ છે, જ્ઞાન એનો ગુણ છે અને જ્ઞાન ઉપાય પણ છે અને ઉપેય પણ છે અને તેમ છતા અનેકાતવાદમા એ વાતમા જરા પણ વિરોધ આવતો નથી નિશ્ચય દૃષ્ટિએ જોઈએ તો આત્મા પોતે જ જ્ઞાનપ્રકાશમય છે બાજી છોડી દે સંસારથી મુક્ત થાય, લોકને છેડે એક સમયમા પહોચી જાય ત્યા એનો જ્ઞાનપ્રકાશ તો કાયમ રહે છે, કારણ કે એ એનુ સાધ્ય છે અને સાધક છે, એ એનો ઉપાય છે અને ઉપેય છે, એ એનો ગુણ છે અને એ તન્મય બની જાય છે

આવા ચેતનરાજ જ્ઞાનપ્રકાશ છે, જ્ઞાનસ્વરૂપ છે, જ્ઞાનપ્રકાશમય છે અને તે ઉપ-રાત એ 'એકલા' છે, એનુ વ્યક્તિત્વ કાયમ છે અને કાયમ રહેવાનુ છે એ રાગદ્વેષથી મુક્તિ મેળવી જ્યારે બાજી છોડી લોકને અતે વાસ કરે છે ત્યારે ત્યા પણ એનુ વ્યક્તિત્વ રહે છે, એક મોટો ભડકો હોય તેમા એક વિસ્ફુલિંગ–તણખો મળી જાય એમ બનતુ નથી અથવા મોટા સમુદ્રમાથી જુદા પડેલા એક પાણીના ટીપાનો સમુદ્રમા પાત થતા તે સમુદ્રમય થઈ જાય છે અને પછી એનુ વૈયક્તિકપણું નાશ પામે છે એમ થતુ નથી પણ એ બીજા અનત આત્માથી અલગ–સ્વતત્ર વ્યક્તિરૂપે કાયમ રહે છે એનુ સ્વરૂપ સર્વસામાન્ય હોય અને અત્યારે પણ છે, પણ એનુ વ્યક્તિત્વ તો કાયમ રહે છે સંસા-રમા અહીંતહીં રખડતો હોય ત્યારે પણ એ વસ્તુત તો એકલો જ છે, પણ એને અનેક

પ્રાણી તથા પુદ્દગળ સાથેના સંબંધમાં આવવાનું બને છે, અને જ્યારે સર્વ સંબંધ છોડી, બાજીને છંડી-ત્યજી ઉપર જાય છે, ત્યારે એ ખરેખર ' અકેલો ' બને છે. આ રીતે સ્વરૂપે અભેદ હોવા છતાં એ વ્યક્તિરૂપે કાયમ રહે છે અને તેથી જૈનનો અનેકાંત પક્ષે ભેદાભેદ મત ' અકેલા ' શબ્દથી બતાવ્યો છે.

આ રીતે બાજી છોડી દઇને એ લોકને અંતે ચડી બેઠા છે એટલે ત્યાં ગયા છે એમ સમજવું. આપણે હાથી પર કે ઘોડા પર બેસીએ તેવી રીતે ત્યાં જવાનું નથી, પણ ઉપર જણાવ્યું તે પ્રમાણે પૂર્વપ્રયોગથી ચાલ્યો જાય છે. બાજી સાથે સરખામણી કરવા ' ચઢ બેઠે ' એ શબ્દનો ઉપયોગ કર્યો છે, ચેતનને ત્યાં જવા પ્રેરણા મળે માટે એ શબ્દનો ઉપયોગ છે, બાકી ત્યાં એનું ગમન ગતિપરિણામે સ્વતઃ જ થઇ જાય છે, એને ત્યાં જવા માટે ઇચ્છા, પ્રયત્ન કે પ્રયાસ કરવો પડતો નથી, પણ એ ત્યાં જાય છે તે હકીકત બતાવવા માટે એ ચઢી બેસે છે એવું વ્યવહારુ વાક્ય બતાવ્યું છે. અથવા ' અકેલા ' નો અર્થ નિષ્કેવળ કરીએ તો ત્યાં એ માત્ર જ્ઞાનસ્વરૂપ-જ્ઞાનપ્રકાશમય છે એ ભાવ તો સ્પષ્ટ જ છે. એ બાજી છોડીને એવી જગ્યાએ જાય છે કે જ્યાં સુખસમુદ્રનો એને મેળાપ થાય છે. સર્વ પ્રકારના વ્યાકુળપણાનો અભાવ ત્યાં હોઇ, અને એ જ્ઞાનના પરિણમનરૂપ હોઇ, પોતે અનંત શક્તિમય બને છે. વ્યવહારમાં તો ખાવા, પીવા, પહેરવાની અનુકૂળતાને સુખ માનવામાં આવે છે. આત્મિક સુખ વ્યાકુળતા રહિત છે અને બાજી છોડ્યા પછી તો અંત વગરનું છે. આ સુખસમુદ્રમાં અવગાહન કર્યા પછી જ્ઞાનમય આત્મા અનંત સુખનો આસ્વાદ કરે છે અને એ સુખ નિર્ભેળ અને અનંત હોઇ, દુનિયાની કોઇ ચીજ કે ભાવ સાથે અનુપમેય છે. આવી અદ્દભુત સ્થિતિ એને પ્રાપ્ત થાય છે, પણ એ બાજીગર અત્રે માંડેલી બાજી છોડી રમત પૂરી કરી, આ સિંધુ-સમુદ્રમાં અવગાહન કરે ત્યારે તેને એ મળે છે. અત્યારે તો એણે બાજી માંડી છે, બાજીગર પણ પોતે છે અને બાજી પણ પોતે છે, એને સમજનાર પણ પોતે છે અને છોડનાર પણ પોતે છે, એનો સારો ઉપયોગ કરી ઉપાય તરીકે તેનો લાભ લઇ પોતાનું સાધ્ય સિદ્ધ કરનાર પણ પોતે છે અને સાધ્ય સિદ્ધ થતાં એ બાજીને ફગાવી દેનાર પણ પોતે છે. આવો અપૂર્વ ખેલ એ ખેલી રહ્યો છે અને પોતે ગુરુ અને પોતે ચેલો બની રમત રમી રહ્યો છે, એની બાજીને જેમ ઓળખશો તેમ તેમાંથી નવી નવી જાણવા જેવી બાબતો મળી આવશે અને ચેતનને નવા નવા સ્વરૂપે ઓળખતા થશો. આ ઓળખવાની રીત દુર્ઘટ નથી. એક વાર પ્રયત્ન કરી મનને મજબૂત બનાવો, તેનું પરિશીલન કરો અને તેને આચરણમાં ઉતારવા પ્રયાસ કરો તો જે શ્રેણીએ ચઢી અનંત આત્માઓ લોકાગ્રે ગયા છે તેની પંક્તિમાં બેસવાનો લાભ તમે પણ પ્રાપ્ત કરી શકશો. માત્ર દઢ મનોબળ ને શુદ્ધ આધ્યાત્મિક જીવન જોઇએ. ( અપૂર્ણ )

મૌક્તિક



श्रीविजयपद्मसूरिविरचिताजितशान्तिस्तववृत्तानुसारि

# श्रीसिद्धचक्रस्तोत्रं

( સ્પષ્ટાર્થ સહિત )

( ગત વર્ષના પૃ૪ ૩૯૬ થી શરૂ )

## ૪ ઉપાધ્યાય પદ સ્તોત્ર

राग—सत्ते अ सया अजिअं० ॥

सज्झायगुणी पसमे, दव्वेणायरिए विदमे ।
मुणिपुज्जभद्दयकमे, वंदमि भंगनयाइगमे ॥ भुअगपरिरिंगिअयं ॥ १६ ॥

**સ્પષ્ટાર્થ**—શ્રી ઉપાધ્યાયજી મહારાજ-सज्झायगुणी=સ્વાધ્યાય એટલે વાચના, પૃચ્છના આદિ પાંચ પ્રકારના સ્વાધ્યાયરૂપ ગુણને ધારણ કરનાર છે. पसमे=ઉપશમ ગુણવાળા તથા दव्वेण=દ્રવ્યથી आयरिए=આચાર્ય કહેવાય છે. કારણ ઉપાધ્યાય મહારાજ ભાવીમાં આચાર્યપદની યોગ્યતાવાળા હોય છે માટે તે દ્રવ્ય નિક્ષેપથી આચાર્ય કહેવાય. તથા विदमे=સંપૂર્ણ રીતે ઇન્દ્રિયોને દમન કરનારા છે, તથા मुणिपुज्ज=મુનિવરોને સેવવા લાયક છે ને भद्दय=કલ્યાણ કરવામાં નિપુણ એટલે કુશળ છે कमे=ચરણકમળ જેમનાં અથવા ક્રમ એટલે કલ્યાણ કરનારી છે રીતભાત જેમની એવા છે. તથા भंगनयाइगमे=સપ્તભંગી આદિ ભંગ નૈગમાદિ નયો અને ગમ-અનેક અપેક્ષાવાદોને જાણનારા છે. અથવા ગમ-સાત નય વગેરે તત્ત્વના બોધવાળા છે. એવા શ્રી ઉપાધ્યાય ભગવંતોને હું वंदमि=વંદના-નમસ્કાર કરું છું. ॥ ૧૬ ॥

આ શ્લોકમાં ભુજગપરિરિંગિતક નામનો છંદ છે. તેનું લક્ષણ આ પ્રમાણે જાણવું-જેના પહેલા પાદમાં ને ત્રીજા પાદમાં ક્રમસર તગણ, ટગણ, લઘુઅક્ષર અને ગુરુ અક્ષર હોય અને બીજા પાદમાં તથા ચોથા પાદમાં ક્રમસર પગણ, ટગણ, બે લઘુ અક્ષર, એક ગુરુ અક્ષર હોય તે ભુજગપરિરિંગિતક નામનો છંદ કહેવાય.

राग—सोमगुणेहिं पावइ न तं० ॥

आगमविण्णे सुद्धचरणे गणहियरसिए ।
संसइखिण्णे गच्छसरणे सुहमइलसिए ॥
धम्मविहिण्णे जुत्तकरणे गुणचयतसिए ।
मग्गुणकिण्णे तित्थतरणे नयदुगमइए ॥ १७ ॥ खिज्जिअयं ॥

**સ્પષ્ટાર્થ**—વળી ઉપાધ્યાયજી મહારાજ आगमविण्णे=આગમના જ્ઞાની હોય છે, અને सुद्धचरणे=વિશુદ્ધ ચારિત્રને ધારણ કરનારા હોય છે. તથા गणहियरसिए=

ગણનું-ગચ્છનું હિત ચિંતવવામાં રસ( લાગણી )વાળા હોય છે. તથા संसहखिण्णे=સંસારથી ખેદ પામેલા હોય છે, તેમ જ गच्छसरणे=ગચ્છવર્તી મુનિસમુદાયને શરણ કરવા લાયક હોય છે, તથા सुहमइलसिए=શુભ મતિવડે દીપતા (શુભ મતિવાળા ) હોય છે, અને धम्मविहिण्णे=શ્રુતધર્મ અને ચારિત્રધર્મ એ બન્ને ધર્મની વિધિના જાણકાર હોય છે, वुत्तकरणे=આગમમાં કહેલી ક્રિયાને કરનારા હોય છે, गुणचयतसिए=ગુણવૃદ્ધિની ( ગુણોને વધારવાની ) તૃષાવાળા-આકાંક્ષાવાળા હોય છે, सग्गुणकिण्णे=સદ્‌ગુણોથી સંકીર્ણ-ભરેલા હોય છે. तित्थतरणे=સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા એ ચતુર્વિધ સંઘરૂપ તીર્થને તરવાના સાધનરૂપ ( નાવ સરખા ) હોય છે, અને नयदुगमइए=દ્રવ્યાર્થિક, પર્યાયાર્થિક અથવા દ્રવ્યનય, ભાવનય ઇત્યાદિ રીતે બે પ્રકારના નયોની વિચારણા કરવામાં બુદ્ધિવાળા હોય છે ( પરન્તુ એક નયવાદી-એકાન્તવાદી હોતા નથી ) એવા શ્રી ઉપાધ્યાયજી મહારાજને હું નમસ્કાર કરું છું. ॥ ૧૭ ॥

આ શ્લોક **ખિઘતક** નામના છંદમાં રચ્યો છે. તેનું લક્ષણ આ પ્રમાણે જાણવું. જે છંદના ચારે પાદમાં અનુક્રમે ભગણ, રગણ, નગણ, ભગણ, નગણ, એક લઘુ અક્ષર અને એક ગુરુ અક્ષર હોય, તથા જ્યાં દશમા અક્ષરે વીસામો લેવાતો હોય, વળી જેના ચારે પાદના છેલ્લા અક્ષરો યમકવાળા હોય તે '**ખિઘતક**' નામનો છંદ કહેવાય.

राग—तित्थयरप्पवत्तयं० ॥

सिरकणमेयदेसगे वयनियमरए ।
उत्तमजणपूइए कयमयविलए ॥
मेयपमेयमासिए हयकवडमए ।
मव्वे नमेह वायगे नियपरसुहए ॥ १८ ॥ ललिअयं ॥

**સ્પષ્ટાર્થ**—વળી તે શ્રી ઉપાધ્યાયજી મહારાજ-सिरकणमेयदेसगे=ગ્રહણશિક્ષા અને આસેવનશિક્ષા એ બે પ્રકારની શિક્ષાને સમજાવનારા છે. તથા वयनियमरए=પંચ મહાવ્રતોની સાધના અને ઉત્તમ નિયમો પાળવામાં અત્યંત ઉત્સાહવાળા છે. અને उत्तमजणपूइए=પ્રવર્ત્તક, ગણાવચ્છેદક, સ્થવિર વગેરે ઉત્તમ જનોવડે પૂજાએલા છે. તેમ જ कयमयविलए=જેમણે આઠ મદનો નાશ કર્યો છે એવા છે. અને मेयपमेयमासिए=શ્રુતના અને ચારિત્રના મૂળભેદોને તથા તેના ઉત્તરભેદો વગેરેને કહેનારા છે એટલે ભવ્યજીવોને સમજાવનારા છે. તથા हयकवडमए=જેમણે કપટ માયારૂપી હાથીને હણ્યો છે, એવા એટલે માયા રહિત છે, અને नियपरसुहए=પોતાને અને પર જીવોને આત્મિક સુખ આપનારા અથવા સ્વપરનું કલ્યાણ ચાહનારા એવા શ્રી वायगे=વાચક ભગવંતોને( ઉપાધ્યાયને ) मव्वे=હે ભવ્યજીવો ! તમે नमेह=નમસ્કાર કરો. ॥ ૧૮ ॥

આ શ્લોકની રચના લલિતક નામના છંદમાં કરી છે. તેનું લક્ષણ આ પ્રમાણે જાણવું. જેમાં શરૂઆતના ત્રણ પાદની અંદર ક્રમસર ચાર ટગણ, એક લઘુ અક્ષર, એક ગુરુ અક્ષર આવે, અને ચોથા પાદમાં અનુક્રમે ટગણ, તગણ, બે ટગણ, એક લઘુ અક્ષર અને એક ગુરુ અક્ષર આવે તે 'લલિતક' નામનો છંદ કહેવાય.

राग—विणओणयसिरि० ॥

ममयाहिविसपसरणट्ठमइभवियबोहए सुहए ।
सुयतोसियसुयगुणभवियणपवयणभावणे पवणे ॥
हयदुग्गइगमणकसायगणमयणवायगे सरमो ।
जिणसासणगयरयगयणविहासणभक्करे सययं ॥ किसलयमाला ॥१९॥

સ્પષ્ટાર્થ—વળી તે શ્રી ઉપાધ્યાયજી મહારાજ ममया=મમતારૂપી अहि=સર્પના विस=વિષના पसरण=પ્રસારથી–વિસ્તારથી–ફેલાવાથી णट्ठमइ=નાશ પામેલી મતિવાળા ( બેશુદ્ધ થયેલા ) भविय=ભવ્ય જીવોને बोहए=બોધ આપનારા છે. ( શુદ્ધિમાં આણનાર છે. ) તથા सुहए=તેમના કહ્યા મુજબ વર્તનારા જીવોને સુખ આપનારા છે. તથા सुयतोसियसुयगुणभवियण=જેઓ માર્ગાનુસારિતાદિ ગુણોને ધારણ કરનારા ભવ્યજીવોને શ્રુતજ્ઞાન દઇને પરમ સંતોષે છે. એટલે ઉપાધ્યાયજી ભાવદયાના ભંડાર હોય છે ને તમામ જીવો પરમ સંતોષ ગુણને પામીને ધર્મારાધન કરી પરમ સુખમય મોક્ષને પામે એવી ભાવનાવાળા હોય છે. તથા पवयणभावणे=પ્રવચનની (જૈન શાસનની) भावणे=પ્રભાવના–ઉન્નતિ કરવામાં पवणे=તત્પર હોય છે અને ઉપદેશ દઇને શ્રી જિનશાસની ઉન્નતિ કરાવે છે, કરતા હોય તેની અનુમોદના કરે છે. તથા दुग्गइगमण=દુર્ગતિમાં ગમન કરાવનાર જે कसायगण=કષાયોનો સમૂહ અને मयण=કામદેવ એ સર્વને જેમણે हय=હણી નાખ્યા છે એવા છે, તથા जिणसासण=જૈન શાસનરૂપી गयरय=રજરહિત–નિર્મળ गयण=ગગનમંડળને–આકાશને विहासण=સારી રીતે પ્રકાશિત કરવામાં એટલે વિકસ્વર બનાવવામાં भक्करे=ભાસ્કર–સૂર્ય જેવા જે ઉપાધ્યાયજી છે એવા वायगे=ઉપાધ્યાય મહારાજને અમે सययं=નિરન્તર सरमो=સ્મરણ કરીએ છીએ. ॥ ૧૯ ॥

આ શ્લોકની રચના કિસલયમાલા છંદમાં કરી છે. તેનું લક્ષણ આ પ્રમાણે જાણવું. જેમાં દરેક પાદમાં સત્તાવીશ માત્રા હોય, ને અનુક્રમે પાંચ ટગણ, જગણ, ૧ લઘુ અક્ષર અને ૧ ગુરુ અક્ષર આવે તે 'કિસલયમાલા' નામનો છંદ જાણવો.

राग—असुरगरुलपरिवंदिअं० ॥

निरुवमपयणपरूवणे, दूमणाइपरिवज्जणे ॥
बंधमोक्खाइपभासणे, णममि वायगगुरू सया ॥ सुमुहं ॥ २० ॥

**સ્પષ્ટાર્થ**—તે શ્રી ઉપાધ્યાયજી મહારાજ–**निरुवमवयणपरूवणे**-શ્રી અરિહંત પ્રભુના આગમનાં નિરૂપમ વચનોને સમજાવે છે અને **दूसणाइपरिवज्जणे** નિર્મલ સંયમાદિની સાધનામાં લગાર પણ દોષ લગાડતા નથી. તથા **बंधमोक्खाइयभासणे**=બંધ-મોક્ષ વિગેરે તત્ત્વોને દેશના દઈને જણાવે છે એવા **वायगगुरू**=શ્રી વાચક ગુરુવર્યોને (શ્રી ઉપાધ્યાય ભગવંતોને) હું **सया**=નિરન્તર **णममि**=નમસ્કાર કરું છું. ॥ ૨૦ ॥

આ શ્લોકની રચના **સુમુખ** છંદમાં છે. તેનું લક્ષણ આ પ્રમાણે જાણવું— જે છંદમાં પહેલા પદની અંદર અનુક્રમે ૨ લઘુ અક્ષરવાળા ચગણ, ૧ ટગણ, ૧ લઘુ અક્ષર, ૧ ગુરુ અક્ષર હોય, ને બીજા પાદમાં અનુક્રમે ૨ તગણ, ૧ લઘુ અક્ષર, ૧ ગુરુ અક્ષર હોય. તથા ત્રીજા પાદમાં ૧ પગણ, ૧ ટગણ, ૧ લઘુ અક્ષર, ૧ ગુરુ અક્ષર હોય. તેમ જ ચોથા પાદમાં ૨ ચગણ, ૧ ટગણ, ૧ લઘુ અક્ષર અને ૧ ગુરુ અક્ષર હોય તે **સુમુખ** નામનો છંદ જાણવો. અહીં દરેક પાદમાં ૧૩-૧૩ માત્રા હોય છે. વિશેષ બીના પ્રાકૃત સ્તોત્ર પ્રકાશમાં જણાવી છે.

**॥ ઈતિશ્રી ઉપાધ્યાયપદ વર્ણનાભિધાનશ્ચતુર્થઃ પ્રકાશઃ ॥**



## ∴ દિવ્ય પ્રભાત ∴



શાં દિવ્ય પ્રભાત, એ દિવ્ય પ્રભાત—
અંતર્યામી તુમ દરબારે, નજરે દીઠાં દિવ્ય પ્રભાત...દિવ્ય પ્રભાત...શાં દિવ્ય પ્રભાત.
તિમિરદળ ચોગરદમ ફેલાયું, નજર કરું ત્યાં કાળું કાળું,
વસમી થઇ પડી વાટડી, ત્યાં તો દીઠાં દાદા તુમ દરબારે;
સુવર્ણમય ને દિવ્ય પ્રભાત...દિવ્ય પ્રભાત......શાં દિવ્ય પ્રભાત.
ઉલૂક ધ્વનિ વચ્ચે ભેદે શાન્તિ, રેલે ભીષણતા ને ભ્રાન્તિ,
અને રજની આખી અંધારી, ત્યાં દીઠાં દાદા તુમ દરબારે;
મંગળમય ને દિવ્ય પ્રભાત...દિવ્ય પ્રભાત......શાં દિવ્ય પ્રભાત.
નિદ્રામાંહે જગ બધું ઘોરે, પંથીજન આ ચડ્યો ચગડોળે,
મળે વિસામો એને કઇ પોળે, ત્યાં દીઠાં દાદા તુમ દરબારે;
મંગળ વાજાં દિવ્ય પ્રભાત...દિવ્ય પ્રભાત......શાં દિવ્ય પ્રભાત.
શીતાંગ કરે છે મંદ સમિર આ, તમરું નાદ ભેદે કર્ણ પડદા,
મારગ ક્યાંઈ ના મળતા, ત્યાં દીઠાં દાદા તુમ દરબારે;
અમર આશાભર્યા દિવ્ય પ્રભાત...દિવ્ય પ્રભાત...શાં દિવ્ય પ્રભાત.
લાલ પીળાં ને અમીય ઝરણાં, મધુર પ્રભાત એ શામનાં હરણાં,
એ સાચી વાતનાં સમણાં, એવાં દીઠાં તુમ દરબારે;
દાદા મેં તો દિવ્ય પ્રભાત...દિવ્ય પ્રભાત......શાં દિવ્ય પ્રભાત.

કોઠારી ચમનલાલ જીવરાજ—પાલણપુર.

# શ્રી શાંતિનાથના સ્તવનમાં કર્ત્તાએ કરેલો પરમાત્મા સાથે પોતાનો મુકાબલો

શ્રી શાંતિનાથ પ્રભુ ! હું તમારા ગુણનો રાગી થયો છું, પરંતુ તમે તો નિરાગી છો એટલે મારો ને તમારો મેળ કેમ મળશે ?

મારાને તમારામાં કેટલો તફાવત છે ? તે હું જણાવું છું:—

૧ હું ક્રોધરૂપ કષાયથી ભરેલો છું અને **તમે** તો ઉપશમ રસના સમુદ્ર છે.

૨ હું અજ્ઞાનથી આવરિત છું અને **તમે** તો કેવળજ્ઞાનરૂપી લક્ષ્મીને વરેલા છે.

૩ હું તો વિષયરસની આશાવાળો છું અને **તમે** તો તેવિષયબુદ્ધિને જ નિરાશ કરી છે.

૪ હું તો કર્મના ભારથી ભારેલો છું અને **તમે** તો તેનો ભાર ઊતાર્યો છે.

૫ હું તો મોહને વશ પડેલો છું અને **તમે** તો મોહને જ હણી નાખ્યો છે.

૬ હું ભવસમુદ્રમાં ખૂચી ગયેલો છું અને **તમે** તો શિવમંદિરમાં પહોંચી ગયા છો.

૭ **મારી** ઉપર તો જન્મ મરણનું જોર છે અને **તમે** તો તેનો દોર તોડી નાખ્યો છે.

૮ **મારું** પડખું રાગ છોડતો જ નથી અને **તમે** તો વીતરાગ થયા છો.

૯ **મને** માયાએ પોતાના પાશમાં બાંધી લીધો છે અને **તમે** તો સર્વ બંધનથી રહિત અવિનાશી થયા છો.

૧૦ હું તો સમકિતથી પણ અધૂરો છું અને તમે તો સર્વ જ્ઞાન, દર્શન ને ચારિત્રથી પરિપૂર્ણ છો.

૧૧ **મારે** તો તમે એક જ સ્વામી છો અને **તમારે** તો મારી જેવાં અનેક સેવકો છે.

૧૨ હું તો મનમાંથી માનને મૂકતો નથી અને **તમે** તો માન રહિત ભગવાન થયા છો.

૧૩ **મારું** કર્યું કાંઇ થઇ શકે તેમ નથી અને **તું** તો રાંકને પણ રાજા કરી શકે છે.

આ પ્રમાણે હોવાથી હું અરજ કરું છું કે મારો મુજરો સ્વીકારો અને એક વાર મીઠી નજરથી મારા તરફ જુઓ એટલે હું તમારી જેવો થઇ જઇશ, પછી નિરંતર તમારા ગુણનું જ ગાન કરીશ.

આ સ્તવનના કર્તા **શ્રી ઉદયરત્ન** કહે છે કે હું તો એટલું જ માગું છું કે ભવોભવમાં મને **તમારા ચરણની સેવા** પ્રાપ્ત થજો.

**સાર**—આ સ્તવનનું રહસ્ય એ છે કે-હે પ્રભુ ! મારામાં કોઇ પણ એવા ગુણો નથી કે જેથી હું આપની પાસે મારા ઉદ્ધારની વિનતિ કરી શકું, પરંતુ મને આપના ગુણ પ્રત્યે રાગ થયો છે તેથી હવે જો આપ મારી તરફ નજર કરો તો જરૂર મારો ઉદ્ધાર થાય એમ હું માનું છું. કુંવરજી




શ્રી મહાવીર જૈન વિદ્યાલયના રજત મહોત્સવ સંબંધી અંકમાં ઉપરના મથાળાવાળો એક લેખ ભાઇ મોતીચંદ ગિરધરલાલે લખેલો છપાણો છે, તે વાંચતાં આનંદ થાય છે. એમાં જણાવેલ સાચા આનંદની, સાચા સુખની અને સાચા અભ્યુદયની ચાવી તરીકે વિદ્યાવ્યાસંગ એટલે કે વિદ્યાનો પરિચય, વિદ્યા તરફની અભિરુચિ, વિદ્યાની વારંવાર સ્મૃતિ કહી છે. એ ચાવી અમોઘ તેમ જ અમૂલ્ય છે. હું મારા જાતિઅનુભવથી કહું છું કે બાલ્યાવસ્થાથી જેને વિદ્યા તરફની અભિરુચિ જાગેલી હોય છે તેને ખાતાં, પીતાં, સૂતાં, બેસતાં, ચાલતાં, હાલતાં તેમ જ ઊંઘમાં પણ તેની જ સ્મૃતિ થયા કરે છે. તે સર્વત્ર વિદ્યા, વિદ્યા ને વિદ્યાને જ જુએ છે. જ્ઞાન, જ્ઞાન ને જ્ઞાન ઉપર જ તેને પ્રેમ ઉપજે છે, તેના ફળ તરીકે સદાચાર, વિવેક અને વિનયને જ તે પોતાના અંતરમાં સ્થાપન કરે છે અને જ્યાં જાય ત્યાં તે તેનો જ ઉપદેશ કરે છે. લૌકિક ધનની તે સ્પૃહા કરતો નથી, ધનતૃષ્ણાને વર્જ્ય ગણે છે અને સાચું અને પ્રધાન ધન વિદ્યાધન જ માને છે. તેને મેળવવા, તેમાં વૃદ્ધિ કરવા, તેને જાળવી રાખવા તે સતત પ્રયત્નશીલ રહે છે, એમાં જ એને આનંદ ઉપજે છે, અન્ય સાંસારિક આનંદને તે તુચ્છ ગણે છે.

વિદ્યાવ્યાસંગ વિનાના મનુષ્યો ધન મેળવવામાં, સ્ત્રીસંસર્ગમાં, બાળકને રમાડવામાં, સારા ખાનપાનમાં, સિનેમા તથા નાટકો જોવામાં ઇત્યાદિ પૌદ્‌ગલિક ભાવોમાં આનંદ માને છે, જ્યારે વિદ્યાવ્યાસંગી મનુષ્ય તે આનંદને અલ્પ, તુચ્છ, વિનાશી, સાચા સુખની ભ્રાંતિવાળો અને પરિણામે દુઃખ ઉપજાવનાર માને છે, કારણ કે સંસારના સંયોગ માત્ર વિયોગાંતવાળા છે. એટલે તેની પ્રાપ્તિથી–સંયોગથી થતું સુખ અવશ્ય અલ્પ કાળમાં વિનાશ પામનાર છે એ ચોક્કસ છે. એમ હોવાથી જ પારાવાર પૌદ્‌ગલિક સુખને પામ્યા છતાં સુજ્ઞ, વૈરાગી અને માર્ગાનુસારી મનુષ્યો તેનો ત્યાગ કરે છે, તેના ત્યાગમાં જ ખરો આનંદ માને છે અને તે સાચે સાચી હકીકત છે. એવા સમજપૂર્વકના ત્યાગથી પ્રાપ્ત થતું સુખ અવિનશ્વર છે, વૃદ્ધિ પામનારું છે અને આત્મિક છે.

આવા સાચા સુખને, સાચા આનંદને અને સાચી મોજને મેળવવા ઇચ્છનારે પૌદ્‌ગલિક સુખમાં આસક્ત થવું નહીં અને વહેલું કે મોડું તેને તજી દેવાની જ ભાવના રાખવી. આ પરિણામ વિદ્યાવ્યાસંગી જ પ્રાપ્ત કરી શકે છે. સદરહુ લેખકે તો તે લેખમાં ઘણો વિસ્તાર કર્યો છે, મેં તો માત્ર તેનું રહસ્ય જ અહીં દાખલ્યું છે.

કુંવરજી

# प्रश्नोत्तर

( પ્રશ્નકાર:—ભાઈ દેવચંદ કરશનજી—રાંધણપુર )

**પ્રશ્ન ૧**—સાતે નરકના ૪૯ પ્રતરોમાં જે શરીરપ્રમાણ ને આયુષ્ય કહેલ છે તે પ્રમાણે દરેક પ્રતરે દરેક નારકી જીવોનું એકસરખું જ હોય કે કેમ?

**ઉત્તર**—દરેક પ્રતરે શરીરપ્રમાણ ને આયુષ્યમાં તરતમતા હોય, કેમ કે તેનું જઘન્ય ઉત્કૃષ્ટપણું કહ્યું છે તેથી મધ્યમ અનેક પ્રકારે હોય.

**પ્રશ્ન ૨**—નારકી અને દેવતા બંનેનું શરીરપ્રમાણ ઉપજતાં એક અંતર્મુહૂર્તમાં જેટલું થઈ જાય તેટલું ચ્યવન પર્યંત હોય?

**ઉત્તર**—એટલું જ હોય. તેથી વધઘટ થાય નહીં.

**પ્રશ્ન ૩**—નારકી જીવોમાં સમકિતી ને મિથ્યાત્વી જીવોને વેદના સરખી હોય કે ઓછીવત્તી હોય?

**ઉત્તર**—શારીરિક વેદના તો પ્રાયે સરખી હોય, પરંતુ માનસિક વેદના મિથ્યાત્વી કરતાં સમકિતીને વધારે હોય. તે પૂર્વભવે કરેલા પાપોનો પશ્ચાત્તાપ ર્ક્યા કરે છે તેથી મનથી વધારે વેદે છે.

**પ્રશ્ન ૪**—સ્ત્યાનર્દ્ધિ નિદ્રા ચારે ગતિમાં ઉદયમાં હોય?

**ઉત્તર**—નરકગતિ ને દેવગતિમાં ન હોય, મનુષ્ય ને તિર્યંચગતિમાં હોય.

**પ્રશ્ન ૫**—નારકી જીવો સમયે સમયે ૭-૮ કર્મ બાંધે?

**ઉત્તર**—ચારે ગતિના દરેક જીવો સમયે સમયે સાત આઠ કર્મ બાંધે.

**પ્રશ્ન ૬**—સાતે નારકીનાં નામ ને ગોત્ર શાશ્વતાં છે?

**ઉત્તર**—સાતે નારકીનાં મૂળ નામ ને ગોત્રના નામ શાશ્વત છે.

**પ્રશ્ન ૭**—નારકીમાં હુંડક સંસ્થાન છે તે દરેક જીવોને સરખું હોય?

**ઉત્તર**—દરેકને સરખું ન હોય, અનેક પ્રકારની તરતમતાવાળું હોય. પહેલી નરક કરતાં સાતમી નરકના નારકી જીવોનું સંસ્થાન અત્યંત કનિષ્ઠ હોય.

**પ્રશ્ન ૮**—ચારે પ્રકારના દેવોનું સમચતુરસ્ર સંસ્થાન હોય છે તે બધા દેવોનું સરખું હોય કે તરતમતાવાળું હોય?

**ઉત્તર**—સરખું ન હોય. એ નામકર્મની પ્રકૃતિ છે. તેના ઉદય પ્રમાણે તરતમતાવાળું હોય. વ્યંતરદેવો કરતાં અનુત્તર વિમાનના દેવોનું અત્યંત સુંદર હોય.

**પ્રશ્ન ૯**—અભવ્ય જીવો આઠ કર્મની ઉત્તરપ્રકૃતિ કેટલી બાંધે?

ઉત્તર—એ જીવો કાયમ મિથ્યાત્વ ગુણઠાણે વર્તતા હોવાથી તે ગુણઠાણા પ્રમાણે તેને ચારે ગતિમાં ઉત્તરપ્રકૃતિનો બંધ સમજવો.

પ્રશ્ન ૧૦—નિગોદમાંથી એટલે અવ્યવહારરાશિમાંથી નીકળેલા જીવો વ્યવહારરાશિમાં આવીને પાછા અવ્યવહારરાશિમાં જાય ત્યારે અવ્યવહારીની સાથે એક નિગોદ( શરીર )માં ઉત્પન્ન થાય કે જુદી જ નિગોદમાં ઉત્પન્ન થાય ?

ઉત્તર—અવ્યવહારીઆની સાથે એક જ નિગોદમાં ઉત્પન્ન થાય, પણ તે વ્યવહારીઆ કહેવાય અને અમુક કાળે તેમાંથી નીકળી જાય.

પ્રશ્ન ૧૧—સાતમી નરકના જીવો મનુષ્યગતિનો બંધ કેમ કરતા નથી ?

ઉત્તર—મનુષ્યગતિના બંધ યોગ્ય શુભ અધ્યવસાયસ્થાન તે જીવોને હોતા નથી તેથી તે મનુષ્યગતિ કે મનુષ્યનું આયુ બાંધતા નથી.

પ્રશ્ન ૧૨—તેઉકાય ને વાયુકાયના જીવો શા કારણે મનુષ્યગતિમાં ઉપજતા નથી?

ઉત્તર—તેઉકાય ને વાયુકાયના જીવો કાયમ અવ્યક્તપણે હિંસક હોવાથી મનુષ્યગતિમાં જવા યોગ્ય શુભ અધ્યવસાય તેને હોતા નથી તેથી તે મનુષ્યગતિનો બંધ કરતા નથી અને મનુષ્યમાં ઉપજતા નથી.

પ્રશ્ન ૧૩—એકેંદ્રિય જીવોને સ્ત્યાનર્દ્ધિ નિદ્રાનો ઉદય હોય?

ઉત્તર—ન હોય. એ નિદ્રાનો ઉદય મનવાળા જીવોને જ હોય.

પ્રશ્ન ૧૪—પ્રદેશબંધમાં જે દળિક હોય તેમાં રસ હોય ?

ઉત્તર—રસ વિનાના પ્રદેશો કે દળિકો હોય જ નહીં. દરેક કર્મપરમાણુ રસવાળા જ હોય, રસની તરતમતા હોય છે અને તે ગ્રહણ કર્યા પછી તેમાં વધારો ઘટાડો પણ થાય છે.

પ્રશ્ન ૧૫—આયુષ્ય બંધાય ત્યારે જ સોપક્રમી ને નિરુપક્રમી બંને પ્રકારનું બંધાય કે કેમ ?

ઉત્તર—બંને પ્રકારનું બંધાય. તેમાં પણ અપવર્તનીય ને અનપવર્તનીય એવા બે પ્રકારનું હોય. અનપવર્તનીય આયુને ઉપક્રમ લાગે છતાં તેની અપવર્તના ન થાય.

પ્રશ્ન ૧૬—એક નિગોદમાં રહેલા અનંતા જીવો બધા એક સાથે જ ચ્યવે ને નવા ઉપજે ?

ઉત્તર—એક નિગોદમાં રહેલા અનંતા જીવોનો અસંખ્યાતમો ભાગ પ્રત્યેક સમયે આયુ પૂર્ણ થવાથી ચ્યવે ને નવા જીવો ઉપજે. અસંખ્યાતા સમયે બધા જીવો બદલાઇ જાય.

પ્રશ્ન ૧૭—એક નિગોદમાં રહેલા બધા જીવોના આઠે કર્મ સરખાં હોય ?

ઉત્તર—સરખી સ્થિતિનાં ન હોય, ઓછીવત્તી સ્થિતિનાં હોય.

પ્રશ્ન ૧૮—દરેક નિગોદમાં અનંતા જીવો હોય તે બધા નિગોદમાં સરખા જ હોય કે ઓછાવત્તા હોય ?

ઉત્તર—સહજ ઓછાવત્તા હોય, મોટો ફેરફાર ન હોય.

પ્રશ્ન ૧૯—દરેક નિગોદમાં ઉપજતા જીવો અવ્યવહારરાશિના જ હોય કે વ્યવહારરાશિના પણ હોય ?

ઉત્તર—વ્યવહારરાશિમાં આવેલા પણ હોય, પરંતુ તે વ્યવહારીઆ કહેવાય અને અમુક કાળે તેમાંથી નીકળી વ્યવહારરાશિમાં આવે.

પ્રશ્ન ૨૦—કયા કર્મના ઉદયથી દશ પ્રકારના યતિધર્મની પ્રાપ્તિ થાય ?

ઉત્તર—પ્રત્યાખ્યાનાવરણ કષાયના ક્ષયોપશમથી યતિધર્મની પ્રાપ્તિ થાય.

પ્રશ્ન ૨૧—કયા કર્મના ઉદયથી બાહ્ય અભ્યંતર તપ થઈ શકે ?

ઉત્તર—વીર્યાંતરાય અને અપ્રત્યાખ્યાનાવરણ કષાયના ક્ષયોપશમથી બાહ્ય અભ્યંતર તપ થઇ શકે.

પ્રશ્ન ૨૨—મનુષ્યનું આયુ કેવા અધ્યવસાયથી બાંધે ?

ઉત્તર—એને માટે આયુબંધની ચારે ગતિ આશ્રયી ગાથાઓ કર્મગ્રંથમાં છે, તે વિચારો. યુગલિક ને સંમૂર્છિમ મનુષ્યનું આયુ બાંધવાનાં તેમાં જુદાં કારણો બતાવ્યાં નથી તે ગુરુગમથી જાણવાં.

પ્રશ્ન ૨૩—પહેલી, બીજી, ત્રીજી વિગેરે નરકનું આયુ કેવા અધ્યવસાયથી બાંધે ?

ઉત્તર—એને માટે પણ ઉપર જણાવેલી ગાથાઓ વાંચો અને ઉપર ઉપરની નરકના આયુ માટે અશુભ અધ્યવસાયની તીવ્રતા હોય એમ સમજો.

પ્રશ્ન ૨૪—એકેંદ્રિય, વિકલેંદ્રિય તેમ જ તિર્યંચપંચેંદ્રિયનું આયુષ બાંધવાનાં કારણો જણાવો.

ઉત્તર—એને માટે ખાસ જુદાં કારણો મારા વાંચવામાં આવ્યાં નથી.

પ્રશ્ન ૨૫—મનુષ્ય યુગલિકની જેમ તિર્યંચ યુગલિકને પણ એક વખત જ ગર્ભ રહે કે કેમ ?

ઉત્તર—એક વખત જ ભવના પ્રાંતભાગે ગર્ભ રહે.

પ્રશ્ન ૨૬—પાંચે પ્રકારના તિર્યંચો યુગલિક હોય ?

ઉત્તર—સ્થળચર ચતુષ્પદ ને પક્ષીઓ એ બે પ્રકારના તિર્યંચો જ યુગલિક હોય, બીજા ત્રણ પ્રકારના ન હોય.

પ્રશ્ન ૨૭—મહાવિદેહમાં ચોથો આરો કેટલા પ્રમાણનો હોય ?

ઉત્તર—મહાવિદેહના ચોથા આરાના પ્રારંભના ભાવ કાયમ જ હોય છે. એને માટે કાળના પ્રમાણુનો નિયમ છે જ નહીં.

પ્રશ્ન ૨૮—મહાવિદેહક્ષેત્રમાં તિર્યંચની કાયાની ઉત્કૃષ્ટ અવગાહના કેટલી હોય?

ઉત્તર—અહીં ભરત ઐરવતમાં ચોથા આરાના પ્રારંભમાં હોય તેટલી ત્યાં કાયમ હોય.

પ્રશ્ન ૨૯—ભરત ઐરવતક્ષેત્રમાં પહેલા, બીજા ને ત્રીજા આરામાં મનુષ્ય યુગલિકની જન્મતી વખત કાયા કેટલા પ્રમાણવાળી હોય ?

ઉત્તર—એનું ચોક્કસ પ્રમાણ જાણ્યું નથી, પરંતુ પહેલા આરામાં ૪૯ દિવસે, બીજા આરામાં ૬૪ દિવસે ને ત્રીજા આરામાં ૭૯ દિવસે તે આરાના પ્રમાણ પૂરતી કાયા થઈ જાય.

પ્રશ્ન ૩૦—મહાવિદેહક્ષેત્રમા ચોથા આરાના પ્રારંભમાં ભાવ કાયમ હોય છે તે ચોથો આરો અવસર્પિણીનો સમજવો કે ઉત્સર્પિણીનો સમજવો ?

ઉત્તર—અવસર્પિણીનો સમજવો.

પ્રશ્ન ૩૧—મહાવિદેહક્ષેત્રમાં સર્વ તીર્થંકરોનું આયુષ્ય ને શરીરપ્રમાણ સરખું જ હોય કે ઓછુંવત્તું હોય?

ઉત્તર—બધા તીર્થંકરોનું આયુષ્ય ચોરાશી લાખ પૂર્વનું જ હોય. અન્ય મનુષ્યોનું ઉત્કૃષ્ટ આયુ ક્રોડપૂર્વનું હોય. તીર્થંકરોનું શરીર પાંચશે ધનુષ્યનું હોય.

પ્રશ્ન ૩૨—મહાવિદેહક્ષેત્રમાં મુનિને કેટલાં મહાવ્રત હોય?

ઉત્તર—કાયમ માટે ત્યાં ચાર મહાવ્રત હોય.

પ્રશ્ન ૩૩—મહાવિદેહક્ષેત્રમાં ચૌદપૂર્વી સર્વ મુનિઓને આહારકલબ્ધિ હોય?

ઉત્તર—બધા ચૌદપૂર્વીને ન હોય.

પ્રશ્ન ૩૪—એક ભવમાં આહારક શરીર કેટલી વાર કરી શકે ?

ઉત્તર—એક ભવમાં બે વાર કરી શકે અને આખી ભવશ્રેણીમાં ચાર વાર કરી શકે.

પ્રશ્ન ૩૫—એક જીવ એક ભવમાં વેદના, કષાય, મરણ ને તૈજસસમુદ્ઘાત કેટલી વાર કરે ?

ઉત્તર—મરણસમુદ્ઘાત તો એક જ વાર કરે, વેદના ને કષાયસમુદ્ઘાત અનેક વાર થાય. તૈજસસમુદ્ઘાત માટે સંખ્યા જાણી નથી. તે તો કોઈ જીવ જ કરે.

૩૬—શાશ્વતાં જિનબિંબ જઘન્ય ને ઉત્કૃષ્ટ કેવડાં હોય ?

ઉત્તર—જઘન્ય સાત હાથનાં ને ઉત્કૃષ્ટ પાંચશે ધનુષ્યનાં હોય.

પ્રશ્ન ૩૭—નવગ્રૈવેયકના દેવો હરેફરે છે કે સૂઈ જ રહે છે ?

ઉત્તર—હરતાફરતા હોય એમ જાણ્યું નથી.

પ્રશ્ન ૩૮—મહાવિદેહમાં પાંચે પ્રકારના નિર્ગ્રંથો હોય કે નહીં?

ઉત્તર—પાંચે પ્રકારના હોય.

પ્રશ્ન ૩૯—મહાવિદેહક્ષેત્રના ચોથા આરામાં ને ભરતક્ષેત્રના ચોથા આરામાં કઈ કઇ બાબત સરખી હોય અને કઇ કઈ ફેરફાર હોય?

ઉત્તર—ભરતક્ષેત્રના ચોથા આરાના પ્રારંભમાં અહીં જે ભાવ વર્તતા હોય તે પ્રમાણે મહાવિદેહમાં કાયમ હોય. ફેરફાર ન હોય.

પ્રશ્ન ૪૦—સત્તામાં કર્મો ક્યારથી ગણાય?

ઉત્તર—જ્યારે જીવ કર્મ બાંધે ત્યારથી તે સત્તામાં હોય અને જ્યાંસુધી તે બધા કર્મો ઉદયમાં ન આવે ત્યાંસુધી સત્તામાં હોય એમ સમજવું.

પ્રશ્ન ૪૧—પ્રયોગસા, મિશ્રસા ને વિશ્રસા પુદ્ગલોનું સ્વરૂપ કહો.

ઉત્તર—તેને માટે ષડ્દ્રવ્ય સંબંધી ગ્રંથો કે પ્રકરણો વાંચો. અહીં ટૂંકામાં લખી શકાય નહીં.

પ્રશ્ન ૪૨—મહાવિદેહ ક્ષેત્રમાં પાંચ પ્રકારના તિર્યંચોની ઉત્કૃષ્ટ આયુસ્થિતિ કેટલી હોય?

ઉત્તર—જીવવિચાર પ્રકરણમાં અઢી દ્વીપ માટે જણાવ્યા પ્રમાણે હોય.

પ્રશ્ન ૪૩—મહાવિદેહક્ષેત્રમાં મનુષ્યનું આયુષ્ય ક્રોડ પૂર્વથી અધિક હોય?

ઉત્તર—પૂર્વ ને પશ્ચિમ મહાવિદેહની ૩૨ વિજયમાં મનુષ્યનું આયુષ્ય ક્રોડ પૂર્વનું જ ઉત્કૃષ્ટું હોય, પરંતુ દેવકુરુ ને ઉત્તરકુરુક્ષેત્ર પણ મહાવિદેહમાં જ છે, ત્યાંના યુગલિકનું ત્રણ પલ્યોપમનું હોય.

પ્રશ્ન ૪૪—શ્વાસોચ્છ્વાસ લેવામાં સર્વ કાળે સર્વ જીવોને સરખો કાળ જ હોય કે તેમાં ઓછાવત્તો હોય?

ઉત્તર—એક સરખો કાળ ન હોય, ઓછાવત્તો હોય.

પ્રશ્ન ૪૫—તિર્યંચપંચેંદ્રિય ગર્ભાવાસમાં જઘન્ય ને ઉત્કૃષ્ટ કેટલા કાળ રહે?

ઉત્તર—એનું ચોક્કસ પ્રમાણ જાણ્યું નથી, કારણ કે તેમાં અનેક પ્રકારના જીવો છે, તેની ગર્ભસ્થિતિ એક સરખી હોતી નથી.

પ્રશ્ન ૪૬—અંધકાર, ઉદ્યોત, પ્રભા, છાયા, આતાપ ને શબ્દ એ ૭ પ્રકારનાં પુદ્ગલો કેવા કહેવાય?

ઉત્તર—એ બધા વિશ્રસા પુદ્ગલો કહેવાય.

પ્રશ્ન ૪૭—દેવોના શરીરનો આકાર કેવો હોય?

ઉત્તર—મનુષ્યની જેવો જ હોય, પણ ઘણો જ સુંદર હોય.

કુંવરજી

———

# તાત્ત્વિક અને બોધક વચનસંગ્રહ

લેખકઃ-મુનિશ્રી પુણ્યવિજયજી

( ગત વર્ષના પૃષ્ઠ ૪૧૯ થી શરૂ )

૧૯૯. શાસ્ત્રમાં કહેલી આજ્ઞાઓ પરોક્ષ છે અને તે જીવને અધિકારી થવા માટે કહી છે. મોક્ષ પ્રાપ્ત કરવા માટે પ્રત્યક્ષ જ્ઞાનીની આજ્ઞા આરાધવી જોઇએ.

૨૦૦. **અધમાધમ પુરુષનાં લક્ષણો** આ પ્રમાણે હોય-સાચા પુરુષને દેખી દ્વેષ ઉત્પન્ન થાય, તેનાં સાચાં વચન સાંભળી નિંદા કરે, સાચી બુદ્ધિવાળાને દેખી રોષ કરે, સરળને મૂર્ખ કહે, વિનય કરનારને ખુશામતીઆ કહે, પાંચ ઇંદ્રિયો વશ કરી હોય તેને ભાગ્યહીન કહે, સાચા ગુણવાળાને દેખી રોષ ઇર્ષા કરે, વિષયાસક્તિમાં લયલીન રહે, અને નિત્ય વિકથા કરે-આવા જીવો અશુભ ગતિને પ્રાપ્ત કરે છે.

૨૦૧. સાંભળવા યોગ્ય સાંભળવું, પ્રશંસા યોગ્યની પ્રશંસા કરવી, પરિહાર યોગ્યનો પરિહાર અર્થાત્ ત્યાગ કરવો અને આદરવા યોગ્યનું આચરણ કરવું-એ ચાર આજ્ઞાઓનો અમલ એ સાધુતા અને એ ચાર આજ્ઞાઓના અમલનો અભ્યાસ એ શ્રાવકપણું. આ ચાર આજ્ઞાઓનો અમલ ન થયો, અભ્યાસ ન થયો તેથી જ જીવ અનંતો કાળ સંસારમાં રખડ્યો અને હજુ પણ તેમ નહીં જ થાય તો સંસારમાં અનંતો કાળ પરિભ્રમણ કરવું પડશે.

૨૦૨. સાંભળવા યોગ્ય તત્ત્વ સાંભળવાની ઉત્કટ ઇચ્છા, સતશાસ્ત્રનું શ્રવણ, પ્રશંસા યોગ્ય અને ધર્મને વિષે સ્થિત રહેલા સત્પુરુષોને ઓળખી તેમની હૃદયથી સાચી પ્રશંસા કરવી.

૨૦૩. સત્પુરુષોની પ્રશંસા તે છે કે-ગુણવાન મહાત્માઓની ગુણવાન તરીકેની ઓળખાણપૂર્વક તેમને યથાયોગ્ય પ્રણામ-નમસ્કાર કરવો અને અંતઃકરણમાં પૂજ્યબુદ્ધિ ધરાવવી.

૨૦૪. એકી વખતે લખવા કે બોલવામાં બધી બાજુઓની પૂર્ણ હકીકતો આવી શકતી નથી. એક લખાતી કે બોલાતી બાબતમાં બીજું કહેવાની કે લખવાની બાબતો ઘણી રહી જાય છે, પણ મુખ્ય ગૌણપણે જ્યારે જે પ્રસંગ ચાલતો હોય કે જે અધિકારીને ઉદ્દેશીને વાત ચાલતી હોય તે જ રીતે બોલાય છે. આથી તેના હૃદયમાં બીજી બાબતો કહેવાની નહોતી કે આ જ વાત કહેવાની હતી અને બીજી નિષેધવાની હતી એવું ધોરણ કદી નક્કી કરી ન નાંખવું. સમ્યગ્દૃષ્ટિ આત્મા અપેક્ષાને સમજી ગૌણ, મુખ્ય, અધિકારી, અનધિકારી બાબતનું મધ્યસ્થ દૃષ્ટિએ નિરાકરણ કરનારા હોય છે.

૨૦૫. દૃષ્ટિવિષનો ત્યાગ પછી ગમે તે શાસ્ત્ર, ગમે તે અક્ષર, ગમે તે કથન અને ગમે તે વચનથી અથવા ગમે તે સ્થળે થાય, પરંતુ અહિતનું કારણ થતું નથી.

૨૦૬. ગચ્છાદિ ભેદને નિર્વહના-નાના પ્રકારના વિકલ્પો સિદ્ધ કરવા તે આત્માને આવરણ કરવા બરાબર છે.

૨૦૭. જૈનધર્મનો આશય, દિગંબર તેમ જ શ્વેતામ્બર આચાર્યોનો આશય ને દ્વાદશાંગીનો આશય માત્ર આત્માને સનાતન ધર્મ પમાડવાનો છે અને તે જ સારરૂપ છે. આ વાતમાં કોઇ પ્રકારે જ્ઞાનીઓને વિકલ્પ નથી અને તે જ ત્રણે કાળમાં જ્ઞાનીઓનું કહેવું છે, હતું અને હશે.

૨૦૮. અન્ય દર્શનીના વેદાંતાદિ કોઇપણ ગ્રંથોને જો સમ્યગ્દષ્ટિ તથાપ્રકારના દષ્ટિભેદ ત્યાગી વાંચે તો સમ્યગ્રૂપે પરિણમે છે, કારણ કે તેવો પુરુષ તે તે ગ્રંથમાંનું હેય, જ્ઞેય ને ઉપાદેયના વિભાગનું સ્વરૂપ શું શું છે તે સમજે છે. અને શ્રી જિનેશ્વરના અથવા ગમે તેના ગ્રંથો કુદષ્ટિ વાંચે તો તેને મિથ્યાત્વરૂપે પરિણમે છે.

૨૦૯. જેનામાં સાર અસારનો, ગ્રહણ કરવા યોગ્ય તથા ત્યાગ કરવા યોગ્યનો, આચાર તથા અનાચારનો, પુણ્ય તથા પાપનો, ધર્મ તથા અધર્મનો અને સમ્યક્ત્વ તથા મિથ્યાત્વનો વિવેક ન હોય તેવા પુરુષને જ્ઞાની ચેતન વગરનો કહે છે.

૨૧૦. જેઓના હૃદય ઉપર મોહની અસર થઇ હોય, મંદતા ન પામી હોય તેઓનું શાસ્ત્રજ્ઞાન વાદવિવાદને માટે થઇ પડે છે અને મોહવિનાના વિદ્વાનોએ સંપાદન કરેલ શાસ્ત્રજ્ઞાન તેના આત્માના ઉદ્ધારને માટે થાય છે.

૨૧૧. બાહ્યક્રિયા તે સદાચાર નથી પણ સદાચાર ઉત્પન્ન થવાનું સાધન છે. સાધ્ય સિદ્ધ થતું હોય તો તેમાં સાધનનો સમાવેશ થઇ જાય છે, પણ સાધન હોય ત્યાં સાધ્ય હોય જ એમ બનતું નથી.

૨૧૨. સાધ્યને લક્ષમાં રાખી સાધ્યની સિદ્ધિ થાય તેવી સ્થિતિપૂર્વક સાધનનું સેવન થાય તો સાધન સાર્થક છે.

૨૧૩. જે કારણ કાર્યને પહોંચાડે તે જ કારણ કહેવાય. કાર્ય તરફ લક્ષ્ય રાખી નિરાગ્રહરૂપે કારણ સેવે તો કાર્યની સિદ્ધિ થાય છે, પરંતુ કારણમાં જ ( સાધનમાં જ ) આગ્રહ રાખી તેને કાર્યભાવે માની કારણને સેવે તો તે કારણાભાસ થાય છે.

૨૧૪. જ્ઞાની પુરુષોએ તિથિઓની મર્યાદા આત્માર્થે કરી છે. જો ચોક્કસ દિવસ નિશ્ચિત ન કર્યો હોત તો આવશ્યક વિધિઓનો નિયમ રહેત નહીં માટે આત્માર્થે તિથિની મર્યાદાનો લાભ લેવો, બાકી રાગદ્વેષની કલ્પના કરી ભંગજાળમાં પડતા આત્માને તો તે આવરણરૂપ થાય છે.

૨૧૫. પૂર્વાચાર્યોએ જીવોનો સ્વભાવ પ્રમાદી જાણીને ત્રણ ત્રણ દિવસને આંતરે નિયમ પાળવાની આજ્ઞા કરી છે. તિથિને માટે ઉપવાસ નથી, પણ આત્માને અર્થે ઉપવાસ છે. હિતકારી શું છે તે સમજવું જોઇએ. આઠમ વિગેરે તિથિની તકરાર તિથિ અર્થે કરવી નહીં, પણ લીલોતરી આદિના રક્ષણ અર્થે કરવી. ( ચાલુ )

# પ્રભાવિક પુરુષો

## શય્યંભવસ્વામી

ચારે બાજુ–જ્યાં જુઓ ત્યાં-આવી પડનારા મહાદુઃખની ગ્લાનિ પથરાઈ રહી છે. અંબાજી માતાના ચકલામાં વસતા નાના–મોટા પ્રત્યેક માનવીના હૃદયમાં ગઈ રાત્રિ ભટ્ટ મહાશંકરે જે દુઃખમાં વ્યતીત કરી છે એ ઉપરથી નિશ્ચિત થઈ ચૂકયું હતું કે ભૂદેવ મહાશંકર હવે થોડા કલાકના મહેમાન છે. એમના પિતા શિવશંકરે દુનિયા પર જે વર્ષો વીતાવેલા એના પ્રમાણમાં મહાશંકર અડધે પહોંચ્યા ગણાય. ગઈ સંધ્યા સુધી અનુભવીઓનું માનવું હતું કે પથારીમાંથી ભટ્ટ મહાશય જરૂર ઊઠશે; પણ રાત્રિના રોગે જે રીતે પલટો લીધો એ જોતાં આશા નિરાશામાં પરિણમી અને તેથી જ આજે સવારથી સારા ય લતામાં દુઃખની કાલિમા પ્રસરી રહી હતી. મહોલ્લાના લોકો ભટ્ટજીની પથારી પાસે ખડા પગે ઊભા રહી સેવા કરતા. એના કારણમાં દ્વિજમહાશયની શ્રીમંતાઈ પ્રથમ નજરે આંખે ચઢે; પણ જરા બારિકાઈથી તપાસ કરવામાં આવે તો એ વિચાર બદલવો પડે. પિતાની દોલતમંદી કરતાં તેના પુત્ર શય્યંભવની સૌમ્ય પ્રકૃતિ, સરળવૃત્તિ અને પરમાર્થપણે જીવન જીવવાની લાલસા અગ્રભાગ ભજવતી જણાઈ આવે. મહોલ્લાના જ નહિ પણ, સારા ય શહેરનાં ઉપયોગી કાર્યોમાં આ ભાઈશ્રીની આગેવાની ખરી જ. કેટલા ય દ્વિજકુટુંબોમાં આ શ્રીમંત પુત્ર છૂપી રીતે મદદ પહોંચાડતો–સામાન્ય લોકવાયકામાં બ્રાહ્મણજાતિ લોભી મનાય છે. એ દાન ગ્રહણ કરવામાં જેવો ભાગ ભજવે છે તેવો દેવામાં નથી દાખવતી. એ માપે માપતાં અને દાદા તથા પિતાની રહેણી–કરણી સાથે તુલના કરતા શય્યંભવ દ્વિજનું વર્તન અપવાદરૂપ લેખાય. બ્રાહ્મણકુળની તૃષ્ણા કરતાં ક્ષત્રિયોચિત સાહસિકતા એના જીવનમાં વધુ તરતી દૃષ્ટિગોચર થતી. એમાં એક વણિકતનય સાથેની મૈત્રીનાં ઘેરા છાંટણાં છંટાયાં હતા જે બીના આગળ આવવાની હોવાથી હાલ આપણે પ્રસ્તુત વિષયના પ્રવાહમાં આગળ વધીએ.

રુગ્ણશય્યામાં પડેલા પિતાએ ઇશારો કરી, દવા તૈયાર કરી રહેલ પુત્રને પાસે બોલાવ્યો. પોતાના તકીયાને અઢેલીને બેસવા તેમ જ પોતે જે કંઈ કહે તે શાંતિથી સાંભળવા સ્વેચ્છા વ્યકત કરી.

શય્યંભવે મરણોન્મુખ વડિલની ઇચ્છા પ્રમાણે સર્વ વ્યવસ્થા તરત જ કરી દીધી. થોડાં આપ્તજન સિવાયના સૌ આપમેળે અડખેપડખે થઈ ગયા. કમરામાં એક સોય ભોંય પર પડે તો પણ ખબર પડે એવી શાંતિ પથરાઈ. ક્ષણે ક્ષણે ક્ષીણ થતી જતી

દેહશક્તિને સંગ્રહી, સ્વસ્થ થઇ મહાશંકરે કહેવા માંડયું—

"પુત્ર ! મારા જીવનમાં તારા વિનય, બહુમાન અને આજ્ઞાંકિતપણાએ ખરેખર સુવાસ પ્રગટાવી છે. વેદમાં કહેલા યજ્ઞ-યાગ સંબંધે તારા વિચારોમાં ભિન્નતા હોવા છતાં તેં એ સામે પ્રત્યક્ષ વિરોધ દાખવ્યો નથી. વિપુલ લક્ષ્મી, વિશાળ સમૃદ્ધિ અને સુલક્ષણી ગૃહિણી મળવા છતાં તેં એક સાચા બ્રાહ્મણને શોભે તેવું જીવન જીવવામાં આનંદ માન્યો છે. કુમાર્ગનો પડછાયો સરખો પણ લીધો નથી. કુળને ઝાંખપ લાગે તેવું કાર્ય તારા હાથે ભવિષ્યમાં થવાનું નથી એની મને પૂરી ખાતરી હોવાથી મારે એ માટે કંઇ શિખામણ આપવાપણું છે જ નહિં." આટલું બોલતાં વૃદ્ધનો શ્વાસ ઘેરાયો એટલે જરા વાર ચૂપ રહ્યાં. ચાંગળું પાણી પીધું અને પુનઃ બોલવાનો આરંભ કર્યો—

"માત્ર બે વાત જણાવવાની છે— એક તો મેં આપણે આંગણે મહાયાગ કરવાની આશા સેવેલી પણ હવે તે મારા હાથે ફળિભૂત થાય તેમ નથી જ. તે કાર્ય મારી પાછળ તું કરે તો જ મારી આશા પૂર્ણ થાય તેમ છે. અલબત્ત, એમાં અશ્વ આદિ જાનવરની હિંસા સમાયેલી છે, પણ તારા સરખો આજ્ઞાંકિત પુત્ર મૃત્યુશય્યાએ પડેલા પિતાની આશાપૂર્તિ અર્થે, વેદવિહિત એ ધર્મકરણી કરવામાં માત્ર સ્વમંતવ્યના કારણે પીછેહઠ કરશે એમ માનવાની મારી બુદ્ધિ સાફ ના પાડે છે, છતાં આ સ્નેહીવૃંદ સમક્ષ તારા મુખે જાહેરાત થઇ જાય તો વધારે સારું. બીજું કાર્ય તો કર્માધીન હોવાથી એ માનવશક્તિના હાથની વાત નથી. અલબત્ત, મારા નેત્રો એ ન જોઇ શકે તેથી હું તદ્દન નિરાશ નથી બનતો. કયો પિતા પૌત્રસુખદર્શનનો અભિલાષી ન હોય ? પોતાના અંગજના બાળક કે બાળિકાને ખોળામાં બેસાડી, ઘડીભર લાડ લડાવવાની ઉત્કંઠા સંસારવાસી હરકોઇ વૃદ્ધને અવશ્ય હોય જ. એમાં વળી પવિત્ર ગંગામૈયા જેવા નિર્મળ અને ગંભીર હૃદયવાળી પુત્રવધૂ ગંગાલક્ષ્મીના અંકમાં, દ્વિજવંશમાં ચંદ્રસમી કીર્તિને ધારણ કરનાર, શિવશંકરના વંશને વિસ્તારનાર અર્ભક રમતો જોવાના કોડ માત્ર મને એકલાને જ નહિં પણ ફળિયાના નાના મોટા દરેક માનવીને અવશ્ય હોય, પણ યમરાજની હાંકલ પડી રહી છે એટલે હું તો એ કોડ અણપૂર્યો મૂકી વિદાય લઇશ, પણ મારી એ આશિષ ભોળાનાથ શંકર અણપૂરી નહિં રાખે. સુલક્ષણી ગંગાને જરૂર માતૃપદથી અલંકૃત કરશે."

"કાકાશ્રી ! તમારી વાણી જરૂર ફળશે. મારી ભાભીની જે શરીરસ્થિતિ સંબંધી હકીકત હું જાણું છું ત્યાં સુધી મને કહેવામાં વાંધો નથી કે જરૂર તેણી ગર્ભ ધારણ કરી ચૂકી છે અને થોડા દિવસ વ્યતીત થતાં એ વાતની ખાતરી પણ થઇ જશે. મારું મન સાક્ષી પૂરે છે કે આપ

જેવા વૃદ્ધના આશીર્વાદ જરૂર ફળશે.”

સમીપમાં ઊભેલી, પોતાના પિતરાઈ ભાઈની દીકરી મંજુલાના કર્ણપ્રિય શબ્દો સાંભળીને સા કોઈને હર્ષ ઉપજ્યો, પથારીવશ મહાશંકરે પૌત્રમુખદર્શન જેટલું જ સુખ ક્ષણ પૂરતું અનુભવ્યું અને શય્યંભવની પત્ની ગંગાનું મુખ લજ્જાથી અવનત થયું.

એક વાતની પૂર્ણતા આમ આકસ્મિક રીતે થતી નિરખી ડોસાનાં નેત્રો પુત્ર યજ્ઞ કરવા સંબંધમાં શું ઉત્તર આપે છે એ સારુ મીટ માંડી રહ્યાં.

શય્યંભવને હકાર ભણતા વિચાર થઈ પડ્યો આ ધર્મસંકટમાંથી કેમ સહી-સલામત બહાર નીકળવું એ માટે વિચાર થઈ પડ્યો. આભારી વડિલની ઈચ્છા પૂરવાનો એક કુલીન વંશજ તરિકેનો એનો ધર્મ હતો. બીજી બાજુ આજ કેટલાક વર્ષોથી એના વિચારો ધર્મના ઓથા તળે ચાલી રહેલી આ જાતની હિંસાથી ભિન્ન માર્ગે વહી રહ્યા હતા. એ કાર્યમાં ધર્મનું બુન્દ સરખું દેખાતું નહોતું. કેવળ અજ્ઞાનતા અને નિર્દયતાના સ્પષ્ટ દર્શન થતાં. આ જાતના ભયંકર ક્રિયાકાંડ સામે નિર્ગ્રંથ એવા શ્રમણો તરફથી વિરોધનો વંટોળ તો ઊઠી ચૂક્યો હતો. તેઓની યુક્તિપુરસ્સરની દલીલ સામે ઘણાખરા પંડિતમાનીને નમતું તોળવું પડ્યું પણ હતું અને એ કારણથી કેટલાક સ્થાનોમાં આ જાતની પાપમય પ્રવૃત્તિનો અંત આવ્યો પણ હતો; છતાં અજ્ઞાનતાનું પ્રમાણ નાનુસૂનું ન હોવાથી તેમ જ રાજદરબારમાં અને વર્ણોના સમૂહ ઉપર બ્રાહ્મણવર્ણની લાગવગ સવિશેષ હોવાથી યજ્ઞ-યાગો આજે પણ ધર્મનાં કાર્યોમાં લેખાતા. એના મહિમાના સ્તોત્રોનો ઘોષ હજી પણ દિગંત સુધી પહોંચતો. પોતાના વતનમાં એથી વિપરીત વિચાર કરનાર તરિકે પોતે એકલો જ હતો. સ્થિતિ વ્યાઘ્રતટી ન્યાય જેવી થઈ પડી.

પિતાની ઈચ્છા આવા સમયે કેમ પાછી ઠેલી શકાય? તો પછી વર્ષોથી જે વિચારનો સધિયારો લીધો એનો એકાએક આમ ત્યાગ પણ કેમ કરી દેવાય? મનોપ્રદેશમાં ઘણી ગડભાંજ થઈ. ગણત્રીની ક્ષણોમાં ત્યાં તો જાતજાતના સમરાંગણો ખેલાયા. જ્ઞાનીને ગમ્ય એ વિષયના આલેખન માનવીની કલમથી અણચીતરાયેલ જ રહેવાના. આખરે વિનીત પુત્રનું મુખ ઊઘડ્યું. જે શબ્દો *એમાંથી પ્રગટ થયા* તે આ પ્રમાણે હતા—

“પૂજ્ય વડિલ! આપશ્રીની ઇચ્છા પૂરી કરવાનો મારો ધર્મ છે અને જરૂર હું તે બજાવીશ. વેદવિહિત એ કરણી માટે મારો મતફેર છે છતાં એની ચર્ચા કરવાનું આ સ્થાન નથી તેમ એ માટે આ સમય યોગ્ય પણ નથી. એ માટે હું વિદ્વાન પંડિતોને આપણા આંગણે નોતરીશ. તેઓની સાથે શંકાનું સમાધાન કરી લઇશ અને મહાયાગ કરવાનો જે મનોરથ આપે ચિરકાળથી સેવ્યો છે એને

સંપૂર્ણપણે ખર આણીશ. આપ સંતોષથી જીવનની છેલ્લી ઘડીઓ આત્મશ્રેયના વિચારમાં વ્યતીત કરો. હજી પણ કોઇ વાત રહી જતી હોય તો વિના શંકાએ કહી દો.

"પિતાની ઇચ્છા પૂરી કરવી એ પ્રત્યેક પુત્રની ફરજ છે માતાપિતાના ઉપકારોનો બદલો નીતિકારો કહે છે તેમ પુત્ર, પોતાના દેહની ચામ શીવડાવે તો પણ વળી શકે નહીં. એ કથન પાછળનો આશય સમજતાં એમાં જરા માત્ર અતિશયોક્તિ નથી જણાતી.

"આપે કહેલ કાર્યમાં તો મારો પરિશ્રમ મામુલી લેખાય. આપના જ પરસેવાની લક્ષ્મી ઘરમાં ભરી પડેલી છે. આપના જ પાડોશીઓ કામ કરવા ખડે પગે તૈયાર છે. એમાં તે મારે કયો ભોગ આપવાનો છે? મારા હૃદયમાં તમન્ના તો એવી વર્તે છે કે હું કોઇ એવું કાર્ય દુનિયામાં કરી જઉં કે જગતના અન્ય જીવો એમાંથી પ્રેરણા મેળવે. અરે! જાત ઘસાય પણ એના દ્વારા અર્જિત થયેલ કામ ન ઘસાય. કદાચ વંશજના અભાવે આ ભાગ્યાધીન વંશ-વેલડી કરમાય પણ પેલી કૃતિરૂપ કીર્તિ-કે જેનો આધાર વંશધારક પર નથી બનતો પણ જેનું સ્થાન જનહૃદયમાં સ્થપાયેલ છે-એ અમરતાને વરે. વર્ષો સુધી ગવાય. પૃથ્વી પરથી અદૃશ્ય થયા પછી અને યુગોના વહાણાં વાયાં પછી પણ એને સંભારનારા મળી આવે."

"દીકરા તારી મહત્ત્વાકાંક્ષા પ્રભુ પાર ઉતારે. મને હવે કોઇ વસ્તુની અભિલાષા નથી રહી. એક કવિએ કહ્યું છે કે—

કહ્યાગરો છે દીકરો, ગુણવંતી છે નાર;
**જેના ઘરમાં એ વસે, ધન્ય તેનો અવતાર.**

એ કથન સર્વથા આપણા ઘરમાં તો સાચું પડયું છે. મને 'શિવ' સ્મરણ કરતાં આ દેહ છોડવામાં હવે સંતોષ છે."

× × ×

ઉપરના બનાવ પછી થોડા કલાકમાં જ મહાશંકર દ્વિજનું પ્રાણપંખેરું આ માનવભવરૂપી પિંજરમાંથી ઊડી ગયું. આત્માવિહુણા ખોળિયાને વૈદિક વિધિ અનુસાર અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો. સ્નેહીવર્ગની આંખો અશ્રુભીની થઇ. જગતમાં આવવું સૌને વહાલું લાગે છે પણ જતું તો શોક પેદા કરે છે. એટલે કુદરતી કાનૂન સામે કોનું અંતર હાલ્યા વિના રહી શકે? દંપતીના શિરે, છત્ર જતાં ઘરનો, વ્યવહારનો અને સંસારનો ભાર સહજ આવી પડ્યો. 'દુઃખનું ઓસડ દહાડા' એ ઉક્તિ અનુસાર વડિલનું મૃત્યુ ધીમે ધીમે વિસ્મૃતિનો વિષય બની રહ્યું. ભૂદેવો વૃદ્ધના મરણને કેવી રીતે ઉજવવું એ સંબંધી સલાહસૂચન કરવા લાગ્યા. પૂર્વે આપણે જોયું છે તેમ આ કુટુંબનો નંબર ગર્ભશ્રીમંતમાં આવતો. વળી પ્રૌઢ અવસ્થામાં પાંગરતા દંપતીને હજુ સુધી કંઇ ફરજંદ નહોતું એટલે લક્ષ્મીનો વ્યય આ પ્રસંગે છૂટથી કરવામાં આવે તો વાંધા

જેવું પણ નહોતું. આવા સમયે વગર માંગી સલાહ આપનારા તો સહજ મળી આવે છે. બ્રાહ્મણસમાજમાં ઘણીખરી વેળા મરણ પાછળ જ ધન ખરચાતું દૃષ્ટિગોચર થાય છે. જેના મરણની ન્યાતમાં છૂટી 'વાઢી'એ ઘી પીરસાય એની વાહવાહ સ્વર્ગમાં બિરાજમાન દેવો સુધી પહોંચે છે. બીજા દાનમાં દ્વિજમહાશયની લક્ષ્મીનો નંબર હો કિંવા ન હો, તો પણ મરણ પાછળની શય્યા ભરવામાં અને બ્રહ્મભોજનમાં એ અગ્રપદ ભોગવે છે. શય્યંભવ ભટ પણ એ વિધિમાંથી બકાત ન રહ્યો. ધન ખરચવામાં એમણે રંચમાત્ર કૃપણતા ન દાખવી. દેવામાં એની વૃત્તિ જન્મથી જ વિશેષ હતી. અદ્યાપિ સુધી કોઈપણ યજમાન પાસે એણે હાથ ધર્યો નહોતો કિંવા ધરવાનો પ્રસંગ પણ આવ્યો નહોતો એમ કહીએ તો ખોટું નથી. જ્ઞાતિબંધુઓના પેટ ઠંડાં કરાવ્યા પછી મહત્ત્વનું જે એક કામ બાકી રહ્યું તે પિતાની અંતિમ આશા પૂરવાનું-મહાયાગ કરવાનું. શય્યંભવે એ દિશામાં દેશ-પરદેશના પ્રસિદ્ધ વેદજ્ઞો અને વેદાલંકારોને આમંત્રણ મોકલવાનો આરંભ કર્યો. પિતાની આજ્ઞા પાળવામાં એ જેટલો ચુસ્ત હતો એટલો જ ચુસ્ત એ ચર્ચાદ્વારા યજ્ઞનું રહસ્ય જાણી લેવામાં હતો. એટલે આ વેળાની તૈયારી સંગીન હતી. એનું પરિણામ કેવું આવ્યું તે હવે પછી જોશું.

**ચોકસી**

## હિતકારક દુહા

સુખને છેડે દુઃખ છે, દુઃખ છેડે સુખ છાંય;
જે સ્થળ છાંયો દેખીએ, ફરી ત્યાં તાપ તપાય. ૧
કંજુસ પુણ્ય કરે નહિ, કદી કરે તો અલ્પ;
જનને છાંયા તાડની, સુખ આપે તો સ્વલ્પ. ૨
કંજુસ ફૂલે તે થકી, અલ્પ ન ધરીએ આશ;
આવળ ફૂલે અતિ ઘણી, નહિ ફળ કે સુવાસ. ૩
લોભી જન ઉપકારીનું, સર્વસ્વ લેવા ચ્હાય;
જેમ ચણાના છોડને, સમૂળ ખેંચી જાય. ૪
લોભી જન લાલચવડે, સોંપે સર્વ કમાય;
જેમ પડે ખગ જાળમાં, ચણ ચરવા લલચાય. ૫
ભાવ ભેદથી ધર્મના, ભાસે ભેદ અનેક;
સર સરિતા વાવો કૂવા, નીર એકનું એક. ૬
ગુણ દેખી દ્વેષી બળે, થાય ખુશી ન ગમાર;
દ્વેષમહીં બળતો રહે, ખુશી ન કદી થનાર. ૭

—સંગ્રાહક સ્વ. સ. કુ. વિ.

થોડા વખત પહેલા એક વિદ્વાન બન્ધુ સાથે ચર્ચા ચાલી પ્રસગ જૈન ધર્મ પ્રકાશમા આવેલ એક સામાજિક લેખ પરત્વે ઉપસ્થિત થયો હતો. તેના વિચાર પ્રમાણે જૈન ધર્મ પ્રકાશમા માત્ર ધર્મ સબધી લેખો જ આવવા જોઇએ એમા કોઇના મરણની નોધ કે સભાનો હિસાબ કે સાધુ સસ્થાની ચર્ચા કે ગચ્છભેદની વાતો કે એવુ કાઇ ન આવવુ જોઇએ મે જ્યારે એમની પાસે ધર્મ શબ્દની વ્યાખ્યા કરી, તેમા રહેલી વિશાળતા રજૂ કરી, તે લગભગ જીવનના સર્વ ક્ષેત્રોને સ્પર્શે છે એ વાત જણાવી અને જૈનસમાજ એ જૈનધર્મનુ જીવતુ અંગ છે એ વાત સ્પષ્ટ કહી ત્યારે તેમના આશ્ચર્યનો પાર રહ્યો નહિ સત્તાવન વર્ષની જૈ ધ. પ્રકાશની સેવા પછી ધર્મ શુ છે ? અને તેનો વિસ્તાર કેટલો છે ? તે પર ચર્ચા કરવાની જરૂર રહે તે જરા ખેદનો વિષય તો ખરો, પણ ધર્મ સબધી ઘણાખરાનો ખ્યાલ એટલો બધો ઉપરછલ્લો, અસ્પષ્ટ અથવા સદિગ્ધ હોય છે કે એ સબધી જરા વિસ્તારથી વિચાર કરીએ તો અસ્થાને કે અપ્રસ્તુત નહીં ગણાય તેથી આ શીર્ષક નીચે પ્રથમ ધર્મ શબ્દની વિવિધ દિશા, એનુ ક્ષેત્ર, એનો અવકાશ અને એમા રહેલ રહસ્ય પર કાઇક વિચારણા કરીએ ત્યારપછી જૈન ધર્મ પર વિચારણા કરશું અને ત્યારબાદ એના પર આ માસિકે કેવી રીતે પ્રકાશ નાખ્યો છે ? એની પદ્ધતિસરની નીતિ કેવી રહી છે ? અને એની પાછળ ભાવના શી હતી ? તે કેવી રીતે જળવાઈ છે ? અને એના પર અકુશો કેવા ચાલુ રહ્યા છે ? શા માટે ચાલુ રહ્યા છે ? અને તેની ઉપયુક્તતા અને ઉપયોગિતા કેટલી છે ? તે સર્વ હકીકતો પર વિચાર કરશુ

આ રીતે વિચારક્ષેત્ર તો બહુ મોટુ થઇ જાય છે અને તેમ કરતા તો કદાચ માસિકનો હિરક મહોત્સવ પણ આવી જાય, પરતુ આવા વિષયમા ભાવના ઉત્કટ રાખીએ તો કાઇક કાર્ય તો જરૂર થાય, સાધ્ય સુધી પહોચાય નહિ તો રસ્તે તો ચઢી જવાય, એ દૃષ્ટિએ કાઇક પ્રયત્ન કરવાનુ સુયોગ્ય ધાર્યુ છે એમાં અલ્પતા રહેશે જ, તે પૂરી કરવાની વિજ્ઞપ્તિ સચાલકોને કરવી પણ ઉચિત જણાય છે, જૈન ધર્મ પ્રકાશની મર્યાદા, ઉદ્દેશ, નીતિ અને સેવા પરત્વે એક દળદાર સ્મારક અંક એના હિરક મહોત્સવ વખતે તૈયાર થાય ત્યારે એની સેવાનો ખ્યાલ જરૂર આવી શકે આ સૂચનાનો અમલ કરવા વિજ્ઞપ્તિ કરી, આજના નવીન વર્ષ ( ૫૮ મા )ના માગલિક પ્રસગે પ્રથમ ધર્મ શબ્દ પર વિચારણા કરીએ

જો કોઇ પણ શબ્દ અનેક અર્થમાં વપરાતો હોય તો તે ધર્મ શબ્દ છે સ્વભાવ, પ્રકૃતિ, ગુણ કર્તવ્ય, સુકૃત, સુકર્મ, સદાચાર, લક્ષણ, દાન-પુણ્ય, સત્કર્મ એટલા અર્થ તો એને માટે એક કોશમા આપ્યા છે અને વિદ્યાપીઠના કોશમા ખાસા સાત તો સીધા અર્થ આપ્યા છે —

( ૧ ) નીતિ સદાચાર વિષેનુ તથા મરણ, અપરાધ, ઇશ્વરાદિ ગૂઢ તત્ત્વો વિષેનુ જ્ઞાન, શ્રદ્ધા કે માન્યતા

( ૨ ) શાસ્ત્રોક્ત વિધિનિષેધ-આચાર

( ૩ ) પુણ્ય; દાન. ( ૪ ) ફરજ; કર્તવ્ય.
( ૫ ) ચાર પુરુષાર્થમાંનો એક. ( ૬ ) ગુણ; લક્ષણ; સ્વભાવ.
( ૭ ) ઔદાર્ય વિગેરે.

આ તો એ શબ્દ છૂટો હોય ત્યારે તેના થતાં અર્થો છે, પણ એ સમાસમાં આવે ત્યારે તો ગજબ કરે એટલા એના ભાવ ઊંડે છે. એક ધર્મ ઔદાર્ય ( Tolarance ) પર વિચાર કરવા બેસીએ તો જીવન પૂરું થાય એવી વાત છે અને આટલું સર્વ છતાં **धर्मस्य तत्त्वं निहितं गुहायाम्** એટલે ધર્મનું ખરું રહસ્ય તો ગુફામાં છુપાઇ રહેલું છે. એ તો કોઇ ભાગ્યવાનને સાંપડે, બાકી ઘણાખરા તો એના સંબંધમાં ગોથાં જ ખાધાં કરે છે અને આખી જિંદગી ધર્મસેવાનો દાવો કરે તો પણ એ ગુહાની નજદીક પણ પહોંચી શકતા નથી અને તેમાં પ્રવેશના તો ફાંફાં જ મારતા જણાય છે. આ વાત બરાબર ખ્યાલમાં લેવા માટે વધારે ઊંડા ઉતરવાની જરૂર છે અને તેની સ્પષ્ટતા થતાં **જૈન ધર્મ પ્રકાશ**નો અવકાશ બરાબર ધ્યાન પર આવી જશે.

સર્વથી મહત્ત્વની 'ધર્મ' શબ્દની વ્યાખ્યા 'નીતિ સદાચાર વિષય પરત્વેનું તથા મરણ, સાંપરાય, ઇશ્વર વગેરે ગૂઢ તત્ત્વોનું જ્ઞાન શ્રદ્ધા કે માન્યતા' એ છે. અહીં સાંપરાય એટલે મરણોત્તર જીવન છે કે નહિ તે સંબંધી વિચાર અથવા પરલોક સમજવો.

અહીં ધર્મ શબ્દમાં જ્ઞાન, શ્રદ્ધા કે માન્યતા એ ત્રણેનો સમાવેશ કરવામાં આવ્યો છે. શ્રદ્ધા જ્ઞાન ઉપર સ્થાયલી હોય કે માત્ર ગતાનુગતિકપણે કે પરંપરાગત ઊતરી આવેલ હોય તેને સંબંધ નથી. તેવી શ્રદ્ધા માત્ર હોય તેનો સમાવેશ પણ ધર્મ શબ્દમાં થાય છે. ઘણા વિદ્વાનો શ્રદ્ધા અને અંધશ્રદ્ધા વચ્ચે તફાવત પાડે છે, તેમાં માત્ર ભેદ એ શ્રદ્ધાનો પાયો જ્ઞાન પર સ્થાયલો છે કે એ ગતાનુગતિક છે, એના તફાવત પર નિર્ભર થતો હોય એમ લાગે છે. ધર્મમાં શ્રદ્ધાનું તત્ત્વ અચૂક હોય છે એ તો બીજી અનેક રીતે બેસે તેવી વાત છે. અલૌકિક ભાવો ઘણીવાર માત્ર જ્ઞાન કે તર્કવિચારણાથી જડી શકતા નથી, ત્યાં કેટલીકવાર એવા ભાવનું નિરૂપણ કરનાર પુરુષનું સિદ્ધવક્તાપણું કે સત્યવક્તાપણું જોવાય છે અને પછી એની બાબતમાં **पुरुषविश्वासे वचनविश्वासः**નું સૂત્ર સ્વીકારાય છે. આનો હેતુ એ છે કે લોકાલોકના ભાવ નજરે જોઇ શકાતા નથી અને માત્ર પ્રત્યક્ષ પ્રમાણને જ માનવાનો સ્વીકાર કરવામાં આવે તો વ્યવહાર અશક્ય થઇ પડે છે, તેથી કેટલીક વાતો અનુમાનદ્વારા અને કેટલીક એના પ્રણેતાના વિશિષ્ટ જ્ઞાન અને નિઃસ્વાર્થપણા ઉપર નિર્ભર રાખવાનું થાય છે.

આ પ્રકારની વ્યાખ્યા ધર્મ શબ્દની કહીએ ત્યારે જીવ જગત અને ઇશ્વરતત્ત્વના સંબંધમાં વિચાર કરવાનો પ્રાસ થાય છે. આ પ્રાણી અહીં આવ્યો છે તેનો જગત સાથે શો સંબંધ છે ? શા માટે છે ? કેટલા વખત સુધીનો છે ? એના કૃત્યાકૃત્યનો સરવાળો આ ભવપર્યંતનો જ છે કે આગળ પાછળના એના હિસાબ ચાલ્યા કરે છે ? એને અહીં સુખસગવડસામગ્રી મળ્યાં છે કે દુઃખપરંપરામાં સબડ્યા કરે છે ? તેની પાછળ અકલમાં ઉતરે તેવું કોઇ કારણ છે કે એ સર્વ માત્ર આકસ્મિક હકીકત છે ?—આ સર્વ વિચારણા ધર્મશબ્દમાં આવી જાય છે. આ પ્રાથમિક વ્યાખ્યામાં જ્ઞાન કે શ્રદ્ધાની જ વાત કરવામાં આવી છે તે

તરફ ખાસ ધ્યાન ખેંચવા યોગ્ય છે. એમાં કોઇ પણ પ્રકારની ક્રિયા–કરણીની વાત નથી. એ ધર્મ શબ્દની એક બાજુ છે. આ વાતનું નિરૂપણ ધર્મશબ્દના બીજા અર્થો વિચારતાં આગળ કરવામાં આવશે. અહીં નોંધ કરવા લાયક વાત એ છે કે માત્ર જ્ઞાન અથવા માત્ર શ્રદ્ધા અથવા માન્યતા એવો પણ ધર્મશબ્દનો અર્થ શક્ય છે. એટલે કે એક વ્યક્તિ અમુક ધર્મનું જ્ઞાન ધરાવતી હોય અને કોઇ ક્રિયા સદર ધર્મની ન કરતો હોય છતાં પણ તે સદર ધર્મની છત્રછાયામાં આવી શકે છે. આ હકીકત ધર્મરચના પ્રચાર અને પ્રગતિને અંગે બહુ મહત્ત્વની હોઇ, ધર્મશબ્દની આ સર્વ સામાન્ય વ્યાખ્યામાં દાખલ કરી છે એ પર લક્ષ્ય રહે.

આ વ્યાખ્યા પરથી એક બીજો અર્થ ફલિત થાય છે અને તે એ છે કે નીતિ કે સદાચાર એ ધર્મની વ્યાખ્યામાં જરૂર આવે છે, પણ નીતિ( morality )ના નિયમો કે મુદ્દાઓ ઉપરાંત ધર્મશબ્દમાં બીજા અનેક ગૂઢ તત્ત્વોનો સમાવેશ થાય છે. જીવ અજીવનો સંબંધ, જીવનો પરલોક સંબંધ, કર્મની મર્યાદા, જીવની શક્તિ તથા અમુક અંશે પરાધીનતા અને છતાં સ્વાધીન થવાની અનંત શક્તિ વગેરે અનેક બાબતો આ વ્યાખ્યામાં આવે છે. વાત તેથી એ થઇ કે નીતિ કે સદાચારનો કુલ સમાવેશ ધર્મમાં થાય છે એ તદ્દન ખરું છે, પણ તે ઉપરાંત શ્રદ્ધા માન્યતા કે જ્ઞાનને અંગે બીજી અનેક બાબતો ધર્મની વ્યાખ્યામાં આવે છે. ટૂંકામાં કહીએ તો સદાચાર વધતા કાંઇક એટલે સરવાળે ધર્મ થાય. યાદ રાખવા જેવું એ છે કે નીતિ–સદાચારને ધર્મ સાથે જરાપણ વિરોધ નથી, પણ નીતિ ઉપરાંત ધર્મ તત્ત્વમાં કાંઇક સવિશેષપણું છે. તે વિશેષતા શી છે ? કઇ છે ? અને કયાં છે ? તે શોધવું એ જીવનનો ઉદ્દેશ છે. આટલી હકીકત સાથે એક વાત ધ્યાનમાં ઉતારવા જેવી જણાય છે કે નીતિને માન્ય હોય અને ધર્મને અમાન્ય હોય એ વાત બનવી ન ઘટે. કોઇવાર એ બન્નેને વિરોધ દેખાય તો કોને અગ્રસ્થાન આપવું એવી ગૂંચવણ થાય. એવા પ્રસંગમાં શું કરવું ? એ વાતનું નિરૂપણ આગળ જતાં થશે. એવા અપવાદિક પ્રસંગો કલ્પી શકાય છે અને તેના રસ્તા પણ એટલા જ શોધ્યા મળે તેમ છે. હાલ એ ઝીણવટમાં ઉતરવાની જરૂર નથી. સામાન્ય રીતે નવાણું ટકા જીવનપ્રસંગોમાં ધર્મને અને નીતિ–સદાચારને વિરોધ હોતો નથી. ધર્મશબ્દની આ એક વ્યાખ્યા થઇ.

( ચાલુ ) મૌક્તિક

---

## મહામંગળકારી

શ્રી સિદ્ધચક્ર ( નવપદ ) આરાધનના આ શાશ્વત અઠ્ઠાઇરૂપ નવ દિવસો પુણ્યપ્રાપ્તિના અમૂલ્ય દિવસો છે. યથાશક્તિ તપ, જપ, ક્રિયાનુષ્ઠાન કરી તેની સાર્થકતા કરવી એ પણ માનવજીવનની લહાણ છે. શ્રી સિદ્ધચક્રનો પ્રભાવ અચિંત્ય છે તેથી આધિભૌતિક સ્પૃહા વિના તેની સમ્યગ્ પ્રકારે આરાધના કરવી.

## નવા સભાસદોના નામ.

| | |
|---|---|
| ૧ શ્રી વિજયદાનસૂરિજૈનજ્ઞાનમંદિર–સાવરકુંડલા | લાઇફ મેમ્બર |
| ૨ શેઠ દામોદરદાસ ત્રિભુવનદાસ–સાંતાક્રુઝ | ,, |
| ૩ ભાઇ રતિલાલ ઉકડભાઇ–ગોધાબંદર | વાર્ષિક મેમ્બર. |
| ૪ શા ભાભાગ્યચંદ તલકચંદ વસા–ગોંડલ | ,, |
| ૫ શા નવીનચંદ્ર ઓધવ–મનામા | ,, |

---

## બે સભાસદોનો ખેદકારક સ્વર્ગવાસ.

### ૧. મેતા મોતીલાલ અમરસી–સાણંદ.

આ બંધુ મૂળ સાણંદનિવાસી છતા ઘણા વર્ષથી મુંબઇ રહેતા હતા ગયા ફાગણ વદિ ૧૧ સે લાંબા વખતની માંદગી ભોગવી સાણંદખાતે સ્વર્ગવાસી થયા છે. તેઓ બહુ વર્ષથી આ સભાના લાઇફ મેમ્બર હતા. સભા તરફ પ્રીતિવાળા હતા ધર્મશ્રદ્ધાળુ ને સરલ સ્વભાવી આ બંધુનો અભાવ થવાથી સભાને એક લાયક મેમ્બરની ખામી પડી છે અમે સદ્‌ગતના આત્માની શાંતિ ઇચ્છીએ છીએ

### ૨. શા. લક્ષ્મીચંદ મગનલાલ–ભાવનગર.

આ બંધુ ભાવનગરમા જ રહેતા હતા થોડાક જ દિવસોની માંદગી ભોગવી ફાગણ વદિ ૧૧ ને ૬૪ વર્ષની વયે પંચત્વ પામ્યા છે તેઓ આ સભાના લાઇફ મેમ્બર હતા સભા તરફ પ્રીતિવાળા હતા તેમના પુત્ર ભાઇ હિંમતલાલ તથા ચંપકલાલ વિગેરે પુત્રોને, પુત્રીઓને તેમજ તેમના સંબંધીઓને અમે અંતઃકરણથી દિલાસો આપીએ છીએ સદ્‌ગતે પોતાના શિક્ષક તરીકેના જીવનમા વિદ્યાર્થીઓનો સારો ચાહ મેળવ્યો હતો તેમના આત્માને શાંતિ ઇચ્છીએ છીએ.

---

## સભાના છપાવેલા ખાસ ખરીદ કરવા લાયક સૂત્રો ને ગ્રંથો

| | |
|---|---|
| ૧ શ્રી આત્મપ્રબોધ ગ્રંથ–સંસ્કૃત ... ... ... | ૧–૮–૦ |
| ૨ શ્રી શ્રીચંદ્ર કેવળી ચરિત્ર–સંસ્કૃત પદ્યબંધ ... ... ... | ૧–૦–૦ |
| ૩ શ્રી બૃહત્ક્ષેત્રસમાસ શ્રીમલયગિરિજીકૃત મોટી ટીકા યુક્ત ... .. | ૩–૪–૦ |
| ૩ શ્રી વર્દ્ધમાન દેશના પ્રાકૃત–સંસ્કૃત છાયા સાથે ભાગ ૧ લો રૂા ૩) ભાગ ૨ જો | ૨–૦–૦ |
| ૫ શ્રી સમવાયાંગ સૂત્ર મૂળ, મૂળાર્થ, ટીકાર્થ યુક્ત ... ... | ૩–૦–૦ |
| ૬ શ્રી જ્ઞાતાસૂત્ર મૂળ, મૂળાર્થ, ટીકાર્થ સાથે ભાગ ૨ જો ... ... | ૪–૦–૦ |
| ૭ શ્રી અંતગડદશાંગ ને અનુત્તરોવવાઇ સૂત્ર મૂળ, મૂળાર્થ, ટીકાર્થ સાથે .. | ૧–૮–૦ |
| ૮ શ્રી નિરયાવલી સૂત્ર ( પાંચ ઉપાંગ ) ,, ,, , ... | ૧–૮–૦ |

મુદ્રકઃ શા ગુલાબચંદ લલ્લુભાઈ-શ્રી મહોદય પ્રિન્ટિંગ પ્રેસ, દાણાપીઠ-ભાવનગર

मोक्षार्थिना प्रत्यहं ज्ञानवृद्धिः कार्या ।




# જૈન ધર્મ પ્રકાશ






પુસ્તક ૫૮ મું — અંક ૨ જો

વીર સંવત ૨૪૬૮ — श्री जैनधर्म प्रसारक सभा — વિક્રમ સંવત ૧૯૯૮

વૈશાખ

પ્રગટકર્તા—

શ્રી જૈન ધર્મ પ્રસારક સભા

ભાવનગર

# શ્રી જૈન ધર્મ પ્રકાશ

બહારગામ માટે બાર અંક ને ભેટના પોસ્ટેજ સાથે વાર્ષિક લવાજમ રૂા. ૧-૧૨-૦

પુસ્તક ૫૮ મું } **વૈશાખ** { વીર સં. ૨૪૬૮
અંક ૨ જો } { વિક્રમ સં. ૧૯૯૮

## अनुक्रमणिका

૧ શ્રી શ્રુતદેવતા સ્તુતિ-સંસ્કૃત ... ... ( સં. મુનિ વિદ્યાનંદવિજયજી ) ૩૩
૨ શ્રી અનુભવપચ્ચીશી. દુહા. ... ... ... ( સં. સ્વ. સ. ક. વિ. ) ૩૪
૩ ઉપદેશક દુહા. ... ... ... ... ... ( ,, ,, ,, ) ૩૫
૪ શ્રી સિદ્ધચક્રસ્તોત્રે શ્રી સાધુપદ તથા દર્શનપદ સ્તોત્ર. અનુવાદ સાથે
... ... ... ... ... ... ... ... ( આ. શ્રી વિજયપદ્મસૂરિ ) ૩૬
૫ શ્રી આનંદઘનજીકૃત પદ ૫૭ મું. અદ્ભુત નાટક ખેલ ( મૌક્તિક ) ૪૧
૬ શ્રી જૈનધર્મપ્રકાશ ચીરાયુ હો-પદ્ય ... ... ( રાજમલ ભંડારી ) ૪૬
૭ પરમતસહિષ્ણુતા ને સમભાવવૃત્તિ ... ( વકીલ ન્યાલચંદ લક્ષ્મીચંદ ) ૪૭
૮ આધાશીશીના વ્યાધિને પ્રસંગે થયેલી વિચારણા ... ( કુંવરજી ) ૫૦
૯ શ્રી વીરપ્રભુના આનંદાદિ દશ શ્રાવકોનું સમાનત્વ ... ( કુંવરજી ) ૫૧
૧૦ પ્રશ્નોત્તર... ... ... ( પ્રશ્નકાર—ભાઇ દેવચંદ કરશનજી-રાધનપુર ) ૫૨
,, ... ... ... ( પ્રશ્નકાર—શા. છગનલાલ દેવચંદ-સોલાપુર ) ૫૪
૧૧ સંઘસ્વરૂપકુલક-સાર્થ ... ... ... ( સં. મુનિ શ્રી પુણ્યવિજયજી ) ૫૭
૧૨ વીરવિલાસ ( ૪ ) ... ... ... ... ... ... ... ( મૌક્તિક ) ૫૯
૧૩ હિતકારી વચનો ... ... ... ... ... ( મુનિ વિદ્યાનંદવિજયજી ) ૬૧
૧૪ પ્રભાવિક પુરુષો: શય્યંભવસ્વામી ( ૨ ) ( મોહનલાલ દીપચંદ ચોકસી ) ૬૩
૧૫ સ્વ. આનંદશંકરભાઇ .. ... ... ... ... ... ( સુશીલ ) ૬૮

### માસિકના લવાજમના વેચ્યુ શરૂ થશે

ગયા અંકમાં સૂચના આપ્યા પ્રમાણે શ્રી જૈનધર્મપ્રકાશ પુ. ૫૭-૫૮ બે વર્ષના સં. ૧૯૯૭ના ચૈત્રથી સં. ૧૯૯૮ના ફાગણ સુધીના લવાજમનું વેલ્યુ ખર્ચ ને ભેટના પોસ્ટેજ સાથે રૂા. ૩ાાનું તા. ૧૦ મી મેથી શરૂ કરવામાં આવશે તે જરૂર સ્વીકારી લેશો. શરતચૂકથી પાછું ફેરવીને સભાને ફોગટના ખર્ચમાં ઉતારશો નહીં. મનીઓર્ડરથી લવાજમ મોકલનારે રૂા. ૩ાા મોકલવા. તેમને પાંચ આનાનો ફાયદો થશે.

ભેટની બુકો—૧ વનિતા વિનોદ (ગૃહજીવનના પ્રશ્નોના તલસ્પર્શી સાન કથાઓ). ૨ જૈનતત્ત્વપ્રવેશક જ્ઞાનમાળા.

# શ્રી જૈન ધર્મ પ્રકાશ સહાયક ફંડ.

"શ્રી જૈન ધર્મ પ્રકાશ" માટે સહાયક ફંડની વિજ્ઞપ્તિ દર્શાવતા તેના સુંદર જવાબ તરીકે જે મદદ મળી તેમના નામો ગતાંકમાં દર્શાવ્યા બાદ જે વિશેષ મદદ મળી છે તે સાભાર સ્વીકારવામાં આવે છે

| | | |
|---|---|---|
| ૧૧૮૭) | પ્રથમ અંકમાં આપેલા લીસ્ટ પ્રમાણે | |
| ૫૧) | ભાઈ પન્નાલાલ ચુનીલાલ વીરચંદ | રાધનપુર |
| ૫૦) | શેઠ મેઘજીભાઈ સોજપાળ | મુંબઈ |
| ૨૫) | ગાંધી ચતુર્ભુજ મોતીલાલ | ભાવનગર |
| ૨૫) | ગાંધી અમરચંદ ઘેલાભાઈ | " |
| ૨૫) | ગાંધી વમતલાલ વૃજલાલ | " |
| ૧૧।≈ | શાહ જેચંદ ધુળાજી | કલાપરા |
| ૧૧) | શેઠ જયસુખલાલ ગમચંદ | મુંબઈ |
| ૧૦) | શાહ આશાભાઈ ખેમચંદ | ખરોદરા |
| ૫) | શાહ દેવચંદ હરખચંદ | ઉપલેટા |
| ૫) | શાહ રતનચંદ લધાજી | કાવીઠા |
| ૫) | વકીલ ગુલાબચંદ વાઘજી | વઢવાણ કાંપ |
| ૨) | શાહ ગુલાબચંદ માણેકચંદ | ભરૂચ |
| ૨) | શાહ નગીનદાસ હેમચંદ | વઢાઝ |
| ૨) | પારેખ રાયચંદ મૂળજી | રાજકોટ |
| ૨) | શાહ જગજીવન પ્રેમજી | કોલકી. |
| ૧॥ | શાહ લખમશી કેશવજી | કચ્છ-પત્રી |
| ૧।≈ | શાહ રતીલાલ કેશવલાલ | ઇડર |
| ૧) | પારેખ મોતીલાલ ચતુરદાસ | ખેડા |
| ૧૪૨૨॥ | | |




પુસ્તક ૫૮ મું } વૈશાખ { વીર સં. ૨૪૬૮
અંક ૨ જો } { વિ. સં. ૧૯૯૮

मोक्षार्थिना प्रत्यहं ज्ञानवृद्धिः कार्या । ( ઉપદેશ )

# श्रुतदेवतास्तुति

( द्रुतविलम्बितवृत्तम् )

कचमरालविहङ्गमवाहना सितदुकूलविभूषणशोभना ।
प्रणतभूमिरुहामृतसारिणी प्रवरदेहविभावरधारिणी ॥ १ ॥
अमृतपूर्णकमण्डलुधारिणी त्रिदश-दानव-मानवसेविता ।
भगवती परमैव सरस्वती मम पुनातु सदा नयनाम्बुजम् ॥ २ ॥
जिनपतेः प्रथिताखिलवाङ्मयी गणधराननमण्डपनर्तकी ।
गुरुमुखाम्बुजखेलनहंसिका विजयते जगति श्रुतदेवता ॥ ३ ॥
अमृतदीधितिबिम्बसमानना त्रिजगतीजननिर्मितमाननां ।
नवरसामृतवीचिसरस्वतीं प्रमुदितः प्रणमामि सरस्वतीम् ॥ ४ ॥
विततकेतकपत्रविलोचने विहितसंसृतदुःखविमोचने ।
धवलपक्षविहंगमलाञ्छिते जय सरस्वति ! पूरितवाञ्छिते ! ॥ ५ ॥
भवदनुग्रहलेशतरंगितास्तदुचितं प्रवदन्ति विपश्चितः ।
नृपसभासु यतः कमलाबलकुचकलाकलनानि वितन्वते ॥ ६ ॥
गतधना हि जनास्त्वदनुग्रहा कलितकोमलवाक्यसुधोर्मयः ।
चकितबालकुरंगविलोचना जनमनांसि हरन्तितरां नराः ॥ ७ ॥
करसरोरुहखेलनचंचला तव विभाति वरा जपमालिका ।
श्रुतपयोनिधिमध्यविकस्वरोच्छलतरंगकलाग्रहसाग्रहा ॥ ८ ॥
द्विरदकेसरिमारिभुजंगमज्वलनतस्कराजरुजाभयम् ।
तव गुणावलिगानतरंगिणां न भविनां भवति श्रुतदेवते ! ॥ ९ ॥

सं० मुनि विद्यानंदविजय

# શ્રી અનુભવ પચ્ચીશી

પ્રણુમી ભગવતી ભારતી, પ્રણુમી જિન જગબંધુ;
આતમ અનુભવ કારણે, રચું પચવીશી પ્રબંધ. ૧.

યહ શત્રુ યહ મિત્ર હે, યહ મુજ પરિવાર;
જબ લગ બુદ્ધિ એહવી, તબ લગ હે સંસાર. ૨.

પરસંગે રંગી સદા, અનુભવ લહે ન કોય;
અનુભવ આતમ કારણે, બહિરાતમ પદ ખોય. ૩.

ઊંચ નીચ અજ્ઞાનસેં, જબ લગ જાને તેહ;
તબ લગ હે સંસાર સ્થિર, લહે ન ભવકો છેહ. ૪.

ઊંચ નીચ આતમ નહિ, અજ્ઞાન ભરમ કો દોષ;
ઊંચ નીચ સમજે નહિ, કૈસે લહે સુખ પોષ ? ૫.

ત્રિલિંગમેં ધરમ નહીં, જો માને સો મૂઢ;
વસ્તુ સ્વભાવે ધર્મ હે, યહ પરમારથ ગૂઢ. ૬.

ધર્મ અરૂપી આતમા, જાને ધ્યાની રાય;
અનુભવ સ્વાદકું તે લહે, અલ્પ ભવે શિવ જાય. ૭.

આતમ સ્વરૂપ સમજે નહીં, સમજે નહી નયવાદ;
ક્રિયાકાંડમેં પચ રહે, લહે ન આતમ સ્વાદ. ૮.

ભોળે જન સમજે નહીં, આતમ ધર્મ સ્વરૂપ;
આતમ અનુભવ જ્ઞાન વિન, ડૂબે ભવજળકૂપ. ૯.

યશ કીર્ત્તિ વંછે ઘણી, ચેલા પુસ્તક માલ;
તસ કિરિયા વિરથા કહી, બોલે ઉપદેશમાલ. ૧૦.

આતમ ધર્મ અગમ્ય હે, જાને નહીં વહુ લેશ;
તપ જપ ક્રિયાકાંડસેં, છૂટે નહીં કલેશ. ૧૧.

આતમ ધ્યાને મુનિરાયને, મન-કપિ બાંધ્યો લાય;
સોહં-તાર લગાય કે, લિયા શિવપદ જાય. ૧૨.

વિષયોંકા અભ્યાસસેં, લહે ન અનુભવ જ્ઞાન;
નિર્વિકલ્પ અનુભવ લહે, પ્રગટે આતમભાણ. ૧૩.

જ્ઞાની આતમ અનુભવ લહે, રાગ દ્વેષ કરી નાશ;
અલ્પ ભવે ભવિ તે લહે, અવિચલ પુરકો વાસ. ૧૪.

આત્માનુભવ ધ્યાન બિન, લહે ન સુખકી ખાન;
આત્મ અનુભવ જ્ઞાનસેં, લહે મોક્ષકા સ્થાન. ૧૫.
પઢે ગ્રન્થ અનુભવ બિના, કટે ન મોહકી જાળ;
આત્મ અનુભવ જ્ઞાનસેં, નાસે યહ તત્કાળ. ૧૬.
ગ્રહણ યોગ્ય હૈ આતમા, ત્યાગ યોગ્ય હૈ કર્મ;
જ્ઞાન ધ્યાન સંયોગસેં, પ્રગટે આતમધર્મ. ૧૭.
શુદ્ધ અનુભવ યોગસેં, લહે ભવિક જન મુક્તિ;
પરભાવે સંસાર હે, યેહી જ સાચી યુક્તિ. ૧૮.
મુખ્ય અનુયોગ ચારમેં, દ્રવ્યાનુયોગ જિનનામ;
સદ્ગુરુની કૃપાથકી, સમજે આ ત મ રા મ. ૧૯.
આતમ જ્ઞાને આતમા, લહે મુક્તિ આવાસ;
પરમેં બુદ્ધિ નિહાળતા, હોવે પુદ્ગલ દાસ. ૨૦.
પરભાવે રમતા થકા, લહે ન શુદ્ધ સ્વરૂપ;
ભેદ જ્ઞાનકી દૃષ્ટિસે, કોઈક લહે સ્વરૂપ. ૨૧.
આતમ અનુભવ જ્ઞાનસેં, ટળે મતિભ્રમ દોષ;
અનુભવ બીન જાને નહીં, બહિરાતમ મતિશોષ. ૨૨.
આધિ વ્યાધિ મીટ ગઇ, મીટ ગઇ ઇચ્છા આશ;
શત્રુ મિત્ર એક ભાવસેં, ખેલે અનુભવ પાસ. ૨૩.
દર્શન જ્ઞાન ચારિત્ર હૈ, રત્નત્રયી પદ સાર;
ચિદ્ઘન આત્મ સ્વરૂપ હૈ, ગુરુગમ લહે નિરધાર. ૨૪
અનુભવ પચવીશી કહી, ભવ્ય જીવ હિતકાર;
**આનંદઘનગુરુ** કૃપાથકી, જીવ લહે ભવપાર. ૨૫

સં. સ્વ. સ. ક. વિ.

## ઉપદેશક દુહા

ગુણ દેખી દ્વેષી બળે, થાય ખુશી ન ગમાર;
દ્વેષમહીં બળતો રહે, ખુશી ન કદી થનાર. ૧
જનની જણ તો ભક્ત જન, કાં દાતા કાં શૂર;
નહિ તો રહેજે વાંઝણી, મત ગુમાવીશ નૂર. ૨
ધન મેળવતાં દુઃખ છે, સાચવતાં પણ દુઃખ;
જો આવેલું જાય તો, જાય સમૂળું સુખ. ૩
માલ જેહમાં જેટલો, અંતે સર્વ જણાય;
હીરાને જન જંગલી, કંકર કહે શું થાય? ૪
સાત ચેતના સર્વ જણ, કિંમત અક્કલ તુલ્ય;
સરખા કાગળ હુંડીના, આંક પ્રમાણે મૂલ્ય. ૫

श्रीविजयपद्मसूरिविरचिताजितशान्तिस्तववृत्तानुसारि

# श्रीसिद्धचक्रस्तोत्रं

(સ્પષ્ટાર્થ સહિત)

(ગતાંક પૃષ્ઠ ૧૫ થી શરૂ)

## ૫. શ્રી સાધુપદ સ્તોત્ર

राग—अभयं अणहं० ॥

ममणे समिए, विरए विमए ।
पसमे पदमे, पणमामि मुणी ॥ विज्जुविलसिअं ॥ २१ ॥

**સ્પષ્ટાર્થ**—પાંચમા પરમેષ્ઠી પદમાં રહેલા મુનિવરો **समण**=તપસ્વી છે, અને **समिए**=પાંચ સમિતિને પાળનારા છે, તથા **विरए**=સાવદ્ય યોગોનો ત્યાગ કરનારા હોય છે, તેમ જ **विमए**=આઠ મદનો ત્યાગ કરે છે, વળી **पसमे**=પ્રશાન્ત ચિત્તવાળા હોય છે અને **पदमे**=ઇન્દ્રિયાદિકને અતિશય દમનારા છે, એવા **मुणी**=મુનિમહારાજોને હું **पणमामि**=પ્રણામ કરું છું. ॥ ૨૧ ॥

આ શ્લોક વિદ્યુદ્વિલસિત નામના છંદમાં રચ્યો છે. તેનું લક્ષણ આ પ્રમાણે જાણવું. જેના દરેક પાદમાં અનુક્રમે ૨ લઘુ અક્ષર, ૧ ગુરુ, ૨ લઘુ અક્ષર, ૧ ગુરુઅક્ષર હોય તે "વિદ્યુદ્વિલસિત" નામનો છંદ જાણવો. અહીં દરેક પાદમા ૭ અક્ષરો અને માત્રા આઠ હોય છે.

राग—आगयावरविमाण० ॥

दुक्खवियरणपचलप्पसुहपणविह–विसयपयतहवेरग्गगए ।
पवंदमो सरणोइयवरचरणपसाहगे, हयपमायसत्तू सयलणगारे ॥ वेड्ढओ ॥२२॥

**સ્પષ્ટાર્થ**—વળી તે શ્રી મુનિવરો **दुक्खवियरण**=જે દુઃખ આપવાને **पचल**=સમર્થ છે એટલે દુઃખ ઘણું આપનારા અને **अप्पसुह**=કાલ્પનિક સુખ થોડું આપનારા છે, એવા જે **पणविह**=પાંચ પ્રકારના **विसयपयतइ**=પાંચ ઇન્દ્રિયોના શબ્દાદિ વિષયોની શ્રેણિ (એટલે પાંચ ઇન્દ્રિયોના ૨૩ વિષયો) તેનાથી **वेरग्गगए**=વૈરાગ્ય પામેલા (તે મુનિવરો) છે. તથા **सरणोइय**=ભવ્ય જીવોને શરણ કરવાને ઉચિત છે (શરણ કરવા યોગ્ય છે) અને **वरचरण**=ઉત્તમ ચારિત્રધર્મના **पसाहगे**=સાધનારા છે, તથા **हयपमायसत्तू**=જેમણે આઠ પ્રમાદ અથવા પાંચ પ્રમાદરૂપ શત્રુઓને હણી નાંખ્યા છે (એટલે પ્રમાદ રહિત) એવા **सयलणगारे**=સર્વ અનગારોને–સાધુ મહાત્માઓને અમો **पवंदमो**=વિધિપૂર્વક પરમ ઉલ્લાસથી વંદન કરીએ છીએ ॥ ૨૨ ॥

આ શ્લોકની રચના વેઢક છંદમાં કરી છે, તેનું લક્ષણ આ પ્રમાણે જાણવું—

જેમાં અનુક્રમે ૨ તગણ, ૪ ટગણ, ૧ તગણ, ૧ ટગણ, ૩ તગણ, ૧ લઘુ અક્ષર, ૧ ગુરુઅક્ષર, ૧ પગણ, ૨ ટગણ, ૨ ગુરુઅક્ષર હોય, તે વેષ્ટક છંદ કહેવાય. આ ત્રીજી જાતનો વેષ્ટક છંદ છે.

राग—जं सुरसंघा सासुरसंघा० ॥

**उण्णयभावा चत्तविहावा, संजयजोगा नासियसोगा ।**
**णिम्मलदंसणसासणसेवण-तप्परचेयणभव्वसहावा ॥**
**पावणभव्वगुणगणविराइयपंचमहव्वयपालगसाहू ।**
**कम्मसमुच्चयणिज्जरणामय-सोहणवित्तिपवित्तिपयारा ॥ रयणमाला ॥ २३ ॥**

સ્પષ્ટાર્થ—તે મુનિવરો उण्णयभावा=ઉદાર સ્વભાવવાળા હોય છે (દિન દિન પ્રત્યે વૃદ્ધિ પામતા આત્મસ્વરૂપને ધારણ કરે છે ) અને चत्तविहावा= જેમણે વિભાવોનો એટલે પૈદ્ગલિક સંગતિથી ઉપજતી પરભાવરમણતાનો ત્યાગ કર્યો છે એવા છે, તથા संजयजोगा=સમ્યક્ પ્રકારે નિયમિત કરેલ છે મન, વચન અને કાયાના યોગો જેમણે એવા છે. તથા नासियसोगा=શોકનો નાશ કરે છે. તેમજ णिम्मलदंसण=નિર્મળ દર્શન-સમ્યક્ત્વને ધારણ કરે છે. તથા सासणसेवणतप्पर= શ્રી જિનશાસનની સેવામાં તત્પર છે चेयण=આત્મા જેમનો એવા છે તથા भव्व-सहावा=સુંદર જ્ઞાનદર્શનાદિ સ્વભાવને ધારણ કરનારા છે, તથા पावणभव्वगुणगण-विराइय=આત્માને પવિત્ર કરનાર જે સમ્યક્ત્વાદિ મનોહર ગુણનો સમૂહ તેના- વડે શોભાયમાન જે पंचमहव्वय=પાંચ મહાવ્રત, તેને पालग=પાળનાર એવા साहू=સાધુઓને નમસ્કાર કરું છું, તથા તે મુનિવરો कम्मसमुच्चयणिज्जरणामय= આ કર્મના સમુદાયની નિર્જરાવાળી सोहणवित्ति=જે શોભન વૃત્તિ-વિશુદ્ધ અધ્યવસાયોને ધારણ કરનારા અને पवित्तिपयारा=તેવી જ નિર્મલ ને વિવિધ પ્રવૃતિને કરનારા છે, આવા સાધુ મહાત્માઓને હું નમસ્કાર કરું છું ॥ ૨૩ ॥

આ શ્લોકની રચના રત્નમાળા નામના છંદમાં કરી છે. તેનું લક્ષણ આ પ્રમાણે જાણવું—જેના પહેલા પાદમાં ક્રમસર ૧ ટગણ, પછી ૨ ગુરુઅક્ષર, આ રીતે સાત વાર આવે, અને બીજા ત્રીજા ચોથા પાદમાં પહેલા સાત ટગણ, છેવટે ૨ ગુરુઅક્ષર આવે તે રત્નમાલા છંદ કહેવાય. અહીં દરેક પાદમાં બત્રીશ બત્રીશ માત્રા હોય છે.

राग—वंदिऊण थोऊण० ॥

**पत्तसंजमे भद्दसाहगे, तत्रविहायगे जणप्पबोहगे ॥**
**णिहिलवेमणापलाहिवारगे, भववने सया सरणसाहुणो ॥ २४ ॥ खित्तयं ॥**

સ્પષ્ટાર્થ—વળી તે મુનિવરો पत्तसंजमे=નિર્મલ સત્તર પ્રકારના સંયમને પાળે છે, તથા भद्दसाहगे=પોતાનું અને પરનું કલ્યાણ કરે છે, અને तत्र-

विहायगे=બાર પ્રકારની તપશ્ચર્યા કરે છે, તેમજ जणप्पवोहगे=લોકને અનુગ્રહબુદ્ધિથી ધર્મનો ઉપદેશ કરે છે, વળી णिहिलवेयणायलाहिचारगे=બાવીશ પરિષહ ( અને ઉપસર્ગ ) વિગેરેની વેદના ભોગવવામાં અચળ-સ્થિર રહે છે અને મનમાં ખરાબ ચિંતા કરતા નથી તથા भववने=સંસારરૂપી અટવીમાં सया=હમેશાં सरण्ण=શરણ કરવા યોગ્ય છે એવા साहुणो=સાધુઓને હું નમસ્કાર કરું છું. ॥ ૨૪ ॥

આ શ્લોકની રચના **ક્ષિપ્રક** છંદમાં કરી છે, તેનું લક્ષણ આ પ્રમાણે જાણવું—જે છંદના દરેક પાદમાં અનુક્રમે પગણ, બે ટગણ અને છેવટે એક ગુરુઅક્ષર આવે તે " **ક્ષિપ્રક** " નામનો છંદ કહેવાય.

राग–तं महामुणिं० ॥

**दुरकसुरकए खणे समे समे, वंदगम्मियरमाणएयरे ॥**
**लरकरक्खगे सुधम्मदेसगे, तित्थभासगे मुणी णमामि हं ॥ खित्तयं ॥ २५ ॥**

**સ્પષ્ટાર્થ**—दुरकसुरकए खणे=દુઃખના સમયમાં અને સુખના સમયમાં समे समे=જે સર્વે મુનિવરો સમતાભાવ રાખે છે, અથવા દુઃખ સુખ આપનારા સર્વે ક્ષણો-પ્રસંગો જેમને મન સરખા છે. કહેવાનું તાત્પર્ય એ કે તેઓ દુઃખના સમયે ઉદ્વેગ પામતા નથી ને સુખના સમયે રાજી થતા નથી એવા, તથા वंदगम्मियर=વંદન કરનાર અને વંદન ન કરનાર ( કષ્ટ આપનાર ) એ બન્નેમાં તથા माणएयरे=માન આપનારા ભવ્ય જીવોની ઉપર તેમ જ અપમાન કરનારા દુર્જનોની ઉપર સમદૃષ્ટિવાળા છે, તથા लरकरक्खगे=આત્મસાધન અથવા મોક્ષપ્રાપ્તિરૂપ જે લક્ષ્ય તેનું જ માત્ર રક્ષણ કરનારા છે, તથા सुधम्मदेसगे=ઉત્તમ શ્રુતધર્મ અને ચારિત્રધર્મનું ખરું રહસ્ય સમજાવે છે, તથા तित्थभासगे=તીર્થના શ્રી જૈનશાસનના ભાસક-ઉપદેશક અથવા ભાસક-પ્રકાશક છે તેવા मुणी=મુનિમહારાજોને हं=હું णमामि=નમસ્કાર કરું છું. ॥ ૨૫ ॥

આ શ્લોકની રચના ક્ષિપ્રક નામના છંદમાં કરી છે. ૨૪ મી ગાથાના છંદનું લક્ષણ અને આ છંદનું લક્ષણ અલગ અલગ સમજવું. આ પચીશમી ગાથાના ક્ષિપ્રક છંદનું લક્ષણ આ પ્રમાણે જાણવું-જેના દરેક પાદમાં ક્રમસર રગણ, નગણ, રગણ, ૧ લઘુ અક્ષર, ૧ ગુરુઅક્ષર આવે તે " ક્ષિપ્રક " નામનો છંદ કહેવાય.

**॥ ઇતિસાધુપદવર્ણનાભિધાનઃ પંચમઃ પ્રકાશઃ ॥**

## ૬. શ્રી દર્શનપદ સ્તોત્ર

राग—अंबरंतरविआरणिआहिं० ॥

**दंसणं सुपरिणामममहावं, जिणपमासियतत्तं चरमारं ।**
**मघमेयं नि विभिद्दविचारं, दुविहतिविहचउपंचपयारं ॥ दीवगं ॥ २६ ॥**

સ્પષ્ટાર્થ—**दंसणं**=શ્રી સમ્યગ્દર્શન ગુણ આત્માના **सुपरिणामसहावं**=ઉત્તમ પરિણામરૂપ છે. સમ્યગ્દષ્ટિ જીવોને સમ્યગ્દર્શન ગુણના પ્રતાપે એવા વિચાર આવે છે કે-**जिणयमासियतत्तं**=શ્રી જિનેશ્વરોએ જે કંઇ ( તત્ત્વ ) કહ્યું છે "**सच्चमेयं ति**" **विसिट्ठवियारं**=તે જ સાચું છે, નિઃશંક છે, ઉત્તમ વિચારવાળું છે અને એવા પ્રકારના **वरभावं**=ઉત્તમ રહસ્યથી ભરેલું સમ્યગ્દર્શન છે. તથા સમ્યગ્દર્શનને લઇને જ સમ્યગ્જ્ઞાન-ચારિત્રની કીંમત અંકાય છે, એટલે જો તેવા જ્ઞાનચારિત્રની સાધના શ્રદ્ધાપૂર્વક કરાય તો જ તેનાથી મુક્તિના સુખ મળી શકે છે તે દર્શન **दुविह**=દ્રવ્યથી અને ભાવથી અથવા નિશ્ચય તથા વ્યવહારથી અથવા નિસર્ગ તેમજ અધિગમથી અનેક રીતે બે પ્રકારનું છે અથવા ક્ષયોપશમ, ઉપશમ અને ક્ષાયિકભેદે અથવા કારક, રોચક તથા દીપકભેદે **तिविह**=ત્રણ પ્રકારનું છે. અથવા ક્ષયોપશમાદિ ત્રણમાં સાસ્વાદન ભેળવતાં **चउपयारं**=ચાર પ્રકારનું છે, અથવા એ ચાર ભેદમાં વેદકને ગણતાં **पंचपयारं**=પાંચ પ્રકારનું સમ્યગ્દર્શન છે. ॥ ૨૬ ॥ આ શ્લોકની રચના દીપક છંદમાં કરી છે. તેનું લક્ષણ આ પ્રમાણે જાણવું-ક્ષિસક છંદના ચારે પાદ જો યમકવાળા હોય તો તે **દીપક છંદ** બને છે. આ છંદનું બીજુ નામ **मंडिल** છે.

राग—पीणनिरंतरथणभर० ॥

जायइ तं परिणइमयतिकरणणुक्कमभावं ।
चियमोहसमपमुहजोगयलक्खणपंचगभावं ॥
भवभंतिविणासगसिवसुरपयदयणट्ठविहावं ।
जिणवइगइयपभूसणदूसणणासियतावं ॥ चित्तक्खरा ॥ २७ ॥

સ્પષ્ટાર્થ—**तं**=એ સમ્યક્ત્વ **परिणइमय**=આત્માના તથાપ્રકારના પરિણામરૂપ જે **तिकरण**=ત્રણ કરણ ( યથાપ્રવૃત્ત, અપૂર્વ અને અનિવૃત્તિ ) તેના **अणुक्कमभावं**=અનુક્રમે કરીને ઉત્પત્તિ છે જેની, આ રીતે **जायइ**=ઉત્પન્ન થાય છે. તથા **चियमोह**=એકઠો કરેલ મોહનો જે **समपमुह**=ઉપશમ વિગેરે તેના **जोगय**=યોગે પ્રકટ થાય છે. અને તે **पंचलक्खणभावं**=ઉપશમ, સંવેગ, નિર્વેદ, આસ્તિક્ય ને અનુકંપા આ પાંચ લક્ષણથી ઓળખાય છે માટે પાંચ લક્ષણવાળું તે કહેવાય છે. તથા **भवभंतिविणासग**=ભવભ્રમણનો નાશ કરનારું છે તથા **सिवसुरपयदय**=મોક્ષસુખ અને વૈમાનિક દેવના સુખને આપનાર છે. અને **णट्ठविभावं**=વિભાવદશાનો ધીમે ધીમે નાશ કરનારું છે. તથા તે **जिणवइगइय**=શ્રી જિનેશ્વરોએ કહેલ **पभूसण**=પાંચ ભૂષણ ( વિધિકુશળતા-તીર્થસેવા-ગુરુભક્તિ-દૃઢતા-પ્રભાવના ) વાળું છે તથા તેના **दूसण**=શંકા-કાંક્ષા-વિચિકિત્સા-અન્ય પ્રશંસા-અન્યસંસ્તવ-આ પાંચ દૂષણ જણાવ્યા છે તેનું અને **णासियतावं**=આધિ, વ્યાધિ અને ઉપાધિના તાપને નાશ કરનારું છે. ॥ ૨૭ ॥

આ શ્લોકની રચના ચિત્રાક્ષરા છંદમાં કરી છે, તેનું લક્ષણ આ પ્રમાણે જાણવું—

જે છંદના પહેલા પાદમાં ને ચોથા પાદમાં ક્રમસર પાંચ ટગણ અને છેલ્લા બે ગુરુ અક્ષર હોય, તથા બીજા પાદમાં ને ત્રીજા પાદમાં ક્રમસર ૬ ટગણ, ૧ ગુરુ અક્ષર હોય તથા જેના ચારે પાદ યમકવાળા હોય તે **ચિત્રાક્ષરા** છંદ કહેવાય.

राग–देवसुंदरीहिं पायवंदिआहिं० ॥

तित्थनाहदेवा जम्मि भद्दसेवा, चत्तभामिणीपसंगदव्वमोहणा ।
सग्गुरु विणट्ठखेवा वायणाइसंगई पणट्ठाकामणे चेव ॥
पहाणसुद्दअो धम्मो तिमेयजुत्तो सव्वचंगो अप्पसुद्धिदाणे दंसणं ।
समप्पयं निरंतरं तं संसिहेमो सया भवे भवे ॥ २८ ॥ नारायओ ॥

સ્પષ્ટાર્થ—जम्मि=જે સમ્યક્ત્વમાં भद्दसेवा=જેમની બહુમાનપૂર્વક કરેલી ભક્તિ મહાકલ્યાણ કરનારી છે, એવા तित्थनाहदेवा=શ્રી તીર્થંકર ભગવંતોને દેવ તરીકે માનવાનું હોય છે. તથા જેમણે भामिणीपसंग=સ્ત્રીઓનો સંગ અને दव्वमोहणा=ધનનો મોહ चत्त=ત્યાગ કર્યો છે એવા અને જેમણે विणट्ठखेवा=ક્ષેપ એટલે ચિત્તની અસ્થિરતાને કરનારા કારણોનો નાશ કર્યો છે એવા सग्गुरु=સદ્ગુરુઓને ગુરુ તરીકે માનવાનું છે, તે સદ્ગુરુઓ वायणाइसंगई=વાચના, પૃચ્છના વિગેરે પાંચ પ્રકારના સ્વાધ્યાયના યોગે पणट्ठ=નાશ પામી છે आकामणा=તમામ જાતની કુવાસના જેમની चेव=એવા પ્રકારના હોય છે. તથા જેમાં શ્રી જિનેશ્વરે કહેલ હોવાથી શ્રેષ્ઠ અને सुद्दओ=ઉત્તમ દયારૂપ धम्मो=ધર્મને ધર્મ તરીકે માનવાનું છે. તે तिमेयजुत्तो=ત્રણ ભેદવાળો (સમ્યક્ત્વ, દેશવિરતિ અને સર્વવિરતિવાળો અથવા ઉત્તમ દર્શનાદિ ત્રણ ભેદવાળો) છે. અને अप्पसुद्धिदाणे=આત્માને ચોખ્ખો કરનાર છે. તથા सव्वचंगो=બીજા સર્વ ધર્મોમાં અત્યંત સુંદર ધર્મ છે, એ રીતે ઉત્તમ દેવગુરુધર્મની શ્રદ્ધાવાળું આ दंसणं=છઠ્ઠું દર્શનપદ निरंतरं समप्पयं=નિરન્તર આત્માને શાન્તિ આપનારું છે. तं=તેને भवे भवे=ભવોભવમાં सया=હમેશા संसिहेमो=અમે ચાહીએ છીએ. ॥ ૨૮ ॥

આ શ્લોક નારાચક છંદમાં છે. તેનું લક્ષણ આ પ્રમાણે જાણવું—જેમાં ક્રમસર ૧૧ જગણ, ૧ ગુરુ અક્ષર, ૧૪ જગણ, ૧ નગણ, ૧૬ જગણ, ૧ ટગણ, ૩ જગણ હોય, તે **નારાચક** છંદ કહેવાય. ચૌદમી ગાથાના સ્પષ્ટાર્થમાં જે નારાચક છંદનું લક્ષણ જણાવ્યું છે, અને ૩૧ મી ગાથાના સ્પષ્ટાર્થમાં જે જણાવીશ તેના કરતાં આ નારાચક છંદનું લક્ષણ જૂદું પડે છે; કારણ કે આમાં જગણ વધારે પ્રમાણમાં આવે છે.

ઇતિ સમ્યગ્દર્શનવર્ણનાભિધાનઃ ષષ્ઠઃ પ્રકાશઃ

## મહાન્ યોગી શ્રી આનંદઘનજીકૃત

# પદ સત્તાવનમું: અદ્દ્ભુત નાટક ખેલ

( ગતાંક પૃષ્ઠ ૧૧ થી શરૂ )

૩. આ તો બાજી છાંડીને તેનાથી પર થયા તેની વાત થઈ. હવે અહીં બાજી માંડનારના કેવા પ્રસંગો થાય છે અને તેની બાબતમાં કેવા કેવા ભવાડા ઉદ્ભવે છે તે પર ધ્યાન ખેંચે છે. અહીં નો સર્વ વાણીનો વિલાસ છે. જેને મનમાં જે આવે તે થાપે છે, ઉત્થાપે છે અને મનગમતા ઊહાવ કરી બાજીને બદલાવે છે. બુદ્ધિબળનો સારો યા તો ખરાબ લાભ ઊઠાવી પોતાના મતના પ્રચાર માટે અનેક તર્કની જાળો, અવ્યવસ્થિત ચર્ચાઓ અને ગમે તે પ્રકારે પોતે સાચા છે એમ બતાવવા માટે ખાલી બકવાદ કરે છે. પ્રત્યેકનો દાવો સત્ય શોધવાનો હોય છે, પણ એ સત્યના ઝંડા તળે અત્યંત આકરો દુરાગ્રહ અને પોતાને સાચા મનાવવાના તનતોડ પ્રયત્ન સિવાય કાંઇ દેખાતું નથી અને જરા વિશિષ્ટ આત્મિક નજરે જોવામાં આવે તો એમાં ખાલી બકવાદ જ જણાય છે. એવા વાગ્વાદ–બકવાદના દાખલા જોવા હોય તો કોઇ ધર્મની છાયા નીચે ચાલતા વાદવિવાદ કે ચર્ચા સાંભળવા કે વાંચવા. એમાં પોતાના પક્ષને ગમે તેવી દલીલથી સિદ્ધ કરવાની વાત જ હોય છે અને સત્ય શોધનની જરા આધ્યાત્મિક નજરે જોઇએ તો એમા છળ, હેત્વાભાસ અને બકવાદ જ લાગશે.

એ સર્વમાં તો ખટરાગ જ જોવામા આવશે. આ 'ખટરાગ' શબ્દ ખાસ સમજવા જેવો છે. સંગીતના ધોરણ પ્રમાણે રાગ છ છે: ભૈરવ, માલકોશ, હિંડોળ, શ્રીરાગ, કેદાર અને મલાર. એની રાગણી, ઉપરાગણી અને તેના પરસ્પર મેળાપથી હજારો રાગ–રાગણી થાય છે, પણ મૂળ રાગ છ છે. ખટ એટલે ષટ્ અથવા છ. આ છ રાગનો મેળાપ સુંદર થવો જોઇએ, છતાં ગુજરાતી ભાષામાં ખટરાગ એટલે ક્લેશ, અણબનાવ, કકાકૂટ એવો અર્થ થાય છે. સંગીત જેવા આકર્ષક વિષયના છ રાગ ભેગા થાય ત્યારે આનંદના ઉછાળાને બદલે અણબનાવ કે કલેશ કેમ થાય? અને 'ખટરાગ' નો આવો અર્થ કેમ થયો હશે? એનું વ્યવહારુ જ્ઞાન સમજવા જેવું છે. એક રાગ હોય તો પાલવે, એના ઉપર મન કેંદ્રિત થાય, એમાં એકાગ્રતા થાય, પણ જ્યાં છ રાગ થયા ત્યાં અંદર અંદર કલેશ, ખેંચતાણ, સ્વમતાગ્રહ અને ધામધૂમ જ ચાલે. દરેક રાગ–રાગી પોતપોતાનું ખેંચે અને તે એટલે સુધી ખેંચે કે તાણતાં તૂટી જાય તેનો પણ તેને ખ્યાલ ન રહે–ધ્યાન ન રહે. આવો 'ખટરાગ' અહીં છે. શ્રીરાગવાળો પોતાનું ખેંચશે અને મલારવાળો પોતાનું ખેંચશે. આ પ્રમાણે આત્માને સમજ્યા વગર એના ભેદાભેદવાદ પર કે દ્વૈત અદ્વૈતની ચર્ચા પર એ ઊતરી પડશે ત્યારે પોતાના રાગ પર એ ખેંચાતો જ રહેશે. એને સત્યશોધનની કાંઇ પડી નથી, એને આત્મારામનું અંતે શું થશે અને એ કયાં જશે તેની પરવા નથી; એને તો અખાડો જમાવવો છે, મઠ ચલાવવો છે અને પોતાના મઠ સિવાય અન્યત્ર કોઇ સ્થાને સત્ય કે સમજણ નથી એ વાતનો પ્રચાર કરવો છે. આવો બકવાદ સર્વત્ર છે. આ વાત જેમ મઠધારી માટે સત્ય છે તેમ વ્યક્તિરૂપે લગભગ સાર્વત્રિક છે. કોઇ

સ્વમાનના દેખાવ નીચે તો કોઇ પોતાની કીર્તિ જમાવવા માટે, કોઇ નામ કાઢવા માટે તો કોઇ પ્રથમ ખુરશી મેળવવા માટે 'અપની અપની ગાવે' અને એ ખટરાગના ગાનમા ચેતનજી પોતે ગૂચવાઇ જાય, સ્વાડે ચઢી જાય કે વિસરાઇ જાય આ સ્થિતિ સર્વવ્યાપી છે એટલું જાણવુ અને તેમા અપવાદ છે તે ઘણા ઓછા અને દુનિયાને નહીં જણાયલા છે એ વાત આખ ઊઘાડી રાખી જોઇએ તો બરાબર દેખાય તેવી છે.

આવા સંયોગોમા કોની વાત કરીએ? શુ બોલીએ? કેવી રીતે બોલીએ? ચોતરફ નજર કરતા બોલવાની ઇચ્છા થતી નથી, શુ બોલવુ એ સૂઝતુ નથી અને બોલવાથી કાંઇ લાભ થાય એમ જણાતુ પણ નથી. અને વિનાકારણ બોલવુ એનો કાંઇ અર્થ નથી બહુ સંક્ષેપમાં આ સ્થિતિનુ પરિણામ રજૂ કરતા ટૂંકમા કહી દે છે કે હે ચેતન! તુ આવો પથ્થરનો ભાર નકામો શા માટે ઉપાડે છે? જો સંસારમા નજર કરશો તો જણાશે કે આ પ્રાણી એમ જ માને છે કે એના ઉપર જ દુનિયા ચાલે છે, એ નાની મોટી દરેક નાતમા પોતાની જાતને મધ્યબિંદુએ ગણે છે અને જાણે એ નહિ હોય તો એના પુત્ર કે પુત્રીઓ કે એની સંસ્થાઓ કે એના રીતરિવાજોનુ શુ ને શુ થઇ જશે એમ માની એ કલ્પનાના જોર પર વેપારનો, ઘરનો, જ્ઞાતિનો, સંસ્થાનો કે કોઇ પણ પ્રકારનો ભાર પોતાની પર ગણી કાઢે છે અને જાણે પોતે ન હોય તો દુનિયા વિનાશ પામી જશે કે શીર્ણ-વિશીર્ણ થઇ જશે એમ માની એ વિનાકારણ બધો ભાર ઉપાડીને ચાલે છે. ઘરમા સ્ત્રી હશે તો તે એમ માનશે કે એના વગર ઘર ચાલે જ નહિ, બાર રૂપિયાનો પટ્ટાવાળો પેઢીની કે અમલદારની ઑફિસ પોતે હોય તો જ ચાલે એમ માને છે, રેલ્વેનો ગાર્ડ જાણે પેસેન્જરોનો શેઠ હોય એમ સમજે છે અને પોતાથી જ ગાડી ચાલે છે એમ માને છે ડ્રાઇવર પણ એ જ ધોરણે પોતાના મનમા મલકાયા કરે છે ત્યારે સાધાવાળો તો સમજે છે કે એના હાથમા સેંકડોના જીવન છે અને સ્ટેશનમાસ્તર સમજે કે એ ન હોય તો ગાડી આવી શકે નહિ અને ઉપડી શકે નહિ. આમ સર્વ પોતપોતાના તાનમા મસ્ત રહી ખાલી પોતાને માથે નકામો બોજો ઉપાડીને ચાલે છે અને આ દુનિયામા 'હું પણ કાઇક છુ' એમ માની સહુ પોતાને મોટો ગણે છે, કાઇક છુ એમ માની ગર્વ ધરાય છે અને કોઇ રીતે પોતાની હયાતી સ્વીકારાવવાનો દાવો કરે છે. કૂતરો એમ સમજે છે કે એ શેરીનો રાજા છે અને એના પદાધિકારના સ્થાનમા અન્ય કૂતરાને પ્રવેશ કરવાનો અધિકાર નથી. આવા તો પારવગરના દાખલા આપી શકાય આ સર્વ ફોગટ પથ્થરનો ભાર ઉપાડવા બરાબર છે

અંતે તો સર્વને એક નાગવાળુ કપડું ઓઢવાનું છે. જ્યારે પ્રાણી મરણ પામે છે ત્યારે તેને એકનારુ ઊજળુ કપડુ ઓઢાડવામા આવે છે. હિંદુ હોય તો એને નનામીમા લઇ જાય, મુસલમાન હોય તો જનાજામાં લઇ જાય, પણ એના શરીર પર એકનારું કપડું જરૂર ઓઢાડવાનો રિવાજ છે. એટલે તુ ગમે તેટલો પથ્થરનો ભાર ઉપાડ, 'મારું મારું' કરીને ગમે તેટલુ ધન મેળવ કે સંપત્તિ વધારે, અને તેને માટે ગમે તેટલો ભાર વેઠાર, પણ અંતે તો તારા નસીબમાં એકનારો ચોરસો જ છે આ વાત યાદ રાખીશ તો બાજીની

અજબતા અને બાજીગરની બુદ્ધિમત્તા કે મંદતા યા મૂર્ખતાનો તને પોતાને જ ખ્યાલ આવી જશે. આવી અજબ બાજી માંડી છે અને તેનો બાજીગર નકામો તણાઈ મરે છે.

અહીં એક બીજો ભાવ પણ બેસે છે. વાણીનો વિલાસ તો સર્વવ્યાપી છે, દરેક દર્શનકાર કે મતવાળા એમાં મસ્ત બને છે, એમાં કોની વાત કરવી અને કોની છોડવી ? એને સમજાવતાં કહે છે કે એ સર્વ પથ્થરનો ભાર છે, નકામી માથાકૂટ છે, સમજ્યા વગરની થેલછા છે, અક્કલવગરની અથડામણ છે. તું બરાબર વિચારીશ તો તને સમજાશે કે એ સર્વ એકતારના વિવિધ પ્રકારો છે એટલે તંબૂરાના એક તારમાંથી વિવિધ સૂરો નીકળે છે, પણ અંતે મૂળ તાર તો એક જ છે અને પ્રત્યેક સૂરનું મૂળ ત્યાં જ છે. એટલે ચેતનજીનું સ્વરૂપ સમજવામાં આવે, એને બરાબર ઓળખવામાં આવે, એની વર્તમાન સ્થિતિનાં કારણોનો અભ્યાસ કરવામાં આવે, એની સ્થિતિમાં મહાન પલટો આણી શકાય તેમ છે તે વાત સમજીને તેનો સ્વીકાર કરવામાં આવે તો કામ થઈ જાય તેમ છે. આ સર્વ જુદા જુદા સૂરો એક જ તારમાંથી નીકળે છે એ વાત સમજતાં બાજીગરની આખી બાજી સમજી જવાય અને એ બાજી છોડી સર્વથી ઉપર જઈ બેસાય તેમ છે, માટે આ સર્વ અંતે તો એક તારના ચોલા–રૂપો છે એ વાત સમજી મૂળ તારને પકડી લેવા પ્રયત્ન કરવા જેવો છે. અને એમ થશે ત્યારે આ વાગ્વાદ–બકવાદ દૂર થઈ, પથ્થરનો ભાર ઊતરી જશે અને કોની વાત કરવી એવો સવાલ પણ ઊભો નહિ થાય. તારમાંથી 'સા ' રિ ' ગ ' મ ' પ ' ધ ' ની ' કોમળ, મધ્યમ કે ધૈવત આદિ અનેક સૂરો નીકળે તેની ખટપટમાં પડવા કરતા મૂળ તારને જ પકડી લેવો, એને સમજવો, એના વિવિધ આવિર્ભાવોનુ રહસ્ય જાણવું અને વિવિધ સૂરની અંદર એકતા રહેલી છે એને સમજવી. એ સમજાય તો બાજી પકડી લેવાય છે અને ગૂંચવણોનો છેડો આવે છે. આવી અપૂર્વ ખેલવાળી બાજી ચેતનજી ખેલી રહ્યા છે, અને એ બાજીની અંદર જોતાં આવડે તો એકતા છે એ સમજવા જેવી હકીકત છે.

'ચોલા' નો અર્થ પછેડો પણ થાય છે. સ્ત્રીઓ પહેરે તે પાંચ વારનો સાડલો કે સાડી કહેવાય, છૂટાં લુગડાં છોકરીઓ પહેરે તેને 'ચોલો' કહેવામાં આવે છે. ઉપરના અર્થને મળતો જ તેનો ભાવ હોઈ તેને માટે વધારે વિવેચનની આવશ્યકતા નથી.

એક હિંદી ભાષા જાણનાર સાથે પ્રસંગ પડતાં એમણે આ પંક્તિનો નવીન અર્થ સૂચવ્યો. હિંદી ભાષામાં 'ચોલા'નો અર્થ શરીર થાય છે. શરીરનો સર્વ આધાર તાર પર–શ્વાસોશ્વાસ પર રહે છે. એ એમ કહે છે કે હે ચેતનરાજ ! શ્વાસોશ્વાસને બાદ કરીએ તો શરીર તો પથ્થરના બોજા જેવું છે. શ્વાસોશ્વાસ પૂરા થતાં સાડાત્રણ મણનો ભાર–પથ્થરનો બોજો બાકી રહે છે. આવો પથ્થરનો ભાર તું શા માટે વેંઢારે છે ? શા માટે વહન કરે છે ? શરીરને ઉપાડનાર–ચલાવનાર અને એનો ભાર વહન કરનાર તો તું પોતે જ છે, ત્યારે આવા એક તાર ઉપર આધાર રાખનાર શરીરનો ભાર શા માટે વહે છે ?

**ચોલા** શબ્દનો આ અર્થ આગળપાછળનો સંબંધ જોતાં મને સુસંગત લાગે છે. સર્વ મતવાળામાં કે દર્શનકારોમાં તો ખટરાગ છે, એમાં કોની વાત કરીએ અને કોને શું કહીએ ? તું તો ખાલી પથ્થરનો ભાર ઉપાડી 'મારું મારું' કૂટયા કરે છે, પણ અંતે એ

તો એક શ્વાસોશ્વાસ ઉપર આધાર રાખનાર શરીર છે એની ખાતર આ સર્વ ખટપટ ન ઘટે. તુ આવા તાર ઉપર લટકી રહેલા શરીર ખાતર અજબ ખેલ ખેલી રહ્યો છે એમા તારી શોભા નથી ખાલી નાટક માડ્યુ છે અને એ તદ્દન અર્થવગરનુ છે, એ જરા અવલોકી લે, સમજી લે અને ઊંડો ઉતર.

૪ તારી પોતાની યોગલક્ષ્મી છે, મન, વચન, કાયાના યોગને અંકુશમા રાખનાર મહાલક્ષ્મી છે, તારામા એ લક્ષ્મી ભરેલી છે પરમ મુક્તિની સાથે આત્માને જોડી દે અને આખી બાજીનો છેડો આણી મૂકે તેને યોગ કહેવામા આવે છે એના યમ નિયમ આદિ આઠ પ્રકારો પર અત્યત વિવેચન કર્યું છે એ તારી યોગલક્ષ્મીને તારે બરાબર સમજવી ઘટે. આખા જૈનશાસનના નીતિવિભાગનો સાર 'અહિંસા, સયમ અને તપ' એ ત્રણ શબ્દોના વર્તનમા આવી જાય છે એમા યોગ ને સયમ સાથે સીધો સબધ છે અને અહિંસા તથા તપ સાથે આડકતરો સબધ છે આ જોગ ( યોગ ) મહાન્ વિભૂતિ છે, સમજવા યોગ્ય આતરતત્ત્વ છે, આચરવા યોગ્ય જીવનકળા છે અને તેટલા માટે એ સાચી લક્ષ્મી છે શ્રી હેમચદ્રાચાર્ય વિગેરે મહાન લેખકોએ એ યોગલક્ષ્મીને ખૂબ બહલાવી ભાષાગમ્ય બનાવી છે અને છેવટે એને 'અનુભવગમ્ય' કહી છે

એ યોગલક્ષ્મીનો ભાર ભમરાના પગ જેટલો છે એમા વસ્તુત નામનો ભાર છે અથવા કાંઈ ભાર નથી એમ કહીએ તો ચાલે એવી એ મહામૂલ્યવતી લક્ષ્મી છે યોગમા મુખ્ય વાત ત્યાગની છે અને ત્યાગમા બોજો વધતો નથી પણ ઘટતો જાય છે એટલે ખરી રીતે એનો ભાર કાઇ નથી અને ભાર હોય તો ભમરાના કે માખીના પગ જેટલો છે દા ત જરા વિચારીએ કે 'આજે ઉપવાસ કર્યો છે' એમ આપણે બોલીએ છીએ હવે ઉપવાસમા કરવાનુ શુ ? ખાવાનું નહિ એટલે ઉપવાસ કર્યો છે એમ કહેવા પૂરતુ જ નથી, વસ્તુત ઘણુ કરવાનુ બધ કર્યું છે એટલે ઉપવાસ એ ખરી રીતે તો નકારાત્મક પ્રયોગ જ છે એવી જ રીતે યોગમા સયમની મુખ્યતા હોય, એમા ભાર કે બોજો કાંઈ નથી, પણ છતાં માનીએ કે એમા સહજ ભાર છે તો તે માખી કે ભમરાના પગ જેટલો ગણાય એટલો ભાર સ્વીકારવાનુ કારણ એ છે કે આ પ્રાણીની સસારવાસના હજુ એવી ઊંડી છે કે એ સયમ કે ત્યાગ કરે ત્યારે શરૂઆતમા એના મગજ પર બોજો રહે છે, જરા ત્યાગ કર્યો છે એ વાત એના મન પર આવ્યા કરે છે અને એ દષ્ટિએ માખીના પગના જેટલો ભાર કરનાર યોગલક્ષ્મી-જોગસિરી તો તારી ખસી જાય છે આ બાજી માંડવામા કે ખેલવામા તારી આખી યોગલક્ષ્મી દૂર થઇ જાય છે તને એમ ઉપવાસ કરતાં કે ધનનુ દાન દેતા જાણે મોટા મણનો ભાર લાગે છે, પણ એ વાત ખોટી છે એમા ભાર જ નથી અને કદાચ લાગે છે તે પણ દેખાવ માત્ર છે અને થોડો વખત શરૂઆતમા ભાર લાગશે તે પણ માખીના કે ભમરાના પગ જેટલો જ જણાશે આવી આખી યોગલક્ષ્મી જેનો ભાર વધારેમા વધારે ભમરાના પગ જેટલા છે તે તો ખસી જાય છે અને છતા તુ તો બાજી ખેલ્યા જ કરે છે, પણ ધ્યાનમાં રાખ કે એમ કરવામા યોગલક્ષ્મી જેવી અદ્ભુત અપૂર્વ ચીજ જ ખસી જાય છે

આમ છે ત્યારે હાથીના પગ જેટલો કર્મનો ભાર તું શા માટે તોળી રહ્યો છે ? એવડો મોટો ભાર શા માટે ઉપાડે છે ? ત્યાગમયસ્વરૂપ જ્ઞાનલક્ષ્મી કે યોગલક્ષ્મીથી તું દૂર ખસી જાય છે અને મોટો મેરુપર્વત જેવો કર્મનો ભાર ઉપાડે છે, વેંઢારે છે અને તેમાં રચ્યોપચ્યો રહે છે. તારી બાજી કેટલી ખોટી છે તે તું સમજી લે, વિચારી જા, પચાવી દે. સંસારમાં ચક્રભ્રમણ કરાવે, તારો છેડો આવવા જ ન દે, એક ખાડામાંથી બીજામાં નાખે-એવી કર્મની ભારભૂમિને તું તોળી રહ્યો છે અને માખીના પગના ભાર જેવી યોગલક્ષ્મીને ખેસવી રહ્યો છે-આવી તારી બાજી છે, આવી તારી રમત છે, આટલી તારી અક્કલ છે. તું પોતે બાજીગર અને બાજી પણ પોતે એનો વિચાર કરીશ ત્યારે તને સમજાશે કે એ તો કોઇ અપૂર્વ વાત છે, ન બને તેવી વિચિત્ર હકીકત છે, અક્કલનું પ્રદર્શન કરાવે તેવો અપૂર્વ ખેલ છે. આ પ્રમાણે મોટો વિરોધ પડ્યો છે. એક બાજુએ ભમરાના પગ જેટલા ભારવાળી મહાન્ લક્ષ્મીનો ભાર આકરો લાગવાથી તેને ચેતનરાજ ખસેડી મૂકે છે, તેનાથી દૂર ભાગે છે, તેને સમજવા, ઓળખવા કે સ્વીકારવાના અખાડા કરે છે અને બીજી બાજુ મેરુપર્વતના જેટલો કર્મનો ભાર તોળી રહ્યો છે, તેમાં રસ લઇ રહ્યા છે, તેમાં ઓતપ્રોત થઇ ગયો છે.

આવા અપૂર્વ ખેલનાર ચેતનને આ રીતે ખેલ ખેલતો અનુભવાય છે, એ ખેલ અજબ છે, એનો રમનાર અને ખેલનાર તથા ખેલાવનાર ચેતનરાજ પોતે જ છે અને આખી બાજીમાં મધ્યવર્તી વર્તુલમાં કેંદ્રસ્થાને એ પોતે જ છે.

આવી રીતે અપૂર્વ ખેલ ખેલાય છે, વિનાકારણનો ભાર ઉપાડાય છે અને ખટરાગના સોદા થાય છે. હવે તો હે આનંદઘન પ્રભુ ! સચ્ચિદાનંદ સ્વરૂપ ચેતનરાજ ! તમે આવીને મળો તો આ મનની ભ્રમણા દૂર થઇ જાય અને અજબ ખેલ ખેલાતા અટકી જાય. અત્યારે તો ચેતનરાજ પોતે ખટરાગમાં પડી ગયો છે, દુગ્ધામાં ફસાઇ ગયો છે, ભવાટવીમાં ભૂલો પડ્યો છે, એને લોક અને અલોકની વચ્ચે બેસાડવા માટે એનો આનંદઘન પ્રભુ સાથે મેળાપ કરાવવાની જરૂર છે, તેમ થાય તો ખેલની સમાપ્તિ થાય અને સુખસિંધુ સાથે એનો મેળ જામે.

આનંદનો સમૂહ ચેતન પોતે જ છે. એ સ્વરૂપ એણે બહારથી મેળવવા જવું પડે તેમ નથી, કોઇ તેને તે લાવી આપે તેમ નથી, અને તે માટે કોઇની પ્રાર્થના કરવી પડે તેમ નથી. અનંત આનંદનો ધણી ખોટી ભ્રમણામાં પડી ગયો છે, ખોટા વાદવિવાદના ચક્રરે ચઢી ગયો છે, ખોટા નાદમાં તણાઇ ગયો છે અને માનસિક ભ્રમણાનો ભોગ થઇ ગયો છે.

એને તો હવે સાધ્યરૂપે રહેલ અનંત જ્ઞાનમય મહાપ્રભાવશાળી શુદ્ધસ્વરૂપી પરમાત્માનું દર્શન થાય, એને એ સ્વરૂપનો સ્પષ્ટ ખ્યાલ થાય અને એનો એ સ્વીકાર કરે ત્યારે એના અત્યારના માનસિક ભ્રમણો સર્વથા દૂર થાય. એ નાટકમાં એવો તો રસ પર ચઢી ગયો છે કે રમતાં રમતાં એ નાટકની વાત જ ભૂલી ગયો છે. નાટકીઆની રીતિ હોય છે કે એ રાજાનો કે મહારાજાનો પાઠ ભજવે છતાં પોતે તો થોડી રૂપરડીનો પગારદાર નોકર છે એ વાત એના ખ્યાલમાં નિરંતર રહે છે; પણ આ વાત ચેતનરાજ ભૂલી ગયો છે અને જાણે નાટક, નાટકની બાજી, નાટકનો સાજ પોતે હોય, પોતાનો હોય, પોતે તદ્રૂપ

હોય એવી ભ્રમણામાં પડી ગયો છે. જ્યારે એ ભ્રમણા દૂર થાય ત્યારે એનું નાટક અટકે. એ ભ્રમણા દૂર થવા માટે નાટકનું નાટક તરીકેનું સ્વરૂપ એને સમજવું ઘટે અને તેને માટે પોતાનું શુદ્ધ સાધ્ય તેના સમક્ષ રજૂ થવું જોઈએ. આનંદના સમૂહરૂપ, શુદ્ધ કાંચનમય ચેતનરાજ–આનંદમૂર્તિ એને આવી મળે, એ સ્વરૂપને પામે ત્યારે એને અત્યારે થતી ભ્રમણાઓ મટી જાય. ચેતનની માનસિક ભ્રમણા પણ ચેતનને જ થાય છે, બાજી પણ એ જ માંડે છે, બાજીગર પણ એ જ છે, ખટરાગ કરનાર પણ એ જ છે, એને છોડનાર પણ એ જ છે, પથ્થરનો ભાર ઉપાડનાર પણ એ જ છે અને એક તારવાળા શરીરનો માલેક પણ એ જ છે અને છેવટે આનંદસ્વરૂપી અનંત શક્તિમય ચેતનરાજ પણ એ પોતે છે. અત્યારે એ દુનિયાની જાળમાં ફસાઈ–અટવાઈ ગયો છે અને ખોટે રવાડે ચઢી ગયો છે. જ્યારે એ આનંદસ્વરૂપ આત્માને ઓળખશે, એનો અસલ સ્વરૂપે મેળાપ કરવાની એનામાં તીવ્ર ભાવના થશે, એ સ્વરૂપ પ્રકટ કરવાનો એના મનમાં નિર્ણય થશે અને વિવેકપૂર્વક એ પરિસ્થિતિ પ્રાપ્ત કરવા એ પુરુષાર્થ કરશે ત્યારે એ આનંદસ્વરૂપને મળશે અને ત્યારે આ મનના સર્વ ગુંચવાડાનો છેડો આવી જશે. આવો આ ચેતનજીનો અપૂર્વ ખેલ છે, અદ્ભુત નાટારંભ છે અને બાજીની વચ્ચે પોતે રહી એ બાજી ખેલી રહેલ છે, એના માનસિક મુંઝવણો અત્યારે તો ચાલ્યા કરે છે અને હવે તો એવું આનંદસ્વરૂપ એને આવી મળે તેની રાહ જોવાય છે.

મૌક્તિક

---

## श्रीजैनधर्मप्रकाश चिरायु हो

श्री वीर प्रभु महावीरने, अधर्म मिटाया ॥ १ ॥
जैनका वह सत्यरवि, आके प्रगटाया ॥ २ ॥
न मानते थे आत्म को, उनको भी बताया ॥ ३ ॥
धर्म के उन मर्म को, सत्य करके दीखाया ॥ ४ ॥
रहेना सदा हिलमिलके, जगत को भी सीखाया ॥ ५ ॥
मत प्राण हरो मूक के, उनको भी बचाया ॥ ६ ॥
प्रभुने निजात्मशक्तिसे, भारत को उठाया ॥ ७ ॥
कॉयर थे पराधीन थे, स्वाधीन बनाया ॥ ८ ॥
शक्रेन्द्रने शंका करी, तो मेरु हिलाया ॥ ९ ॥
चिन्ता हुई थी मात को, तब उसको मिटाया ॥ १० ॥
राजा श्रेणिक भूप को, निज सम ही बनाया ॥ ११ ॥
यु करके प्रभु वीरने, सब जग को जगाया ॥ १२ ॥
होकर प्रकाश भक्त भी, वीर शर्ण में आया ॥ १३ ॥

राजमल भंडारी

# પરમતસહિષ્ણુતા અને સમભાવવૃત્તિ

વિશ્વબંધુત્વની ભાવનાને જો હૃદયમાં કંઇક ઉચ્ચ સ્થાન આપવાની વૃત્તિ રહેતી હોય તો પરમતસહિષ્ણુતાની વૃત્તિને વધારે સારા સ્વરૂપમાં-વધારે મોટા પ્રમાણમાં ખીલવવાની જરૂર છે એટલું જ નહિ પણ તેની ખીલવણી એટલી હદ સુધી લઇ જવી જોઇએ કે તે છેવટે સહેજે સમભાવવૃત્તિનું સ્વરૂપ ધારણ કરે અને સમસ્ત પ્રજાગણનો મોટો ભાગ સમભાવવૃત્તિને અગ્રપદ આપે તો આ દુનિઆમાં હજારો મનુષ્યોનો નાશ નોતરતી ધાર્મિક ઝગડા કરનારી વૃત્તિનો અંત આવે.

આખી દુનિયા ઉપર પ્રભુત્વ મેળવવાની વૃત્તિથી, દુનિયાભરનો વ્યાપાર અને રાજકારણ એકહથ્થુ સત્તાને હાથ કરવાની ભાવનાથી, સામ્રાજ્યપદની ટોચે પહોંચવાના મનોરથો સેવતા જુદી જુદી પ્રજાના નાયકોએ વિશ્વયુદ્ધમાં ઝંપલાવી, હજારો અને લાખો મનુષ્યોનો સંહારયજ્ઞ ખડો કરી, લાખો અને કરોડો રૂપિયાની મીલકતોનું બલિદાન આપતું તે મહાન્ વિશ્વયુદ્ધ આપણી નજર સન્મુખ ચાલી રહ્યું છે અને તેથી જનસમુદાયમાં હદ ઉપરાંતના ભય, ત્રાસ, ગભરાટની લાગણી ઉત્પન્ન થતાં તેના ભયંકર પરિણામો માટે અખિલ વિશ્વને કદાપણ ન અનુભવેલી તેવી ફીકર-ચિંતામાં મૂકી દીધેલ છે. તેની ચર્ચામાં ઉતરવાનું અત્ર સ્થાન નથી; પરંતુ સંકુચિત દૃષ્ટિના ધર્મગુરુઓએ અને કેવળ કોમીય લાગણીપ્રધાન આગેવાનોએ, અજ્ઞાન અને અંધશ્રદ્ધાળુ પ્રજાજનોના ધાર્મિક ઝનૂનને આડે માર્ગે દોરી, હજારો મનુષ્યોના જાન-માલ જોખમમાં મુકાય તેવા કોમીય-ધાર્મિક ઝગડા ઊભા કરી, ધાર્મિક કુઝેડોની યોજનાઓ ખડી કરી, આજ સુધીમાં સંખ્યાબંધ આંતરવિગ્રહોથી જનસમુદાયને જે પારાવાર નુકશાન કરેલ છે તે મહાન્ ઐતિહાસિક પ્રશ્ન છે. ઐતિહાસિક દૃષ્ટિએ આવા ધાર્મિક ઝગડાઓનું અને તેના કારણો તેમ જ ભયંકર પરિણામોનું વર્ણન કરવા જતાં, પાનાનાં પાનાં ભરાય તેમ છે.

આવા ધાર્મિક ઝગડાઓથી ત્રાસી જઇને કેટલાક ઉદ્દામ વિચારકો, સામુદાયિક હિત આગળ કરી, જનસમાજના કલ્યાણની દૃષ્ટિને પ્રાધાન્યતા આપી, ખાસ ધર્મતત્ત્વની જરૂરીઆત માટે જ શંકા ઊઠાવતાં થયા છે અને પોતાના મંતવ્યને આગળ કરવા માટે એટલી બધી મજબૂત દલીલો રજૂ કરે છે કે તેનો જવાબ આપવાનું-તેને તોડી પાડવાનું ઘણું જ મુશ્કેલ થઇ પડે. આવા સંયોગો વચ્ચે પરમતસહિષ્ણુતા-સમભાવવૃત્તિની કીંમત વધી પડે છે.

સામાન્ય રીતે સૌ કોઇ પોતપોતાની માન્યતા મુજબનો ધર્મ ખરો તથા આદરણીય અને અન્ય જનોની માન્યતા મુજબનો ધર્મ ખોટો અને અનાદરણીય માનીને પોતાની પ્રવૃત્તિ કર્યે જાય છે અને તેવી પ્રવૃત્તિ જ્યારે પરમ ધાર્મિકતાના ઓઠા નીચે ધર્મઝનૂનનું નૌકાસ્વરૂપ ધારણ કરે છે ત્યારે તેમની ભાષામાં અશિષ્ટતા અને કટુતા હદ ઉપરાંત વધતી જાય છે. સમાજને અનેક રીતે ઉપયોગી થઇ પડે તેવી કાર્યશક્તિ અને દ્રવ્ય-સંચયનો પુષ્કળ દુર્વ્યય થાય છે અને પરિણામે સમાજમાં ગુંડાગીરી અને દાદાગીરી અગ્રસ્થાન પચાવી પાડે છે.

જૈનો તમામ જૈનેતર ભાઈઓને મિથ્યાત્વીના ઉપનામથી સંબોધે છે, હિંદુ ભાઈઓ અન્ય ભાઈઓને નાસ્તિક-અનાર્ય કે અધર્મીની કોટીમાં મૂકવા તૈયાર થઈ જાય છે અને મુસ્લીમ ભાઈઓ અન્ય સૌ ભાઈઓને કાફરની ગણનામાં મૂકી દે છે. આ પ્રકારની પરિસ્થિતિથી પરમ દેશહિતના રાષ્ટ્રીય કાર્યમાં તેમજ સામાજિક ઉત્કર્ષના કાર્યમાં ખભેખભા મેળવીને કામ કરવાને બદલે એકબીજાથી દૂર દૂર ખસતા જાય છે અને એક બીજી કોમ કે ધર્મના ભાઈઓ વચ્ચે વૈર-વિરોધની લાગણી પ્રદીપ્ત થઈ જાય છે. તેવી સ્થિતિ ઉપર યોગ્ય અંકુશ મૂકી શકે તેવું કોઈ પ્રબળ સાધન હોય તો તે પરમતસહિષ્ણુતા અને સમભાવવૃત્તિ જ છે.

પોતાનો જ કક્કો ખરો એવો કદાગ્રહ આ જમાનામાં નભી શકે તેમ નથી. યતકિંચિત્ વાંચન, વિચાર ને અભ્યાસના પરિણામે-પોતે જે પ્રકારના નિશ્ચય કરી રાખ્યા હોય-જે જાતનો મત પૂર્વગ્રહ( prejudice )ની અસર તળે બાંધી દીધો હોય તે જ ખરો અને અફર એવા પ્રકારના આગ્રહથી આપણી સિદ્ધિ નથી. મારું તે જ સાચું તે સિદ્ધાંત ઘડીભર પણ ટકી શકે તેમ નથી. જ્યાં ત્યાંથી સાર વસ્તુ મળી આવે તે ગ્રહણ કરવાની વૃત્તિ જ આપણને લાભદાયી થઈ પડે તેમ છે. શુદ્ધ ધર્મતત્ત્વની બાબતમાં શ્રી કુમારપાળ મહારાજાએ શ્રીમદ્ હેમચંદ્રાચાર્યને પૂછતાં તેમણે ચાર સંજીવની ન્યાયને આગળ કરી શુદ્ધ ધર્મતત્ત્વની શોધ માટે પ્રયત્ન કરવા ઉપદેશ આપેલ છે. કયા શુદ્ધ દેવને નમસ્કાર કરવો તે બાબતમાં પણ શ્રીમદ્ હેમચંદ્રાચાર્યે જણાવેલ છે—

भवबीजांकुरजनना रागाद्याः क्षयमुपगता यस्य ।
ब्रह्मा वा विष्णुर्वा हरो जिनो वा नमस्तस्मै ॥

શ્રીમદ્ હરિભદ્રસૂરિ મહારાજે પણ દેવતત્ત્વની વ્યાખ્યા નીચે મુજબના શ્લોકોથી કરી છે.

यस्य संक्लेशजननो, रागो नास्त्येव सर्वथा ।
न च द्वेषोऽपि सत्त्वेषु, शमेन्धन दवानलः ॥ १ ॥

न च मोहोऽपि सद्ज्ञानच्छादनोऽशुद्धवृत्तकृत् ।
त्रिलोकख्यातमहिमा, महादेव स उच्यते ॥ २ ॥

यो वीतरागः सर्वज्ञो, यः शाश्वतसुखेश्वरः ।
क्लिष्टकर्मकलातीतः, सर्वथा निष्कलः तथा ॥ ३ ॥

यः पूज्यः सर्वदेवानां, यो ध्येयः सर्वयोगिनाम् ।
यः स्रष्टा सर्वनीतीनां, महादेवः स उच्यते ॥ ४ ॥

શ્રીમાન્ આનંદઘનજી મહારાજનું 'ષડ્દર્શન જિન અંગ ભણીજે' એ સ્તવન આ વિષયમાં ખાસ વિચારવા યોગ્ય છે.

ઉપર જણાવી ગયા મુજબના મંતવ્યો હાથ ધરેલ વિષયને અનેક રીતે પુષ્ટિ આપે છે અને ભણીને વખતે, શીષ્ટભાષાદ્વારા પરમતસહિષ્ણુતાપૂર્વક, યુક્તિપુરઃસર પોતાના મંતવ્યો આગળ કરવામાં આવે તો તે સર્વમાન્ય થઈ પડે છે.

પોતાના મંતવ્યોની પુષ્ટિ માટે ન્યાયપૂર્વકની દલીલ આગળ કરવામાં પણ જો ભાષા ઉપર સંયમ જાળવવામાં ન આવે, પોતાના- કે સામાવાળાના મંતવ્યોની ચર્ચા બાજુ ઉપર રાખી અંગત દ્વેષને ઉત્તેજન મળે તે રીતે સામાવાળાની અંગત વર્તણુક અને તેમના વર્તન ઉપર ઝડી વર્ષાવવામાં આવે તો મુદ્દાની ચર્ચા બાજુ ઉપર રહી જતાં ઝગડામાં ઉતરવાનો પ્રસંગ આવી પડે અને તેના પરિણામે શાસનની હીલના થાય. પોતાના મંતવ્યો માટે કદાગ્રહ રાખવો તે સજ્જન પુરુષનું લક્ષણ કહી શકાય નહિ. વસ્તુસ્વરૂપનું અનેક દૃષ્ટિએ અવલોકન કરવામાં આવે, સમન્વયવૃત્તિનો યથાર્થ રીતે સદુપયોગ કરવામાં આવે, જુદીજુદી અપેક્ષાથી કરવામાં આવતાં મંતવ્યોની યોગ્ય અવગાહનાપૂર્વક તુલના કરવામાં આવે તો ઘણાખરા ઝગડાઓનો અંત આવી જાય. પતિત સ્થિતિમાંથી ઉદ્ધાર કરનાર, અનેક પ્રકારની ઉપાધિઓથી ભરપૂર દુઃખમય સંસારનો પાર પમાડનાર, ભવવૃદ્ધિને અટકાવનાર ધર્મ જેવી વસ્તુ જ અનેક પ્રકારના ક્લેશનું કારણ થઇ પડે-ધર્મને નામે વાગ્યુદ્ધ અને પરસ્પર ગાલીપ્રદાનમાં પરિણમતા લેખનયુદ્ધના મોરચાઓ માંડવામાં આવે, વ્યૂહરચનાઓ ગોઠવવામાં આવે, મુગ્ધ ભક્તજનોને પોતાની મોરલી ઉપર નાચતા કરી, તેમને ક્લેશમય વાતાવરણમાં ઝંપલાવી, તેમની શક્તિની અને સુકૃતની કમાઇના દ્રવ્યનો દુર્વ્યય કરવામાં આવે તે સ્થિતિ કેવળ ધૃણાજનક છે.

ચાલુ જમાનો વ્યક્તિગત સુખની ભાવનાને ગૌણપદ આપી સામુદાયિક સુખ અને કલ્યાણની ભાવનાને પ્રધાનપદે મૂકે છે. હાથમાં હાથ મીલાવીને, ખભેખભા મીલાવીને, સર્વને સમાન કહી તેની સાધના માટે સૌ કોઇને પ્રયાસ કરી છૂટવાનો આદેશ આપે છે. તેવા સમયમાં અંદરઅંદરના ઝગડાને કઇ રીતે સ્થાન હોય તે સમજાતું નથી. ચાલુ જમાનાને અનુરૂપ તોડ–ભેદ યા છૂટછાટ વૃત્તિ, ઉદારભાવ, સાપેક્ષ ભાવના, સર્વગ્રાહી દૃષ્ટિ, સમન્વય શક્તિ વગેરે શુભવૃત્તિઓનો આશ્રય લઇ, પરમતસહિષ્ણુતાના ગુણને સર્વાંશે ખીલવવાની જરૂર છે. સત્કાર્યમાં-સામાજિક કલ્યાણમાર્ગમાં જેટલો વધારે સહકાર મેળવી શકાય તેટલા પ્રમાણમાં કાર્યસિદ્ધિ વધારે સફળ થઇ શકે અને તેવા સહકાર ( Co-operation ) માટે કદાગ્રહત્યાગવૃત્તિને આગળ વધારતા પરમતસહિષ્ણુતાના ગુણની પ્રથમ દરજ્જે આવશ્યકતા છે. પરમતસહિષ્ણુતા વૃત્તિમાં પોતાના મત-ધર્મ કે માન્યતાને કંઇક પ્રાધાન્યતા જાણ્યે-અજાણ્યે અપાઇ જાય છે અને બીજાના મત-ધર્મ કે માન્યતાને ગૌણતા આપવામાં આવે છે છતાં પણ તે તરફ તિરસ્કાર ન બતાવતાં-તેને સહન કરી લેવાનો આદેશ જણાય છે અને તેથી ઉચ્ચ કોટીમાં જઇએ તો સમભાવવૃત્તિની ઝાંખી થાય છે. સર્વ ધર્મ પ્રત્યે, અન્ય કોઇની હરકોઇ માન્યતા પ્રત્યે સમભાવવૃત્તિ ધારણ કર્યાથી આપણો ધર્મ કે આપણી માન્યતા કંઇ નીચી કોટીમાં ઊતરી જતા નથી તેમજ અન્યની માન્યતાને કંઇ સર્વોત્તમ પદ પ્રાપ્ત થઇ જતું નથી; પરંતુ ક્લેશ, વાદવિવાદ અને ધર્મઝનૂનથી ઉત્પન્ન થતાં ઝગડાઓ તદ્દન અદૃશ્ય થાય છે અને એકબીજા વચ્ચે સહકારવૃત્તિ વધતી જાય છે, તેના પોષણમાં જ વ્યક્તિ તેમજ સમાજનું પરમ હિત રહેલું છે. વિશાલ દૃષ્ટિ અને ઉદાર નીતિપૂર્વકની સમભાવવૃત્તિ જીવનને ક્રમે ક્રમે ઉચ્ચ કોટીનું બનાવે છે અને પરમત-

# આધાશીશીના વ્યાધિને પ્રસંગે થયેલી વિચારણા

આ ઔદારિક શરીરમાં અનેક પ્રકારના વ્યાધિ ભરેલા છે, તેમાંથી જ્યારે જે વ્યાધિ ઉદયમાં આવે છે ત્યારે જો તે પૂર્ણ રૂપમાં હોય છે તો મનુષ્યને અકળાવી મૂકે છે. આધાશીશીનો વ્યાધિ જો કે માત્ર ૩ દિવસનો ગણાય છે (કોઈને વધારે દિવસ રહે છે) તે સાથે માત્ર સવારના ૩-૪ કલાકનો જ હોય છે, છતાં તેની વ્યથા વધારે જણાય છે. આ વ્યાધિ મને થતાં તે પ્રસંગે થયેલી વિચારણા આ નીચે આળેખી છે.

આ જીવે પૂર્વે ચારે ગતિમાં શું શું દુઃખ અનુભવ્યાં છે અને કેટલા કાળ સુધી અનુભવ્યાં છે ? તેનો વિચાર કરે તો આ વ્યથા કાંઈ હિસાબમાં નથી. નરકગતિમાં અસંખ્ય કાળ સુધી અનેક પ્રકારની અસહ્ય વેદના આ જીવે અનુભવી છે કે જેમાં એક શ્વાસોચ્છ્વાસ જેટલો વખત પણ શાંતિ હોતી નથી. તિર્યંચગતિમાં આખી જિંદગી મૂંગાપણું છે. ગમે તેટલું દુઃખ થાય, પીડા થાય, કોઈ દુઃખ આપે તો તે કહેવાનો માર્ગ નથી. આખો દિવસ ને રાત આહારસંજ્ઞાને લઈને પવિત્ર ને અપવિત્ર સ્થળમાં મોઢું નાખ્યા જ કરે છે, તેમ બીજી કોઈ વાતનું પ્રાયે ભાન હોતું નથી. આ વ્યથા કાંઈ જેવી તેવી નથી. તે તેને સહન કરનાર આત્મા જ જાણી શકે છે.

દેવગતિમાં જો કે શારીરિક વેદના હોતી નથી, પરંતુ માનસિક વેદના અનેક પ્રકારની હોય છે. ઈર્ષ્યા, સ્પર્ધા, ભોગતૃષ્ણા, સેવકભાવ વિગેરેની વ્યથા પાર વિનાની છે. મનુષ્યગતિના દુઃખના પ્રકાર એટલા બધા છે કે તે લખી શકાય તેમ નથી. આ બધું સહન કરીને ભમતો ભમતો આ જીવ મનુષ્યજિંદગી પામ્યો છે. ભવિતવ્યતાની અનુકૂળતાથી બીજી પણ આર્ય દેશ, ઉત્તમ કુળ, દીર્ઘ આયુષ્ય, આરોગ્ય, પાંચ ઈંદ્રિયો પૂર્ણ, ધર્મની જોગવાઈ, ધર્મ શ્રવણેચ્છા વિગેરે સામગ્રી પામ્યો છે, ધર્મ સાંભળે છે; પરંતુ તેનો છેલ્લો પ્રકાર જે સદાચરણને વર્તનમાં ઉતારવાનો છે તે કરી શકતો નથી, તેથી શ્રવણ કરેલું નકામું જાય છે, માટે હે ભવ્યાત્માઓ ! જો તમને ભવભય લાગ્યો હોય, જન્મ મરણથી કંટાળ્યા હો, દુઃખ ભોગવવા આકરા લાગતા હોય તો પરમાત્માની આજ્ઞાનુસાર યથાશક્તિ શક્તિને ગોપવ્યા સિવાય ધર્મસાધન કરો. મનુષ્ય જન્મ ને તેને લગતી ઉત્તમ સામગ્રી જે પ્રાપ્ત થઈ છે તેને સફળ કરો. ફરીફરીને આવી જોગવાઈ મળવી મુશ્કેલ છે. આ જોગવાઈ સહજે મળી નથી, અનેક ભવમાં કરેલા પ્રયાસનું આ ફળ છે એમ જાણી તેને સાર્થક કરો એટલી વિજ્ઞપ્તિ છે.

કુંવરજી

---

સહિષ્ણુતાની ભાવનાથી આગળ વધી સમભાવવૃત્તિની પરમોત્કૃષ્ટ ભાવનાને હૃદયમાં યોગ્ય સ્થાન આપવામાં આવે તો સર્વત્ર શાંતિનું વાતાવરણ ઉત્પન્ન થતાં, સમાજના ઉત્થાનકાર્યને ચારે બાજુથી પુષ્ટિ મળતી રહે અને પ્રત્યેક સામુદાયિક કાર્ય સરળતાથી પાર પાડી શકાય.

વકીલ ન્યાલચંદ લક્ષ્મીચંદ

B. A. LL. B.

# શ્રીવીરપ્રભુના આનંદાદિ દશ શ્રાવકોનું સમાનત્વ

૧ પોતપોતાની નગરીમાં મહાવીર પરમાત્મા સમવસરતાં દરેક શ્રાવક પ્રભુ પાસે વંદન કરવા ગયો, ઉપદેશ સાંભળ્યો અને પ્રભુ પાસે શ્રાવકનાં બાર વ્રતો અંગીકાર કર્યાં.

૨ વિશુદ્ધપણે બાર વ્રત પાળવા સાથે પ્રાંતે શ્રાવકની અગ્યાર પડિમા વહેવામાં દરેક શ્રાવકે વીશ વર્ષો વ્યતીત કર્યાં.

૩ વીશ વર્ષો પૈકી પંદરમા વર્ષના મધ્ય ભાગમાં વિશેષ વૈરાગ્યથી પોતપોતાના પુત્રને ઘરનો ભાર સોંપી દરેક શ્રાવકે પડિમા વહેવાનું શરૂ કર્યું અને સાડાપાંચ વર્ષમાં ( ૬૬ માસમાં ) દરેક શ્રાવકે ૧૧ પડિમાનું વહન કર્યું.

૪ શ્રી ઉપાસગદશાંગમાં પ્રાંતે કહ્યા પ્રમાણે દરેક શ્રાવકને પડિમા વહેતાં અવધિજ્ઞાન ઉત્પન્ન થયું હતું. ને તેથી ઊર્ધ્વ સૌધર્મ દેવલોક સુધી, અધો પહેલી નરકના લોલુચ્ચુય નામના બીજા પાથડા સુધી, ઉત્તરે ચૂલહિમવંત પર્વત સુધી ને ત્રણ દિશાઓમાં-પૂર્વ, પશ્ચિમ ને ઉત્તરે લવણસમુદ્રમાં પાંચસો યોજન સુધી દેખવા લાગ્યા.

૫ ભવના પ્રાંતભાગે દરેક શ્રાવક એક માસનું અણશણ કરી પ્રથમ દેવલોકમાં જુદાં જુદાં નામનાં વિમાનોમાં ચાર ચાર પલ્યોપમને આયુષે દેવ થયા.

૬ દેવપણામાંથી ચ્યવી, મહાવિદેહક્ષેત્રમાં ઉત્પન્ન થઇ, દશે શ્રાવકો ચારિત્ર અંગીકાર કરી મોક્ષે જશે.

## વિસદૃશપણું

૧ દશેનાં પોતાનાં નામ, માતાપિતાનાં નામ, નગરીનાં નામ, મુખ્ય સ્ત્રીનાં નામ વિગેરે પ્રાયે અલગ અલગ જ છે.

૨ દશે શ્રાવક પાસે ઋદ્ધિ પુષ્કળ હતી પણ ઓછીવત્તી હતી. આનંદ પાસે બાર હિરણ્ય કોટી, કામદેવ પાસે અઢાર, ત્રીજા ચુલણીપિતા પાસે ચોવીશ, ચોથા, પાંચમા ને છઠ્ઠા સૂરાદેવ, ચુલ્લશતક ને કુંડકૌલિક પાસે અઢાર અઢાર કોટી, સાતમા સદ્દાલપુત્ર શ્રાવક પાસે ત્રણ, આઠમા મહાશતક પાસે ચોવીશ અને નવમા નંદિનીપિતા ને દશમા સાલહીપિતા પાસે બાર બાર હિરણ્ય કોટી દ્રવ્ય હતું. તે દ્રવ્ય ત્રીજે ત્રીજે ભાગે ભંડારમાં, વ્યાજમાં ને વેપારમાં દરેકે રોકેલું હતું.

૩ દશ હજાર ગાયોનું એક ગોકુળ એવા ગોકુળ ચાર, છ, આઠ, છ, છ, છ, એક, આઠ, ચાર અને ચાર અનુક્રમે દશ શ્રાવક પાસે હતા.

૪ આનંદ શ્રાવકને ઉપસર્ગ થયેલ નથી. કામદેવને એક પિશાચે પ્રાણાંત ઉપસર્ગ કરેલ છે. ત્રીજા, ચોથા ને પાંચમા શ્રાવકને દેવોએ ઉપસર્ગ કર્યા છે. છઠ્ઠા ને સાતમા બે શ્રાવક ગોશાળાના ભક્ત હતા તે પ્રભુથી શુદ્ધ ધર્મ પામ્યા છે. આઠમા શ્રાવકને તેની સ્ત્રી રેવતીએ અનુકૂળ ઉપસર્ગ કર્યો છે. નવમા દશમાને ઉપસર્ગ થયેલ નથી. ઉપર પ્રમાણે ઉપસર્ગ તે શ્રાવકના પ્રતિમાવહનકાળે થયેલ સમજવા. વધારે હકીકત જાણવા માટે શ્રી ઉપાસગદશાંગ સૂત્ર જોવું.

કુંવરજી

# प्रश्नोत्तर

અનુસંધાન પૃષ્ઠ ૨૨ થી

( પ્રશ્નકાર:—ભાઈ દેવચંદ કરશનજી—રાધણપુર )

પ્રશ્ન ૪૮—સંમૂચ્છિમ મનુષ્યપંચેંદ્રિયને, સંમૂર્ચ્છિમ તિર્યંચપંચેંદ્રિયને અને એકેંદ્રિયને હિતોપદેશિકી સંજ્ઞા હોય ? ન હોય તો તેનું કારણ શું ?

ઉત્તર—ન હોય. તેનું કારણ એ કે તેને તે પ્રકારનો ક્ષયોપશમ હોતો નથી.

પ્રશ્ન ૪૯—દેવાંગનાના શરીરનો આકાર કેવો હોય ?

ઉત્તર—મનુષ્યની સ્ત્રી જેવો જ હોય, પણ બહુ સુંદર હોય. સમચતુરસ્ર સંસ્થાન હોય.

પ્રશ્ન ૫૦—નારક જીવોના શરીરનો આકાર કેવો હોય ?

ઉત્તર—હુંડક સંસ્થાનવાળા મનુષ્ય જેવો હોય, પણ અત્યંત હીન હોય.

પ્રશ્ન ૫૧—નપુંસક મનુષ્યના શરીરમાં નવ જ દ્વાર હોય કે વધારે હોય ?

ઉત્તર—નપુંસક મનુષ્યો પુરુષાકૃતિવાળા ને સ્ત્રી આકૃતિવાળા એમ બંને આકૃતિવાળા હોય છે. તેમાં જે પુરુષાકૃતિવાળા હોય તેને નવ દ્વાર હોય અને સ્ત્રી આકૃતિવાળા હોય તેને ૧૧ કે ૧૨ બાર દ્વાર હોય.

પ્રશ્ન ૫૨—વૈક્રિયલબ્ધિથી જે રૂપ વિકુર્વવામાં આવે તેમાં અસ્થિરૂપ સંઘયણ હોય કે નહીં ?

ઉત્તર—વૈક્રિયલબ્ધિથી ચક્રવર્ત્તી વિગેરે જે પોતાના બીજા રૂપો વિકુર્વે છે તે ઔદારિક વર્ગણાના હોય છે. તે વડે સ્ત્રીસમાગમ કરે છે જેથી પુત્રોત્પત્તિ પણ થાય છે તેથી તેમાં અસ્થિ વિગેરે સાત ધાતુઓ સંભવે છે. દેવાદિક જે વૈક્રિય રૂપ વૈક્રિયવર્ગણાથી વિકુર્વે તેમાં અસ્થિ વિગેરે ન હોય.

પ્રશ્ન ૫૩—વૈક્રિયરૂપ વિકુર્વે તેમાં લેશ્યા, કષાય, સંજ્ઞા, યોગ વિગેરે મૂળરૂપમાં હોય તે જ પ્રમાણે હોય કે ફેરફાર પણ હોય ?

ઉત્તર—ફેરફાર હોવાનો સંભવ નથી.

પ્રશ્ન ૫૪—આહારક શરીરનું સંસ્થાન કેવું હોય ?

ઉત્તર—સમચતુરસ્ર હોય.

**પ્રશ્ન ૫૫**—આહારક શરીર કરનારનું જે સંસ્થાન હોય તે જ નવા આહારક શરીરમાં હોય કે કેમ ?

**ઉત્તર**—આહારક શરીર ચૌદપૂર્વી જ કરી શકે છે. તેનું સંસ્થાન પણ સમચતુરસ્ર જ હોવાનો સંભવ છે તેથી આહારકમાં પણ તે જ સંસ્થાન હોય.

**પ્રશ્ન ૫૬**—આહારક શરીર કરનારમાં જે લેશ્યા, સંજ્ઞા, કષાય, દૃષ્ટિ, યોગ વિગેરે હોય તે જ નવા વિકુર્વેલામાં હોય કે તેમાં ફેરફાર હોય ?

**ઉત્તર**—ફેરફાર હોવાનો સંભવ નથી, પરંતુ આહારક શરીરને યોગ્ય હોય.

**પ્રશ્ન ૫૭**—આહારક શરીરમાં સંઘયણ હોય કે નહીં ?

**ઉત્તર**—વૈક્રિયની જેમ તેમાં પણ સંઘયણનો સંભવ નથી.

**પ્રશ્ન ૫૮**—સ્પર્શેન્દ્રિય વિગેરે દ્રવ્યેંદ્રિયની ભાવઇંદ્રિય શરીરના કયા ભાગમાં હોય.

**ઉત્તર**—લબ્ધિ ને ઉપયોગરૂપ ભાવઇંદ્રિય તો ક્ષયોપશમપણે સર્વત્ર હોય, પરંતુ તેનો વ્યાપાર તો જ્યાં તે તે દ્રવ્યેંદ્રિય હોય ત્યાં જ હોય.

**પ્રશ્ન ૫૯**—મહાદેવને ત્રણ લોચન હોવાનું કહેવાય છે તે બરાબર છે ?

**ઉત્તર**—અગ્યારમા રૂદ્ર સત્યકીને ત્રીજું નેત્ર હતું એમ તેના ચરિત્રમાં કહેલ છે.

**પ્રશ્ન ૬૦**—કાગડાને ચક્ષુઇંદ્રિય એક ને છિદ્ર બે હોય એમ કહેવાય છે તેમ બીજા કોઈ જીવોને હોય ?

**ઉત્તર**—બીજા કોઇ માટે જાણ્યું નથી.

**પ્રશ્ન ૬૧**—દરેક રોમે પોણા બે રોગ કહ્યા છે તે યુગળીઆને પણ હોય કે કેમ ?

**ઉત્તર**—એ તો રોગની સંખ્યાને સાડાત્રણ ક્રોડ રોમ સાથે ભાગાકાર કરીને પોણાબેની કલ્પના કરી છે. યુગળિકને એવા રોગ હોવાનો સંભવ નથી.

**પ્રશ્ન ૬૨**—લેશ્યા ને પરિણામ એકાર્થવાચી છે ?

**ઉત્તર**—લેશ્યા, પરિણામ, અધ્યવસાય એકાર્થવાચી છે.

**પ્રશ્ન ૬૩**—બાદર પૃથ્વીકાય, અપ્કાય ને વનસ્પતિકાય કેટલા રાજમાં હોય ?

**ઉત્તર**—ચૌદે રાજમાં તેના અમુક ભાગ હોય. અપ્કાય ને વનસ્પતિકાય ઉપરના ૧૩ મા તથા ૧૪ મા સિવાય બાર રાજમાં હોય.

**પ્રશ્ન ૬૪**—કેવળી અલોક દેખે છે તો તેનો અંત દેખે ?

**ઉત્તર**—અલોકનો અંત ન હોવાથી ન દેખે. જે વસ્તુ ન હોય તે કયાંથી દેખે ? કાળનો પણ આદિ અંત ન હોવાથી ન દેખે.

પ્રશ્ન ૬૫—પ્રદેશબંધમાં કઈ વર્ગણા ગ્રહણ કરે ? અનુભાગ શેમાં હોય!

ઉત્તર—કાર્મણવર્ગણા જ પ્રદેશબંધમાં ગ્રહણ કરવાની છે. તે અનંતાનંત પરમાણુવાળા સ્કંધોની બનેલી હોય છે તે જ ગ્રહણ થઈ શકે છે, તેથી ઓછા પરમાણુસ્કંધોવાળી ગ્રહણ થઈ શકતી જ નથી. અનુભાગ એટલે રસ તે પ્રદેશોમાં જ હોય છે. અનુભાગ જુદો ગ્રહણ થતો નથી.

પ્રશ્ન ૬૬—વિનય ને વૈયાવચ્ચ બે અભ્યંતર તપમાં જુદા ગણ્યા છે તેનું શું કારણ ? તે બંનેથી નિર્જરા થાય છે.

ઉત્તર—વિનયતપમાં માનસિક સંબંધ વધારે છે, વૈયાવચ્ચતપમાં શારીરિક સંબંધ વધારે છે. ઘણી બાબતમાં બંનેનું મિશ્રણ હોય છે.

પ્રશ્ન ૬૭—જીર્ણ થઈ ગયેલ ચંદરવા પુંઠીઆમાંથી કશબ વિગેરે ફાડીને કાઢી લેય તો તેમાં મૂર્ત્તિ વિગેરે હોય તેના વિનાશનો દોષ લાગે

ઉત્તર—એમાં વિનાશ કરવાની બુદ્ધિ ન હોવાથી દોષનો સંભવ નથી

( ૨ )

( પ્રશ્નકાર:—શા છગનલાલ દેવચંદ-સોલાપુર )

પ્રશ્ન ૧—હાલ કિંપાક વૃક્ષ લભ્ય છે ?

ઉત્તર—જાણવામાં આવ્યું નથી.

પ્રશ્ન ૨—માનસરોવર કયાં આવ્યું ? હાલ ત્યાં હંસો હશે ?

ઉત્તર—જૈનશાસ્ત્રમાં કહ્યા પ્રમાણે અસંખ્ય દ્વીપસમુદ્રો પછીના એક દ્વીપમાં અસંખ્ય યોજનના પ્રમાણવાળું માનસરોવર છે. ત્યાં હાલ પુષ્કળ હંસો રહે છે

પ્રશ્ન ૩—દેવ અને નારકીને પાણી પીવાની જરૂર ખરી ?

ઉત્તર—એ વૈક્રિય શરીરી છે. એને કવળાહાર જ નથી. એ મનુષ્યની જેમ અપ્ પાણી મુખદ્વારા લેતા નથી.

પ્રશ્ન ૪—પાખી અતિચારમાં દેવદ્રવ્ય, ગુરુદ્રવ્ય, જ્ઞાનદ્રવ્ય, સાધારણદ્રવ્ય વિગેરે કહેલ છે તેમાં ગુરુદ્રવ્ય કોને કહીએ ?

ઉત્તર—ગુરુમહારાજની ભક્તિ માટે વાપરવા શ્રાવકે કાઢેલું દ્રવ્ય તે ગુરુદ્રવ્ય કહેવાય છે, કારણ કે જૈનગુરુઓ તો નવવિધ પરિગ્રહરૂપી દ્રવ્ય રાખતા જ નથી

પ્રશ્ન ૫—જઘન્ય કાળે અઢીદ્વીપમાં દશ તીર્થંકરો હોય એમ કહેલ છે તેવો કાળ ક્યારે હોય ?

ઉત્તર—એવો કાળ કયારે હોય તે સંબંધી વાંચ્યું નથી.

**પ્રશ્ન ૬**—જીવિતસ્વામીની પ્રતિમા કોને કહીએ ?

**ઉત્તર**—જે પ્રતિમા તે પ્રભુની હયાતીમાં બનાવવામાં આવી હોય તે જીવિતસ્વામીની પ્રતિમા કહેવાય છે.

**પ્રશ્ન ૭**—અગ્યારમે ગુણઠાણેથી પડે તો જીવ તે ભવમાં પણ મોક્ષે જાય ખરો?

**ઉત્તર**—જો અગ્યારમેથી પડીને ક્ષપકશ્રેણી માંડે તો તે ભવમાં પણ મોક્ષે જાય.

**પ્રશ્ન ૮**—તીર્થંકર દીક્ષા લે છે ત્યારે ઇંદ્ર તેમના ખભા ઉપર દેવદૂષ્ય વસ્ત્ર શા માટે મૂકે છે ?

**ઉત્તર**—ઇંદ્રનો એ આચાર (કલ્પ) છે અને એ વસ્ત્ર વર્તમાન ચોવીશીમાં વીરપ્રભુ સિવાયના ૨૩ તીર્થંકરોને નિર્વાણ પામતાં સુધી રહ્યું હતું.

**પ્રશ્ન ૯**—તીર્થંકર ગૃહસ્થપણામાં દેવપૂજા, ગુરુવંદન, સામાયિક, પ્રતિક્રમણાદિ ક્રિયા કરે?

**ઉત્તર**—કરતા હોય એવો ઉલ્લેખ વાંચવામાં આવ્યો નથી.

**પ્રશ્ન ૧૦**—તીર્થંકર વાર્ષિક દાન આપે ત્યારે હિંસક મનુષ્યને પણ આપે?

**ઉત્તર**—હિંસકનો નિષેધ નથી. અભવ્ય તો લેવા જતા જ નથી.

**પ્રશ્ન ૧૧**—કુમારપાળરાજાના વખતમાં મુસલમાનો બકરી ઇદમાં હિંસા કરતા હશે ?

**ઉત્તર**—કુમારપાળના વખતમાં કોઇપણ મનુષ્ય હિંસા કરી શકતો નહોતો.

**પ્રશ્ન ૧૨**—યુગળિઆ દેવલોકમાંથી આવીને થાય ?

**ઉત્તર**—દેવમાંથી, નારકીમાંથી કે અસંખ્યાતા વર્ષના આયુષ્યવાળા મનુષ્ય તિર્યંચમાંથી આવીને યુગળિઆ થતા જ નથી. માત્ર સંખ્યાતા આયુષ્યવાળા તિર્યંચ કે મનુષ્યમાંથી આવીને જ થાય છે.

**પ્રશ્ન ૧૩**—છઠ્ઠા આરાના પ્રારંભમાં બધા મનુષ્યો ને તિર્યંચો મરી જશે તો પછી ઉત્સર્પિણીમાં તેની ઉત્પત્તિ શી રીતે થશે ?

**ઉત્તર**—તમામ મરી જવાના નથી. વૈતાઢ્યપર્વત પાસે ગંગા સિંધુને કિનારે આવેલા ૭૨ બીલમાં અનેક મનુષ્યો અને તમામ જાતિના તિર્યંચો બીજરૂપે રહેશે.

**પ્રશ્ન ૧૪**—યુગળિયાના વખતમાં સૂર્ય કેવો તપે ?

**ઉત્તર**—સામાન્ય રીતે તપતો હોય તેવો જ તપે, પરંતુ કલ્પવૃક્ષોનું આચ્છાદન એટલું ગાઢ હોય છે કે તે યુગળિયાને દેખાતો નથી અને તેનો તાપ પણ તેને લાગતો નથી.

પ્રશ્ન ૧૫—સૂર્યના પ્રકાશમાં વધઘટ થાય છે તેમ ચંદ્રના પ્રકાશમાં વધઘટ થાય છે કે નહીં?

ઉત્તર—ચંદ્રની તો શુકલપક્ષ ને કૃષ્ણપક્ષમાં તેજની વધઘટ થયા જ કરે છે.

પ્રશ્ન ૧૬—ચક્રવર્તીનું સ્ત્રીરત્ન પૂર્વે બાંધેલા નિયાણાથી થાય છે? અને તે છઠ્ઠી નરકે શા કારણે જાય છે?

ઉત્તર—તે નિયાણાબદ્ધ હોતી નથી. કામવાસનાના અતિ તીવ્રપણાથી તે છઠ્ઠી નરકે જાય છે એમ જણાય છે.

પ્રશ્ન ૧૭—શાશ્વતા ચૈત્યમાં રહેલી મૂર્તિઓ નિરંતર પૂજાય છે? ન પૂજાતી હોય તો તેનો દોષ કોને લાગે?

ઉત્તર—શાશ્વત ચૈત્યની મૂર્તિ કાયમ પૂજાવાનો નિયમ નથી. તે અપૂજ્ય રહેવાનો દોષ કોઇને લાગતો નથી.

પ્રશ્ન ૧૮—ચક્રવર્તી ને વાસુદેવ વિગેરેને જેટલી સ્ત્રીઓ હોય તેટલીને ભોગવવા માટે તેટલા રૂપ બનાવી શકે? જો બનાવતા હોય તો તે કઇ શક્તિથી?

ઉત્તર—ચક્રવર્તી જ સ્ત્રીઓની સંખ્યા પ્રમાણે રૂપો બનાવે છે. તેને સ્વાભાવિક જ એ શક્તિ પ્રાપ્ત થયેલી હોય છે. વાસુદેવ વિગેરે રૂપો વિકુર્વતા હોય એમ જાણવામાં નથી.

પ્રશ્ન ૧૯—પ્રતિવાસુદેવને વાસુદેવ જેટલી સ્ત્રીઓ હોય? અને સ્ત્રીરત્ન હોય કે નહીં?

ઉત્તર—પ્રતિવાસુદેવને માટે સ્ત્રીઓની સંખ્યાનો નિરધાર જાણ્યો નથી. તેને સ્ત્રીરત્ન હોતું જ નથી. વાસુદેવને પણ હોતું નથી.

પ્રશ્ન ૨૦—દેવ, મનુષ્ય ને તિર્યંચમાં પુરુષ કરતાં સ્ત્રીજાતિનું રૂપ વધારે હોય એવો નિરધાર છે?

ઉત્તર—હીનાધિક ગમે તેવું હોય, અધિક હોવાનો નિરધાર નથી.

પ્રશ્ન ૨૧—અજ્ઞાનથી કર્મબંધ થાય છે તો અજ્ઞાનનો સમાવેશ આશ્રવ તત્ત્વના કયા ભેદમાં છે?

ઉત્તર—આ તત્ત્વના બધા ભેદ અજ્ઞાનમિશ્રિત જ સમજવા, એને માટે ખાસ જુદો ભેદ નથી.

પ્રશ્ન ૨૨—અપરિગ્રહિતા દેવીઓ વૈમાનિકની જેમ ભવનપતિ, વ્યંતર ને જ્યોતિષીમાં પણ હોય કે નહીં?

ઉત્તર—એને માટે સ્પષ્ટ વાંચ્યું નથી, પરંતુ હોવાનો સંભવ છે. કુંવરજી

# पूर्वाचार्यविरचित

# संघस्वरूपकुलकम्-सार्थ

केई उम्मग्गठियं, उम्मग्गपरुवयं बहुं लोयं ।
दट्ठुं भणंति संघं, संघसरुवं अयाणंता ॥ १ ॥

सुहसीलाओ सच्छंदचारिणो वेरिणो सिवपहस्स ।
आणाभट्ठाओ बहुजणाओ, मा भणंह संघुत्ति ॥ २ ॥

સંઘના સ્વરૂપથી અજ્ઞાત લોકો ઉન્માર્ગમાં સ્થિર રહેલા તથા ઉન્માર્ગની પ્રરૂપણા કરતા ઘણા મનુષ્યોને જોઈને સંઘ કહે છે. ૧.

પરંતુ તે સંઘ કહેવાતો નથી, કારણ કે સુખશીલીઆ, સ્વચ્છંદચારી, મોક્ષમાર્ગના વૈરી અને જિનેશ્વરની આજ્ઞાથી બાહ્ય એવા સમૂહને સંઘ ન કહેવાય. ૨.

अम्मापियसारित्थो सिवघरथम्भो य होई सुसंघो ।
आणावज्झो संघो, सप्पुव्वभयंकरो इण्हि ॥ ३ ॥

સુસંઘ માતાપિતાની સરખો છે, મોક્ષરૂપી ઘરના સ્થંભભૂત છે અને શ્રી જિનેશ્વરની આજ્ઞાથી બાહ્ય સંઘ આ સંસારમાં ભયંકર સર્પ જેવો છે. ૩.

असंघं संघं जे, भणंति रागेण अहव दोसेण ।
छेओ वा मूलं वा, पच्छित्तं जायए तेसिं ॥ ४ ॥

રાગ અથવા દ્વેષથી અસંઘને સંઘ કહેનારને છેદ અથવા મૂલ પ્રાયશ્ચિત્ત આવે છે. ૪. ( દશ પ્રકારના પ્રાયશ્ચિત્તમાથી આ ૭ મું ને ૮ મું પ્રાયશ્ચિત્ત છે. )

काउण संघसद्द-अववहारं कुणंति जे केऽवि ।
पप्फोडियसउणीअंडगं च ते हुंति निस्सारा ॥ ५ ॥

સંઘ શબ્દને વાપરે છે અને સંઘને પ્રતિકૂળ વ્યાપાર કરે છે અર્થાત્ અશુદ્ધ વ્યવહાર ચલાવે છે તે જીવો ફૂટી ગયેલા પક્ષીના ઇંડાની જેવા નકામા છે-સાર વગરના છે. ૫.

संघसमागममिलिया जे समणा गारवेहिं कज्जाई ।
साहिज्जेण करिंती, सो संघाओ न सो संघो ॥ ६ ॥

સંઘની અંદર મળેલા સાધુઓ રસ તથા ઋદ્ધિ આદિ ગારવના કારણવડે સંઘને સ્વાધીન કરે તો તે સંઘાત છે, પરન્તુ સંઘ નથી. ૬.

जो साहिज्जे वट्टइ, आणाभंगे पवट्टमाणाण ।
मणवायाकाएहिं, समाण दोसं तयं विंति ॥ ७ ॥

આજ્ઞાભંગમાં પ્રવર્તતા એવા સાધુની સહાયમાં મન-વચન-કાયાના યોગવડે જે સાધુ વર્તે છે તે બંનેને આજ્ઞાભંગ સમાન દોષવાળા કહ્યા છે. ૭.

आणाभंगं दट्ठुं, मज्झत्था णो उठंति जं तुसिणी ।
अविहिअणुमोयणाए, तेसिंपि य होइ वयलोवो ॥ ८ ॥

આજ્ઞાભંગના પ્રસંગને જોઇને જે મધ્યસ્થ પુરુષો તેનું નિવારણ કરવા ઊઠતા નથી અને મૌન ધારણ કરે છે તેમને પણ અવિધિની અનુમોદનાવડે વ્રતનો લોપ થાય છે. ૮

तेसिंपि य सामन्नं, भट्ठभग्गवयाय ते हुंति ।
जे समणा कज्जाइ, चित्तरक्खाए कुव्वंति ॥ ९ ॥

જે સાધુ ચિત્તની અનુકૂળતા માટે સંઘને સ્વાધીન કાર્યો કરે છે, અર્થાત્ સ્વચ્છંદપણે કાર્યો કરે છે તે સાધુનું શ્રામણ્યપણું ભ્રષ્ટ થયું છે, તે ભગ્નવ્રતવાળા થયા છે. ૯

ता तित्थयराराहणपरेण, सुयसंघभत्तिमंतेण ।
आणाभट्ठजणम्मि य, अणुसट्ठी सव्वहा देया ॥ १० ॥

શ્રી તીર્થંકરની આરાધનામાં તત્પર, તેમ જ શ્રુત-સંઘની ભક્તિમાં તત્પર એવા સંઘે આજ્ઞાભ્રષ્ટ એવા જનને શિક્ષા હમેશાં આપવી ૧૦

सव्वोऽवि नाणदंसणचरणगुणविभूसियाण समणाणं ।
समुदाओ होइ संघो, गुणसंघाउत्ति काऊणं ॥ ११ ॥

સર્વ એવા જ્ઞાન, દર્શન, ચારિત્રગુણથી વિભૂષિત સાધુઓનો સમુદાય જ સંઘ થાય છે, કારણ કે સંઘ તે ગુણથી જ યુક્ત લેવાનો છે ૧૧

इक्कोऽवि नायवाई, अवलंबंतो विसुद्धववहारं ।
सो होइ भावसंघो, जिणाणमाणं अलंघंतो ॥ १२ ॥

એક પણ ન્યાયવાદી વિશુદ્ધ વ્યવહારને અવલંબન કરતો અને શ્રી જિનેશ્વરની આજ્ઞાને નહિ ઉલ્લંઘન કરતો હોય તે ભાવસંઘ થાય છે ( કહેવાય છે ) ૧૨

इक्को साहू इक्का साहुणी, सावओ य सड्ढी य ।
आणाजुत्तो संघो, सेसो पुण अट्ठिसंघाओ ॥ १३ ॥

એક સાધુ, એક સાધ્વી, એક શ્રાવક અને એક શ્રાવિકા જિનેશ્વરદેવની આજ્ઞાથી યુક્ત હોય તો તે સંઘ છે, સિવાયના-જિનાજ્ઞાથી રહિત હાડકાનો ઢગલો છે ૧૩

निम्मलनाणपहाणो, दंसणसुद्धो चरित्तगुणवंतो ।
तित्थयराण वि पुज्जो, वुच्चइ एयारिसो संघो ॥ १४ ॥

નિર્મળ જ્ઞાનથી પ્રધાન, દર્શનથી શુદ્ધ, ચારિત્રગુણવાળો, શ્રી તીર્થંકરને પણ પૂજ્ય એવા પ્રકારના સંઘને સંઘ કહેવાય છે ૧૪

आगममणिय जो पन्नवेइ, सद्दहइ कुणइ जहसत्ति ।
तयलुक्कवंदणिज्जो, दुसमकालेऽवि सो संघो ॥ १५ ॥

આગમમાં જે કહ્યું હોય તે કહે, તેની શ્રદ્ધા ધારણ કરે અને શક્તિ મુજબ આચરણમાં મૂકે એવો સંઘ દુષમકાળમાં પણ ત્રણે લોકને વંદન કરવા યોગ્ય છે ૧૫

—oo— મ૦ મુનિ પુણ્યવિજયજી

# વીરવિલાસ

( ૪ )

## સેવાનાં ફળ સંસારમાં કરે લીલા, હાં રે રમણી ધન સુંદર બાલા.

આ પદ્ય ખૂબ રસથી ગવાય છે. એ નવાણુ પ્રકારી પૂજામાં છેલ્લી પૂજાનું છેલ્લી ગાથાનું પ્રથમ પદ છે અને અસલ જ્યારે કાંસીઓની ઝૂક બોલતી હતી અને તે પદ્ધતિએ પૂજા ભણાવવામાં રોમાંચ થતા હતા ત્યારે આ પદનું ઉચ્ચારણ વારંવાર થતું હતું. એ પદમાં કહેલ વાત ખૂબ ચર્ચા કરવા યોગ્ય છે. પ્રથમથી આશાતનાનું માઠું ફળ બતાવી હવે સેવાનું શુભ ફળ બતાવે છે.

સેવા-પૂજાનું ફળ શું ? સારી સારી સ્ત્રીઓ મળે, ખૂબ પૈસા મળે અને સારી સંખ્યામાં સંતાન થાય અને સંસારમાં લીલા લહેર થાય અને મોટી નામના થાય. આ વાત બરાબર છે ? એમાં કાંઇ ઊંડું રહસ્ય છે? કે એ જ આશયે પૂજા કરવાની હોય છે ? ઘરબાર મળે, ઘરનાં વાડી બગીચા થાય, છૈયાંછોકરાં થાય અને ધનની રેલમછેલ થાય તો તો પછી સંસારમાં પણ મોજ લાગે.

એટલે પછી તો જેને છોકરા ન થતા હોય તે પૂજા ભણાવે, દરરોજ સ્નાત્ર ભણાવે, પર્યુષણમાં ઘરે ઘોડિયાપારણાં પધરાવે અને પૈસાની ઇચ્છાવાળા લક્ષ્મીદેવીના સુપનને માથે લેવા સેંકડો મણ ઘીની બોલી બોલે. બજારમાં સટ્ટાનો દા' ખેલતા પહેલાં કપાળે કે માથા પર નમણ લગાડે અને મંત્રવાળા ચોખાની પડીકી પાઘડીના-અંતરપટમાં રાખી મૂકે. છોકરા સારુ માનતા માને, મંદવાડ થાય ત્યારે મલ્લિનાથ મહારાજના પસમાં રૂપીઓ સવા કે સવા પાંચ મૂકવાનો નિર્ણય કરે અને કેશરીઆજી મહારાજને કેશર ચઢાવવાની બાધા રાખે. આ વેપાર નફાનો પણ ખરો, સવા રૂપીઆ કે સવાપાંચ રૂપીઆમાં તંદુરસ્તી મળતી હોય કે છોકરાં મળતાં હોય તો એ ભાવનો વેપાર પણ ખોટો નહિ ! !

આ પદનું રહસ્ય ખૂબ વિચારવા યોગ્ય છે. એની પાછળ મોટો ઇતિહાસ છે અને એ સમજવાની આ જ્ઞાનકાળમાં બહુ જરૂર છે. ચાર્વાકો ( નાસ્તિક-પરભવ નહીં માનનારા ) અર્થ અને કામ પુરુષાર્થને જ માને. 'ઇંદ્રિયોની તૃપ્તિ કરો, ભોગવાય તેટલું ભોગવો અને આ ભવ મીઠા તો પરભવ કોણે દીઠા ' એ એનો મત હતો, ચાર વેદના વૈદિક ક્રિયાકાંડ પ્રવર્તક મતમાં ધર્મપુરુષાર્થ વધ્યો. એણે પરભવમાં સ્વર્ગ, અપ્સરા, નાટકો અને અમૃતની વાત બતાવી. તેથી વધારે નિવર્તક ધર્મોમાં-વેદાંત, સાંખ્ય, ન્યાય, જૈન અને બૌદ્ધોમાં મોક્ષ પુરુષાર્થ વધ્યો. એમાં નિષ્કામભાવે-ફલાસક્તિ વગર સેવાની વાત થઇ અને એ રીતે પરમ પુરુષાર્થ-મોક્ષ સાધવાની ભાવનાને પ્રાધાન્ય મળ્યું.

અહીં સેવાનાં ફળમાં રમણી, ધન ને સુંદર બાળકો મેળવવાની વાત કરી છે તે બાળજીવોને માટે અને પ્રવર્તક માર્ગ સુધી ગયેલાની અપેક્ષાએ સમજવી. જેઓનો આત્મવિકાસ પૂરતો થયો નથી, જેઓને સંસારનો મોહ છૂટ્યો નથી, જેમની ઇંદ્રિયગૃદ્ધિ જરાપણ ઓછી થઇ નથી, જેમને ખાવાપીવામાં જ જિંદગીનું સાર્થક્ય દેખાય છે, જેને સ્ત્રી સાથે ભોગવિલાસમાં સ્વર્ગનાં સ્વપ્ન આવે છે, જેમને મન ઘરનાં ઘર તે જાણે યાવચ્ચંદ્રદિવાકરૌ

પોતાનાં રહેવાનાં છે, જેમની દૃષ્ટિમા મરણ કે પરભવનો વિચાર કા તો ત્રાસ ઉત્પન્ન કરે છે અથવા તો મરવાની વાત કરવી એ પણ જેમને અબ્રહ્મણ્ય લાગે છે, જેમને ભોજન કરતી વખત સબડકા લેતાં અબકમબકનું સૂઝી આવે છે, જેમને ગમે તેટલી વૃદ્ધ વયે પણ ચોપડાનાં પાના ફેરવવામાં નિરાત વળે છે, જેને એક દિવસ દુકાને ન જવાય તો જાણે મહાન ત્યાગ કરવો પડ્યો હોય એવું લાગે છે તેવાને મેવાના લાભો ગણાવવા હોય ત્યારે આવી વાત થાય.

બાળજીવો અતિ સામાન્ય કક્ષા પર હોય તેને ધર્મ સન્મુખ કરવા માટે આ રમણી ધન સુંદરબાળાની વાત છે, પછી જેવો એ પૂજા-સેવાનો શુદ્ધ સાચો આશય સમજે એટલે આ કક્ષામાથી ઊંચો આવે છે અને તેને ત્યારપછી ‘ શુભ વીર વિનોદ રસાળા, મંગળ શિવમાળ ’ ની કોટિ આપે છે એ ધર્મ પુરુષાર્થદ્વારા ત્યારપછી વિચાર કરે છે કે જેનો ત્યાગ કરવા હું હાલ વિચાર કરુ છું તેને જ પરભવમા ધર્મદ્વારા મેળવવાનો હું વિચાર કરી રહ્યો છુ. આ તો ચોખો વિસંવાદ છે વીતરાગનો નિવર્તક ધર્મ-જેમાં રાગ દ્વેષ ઓછો કરવાની વાત જ હોય, જેમા વિષયકષાયની મંદતા કરવાનો એકધારો ઉપદેશ સતત પ્રવાહરૂપે ચાલુ રહેતો હોય તેમા વળી ‘ રમણી ધન સુંદર બાળા ’ ની વાત હોય ? આવી વિચારણાને પરિણામે એ વીરવિનોદમા મગ્ન થાય છે, એને શ્રી વીરપરમાત્માની વિભૂતિઓનું ભાન થાય છે, એને રાજ્ય ,તથા ધનત્યાગના દાખલા સૂઝે છે, એને રમણીત્યાગનો પવિત્ર ખ્યાલ આવે છે અને મંગળ શિવમાળ વરવાની-પહેરવાની સ્પષ્ટ ચાવી નજરે પડે છે. આ વિશિષ્ટ આત્મદર્શન અને સાધ્યલક્ષ્ય ધર્મપુરુષાર્થમા પડી ગયા પછી થાય છે અને તેની શક્યતા ત્યા હોવાથી સેવાની જરૂરીઆત અને ઉપયોગિતા છે, બાકી મેવાના ફળની આકાક્ષા રહે કે મલ્લિનાથ મહારાજ મદવાડમાથી ઊભા કરશે કે કેશરીઆજીમાં માનેલ કેશર શરીરમા ગરમી ઉત્પન્ન કરી શરદી કે ન્યુમોનીઆ મટાડી દેશે એ માન્યતા ભૂલભરેલી છે, લોકોત્તર મિથ્યાત્વ છે, સસાર વધારનાર છે, છતા બાળજીવો આટલી વાત શરૂઆતમા સમજે નહિ એની પાસે મોક્ષની વાત યથાસ્વરૂપે બતાવવામા આવે તો તે સાભળવા કે સ્વીકારવા ઊભા પણ રહે નહિ અને પુષ્ટ સાધન વગર એનો આખો વિકાસ ક્રમ બગડી જાય એરવા માટે શરૂઆતમા આવુ પ્રલોભન સમુચિત છે.

બાકી બરાબર યાદ રાખવાનું છે કે આપણા પ્રભુ રાગદ્વેષ રહિત છે, સેવક અને નિંદક વચ્ચેનો તફાવત ન રાખનાર છે, એ કદી કોઈ વસ્તુ આપતા નથી અને આપી શકે તેવી સ્થિતિમા પણ નથી, એ તો માત્ર આદર્શ છે, એમને પથે ચાલવાની દીવાદાંડી છે અને સાપેક્ષ દૃષ્ટિએ અતિ ઉપયોગી સાધ્યસ્થાનને પ્રાપ્ત થયેલ પરમ વિભૂતિ છે એનુ આપ્યું કાંઈ મળવાનુ નથી અને એમને આપવાની અપેક્ષા પણ નથી, એમનો એવો દાવો પણ નથી અને બાહ્યભાવના સરવર્ત સાથે એમનો સંબંધ પણ નથી ‘ ચિત્ત પ્રસન્ને રે પૂજન ફળ કહ્યું રે ’ એ સાચી પૂજા છે અને ‘ કપટ રહિત થઈ આતમ અરપણા ’ એ સાચો ભાવ છે એમા તો આત્મસમર્પણ જ હોય, એમાં તો સર્વત્યાગની ભાવના જ હોય, એમા તો આત્મરિરમણ જ હોય. ત્યાં ‘ રમણી ધન સુંદરબાળા ’ તો

# હિતકારી વચનો

( અનુસંધાન પુ. ૫૭ ના પૃષ્ઠ ૨૧૭ થી )

૮૧. અમૂલ્ય જિંદગીના કિંમતી સમયનો સદુપયોગ કરો.

૮૨. અનીતિ આદરનાર ગમે તેવો ધનવાન અને સત્તાવાળો હોય તો પણ આખરે તે દરેકનો તાબેદાર થાય છે.

૮૩. અવિવેકી જન અધમ દશાને વશ થયા વિના રહેતો નથી.

૮૪. આબરુની કીંમત પૈસાથી નથી પણ પ્રામાણિકતાથી થાય છે.

૮૫. આનંદના ઝરાનું મૂળ વિચારશુદ્ધિમાં અને શાંતિના ઝરાનું મૂળ નમ્રતામાં છે.

૮૬. આશા અથવા તૃષ્ણા એ સર્વ પ્રકારના અધર્મ તથા દુઃખનું મૂળ છે.

૮૭. આત્મિક અને શારીરિક શક્તિનો પ્રતિદિન વધારો કરવો એ સ્વતંત્રતા પ્રાપ્ત કરવાનો રાજરસ્તો છે.

૮૮. હું અને મારાપણાનો અહંભાવ દૂર કરીને જિતેન્દ્રિયપણું શીખો એટલે સ્વર્ગીય આનંદ પ્રાપ્ત કરી શકશો.

૮૯. મન જ્યાં સુધી આત્માના ઉદ્ધારની શુદ્ધ ભાવનાઓને દૃઢતાથી ગ્રહણ કરે નહિ ત્યાં સુધી શાંતિની આશા કદી રાખશો નહિ.

૯૦. પારકા દોષ જોયા પહેલા પ્રથમ પોતાનું અંતઃકરણ તપાસવું એ સુજનતાનું લક્ષણ છે.

૯૧. કાં તો કાંઇ કામ માથે લેવું નહિ અને લેવું તો જીવના જોખમે પણ પાર ઉતારવું.

૯૨. જે માણસ ગરીબ છે પણ નીતિવાન છે તે જ ખરેખર શ્રીમંત છે. જે નીતિવાન નથી તેની તો બૂરી દશા થાય છે.

૯૩. જ્ઞાનનો સદુપયોગ કરવાથી સંસારબન્ધન કપાશે પણ દુરુપયોગ કરવાથી જ્ઞાનાવરણીય કર્મ બંધાશે.

૯૪. પૂર્વકર્મોથી દીન અને ગરીબ થઇ ગયેલા માણસને આશરો આપવો એ સજ્જન માણસનું કર્ત્તવ્ય છે પણ તિરસ્કાર કરવો એ તો દુર્જનનું કર્ત્તવ્ય છે.

૯૫. મહાન્ સંકટ વેઠયા વિના દિવ્યજ્ઞાન પ્રાપ્ત થઇ શકતું નથી.

૯૬. દ્વેષી લોકો ખોટી ખુશામત કરે તેથી ભોળવાઇ જવું નહિ, કારણ કે એથી કોઈ વખત મહાન સંકટ પ્રાપ્ત થાય છે.

---

ઉપાધિરૂપ જ લાગે. છતાં વ્યવહારમાં પ્રાથમિક ભૂમિકાએ અપેક્ષાની નજરે આ પદનો ઉપયોગ છે, બાળજીવો માટે એ આશીર્વાદરૂપ છે અને આગળ વધવાના પગથિયાનો પાયો છે. વ્યવહાર અને નિશ્ચયનો સમન્વય કરતાં આવડે એ જૈન ધર્મ છે, એ અનેકાંતવાદ છે અને એની ચાવી સૂઝી આવે કે પ્રાપ્ત થાય ત્યારે જૈન નિવર્તક માર્ગમાં પ્રવેશ, પ્રગતિ અને સાધ્યપ્રાપ્તિ હસ્તામલકવત્ છે.

મૌક્તિક

૯૭. હલકા માણસોની વાતચીત સાંભળવાથી કુબુદ્ધિ ઉત્પન્ન થાય છે અને તેની સોબત કરવાથી પણ આત્માને ખોટી અસર થાય છે તેથી તેવાની સોબત છોડવી વધારે સારી છે.

૯૮. પૂર્વના પુણ્યથી ઉપાર્જન કરેલ લક્ષ્મી જે માણસો સત્પાત્રમાં આપે છે તેની જ લક્ષ્મી સાર્થક છે—જેઓ સત્પાત્રમાં આપતા નથી તેની સાગર શેઠની જેમ હલકી ગતિ થાય છે.

૯૯. બીજાની સુખસંપત્તિ અને અભ્યુદય દેખીને શોક કરવો નહીં, શોક કરવાથી શરીરને હાનિ પહોંચે છે.

૧૦૦. ઊંચી પદવીને જ્ઞાન અને ગુણોવડે શોભાવીએ નહિ તો તે પદવી નિરર્થક થાય છે

૧૦૧. કોઇપણ કાર્ય ઉત્સાહ અને ધીરજથી બહુ સારું થાય છે

૧૦૨. કોઇપણ કાર્યમાં કંટાળવું અને ચીડાઇ જવું એ મનની સખ્ત નબળાઇ છે. કંટાળવાથી અને કોઇના પર ક્રોધ કરવાથી કાર્યની શુદ્ધિ થતી નથી. શાન્ત પ્રવૃત્તિથી બધા કાર્યો સિદ્ધ થાય છે.

૧૦૩. અહંકાર, ગર્વ અને ઉદ્ધતાઈ જેમ જીવનને હાનિકારક છે તેવી જ રીતે કોઇની ખુશામત કરીને દ્રવ્ય ઉપાર્જન કરવું તે પણ હાનિકારક છે.

૧૦૪. કોઈપણ ઉત્તમ પ્રકારનો ઉદ્યમ અને વિવેક નિર્ધનને સુખી બનાવે છે.

૧૦૫. ગુમાવેલા પૈસા પાછા મળી શકે છે પણ ગયો સમય પાછો આવતો નથી.

૧૦૬. મારામાં વધારે ડહાપણ છે એવું દેખાડવાને કોઇની વારંવાર ભૂલ કાઢવાના સ્વભાવથી હમેશાં દૂર રહેવું તે વધારે ઉત્તમ છે.

૧૦૭. હમેશા ઊંચા પ્રકારના આશયથી કામ કરો. ગરીબાઇમાં પણ ઉત્તમ પ્રકારની ભાવના રાખવાથી કાર્યની સિદ્ધિ થાય છે.

૧૦૮ જે મનુષ્ય સારી સલાહ સાંભળે છે તે સલાહ આપનાર કરતા વધારે ડાહ્યો છે.

૧૦૯ જે બીજાને સુધારવાની ભાવના રાખે છે તેણે પ્રથમ પોતે સુધરવું તે વધારે સારું છે. પોતે ગુણોથી સંપન્ન હોય તો જ બીજાને અસર થઇ શકે છે.

૧૧૦ ધન અને સંસારી વિષયોમાં અસંતોષ એ જ જન્મ-મરણમાં વધારો કરનાર છે, તેથી સંસારી વિષયો અને ધનથી મુક્ત થવું એ વધારે સારું છે.

૧૧૧. દરેક જીવોની સાથે મૈત્રીભાવ રાખવો તે જ ઉત્તમ છે, દ્વેષબુદ્ધિ રાખવી એ પાપ છે.

૧૧૨. પોતે પોતાના આત્માને ઓળખવો એ જ પરમાત્માને ઓળખવાની કૂંચી છે

૧૧૩. બીજાઓની ખરાબ કાર્ય માટે નિન્દા કરવી એ જેટલા અંશે સહેલી છે તેટલા જ અંશે પોતે સારા કામ કરવા એ મુશ્કેલ છે

૧૧૪. બીજાના પરોપકાર માટે પોતાના સ્વાર્થનું બલિદાન આપવું અને બદલાની ઇચ્છા રાખવી નહીં એ જ ખરા સજ્જનનું કર્તવ્ય છે

૧૧૫. માનસિક અને શારીરિક શક્તિનો મોટો આધાર બ્રહ્મચર્ય ઉપર જ છે બ્રહ્મચર્યથી પ્રોફેસર રામમૂર્તિ જેમના ગામની મોટરને રોકી દેતા હતા અને જંબૂકુમારે પોતાના બ્રહ્મચર્યના પ્રતાપથી જ પાંચસો ચોરને પણ સ્તંભિત કરી દીધા હતા. મુનિ વિદ્યાનંદવિજયજી

# પ્રભાવિક પુરુષો

## શય્યંભવસ્વામી (૨)

સંધ્યાકાળના આગમનની પ્રતીતિ કરાવતી ઠંડી સમિર-લહરીઓ ચોતરફ વાઇ રહી છે. વાતાવરણમાં આજના દિવસની પ્રતિભા તેમ જ પવિત્રતાને લઇ કોઇ અનેરા ઉલ્લાસને પ્રગટાવતી છાયા પથરાઇ રહી છે. નર-નારી અને બાળકના વૃંદો સુંદર વસ્ત્રાભૂષણમાં સુસજ્જિત થઇ એક દિશામાંથી બીજી દિશામાં હર્ષાન્વિત બની ગમનાગમન કરી રહેલ છે. સારા ય માનવસમુદાયમાં અને આજના સુપ્રસંગમાં કેન્દ્રસ્થાન ભોગવતાં જળ-મંદિરની શોભા અવર્ણનીય થઇ પડી છે. કાચ જેવા નિર્મળ સરોવરના જળમાં કમળના પુષ્પોની પ્રફુલ્લિતતા દ્રશ્યમાં અનુપમ ભાવ પૂરે છે. મધ્યભાગે આવેલ રમણીય પ્રાસાદ સ્વર્ગભૂમિના એકાદ વિમાન સમો ભાસે છે. એના શિખર પર રહેલા ધ્વજાદંડની પવનના વેગથી હાલતી ઘંટડીઓ જે રવ પેદા કરે છે એ એવી તો સુંદરતા ને મનોહરતાથી વાતાવરણને ભરી દે છે કે જે અનુભવી જ સમજી શકે. જો કે કાર્તિક માસની અમાસનો [ગુજરાતી આસો વદિ ૦))નો] દિવસ હોવા છતાં હજુ અંધકારના ઓળા ઉતરવાની વાર છે, પણ જાણે એનો દ્રઢતાથી સામનો કરવાનો નિરધાર કરીને જ ઊભા હોય એવા-જળમંદિરને જોડતાં પૂલ પર તેમ જ એની આસપાસના વર્તુળ પર દાટેલા સ્થંભો ઉપરના ફાનસમાં સ્થાપિત કરેલા દીપકો પ્રજ્વલિત થઇ ચૂકયા છે.

મંદિરની દિશા પ્રતિ પગલા માંડી રહેલ ભાવિક પથિકના હ્રદયમાંથી આ મનોરમ દ્રશ્યને નિરખી એકાએક ઉદ્‌ગારો બહાર પડે છે.

"અહા ! કેવો રમ્ય એ કાળ હશે ! દેવ, માનવ અને તિર્યંચના સમૂહ વચ્ચે વિરાજમાન થઇ, પ્રભુશ્રી વર્ધમાને અહીં જ પોતાની અંતિમ દેશના આપેલી. એ દેશનામાં ભરેલા અનુપમ રહસ્યથી એક બે નહિ પણ સંખ્યાબંધ આત્માઓનાં હ્રદય-કમળ વિકસ્વર બનેલાં. ચોતરફ જ્ઞાન-રવિનો ઉદ્યોત પ્રસરી રહેલો. સમ્યગ્ જ્ઞાન-દર્શન અને ચારિત્રરૂપ અણમૂલા રત્નોની પ્રભા પથરાઇ રહેલી. જેમણે એમાં સમજપૂર્વક અવગાહન કર્યું, એ તો સ્વયમેવ શ્રીમહાવીરની માફક વીર બની ગયા. આત્મત્વ પરમાત્મત્વરૂપે પરિણમ્યું. અહા ! પણ જેમનો એ કાળે જન્મ સરખો નહોતો થયો એવા જીવોને સારુ પણ એ મહાસાર્થવાહે જે વારસો મૂકયો છે તે ઓછો કિંમતી નથી."

અંતરના નાદને, જગતની હવામાં તરતો મૂકી રહેલા આ પથિકને પાછળ આવતા પોતાની જેવા બીજા એક પથિકનું ભાન સરખું પણ નહોતું. મનના તરંગની

શ્રેણી હજુ પણ આગળ વધી હોત, પરન્તુ પેલા પથિકે પ્રથમના પથિકના ખભા ઉપર એકદમ હાથ મૂકીને, એવા તો જોરથી શબ્દોચ્ચાર કર્યો કે જેથી તેના મનો પ્રદેશના દ્વાર બંધ થઇ ગયા. ઉભય વ્યવહારુ દુનિયાના માનવી બની ગયા.

"મિત્ર જિનદાસ! તું અહીં ક્યાંથી ? ક્યાં હસ્તિનાપુર અને ક્યાં પાવાપુરી ? વળી એકલો કેમ દેખાય છે? આજના પવિત્ર દિવસે તારી સાથે કેમ ચારુશીલા ભાભી નથી દેખાતા ?"

"અરે! હું શું જોઇ રહ્યો છું? આ તે સ્વપ્ન છે કે સત્ય ? સુહૃદય શય્યંભવ, તું એકાએક આ નિર્વાણભૂમિમાં ક્યાંથી આવી ચઢ્યો ? બ્રાહ્મણસંસ્કૃતિનો પૂજક શ્રમણોના પૂનિત ધામમાં પગલાં માંડે એ તે કેવું આશ્ચર્ય!"

"મિત્ર જિનદાસ! જળમંદિરના આ પવિત્ર પગથિયા પર થતો આપણો મેળાપ એ જેટલો અકસ્માતિક છે એટલો જ રહસ્યપૂર્ણ છે. ખરેખર એમાં કુદરતનો સંકેત જ છે. હજુ નિશાકાળ-ની આરતિને વિલંબ છે તો ચાલ, પેલા વિરામાસન પર બેસી પરસ્પરની કુશળ-વાર્તા જાણવાનો પ્રયાસ કરીએ."

"મિત્ર શય્યંભવ! સંસારી જીવની કુશળતા એ તો ડાભના અગ્રભાગ પર રહેલ જળબિંદુ જેવી ક્ષણિક છે. પવનનો એકાદો સપાટો લાગતાં તે બિંદુ હતું ન હતું થઈ જાય તેમ એકાદ કાળનો ધક્કો લાગતાં એ કુશળતા માટીમાં મળી જાય છે. ખરી રીતે એને કુશળતા કહેવાય જ કેમ? દુઃખનો અભાવ એનું નામ જ સુખ. તે પણ નામ માત્ર. બાકી સર્વત્ર દુઃખ ને દુઃખ જ છે. તેથી જ જ્ઞાની ભગવંતો સંસારને અસાર કહે છે. જો ને કેવા ઉમંગભેર અમો દંપતી હસ્તિનાપુર વિગેરેની યાત્રાએ નીકળેલા. એ વેળા જુદા જુદા સ્થળોમાં પરિભ્રમણ કરવાનો નિશ્ચય પણ કરેલો પણ **'આરંભ્યા અધવચ રહે અને દૈવ કરે સો હોય'** એ વચન પ્રમાણે કંઇ જુદું જ બની ગયું. શેલડી રસથી અક્ષય તૃતીયા-ના દિવસે ચારૂશીલાએ હસ્તિનાપુરમાં વાર્ષિક તપનું પારણું તો કર્યું પણ ત્યારથી જ એનાં ગાત્ર ઢીલાં પડવા માંડ્યાં અમારો તપ એટલે ભાઈ! તું જાણે તો છે જ કે એમાં ફરાળ જેવું તો હોય જ નહીં કેવળ ઇચ્છા હોય તો ઉકાળેલું અચિત્ત પાણી પીવાય, પણ તારી ભાભી એટલે શ્રદ્ધાની સાક્ષાત્ પ્રતિમા પ્રભુશ્રી વીર જેમ નકોરડા-જળ સરખું પણ લીધા વગરના ઉપવાસો કરેલા તેમ કરવાનો નિયમ એણે રાખેલો. પારણા પૂર્વેના ચારે ઉપવાસ નિર્જળ કર્યા જો કે એની પ્રતિજ્ઞા તો અણનમ રહી પણ એમાં એની કાયાએ સાથ ન પૂર્યો. શરીરમાં નબળાઇ વધી પડી. બીજા યાત્રાધામોમાં ફરવાના મનો-રથ બાકી રાખી ચાર ફરજીયાત મહિ-નાઓ સુધી એ ભારતવર્ષની પુરાણી પાટનગરીમાં જ રહેવું પડયું. એ સ્થાનકું મહત્ત્વ અમારી ધાર્મિક નજરે ઓછું

તો નથી જ. ઘણા વર્ષો પૂર્વે અમારા આદ્ય તીર્થપતિ શ્રી ઋષભદેવને એક વર્ષના ઉપવાસોને અંતે શ્રેયાંસકુમારે એ જ સ્થળમાં ઇક્ષુરસથી પારણું કરાવેલું. એ પછીના કાળમાં આ પવિત્ર નગરીમાં સોળમા તીર્થપતિ શ્રી શાંતિનાથ, સત્તરમા શ્રી કુંથુનાથ અને અઢારમા શ્રી અરનાથ–એમ ત્રણ ભગવંતો થયેલા. એ દરેકે ચક્રવર્તીપણાની ઋદ્ધિસિદ્ધિઓ પણ ભોગવેલી અને પ્રાંતે એ સર્વને તજી દઇ સંયમ સ્વીકારેલો. એ દરેકના ચ્યવન, જન્મ, દીક્ષા અને કેવલજ્ઞાનરૂપ ચાર ચાર કલ્યાણકો આ પવિત્ર ભૂમિમાં જ ઉજવાયેલા. આ પુનિત શહેરમાં કારણવશાત્ મારે ઘણો સમય રોકાવું પડ્યું વહાલી એવી વલ્લભા ચારૂશીલાએ ત્યાં જ પ્રાણ છોડ્યા. તેણીનો જીવન–દીપ ત્યાં જ બુઝાયો. હસ્તિનાપુર તીર્થ મારે માટે અનોખા ધામ સમ બન્યું. પત્નીના વિરહે પ્રથમ તો મારો સંસાર ખારો બનાવ્યો પણ જેમ જેમ હું એના સ્મરણમાં ઊંડો ઊતરતો ગયો તેમ તેમ મને એના મૃત્યુમાંથી અવનવા બોધપાઠ મળવા માંડ્યા મુસાફરખાના જેવા આ સંસારની અસ્થિરતા ચોખ્ખી સમજાવા માંડી એના જેવી દૃઢશ્રદ્ધા કેળવી, માનવભવની સાર્થકતા કરવાની ભાવના પ્રબળ બની. એકલું શ્રમણજીવન જ ભયરહિત ભાસ્યું. 'શ્રમણત્વં રમણીયતરમ્ ' એ પદ યાદ આવ્યું.

लोकः पृच्छति मे वार्ता,
शरीरे कुशलं तव ? ।
कुतः कुशलमस्माकम् ?
आयुर्याति दिने दिने ॥

શ્રાદ્ધમુખ્ય આનંદે જેમ પોતાની કુશળતા પૂછનાર સ્નેહીવર્ગને ઉપરનો શ્લોક કહી, આયુષ્યની ચંચળતા દર્શાવી જે ઉત્તર આપ્યો હતો તે મને વ્યાજબી જણાયો અને તેથી હે મિત્ર ! મેં પણ તારા પ્રશ્નના જવાબમાં મારી કહાણી વર્ણવી, સંસારની નશ્વરતા દર્શાવી, મારો ભાવી-રાહ કેવા પ્રકારનો છે એનો ખ્યાલ કરાવ્યો છે. ચારિત્ર અંગીકાર કરતાં પૂર્વે વ્યવહારીજીવનના પાસા સરખા કરવા માટે જ હું પાછો ફર્યો છું. એમાં દીવાળીપર્વ આવતાં એક વાર આ દેહે શ્રી મહાવીર-દેવનું નિર્વાણકલ્યાણક ઉજવવાની ભાવના ઉદ્ભવી તેથી જ આજે સવારે અહીં આવી ચઢ્યો. નિર્વાણપળે થતું છત્રસંચાલન નિરખવાના ઈરાદાથી કઈંક વહેલો આવ્યો. ”

“ જિનદાસ ! તારી કથની જેમ દુઃખ પ્રગટાવે છે તેમ એનો અંત ભાવી જીવનની સુવાસ સૂચવતો હોવાથી હર્ષ પણ જન્માવે છે; છતાં મારી કહાણી તો કેવળ દુઃખપૂર્ણ છે. અહીંનાં મારા આગમનથી આશ્ચર્ય થાય એ સહજ છે પણ એની પાછળ જે તિમિરના પટો છવાયા છે એ જ્યારે તું સાંભળશે ત્યારે તને પણ અવશ્ય દુઃખ ઉદ્ભવશે.

“ પિતાશ્રી થોડા દિવસની માંદગીમાં ગુજરી ગયા આત્માની અમરતાને પિછાનનાર વ્યક્તિ એવા પ્રસંગમાં અતિશય હતાશ ન બની જાય, કેમ કે જન્મમરણ એ તો વિશ્વ-

ની પ્રચલિત રીતિ છે. વળી મારો સ્વભાવ તું સારી રીતે જાણે છે કે હું મરણથી ડરનારો નથી-એ તો સંસારની પ્રકૃતિ છે, પણ એ વડિલે મૃત્યુશય્યા પરથી મને એક જે કપરી આજ્ઞા આપી છે કે જે મારે માટે આજે જીવલેણ દર્દ સમ બની ચૂકી છે. એમના અવસાન નિમિત્તે મારે મહારુદ્ર યજ્ઞ કરવાનો છે. યજ્ઞ પાછળની હિંસા માટે મારા શા વિચાર છે તે તું જાણે છે, છતાં પરલોકપ્રયાણ કરી રહેલા વડિલની આજ્ઞા શિરોધાર્ય કરવા માટે એ 'પણ' મેં લીધું. મારા વિચાર ફરજના બોજા નીચે દબાયા. आज्ञा गुरूणाम् अनुल्लंघनीया। એ સૂત્રે જોર પકડ્યું.

"યજ્ઞ કરવાનો નિશ્ચય કરી મેં જુદા જુદા પંડિતોને આમંત્રણ પાઠવ્યાં. કેટલાકના આવવા સંબંધી નિશ્ચિત ઉત્તરો પણ મને મળી ગયા. નાલંદાના પ્રસિદ્ધ વિદ્વાન્ તર્કભૂષણ શ્રીધરશાસ્ત્રીએ લખ્યું કે 'એકવાર મારે જાતે તેમને નાલંદામાં મળી જવું. ત્યારપછી જ પોતાના આગમનની મિતિ નિશ્ચિત થઇ શકે.' મારે એ વિદ્વાનને મળવા જાતે જવું પડયું પણ 'प्रथमग्रासे मक्षिकापातः' જેવું થયું. અર્થાત્ મુલાકાત થતાં પહેલો જ ધડાકો એ કર્યો કે-'એ શય્યંભવ! તારે યજ્ઞ કરવો જ હોય તો અત્યાર પૂર્વના તારા અહિંસા સંબંધીના મંતવ્યોને તિલાંજલિ આપી દેવી પડશે. આ પ્રસંગે તારા પેલા વણિકમિત્રને કે કોઇ જૈનને તારા આંગણે નોતરવા દેવામાં નહીં આવે. વેદના પાઠના ધ્વનિ સિવાય અન્ય કોઈ પ્રકારની વાત જ નહીં થઈ શકે. જો આ શરત કબૂલમંજૂર હોય તો જ હું આવું.'

'વ્યાઘ્રતટીન્યાયે' ઘડીભર થયું કે આ ભૂદેવને ન બોલાવું, પણ એ મહાશય તો જાણે અધૂરું હોય તેમ મારો ઉત્તર મળે તે પૂર્વે ગર્જી ઊઠ્યા કે-

'રખે મનમાં ધારી લેતો કે શ્રીધરશાસ્ત્રી વિના યજ્ઞ આટોપીશ, પણ મારી ન આવવા સંબંધી વાત બહાર પડતાં જ જેમણે હા પાડી હશે તે પણ ના કહેશે. મારું એક ફરમાન થતાં જ તારું કાર્ય અટકી પડશે. મારા કથનનો વિજય એ જ મારું જીવનકાર્ય. શ્રમણસંસ્કૃતિ સામે બળવો ઊઠાવવો એ જ મારું ધ્યેય. અહિંસાની પ્રતિષ્ઠા મારી હાજરીમાં થઇ શકે જ નહિ. આ વચન એક શાસ્ત્રના છે કે वर्णानां ब्राह्मणो गुरुः। એમાં મીન-મેખ થનાર નથી. વેદવાકયોમાં શંકા કરવી એનું જ નામ નાસ્તિકતા. એવું સત્યયુગ, દ્વાપર કે ત્રેતામાં ન બને પણ આ હડહડતા 'કલિયુગ'માં બની રહ્યું છે, છતાં ઓ દ્વિજસંતાન! તું એ વાત જરા પણ લક્ષ્ય બહાર જવા દઇશ નહીં કે જેના પૂર્વજોએ 'हस्तिना ताड्यमानोऽपि, न गच्छेत् जैनमंदिरम्' જેવા સૂત્ર અનુસાર જીવન ગાળ્યાં છે તેનું સંતાન કદી પણ પોતાની નજર સામે શંકાસ્પદ વાતાવરણ ન તો ખડું કરશે કે ન તો અન્ય કોઈને કરવા દેશે. એને મન વેદના વાક્ય એ શિલામાં કોતરેલા શબ્દો કરતાં

વધુ કિંમતી હતા. એ માટે ચર્ચાની અગત્ય જ ન હોય.'

"વહાલા મિત્ર ! ભૂદેવ મહાશયની આ જલતી જ્યોત સમી વાણી શ્રવણ કરી હું તો ઠંડો જ થઇ ગયો. ચક્ષુ સામે ધર્મસંકટ ખડું થયેલું નિરખી ગ્લાનિ અનુભવવા લાગ્યો. તૈયારીઓ થઇ ચૂકી હોવાથી–પ્રતિજ્ઞાપાલનનો અન્ય માર્ગ ન હોવાથી એ જ સ્થળે પંડિતની 'હા' માં 'હા' મેળવી, પધારવાની તિથિ નક્કી કરી, મ્લાન વદને ત્યાંથી ચાલી નીકળ્યો. રસ્તે મારી જાત પર મને તિરસ્કાર ઉપજ્યો. પોતાના મંતવ્યમાં આ રીતે નમતું મૂકવા બદલ પશ્ચાત્તાપ થયો, પણ એ સર્વ 'પાણી પીધા પછી ઘર પૂછવા જેવું' નિરર્થક હતું. થોડી માનસિક ઘડભાંજ કરી એક જ નિરધાર કર્યો કે એક વાર અહિંસાના ફિરસ્તાની નિર્વાણ-ભૂમિના દર્શન તો જરૂર કરવા, અને તરત જ આ દિશા પ્રતિ પગલા માંડ્યા. સ્વપ્ને પણ એ વેળા તારો મેળાપ થવાની આશા નહોતી, પણ '**વિધિના વિધાન** તો ન્યારા જ છે.' અણધાર્યો તારો મેળાપ થયો અને અંતર ખોલવાની તક પણ સાંપડી અને તારા દુઃખી હૃદયને દિલાસો દેવાની પળ પણ પ્રાપ્ત થઇ."

"શય્યંભવ ! તો પછી તારે હાથે યજ્ઞક્રિયા થવાની એમ જ ને ? કોઇ બીજા પાસે એ ક્રિયા ન કરાવાય ?"

"જિનદાસ! માત્ર ક્રિયા જ નહિ પણ વેદમાં કહેલ અજામેધ પણ મારા હાથે જ કરવાનો–દિલ હો કિંવા ન હો પણ વિધિ પ્રમાણે પિતાના શ્રેયાર્થે એ કરુણા-જનક નાટકમાં મારે મુખ્ય નટ તરીકેનો સંપૂર્ણ પાઠ ભજવવો પડશે.

"અરરર ! જાણી જોઇને એક પંચેંદ્રિય જીવનો વધ કરવાનો અને તે પણ ધર્મના ઓઠા તળે. કેવું વિચિત્ર ! પણ જ્યાં બીજો ઇલાજ ન દેખાતો હોય ત્યાં થાય પણ શું ? જો અંતર ખોલી શકાતું હોય તો આજે તારી સામે એમ કરી ખાત્રી કરી આપત કે મિત્ર ! તેં જે દયાનું સ્વરૂપ સમજાવ્યું છે તે ઉખર-ભૂમિ પર નથી પડ્યું. એને અંકુર તો ઊગ્યા જ છે. અફસોસ એટલો જ કે હાલ તો એ અંકુર કરુણાવારિના સિંચન વિના ચીમળાવા લાગ્યું છે; છતાં આશા અમર છે."

"મિત્ર! નામરજીથી કાર્ય કરવું પડતું હોય તો અમારા સિદ્ધાંત પ્રમાણે એમાં મંદ પ્રકારનો દોષ લાગે છે. એનું ગુરુ પાસે પ્રાયશ્ચિત્ત લઇ શકાય છે, એને માટે **गणाभियोगेणं** આગાર છે."

આ પ્રમાણે વાત થાય છે ત્યાં તો જળ-મંદિરમાં થતી આરતિનો સ્વર કર્ણપટ પર અથડાયો અને ઘંટાના મધુર તેમજ આહ્લાદક નાદથી વાતાવરણ ડોલાયમાન થયું.

( ચાલુ ) ચોકસી

# સ્વ. આણંદશંકરભાઇ

**સાત** વર્ષ ઉપર આ સભાના ઉજવાયેલા સુવર્ણ મહોત્સવ પ્રસંગે જેમણે પ્રમુખ સ્થાન સ્વીકાર્યું હતું તે શ્રીયુત આણંદશંકર બાપુભાઇ ધ્રુવનું અમદાવાદ મુકામે અચાનક અવસાન થયું છે તે જાણીને દુઃખ થાય છે. જૈ. ધ. પ્ર. સભાનો ૫૦ વર્ષનો ઉત્સવ ઉજવવાનું અને દેશભરમાં સન્માનનીય એવા કોઇ વિદ્વાન પુરુષને ખાસ એ પ્રસંગે આમંત્રવાનું નક્કી થયું ત્યારે જે બે ચાર અગ્રગણ્યોનાં નામ લેવાતાં હતાં તેમાં શ્રી આણંદશંકરભાઇનું પણ નામ હતું. બીજા વિદ્વાનો બહુ દૂર હોવાથી–બીજા કામકાજોમાં પરોવાયેલા હોવાથી, અલભ્ય લાગ્યા. શ્રી આણંદશંકરભાઇ દૂર હોવા છતાં નજીક લાગ્યા, બીજી ઘણી પ્રવૃત્તિઓમાં સંકળાયેલા છતાં અમારા સદ્ભાગ્યે તેમનો યોગ સુલભ થયો. એમણે અમારી વિનંતિ સ્વીકારી લીધી. તે વખતે તેઓ કાશી હિંદુ વિશ્વવિદ્યાલયના મુખ્ય આચાર્યપદે હતા. ત્યાંથી છૂટીને અહીં ભાવનગર મુકામે આવવાનું અને ત્રણેક દિવસ રોકાવાનું બીજા કોઇને મુશ્કેલ લાગે, પરંતુ આણંદશંકરભાઇએ અમારા ઉત્સવનું પ્રમુખસ્થાન સ્વીકાર્યું એટલું જ નહિ પણ અહીં આવીને વિદ્વત્તાભર્યાં જે એક-બે વ્યાખ્યાનો એમણે આપ્યા અને સભાના સભ્યો તેમ જ શહેરીઓ સાથે સંપર્ક સાધવા જે સહાનુભૂતિભરી પ્રશ્નોત્તરી સભાના મકાનમા ચલાવી હતી તે એ પુરુષના અગાધ પાંડિત્ય સાથે રહેલી છલોછલ સરળતા અને મધુરતાની હરપળે પ્રતીતિ કરાવતી હતી. અમારી સભાના જન્મસંયોગોની વાત સાંભળી તેઓ બોલી ઊઠેલા કે:

"તમારા એટલે કે સભાના સંસ્થાપકોના યુવાનીના ઉલ્લાસ જોતાં તો મને ફરી જુવાન બનવાનું મન થઇ આવે છે." આ સભાના સ્થાપકો, સંચાલકો અને સહાયકો માટે તેમણે ખૂબ પ્રશંસાના ઉદ્ગાર કાઢ્યા હતા. ભાવનગરખાતે મર્હુમ સર પટ્ટણી સાહેબનો સમાગમ થતાં તેમને બહુ આનંદ થયો હતો અને તે બંનેનો સંયોગે ધારેલા કાર્યની સફળતા બહુ વિશેષ થઇ હતી.

સ્વ. આણંદશંકરભાઇને આજસુધીમાં અનેક ભક્તિની અંજલિઓ અર્પાઇ છે. એમની તલસ્પર્શી વિદ્વત્તા, એમની સમન્વયદૃષ્ટિ અને કોઇને પણ કડવું ન લાગે છતાં હિતકર-સત્ય ઉચ્ચારવાની સાદી છતાં ભવ્ય પદ્ધતિ આજે તો જાણે કે આણંદશંકરભાઇના અવસાન સાથે અસ્ત થઇ છે. પોતે ચુસ્ત સનાતની હોવાનો દાવો કરતા છતાં મહાત્મા ગાંધીજી સાથે એમને એવો મધુર મૈત્રીસંબંધ હતો કે બે સહોદર વચ્ચે પણ એવો સુમેળ ભાગ્યે જ સંભવે.

ગુજરાતમાં આણંદશંકરભાઇ એક જ હતા–એક જ એવા હતા કે જેમને સાહિત્ય પરિષદના પ્રમુખપદે બેસારી શકાય તો વળી મજૂર-મહાજનના ઝગડા વખતે સરપંચ તરીકે પણ મૂકી શકાય; હિંદુધર્મની સભામાં આગેવાની લઇ શકે તેમ જ જૈન અને બીજી કોમોના ઉત્સવ વખતે પણ એટલી જ સરળતાથી ભળી જાય. જે પુરુષે જીવનભરની સાધનાથી ગુજરાતને, ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ કર્યું તેમના દેહવિલયથી આજે ગુજરાત સાચે જ દીન બન્યું છે. એમના સંસ્કારી આત્માને પરમ શાંતિ મળે એમ પ્રાર્થીએ. સુશીલ

# શ્રી સિદ્ધક્ષેત્ર જૈન બાલાશ્રમ—પાલીતાણા

( સ્થાપના:—સં. ૧૯૬૨ ના ચૈત્ર શુદિ ૧૦ )

સં. ૧૯૯૮ ફાગણ તથા ચૈત્ર માસની પત્રિકા

---

**ધાર્મિક પ્રવૃત્તિઓ:**—નિયમાનુસાર સામાયિક, પ્રતિક્રમણ, મુનિવંદન, પ્રભુપૂજા વિગેરે ક્રિયાઓ થઇ રહેલ છે. ફા. શુ. ૧૩ ના રોજ સઘળા વિદ્યાર્થીઓ ૭ ગાઉની પ્રદક્ષિણા અર્થે તેમ જ ચૈત્રી પુનમે સઘળા વિદ્યાર્થીઓ યાત્રાર્થે ગયા હતા. ફા. શુ. ૮ ના રોજ સઘળા વિદ્યાર્થીઓએ આંબેલ વ્રત કર્યું હતું.

**ઓળીનું આરાધન:**—ચૈત્ર માસમાં નવપદ આરાધક સમાજ તરફથી યોજાતી ઓળી પ્રસંગે સંસ્થામાંથી ૧૨ વિદ્યાર્થીઓએ અત્રે નવપદનગરમાં ઓળી કરી હતી. ચાર વિદ્યાર્થીઓએ ક્રિયા સહિત ઓળી કરી હતી. ઓળી દરમિયાન હંમેશ છૂટક આંબેલ વીશથી પચીશ થતાં હતાં. એક દિવસ એકીસાથે બધા વિદ્યાર્થીઓએ આંબેલ કર્યાં હતાં. આ ઉપરાંત વ્યાખ્યાનશ્રવણ, શ્રીપાળ-રાજાના રાસનું વાંચન, ભાવના, પૂજા, ગુરુવંદન વિગેરેનો લાભ પણ લીધો હતો.

**મહાવીર જન્મ જયંતિ:**—ચૈત્ર શુદિ ૧૩ ના રોજ સઘળા વિદ્યાર્થીઓને શ્રી મહાવીરસ્વામીનું જીવનરહસ્ય સમજાવવામાં આવ્યું હતું તેમ જ સામુદાયિક જયંતિ ઉત્સવમાં અને ભાષણમાં ભાગ લેવા સૌ વિદ્યાર્થીઓને લઇ જવામાં આવ્યા હતા.

| આવક | ફાગણ | ચૈત્ર |
|---|---|---|
| શ્રી જ. નિ. ફંડ | રૂા. ૧૧૫-૧૦-૬ | ૧૪૮-૦-૦ |
| શ્રી ભોજન ફંડ | રૂા. ૯૪-૧૨-૦ | ૨૨૧-૦-૦ |
| શ્રી કેળવણી ફંડ | રૂા. ૦-૦-૦ | ૧-૦-૦ |
| શ્રી કાપડ ફંડ | રૂા. ૭-૦-૦ | ૦-૦-૦ |
| શ્રી સ્વા૦ ટ્રસ્ટ ફંડ | રૂા. ૦-૦-૦ | ૨૫૧-૦-૦ |
| શ્રી દૂધ ફંડ | રૂા. ૦-૦-૦ | ૧૦૧-૦-૦ |
| શ્રી દેરાસર સા-ખાતે | રૂા. ૧૨-૭-૦ | ૧૪-૦-૦ |
| શ્રી દેરાસર ખાતે | રૂા. ૧૭૫-૦-૦ | ૦-૦-૦ |

ઉપરની મદદ પૈકી રૂા. ૨૫૧) ની મદદ વડોદરાવાળા શાંતિલાલ જમનાદાસ વૈદ્યના પુત્ર સ્વર્ગસ્થ ચંદ્રકાંતના સ્મરણાર્થે તિથિ નોંધાવતાં મળી હતી.

**ભેટ:**—શેઠ આત્મારામ નથુભાઇ ગામ અમદાવાદ-ઘારી શેર ૨૮. મહેતા હીરાચંદ ફુલચંદ ગામ વળા-જ. સિ. થાળી ૧, લોટો ૧, વાટકો ૧ વિગેરે. શ્રી ભાવનગર જૈન સંઘ-સંભાર મણ ०॥ હા. શા વેલચંદ જેઠાભાઇ. ગાંધી વસંતલાલ વૃજલાલ ગામ ભાવનગર-તુવેર દાળ મણ ૧૫. શા છોટાલાલ વસ્તારામ ગામ ખરશીયા-ચોખા મણ ૫. મુનિ મહારાજ શ્રી દર્શનવિજયજી-જૈન પંચાંગ પદ્ધતિની બુક ૧.

**ભાષણો:**—સંસ્થામાં જુદા જુદા પ્રમુખસ્થાને રીવાજ મુજબ ભાષણો ગોઠવવામાં

આવ્યા હતા. તેમાં વિષય સ્વાતંત્ર્ય દિન, અર્વાચીન યુદ્ધ અને ભારતનું કર્તવ્ય, હિન્દની પડતી દશા, ખાદી, સંપ, શ્રી મહાવીરસ્વામીનું જીવન—એ રાખેલા હતા.

જમણવાર:—( ફાગણ તથા ચૈત્ર માસ દરમિયાન )

| | |
|---|---|
| ૧. શેઠ ત્રિભુવનદાસ ભાણજી. | ભાવનગર |
| ૨. ગાંધી ચતુર્ભુજ મોતીલાલ, ગાંધી હરગોવિંદ મોતીલાલ તથા પારેખ ચુનીલાલ દુર્લભદાસ, સિદ્ધવડનું ભાતું. | ભાવનગર. |
| ૩. શેઠ સાકરાભાઇ ચુનીલાલ. | અમદાવાદ. |
| ૪. બાબુ ભગવાનલાલ પન્નાલાલ. | મુંબઇ. |
| ૫. પારેખ ખોડીદાસ હેમચંદ. | ભાવનગર. |
| ૬. શેઠ ઓતમચંદ રણછોડ. | મુંબઇ. |
| ૭. બાઇ આધારબેન તે શેઠ મૂળચંદ હઠીચંદની વિધવા. | અમદાવાદ. |
| ૮. બેન ચંપા તે ઝવેરી દલસુખભાઇની વિધવા. | અમદાવાદ. |

સાદાં ભોજન—( મુકરર તિથિએ આપવા ઉપરાંતની નોંધ. )

| | | |
|---|---|---|
| ૧. શેઠ કીસનલાલજી સંપતલાલજી ફા. શુ. ૮ ના આંબેલનો ખર્ચ. | | પાલી. |
| ૨. શેઠ ઇશ્વરલાલ વાડીલાલ. | એક ટંક. | મુંબઇ. |
| ૩. શાહ હીરાચંદ હરગોવનદાસ | ,, | ભાવનગર. |
| ૪. શેઠ નગીનદાસ બાલાભાઇ. | ,, | લીંબડી. |
| ૫. શેઠ ઓધડભાઇ રામજી ( સંઘ લઇને આવતાં. ) | ,, | ભાવનગર. |
| ૬. શેઠ પ્રેમજી હીરજી | ,, | પરેલ. |
| ૭. શેઠ લાલભાઇ ભોગીલાલ. હા. નરેન્દ્રભાઇ | બને ટંક. | અમદાવાદ. |
| ૮. શેઠ બનેચંદજી હીરાલાલ. | એક ટંક. | બીકાનેર. |
| ૯. નવપદ આરાધક સમાજ. ( આંબેલ માટે. ) | | મુંબઇ. |

**મુલાકાત:**—સુરજબેન નરોત્તમદાસ ભાણજી ભાવનગર, મણિભાઇ ઝીણાભાઇ કલકત્તા, રમણલાલ ડાયાભાઇ અમદાવાદ, રાયલી ખોડીદાસ હેમચંદ ભાવનગર, શેઠ હીરાચંદ હરગોવન ભાવનગર, શાહ અમરચંદ કુંવરજી ભાવનગર, પારેખ ચુનીલાલ દુર્લભદાસ ભાવનગર.

**હિન્દીશિક્ષણ:**—અત્રે શરૂ થતા હિન્દીશિક્ષણના વર્ગોમાં સંસ્થાના એકવીશ વિદ્યાર્થીઓ જોડાયા છે.

**સંસ્થાની વર્ષગાંઠ:**—ચૈત્ર શુદિ ૧૦ ના રોજ સંસ્થાની ૩૬ મી વર્ષગાંઠ હોઇને તે દિવસે સઘળા વિદ્યાર્થીઓને મિષ્ટાન આપવામાં આવ્યું હતું, તેમજ તે દિવસે રાત્રે સંસ્થાના સ્થાનિક મંત્રીઓ રા. શાંતિલાલ ચાંપશીભાઇ શાહ તથા રા. ડૉક્ટર પ્રાણજીભાઇ માનચંદ મહેતાની હાજરીમાં મીટીંગ મેળવતાં યોગ્ય ભાષણો થયા બાદ સંસ્થાની પ્રગતિ ઇચ્છવામાં આવી હતી.

**મોંઘવારીના મુશ્કેલીભર્યા વખતમાં સંસ્થાને**
**સંભારી સુપાત્રદાનનો લહાવ લેવાનું ચૂકશો નહિ.**

## એક સભાસદનું ખેદકારક પંચત્વ.

### ભાઈ શ્રી ભીખાભાઈ ગાંડાલાલ—ભાવનગર.

આ બંધુ સંવત ૧૯૭૫ મા વરતેજ મુકામે આ સભાના સ્થાપન સમયથી જ સભાસદ હતા. તેઓ ૭૨ વર્ષની ઉમરે વૈશાખ શુદિ ૫ મે થોડા દિવસના વ્યાધિથી પંચત્વ પામ્યા છે. શરીર વૃદ્ધાવસ્થાને લઇને નરમગરમ તો રહેતું હતું. તેઓ સભા તરફ પૂરા પ્રેમવાળા હતા. ધર્મના રાગી હતા. ધર્મપરાયણ વૃત્તિવાળા હતા. તેઓ બે પુત્ર ભાઇ જીવરાજ તથા ચુનીલાલને અને બીજા કુટુંબ પરિવારને પાછળ મૂકીને કુદરતના નિયમને આધીન થયા છે. અમે તેમના કુટુંબને દિલાસો આપીએ છીએ અને તેમના આત્માને શાન્તિ ઇચ્છીએ છીએ.

---

## સભાના અને અન્યના છપાવેલા ખાસ ખરીદ કરવા લાયક સૂત્રો ને ગ્રંથો

| | | |
|---|---|---|
| ૧ શ્રી આત્મપ્રબોધ ગ્રંથ–સંસ્કૃત મૂળ... ... ... ... | | ૧–૮–૦ |
| ૨ શ્રી શ્રીચંદ્ર કેવળી ચરિત્ર–સંસ્કૃત પદ્યબંધ ... ... ... | | ૧–૦–૦ |
| ૩ શ્રી વૃહદ્‌ક્ષેત્રસમાસ. શ્રીમલયગિરિજીકૃત મોટી ટીકા યુક્ત ... ... | | ૩–૪–૦ |
| ૩ શ્રી વર્ધમાન દેશના. પ્રાકૃત–સંસ્કૃત છાયા સાથે. ભાગ ૧લો રૂ.૩) ભાગ ૨જો રૂ | | ૨–૦–૦ |
| ૫ શ્રી સમવાયાંગ સૂત્ર મૂળ, મૂળાર્થ, ટીકાર્થ યુક્ત. ... ... | | ૩–૦–૦ |
| ૬ શ્રી જ્ઞાતાધર્મકથા સૂત્ર મૂળ, મૂળાર્થ, ટીકાર્થ સાથે. ભાગ ૨ જો ... | | ૪–૦–૦ |
| ૭ શ્રી અંતગડદશાગ ને અનુત્તરોવવાઇ સૂત્ર મૂળ, મૂળાર્થ, ટીકાર્થ સાથે... | | ૧–૮–૦ |
| ૮ શ્રી નિરયાવલી સૂત્ર ( પાંચ ઉપાંગ ) ,, ,, ,, ... | | ૧–૮–૦ |
| ૯ શ્રી વાસુપૂજ્ય ચરિત્ર સંસ્કૃત ગદ્યબંધ ... ... ... | | ૫–૦–૦ |
| ૧૦ શ્રી વિક્રમ ચરિત્ર મૂળ પ્રતાકારે ... ... ... ... | | ૫–૦–૦ |
| ૧૧ શ્રી ચંદરાજાનો રાસ. અર્થયુક્ત ... | ૪–૦–૦ ના | ૩–૦–૦ |
| ૧૨ શ્રી શ્રીપાળ રાજાનો રાસ અર્થયુક્ત ... ... | | ૧–૮–૦ |
| ૧૩ શ્રી આચાર દિનકર ગ્રંથ મૂળ. ભાગ ૧ લો. ૨ જો ... | ૧૬–૦–૦ ના | ૧૦–૦–૦ |
| ૧૪ શ્રી ઉપદેશપદ મૂળ ભાગ ૧ લો તથા ભાગ ૨ જો દરેકના ... | | ૩–૪–૦ |
| ૧૫ શ્રી ઉપદેશ રત્નાકર મૂળ ને ભાષાંતર ... ... ... | | ૨–૦–૦ |
| ૧૬ શ્રી ઉપદેશપદ મૂળ ને ભાષાંતર ... ... ... | | ૨–૦–૦ |
| ૧૭ શ્રી ઉપાસગ દશાંગ સૂત્ર મૂળ ટીકા અને મૂળ ને ટીકાના ભાષાંતરયુક્ત | | ૨–૦–૦ |
| ૧૮ ,, મૂળ સટિક ... ... ... ... | | ૧–૪–૦ |
| ૧૯ શ્રી ઉવવાઈ સૂત્ર મૂળ સટીક ... ... ... | | ૩–૦–૦ |
| ૨૦ શ્રી ઉપદેશમાળા હેયોપાદેયા ટીકાયુક્ત ... ... ... | | ૨–૮–૦ |
| ૨૧ શ્રી કલ્પસૂત્ર સુબોધિકા ટીકાયુક્ત ... ... ... | ૪–૦–૦ ના | ૩–૦–૦ |
| ૨૨ શ્રી જૈન રામાયણ ગદ્યબંધ સંસ્કૃત ... ... ... | | ૩–૦–૦ |
| ૨૩ ,, ,, પદ્યબંધ શ્રી હેમચંદ્રાચાર્યકૃત ... ... ... | | ૧–૮–૦ |

# નવા પુસ્તકોની જાહેર ખબર.

૧. શ્રી સેનપ્રશ્ન ભાષાંતર—આચાર્ય શ્રી વિજયસેનસૂરિને પૂછાયેલા પ્રશ્નોના તેઓ મહેરબાને આપેલા ઉત્તરોનો સંસ્કૃત ગ્રંથ. તેનું ભાષાંતર આ. શ્રી વિજયકુમુદસૂરિએ કર્યું છે. ખાસ પ્રમાણિક ગણાતા આ ગ્રંથની કિંમત રૂા. ૧-૮-૦

૨. શ્રી ઉપદેશ સાર—પં. શ્રી કુશલસાગરગણિવિરચિત સંસ્કૃત ગદ્યબંધ આ ગ્રંથ ખાસ વ્યાખ્યાનમાં વાંચવા યોગ્ય છે. નામ પ્રમાણે ગુણવાળો છે. શ્રોતાને સારી અસર કરે તેવો છે. [illegible] શ્રી વિજયમોહનસૂરિશિષ્ય આ. વિજયપ્રતાપસૂરિ. કિંમત રૂા. ૨)

૩. વૈરાગ્યરસમંજરી-પ્રણેતા શ્રી વિજયલબ્ધિસૂરિ. પ્રતાકારે બાર પેજી ચાર ફારમ. સંસ્કૃત પદ્યબંધ વાંચવા લાયક છે કિં માત્ર ચાર આના.

૪. વિધિયુક્ત પંચપ્રતિક્રમણાદિ—ચાર વિભાગમાં અનેક ઉપયોગી બાબતોનો સંગ્રહ. સંપાદક મુનિરાજ શ્રી લક્ષ્મીવિજયજી, પ્રકાશક શ્રી જૈન ગ્રંથ પ્રકાશક સભા-અમદાવાદ. કિં રૂા. ૧-૮-૦ સંગ્રહ બહુ સારો કર્યો છે. ખાસ ખરીદ કરવા યોગ્ય છે.

૫. શ્રી હરિભદ્રસૂરિવિરચિત અષ્ટક પ્રકરણ—અનુવાદ યુક્ત. પ્રકાશક શ્રી મહાવીર જૈન વિદ્યાલય-મુંબઇ કિંમત માત્ર ચાર આના.

૬. શ્રી યશોવિજય ઉપાધ્યાયવિરચિત જ્ઞાનસાર—૩૨ અષ્ટક. ઉપાધ્યાયજી મહારાજના પોતાના લખેલા અર્થ સાથે છપાવી પ્રસિદ્ધ કરનાર પંડિત ભગવાનદાસ હરખચંદ. નામ પ્રમાણે ગુણવાળા આ ગ્રંથની કિં. રૂા. ૦-૧૦-૦

## દ્રવ્યાનુયોગના અભ્યાસીઓએ ખાસ ગ્રહણ કરવા યોગ્ય

શ્રી પ્રકરણ રત્ન સંગ્રહ—ભાગ ૧-૨-૩. આ ત્રણે ભાગમાં તેના નામ પ્રમાણે પ્રકરણોરૂપી રત્નોનો સંગ્રહ કરવામાં આવ્યો છે.

૭ ભાગ પહેલો. જેમાં ખાસ સૂક્ષ્મબોધવાળા ૧૬ પ્રકરણ અર્થ સાથે આપેલા છે કિં રૂા. ૧-૪-૦ પોસ્ટેજ ૪ આના

૮ ભાગ બીજો. જેમાં સંગ્રહણી ક્ષેત્રસમાસ તે જ્યોતિષકરંડક વગેરે પ્રકરણ વિગેરે દાખલ કરેલ છે કિંમત આઠ આના પોસ્ટેજ બે આના

૯ ભાગ ત્રીજો. જેમાં નવપદ પ્રકરણ સાર્થ. લઘુપ્રવચનસારોદ્ધાર સાર્થ ને બીજા અપ્રસિદ્ધ કૃતિઓ સાર્થ દાખલ કરેલ છે અત્યંત ઉપયોગી છે. કિંમત પાંચ આના.

## ૧૦. શ્રી યુગાદિ દેશના ભાષાંતર.

શ્રી સોમમંડનગણિવિરચિત સંસ્કૃત ગ્રંથનું અક્ષરશઃ ભાષાંતર [illegible] ઉપદેશ ગ્રંથ છે તે સાથે આત્માને લાભ પ્રાપ્ત કરાવે તેવું છે કિંમત માત્ર [illegible] આના

મુદ્રક: [illegible] મુદ્રણાલય-શ્રી મહોદય પ્રિન્ટિંગ પ્રેસ, દાણાપીઠ-ભાવનગર

मोक्षार्थिना प्रत्यहं ज्ञानवृद्धिः कार्या ।

श्री

# જૈન ધર્મ પ્રકાશ





પુસ્તક ૫૮ મું

અંક ૩ જો

વીર સંવત્ ૨૪૬૮

વિક્રમ સંવત્ ૧૯૯૮

જ્યેષ્ઠ

પ્રગટકર્તા—

શ્રી જૈન ધર્મ પ્રસારક સભા

ભાવનગર

# શ્રી જૈન ધર્મ પ્રકાશ

બહારગામ માટે બાર અંક ને ભેટના પોસ્ટેજ સાથે વાર્ષિક લવાજમ રૂ. ૧-૧૨-૦

પુસ્તક ૫૮ મું }
અંક ૩ જો }
જ્યેષ્ઠ
{ વીર સં. ૨૪૬૮
{ વિક્રમ સં. ૧૯૯૮

## अनुक्रमणिका


૧ શ્રી વીતરાગાષ્ટક સંસ્કૃત ... ... ( મુનિ વિદ્યાનંદવિજયજી ) ૬૯

૨ શ્રી વીરજિન વિનતિ-પદ્ય ... ...( ઝવેરચંદ છગનલાલ-સુરવાડા ) ૭૦

૩ કરુણાષ્ટક-પદ્ય... ... ... ...( બાલચંદ હીરાચંદ-માલેગામ ) ૭૧

૪ ત્યાગવૃત્તિ-પદ્ય ... ... ( દુર્લભજી ગુલાબચંદ મહેતા-વળા ) ૭૨

૫ શ્રી સિદ્ધચક્રસ્તોત્રે જ્ઞાનચારિત્રતપપદસ્તોત્ર વિવેચન યુક્ત
... ... ... ... ... ( આ. શ્રી વિજયપદ્મસૂરિ ) ૭૩

૬ ત્રણે સમકિત ચારે ગતિમાં હોય ? ... ... ( કુંવરજી ) ૭૭

૭ મહાન્ યોગી શ્રી આનંદઘનજીકૃત પદ અઠ્ઠાવનમું ... ...
વિવેચન સાથે ... ... ... ... ... ( મૌક્તિક ) ૭૮

૮ પાંચ ઇંદ્રિયોના ૨૯ ભેદ ... ... ... ... ( કુંવરજી ) ૮૩

૯ પ્રશ્નોત્તર ... ... ( પ્રશ્નકાર—ભાઇ દેવચંદ કરશનજી-રાધનપુર ) ૮૪

૧૦ સમ્યક્ત્વવિચાર ... ... ... ... ( મુનિ પુણ્યવિજયજી ) ૮૯

૧૧ જૈન શાસ્ત્રાનુસાર જૈન માન્યતા ... ... ... ( કુંવરજી ) ૯૨

૧૨ નિત્યોત્સવ ... ... ... ... ( રાજપાળ મગનલાલ વ્હોરા ) ૯૩

૧૩ પ્રભાવિક પુરુષો: શય્યંભવસ્વામી ( ૩ ) ( મોહનલાલ દીપચંદ ચોકસી ) ૯૬

૧૪ ભૂલનો સુધારો ... ... ... ... ... ... ૧૦૦


### માસિકના લવાજમના વેલ્યુ શરૂ છે

ગતાંકમાં સૂચના આપ્યા પ્રમાણે શ્રી જૈનધર્મપ્રકાશ પુ. ૫૭-૫૮ બે વર્ષના સં. ૧૯૯૭ ના ચૈત્રથી સં. ૧૯૯૮ ના ફાગણ સુધીના લવાજમનું વેલ્યુ ખર્ચ ને ભેટના પોસ્ટેજ સાથે રૂા. ૩ાા નું કરવાનું શરૂ છે તે જરૂર સ્વીકારી લેશો. કેટલાક બંધુઓ પ્રથમથી ના લખતા નથી અને વેલ્યુ પાછું ફેરવે છે. તેમને વિનંતિ છે કે વેલ્યુ ન શીકારવાનું કાંઇ કારણ હોય તો પ્રથમથી જણાવવું જેથી ખોટા ખર્ચમાં ઉતરવું ન પડે.

सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः

# જૈન ધર્મ પ્રકાશ.

પુસ્તક ૫૮ મું | જ્યેષ્ઠ | વીર સં. ૨૪૬૮
અંક ૩ જો | | વિ. સં. ૧૯૯૮

मोक्षार्थिना प्रत्यहं ज्ञानवृद्धिः कार्या। ( મુદ્રાલેખ )

## श्रीवीतराग–अष्टकम् ।

न संगोऽस्ति यस्याखिलकर्मकर्ता, न चांगं न चेच्छा न देवो न विद्या ।
शिवं शुद्धबोधं परं विश्वनाथं, चिदानंदरूपं नमो वीतरागं ॥ १ ॥

न बंधो न मोक्षो न रागातिरेको, न योगो न भोगो न दुःखं न शोको ।
न क्रोधो न मानं न माया न लोभो, चिदानंदरूपं नमो वीतरागं ॥ २ ॥

न हस्तौ न पादौ न घ्राणा न जिह्वा, न नेत्रे न कर्णं न वक्त्रं न निद्रा ।
न राजा न भृत्यो न बंधुर्न भर्त्यो, चिदानंदरूपं नमो वीतरागं ॥ ३ ॥

न जन्म न मृत्युर्न मोहो न चिंता, न भावो न भीतिर्न कार्श्यं न तन्द्रा ।
न चाम्नं न खेदो न वर्णं न मुद्रा, चिदानंदरूपं नमो वीतरागं ॥ ४ ॥

त्रिदण्डं त्रिखण्डं हरं विश्वनाथं, हृषीकेशनिध्वस्तकर्मारिनालम् ।
न पुण्यं न पापं न चाक्षादितापं, चिदानंदरूपं नमो वीतरागं ॥ ५ ॥

न बालो न वृद्धो न तुच्छो न मूढो, न दैन्यं न भेदं न मूर्तिर्न मोहः ।
न कृष्णं न शुक्लं न काष्ठो न शीलं, चिदानंदरूपं नमो वीतरागं ॥ ६ ॥

न चाद्यं न मध्यं न चांतं न मन्या, न द्रव्यं न क्षेत्रं न द्रष्टा न साक्षी ।
न गुरुर्न शिष्यो न हीनो न दीनो, चिदानंदरूपं नमो वीतरागं ॥ ७ ॥

निरीहं निराकारमूर्ति विशालं, स्वयं ज्ञानरूपं न नैत्यस्वरूपं ।
स्वतेजोमयं भास्करं विश्वरूपं, चिदानंदरूपं नमो वीतरागं ॥ ८ ॥

सं० मुनि विद्यानंदविजयजी

# શ્રી વીર–જિન–વિનતિ

## સ્વપાપોનું અલ્પ નિવેદન

( ઓધવજી સંદેશો કેજો શ્યામને—એ દેશી )

વીર જિનેશ્વર! શરણું છે હવે તાહરું, જગમાં બીજો મારે નહીં આધાર જો;
કરુણા લાવી સેવક સન્મુખ ભાળજો, કરગરી કહું કર જોડી દીનદયાળ જો. વીર૦ ૧

આ ભવમાં મેં પાપકરમ કીધાં ઘણાં, તુજ આગે જે કહેતાં આવે લાજ જો;
જાણો છો સઘળું જ્ઞાને હે સાહિબા!, તો પણ સંક્ષેપે કહું છું હું આજ જો. વીર૦ ૨

જીવતણા વધ ચિત્તે ચિંતવીયા ઘણા, પંચેંદ્રી આદિના તે નહીં પાર જો;
તીરથની કીધી મેં અતિ આશાતના, જ્ઞાની ગુરુદેવોની વારંવાર જો. વીર૦ ૩

દેવગુરુનું બૂરું બહુ મેં ચિંતવ્યું, જે કહેતાં મુખડું મારું શરમાય જો;
સાધ્વીઓનાં શીલ મનથી મેં ભાંગીયાં, પરરમણીમાં મનડું બહુ મલકાય જો. વીર૦ ૪

નિજ નારીમાં પણ સંતોષ ન રાખીઓ, પાળ્યું નહીં શીલવ્રત મેં નિરતિચાર જો;
પ્રીતે વ્રત પચ્ચખાણ વળી નહીં પાળીઆ, મૂઢપણે ભાંગ્યાં મેં વારંવાર જો. વીર૦ ૫

મોહ્યો બહુ મિથ્યાત્વે મારા નાથ જી!, અજ્ઞાને થઇ અંધ અરે! અરિહંત! જો;
તું નિર્દોષી દેવ નહીં મુજને ગમ્યો, બોધિદાયક ભવભંજન ભગવાન જો. વીર૦ ૬

વદને કેઇક જૂઠ વચન વદિયાં ઘણાં, પરનિંદા કીધી પ્રેમે બહુ વાર જો;
ક્રોધ માન માયા લોભવશ હું પડી, પગલે પગલે કીધાં કર્મ અપાર જો. વીર૦ ૭

ઈર્ષ્યાથી મેં પરને આળ ચડાવીયાં, વ્યસનવશ પડીયો હું હે જગતાત! જો;
અહનિશ આઠ મદે અક્કડ થઇને ફરું, વિષયોમાં આસક્ત રહું દિનરાત જો. વીર૦ ૮

એ વિધ કર્મ અશુભ કીધાં બીજાં બહુ, કહેતાં નાવે પાર હે મારા કંત! જો;
લેશ નહીં ગુણ મુજમાં અવગુણ અતિઘણા, શી રીતે ભવજળનો પામીશ અંત જો. વીર૦ ૯

પાપીમાં હું એક જ છું શિરોમણિ, પણ સાહેબજી! નામ ધરાવું દાસ જો;
કરુણાવંત કરી કરુણા ઉદ્ધારજો, માફ કરી અવગુણ સહુ પૂરજો આશ જો. વીર૦ ૧૦

નિર્મળ મેં નિરખ્યા ગુણ બારે શોભતા, અષ્ટાદશ દોષે ખાલી શ્રી જિનરાય જો;
દાસ ઝવેરને શરણું છે એક આપનું, ભવોભવ કરજો સ્હાય તુમે મહારાય જો. વીર૦ ૧૧

ઝવેરચંદ છગનલાલ–સુરવાડા



દોહો

યોગ્યતા નહીં ના કીજીએ, અધિક કર્યે ઉપહાસ;
વાટે કરતાં દંતાત્, લોક હસે શાબાસ. ૧

# કરુણાષ્ટક

( શિખરિણી )

પ્રભુ હે દેવેશ ! પ્રચૂર સુખદાતા જિનપતિ !
તને વંદું ભાવે તુજ વિન ન દિસે મુજ ગતિ;
પડ્યો હું અંધારા નિબિડ ભવકૂપે રખડતો,
છતી આંખે અંધો થઇ ભટકતો હું રવડતો. ૧
પડું કષ્ટે ઊઠું ઘડીઘડી થતી જે વિકલતા,
નિરાશા વર્ષાવે મુજ નહિ દિસે માર્ગ ફળતા;
થયો જે ભ્રાંતિનો અનુભવ કટુ સર્વ જગમાં,
થઇ તેથી કાયા મન સહિત તે શીર્ણ ભવમાં. ૨
ગદો સાથે કીધી કટુતમ લડાઇ જગતમાં,
વર્યા રોપો મોટા અમિત જનના જે વિષ સમા;
મળ્યા જે સંયોગો સુખ હરણ સંસારભરમાં,
થયો ભીતિક્લેશે અનુભવ કટુ સર્વ જનમાં. ૩
નહીં દિસે તારા વિણ જગતમાં તારક દુજો,
થયો છું હું આજે અગતિક ન આધાર સમજ્યો;
હણાયો છું ક્રોધે મદભર થયો માન-અરિથી,
સદા માયા લોભે શરત થઇ હણાયો રિપુથકી. ૪
જુઓ હ્યાં ભાસે છે ભવદવ બળે ભીતિ વિષમા,
પ્રભો! દિસે શાંતિ તુજ ચરણમાં એક જગમાં;
ઊગે પાણીમાંથી કમલદલ જાણ્યું જગ ભમ્યો,
સ્રવે શાંતિ-ગંગા ચરણકમલોથી તવ વિભો! ૫
નદી ગંગા હિમાલય નગથકી વારિ સ્રવતી,
પ્રભો ! વિદ્યા ગંગા તવ મુખથકી શાંતિ ઝરતી;
નહી દિસે બીજું તુજ વિણ સુખાલંબન જગે,
પ્રભો ! દીનાનાથ ! પ્રબલ સુખદાતા જગપતે ! ૬
કર્યાં દૂરે જ્યારે પટલ સહુ વિદ્યામદતણા,
પ્રભો ! કીધા ત્યારે ગણધર મુનિ ગૌતમતણા;
સુણી દુઃખી આર્ત્ત સ્વન કરુણ શ્રી ગૌતમતણા,
દયા લાવી આપ્યું અમૃત ફલ કૈવલ્ય ઘટના. ૭
ઘણો ક્રોધાવેશી ફણિધર હતો કૌશિક અહી,
પ્રભો તેને તાર્યો અતિ કરુણભાવે જગમહીં;
દયાસિંધુ ! તારો મુજ ગરીબને સંસૃતિથકી,
વિનંતિ આ તારા ચરણકમલે બાલ-મતિથી. ૮

બાલચંદ હીરાચંદ—માલેગામ

# ત્યાગવૃત્તિ

( ક્યાથી આ સંભળાય મધુર સ્વર ક્યાથી આ સંભળાય-એ રાગ )

ત્યાગવૃત્તિ મુશ્કેલ જગતમાં, ત્યાગવૃત્તિ મુશ્કેલ;
કાળ અનાદિના મોહથી બચવું, એ તો નથી કાંઇ સ્હેલ જ૦ એ ટેક
ચક્રવર્તી સંયમશ્રીને વરીયા, ષટ્ખંડ ઋદ્ધિ વરેલ; (૨)
છોડવી ન ગમે જરજર કંથા, જુઓ જગતના ખેલ. જ૦ ૧
દુ:ખ દારિદ્ર પ્રતિકૂળ સંયોગો, વશ હોઇ સપડાએલ, (૨)
મહેનત કરત સંકટ અતિ ચેતન, મન તૃષ્ણાએ ભરેલ જ૦ ૨
ચારિત્રપદ આરાધન પૂર્વે, ભાગ્યવશાત્ બનેલ, (૨)
આવી ઉદયમાં એ ભવિજીવનો, અલ્પ સંસાર કરેલ જ૦ ૩
કર્મવિવશ કોઇ ત્યાગ સ્વીકારી, હોય શિથિલ બનેલ; (૨)
તો પણ નિન્દવા યોગ્ય ન મુનિવર, લાવી મનમાં મેલ જ૦ ૪
રાય રંક સુખિયો કે દુ:ખિયો, જાણો ન ભેદ ભરેલ, (૨)
અનુમોદન કરવા લાયક એ, ત્યાગવૃત્તિ પામેલ જ૦ ૫
ધર્મે શૂરા કર્મે શૂરા, કરેમિ ભંતે ઉચ્ચરેલ, (૨)
માત્ર ત્યાગવૃત્તિના પ્રભાવે, કંઇક જીવો ઉદ્ધરેલ જ૦ ૬
ધન્ય ભૂમિ આ વલ્લભીપુરની, પુસ્તકારૂઢ થયેલ, (૨)
* કર્પૂર, ભક્તિ, સિદ્ધિ, ભદ્ર, કાન્તિ, જયંતવિજય નીકળેલ જ૦ ૭
ભાસ્કર, રત્નાકર, મુનિ અહિંના, લાવણ્યવિજય નીકળેલ, (૨)
વતની વળાની સાધ્વીઓ દશ, એ શુભ પંથે ચડેલ જ૦ ૮
ઓગણી અઠ્ઠાણું વિક્રમમાં, માંગલિક પ્રસંગ બનેલ, (૨)
જગજીવન ભાઇચંદ આત્મજના, ત્યાગવૃત્તિ પામેલ જ૦ ૯
પામી જયંતવિજય ગુરુચરણા, ભાગ્યવશાત્ મળેલ, (૨)
વૈશાખ શુક્લ સપ્તમી ગુરુવારે, તજી સંસારી જેલ જ૦ ૧૦
પેખી અનુમોદન કરે અહિંનો, સઘળો સંઘ મળેલ, (૨)
દીર્ઘાયુષી થઇ શુભ કાર્ય એ, સફળ કરો આદરેલ જ૦ ૧૧
ધન્ય ધન્ય થઇ ત્યાગવૃત્તિ જસ, મોહ પિશાચ હરેલ, (૨)
જન્મ જરા મૃત્યુના ભયથી, એ ભવિ જીવો બચેલ જ૦ ૧૨
સર્વવિરતિ કે દેશવિરતિમાં, જે ભવિ જીવો રહેલ, (૨)
દુર્લભ નરભવ સફળ થાય તસ, તીર્થપતિ ઉચ્ચરેલ જ૦ ૧૩

દુર્લભજી ગુલાબચંદ મહેતા-વળા

* ૧ સન્મિત્ર કર્પૂરવિજયજી, ૨ ભક્તિવિજયજી, ૩ પન્યાસ સિદ્ધિવિજયજી, ૪ ભદ્રવિજયજી ૫ કાન્તિવિજયજી, ૬ મુનિ જયંતવિજયજી, ૭ ભાસ્કરવિજયજી, ૮ રત્નાકરવિજયજી ૯ મુનિ લાવણ્યવિજયજી એ સર્વ વળાના નિવાસી મુનિઓ.

श्रीविजयपद्मसूरिविरचिताजितशान्तिस्तववृत्तानुसारि

# श्रीसिद्धचक्रस्तोत्रं

( સ્પષ્ટાર્થ સહિત )

( ગતાંક પૃષ્ઠ ૪૦ થી શરૂ )

## ૭. શ્રી જ્ઞાનપદ સ્તોત્ર.

राग—तमहं जिणचंदं० ॥

सययं पणभेअं । रअहं वरनाणं ॥
सुहतत्तविबोहं । विहिणा पणमामि ॥ नंदिअयं ॥ २९ ॥

સ્પષ્ટાર્થ:—સાતમું શ્રી સમ્યગ્જ્ઞાન પદ पणभेअं=પાંચ ભેદવાળું (મતિ-શ્રુત-અવધિ-મન:પર્યવ-કેવળ) છે, તથા रअहं=કર્મરૂપી રજને હરનારું (દૂર કરનારું) છે, તેમજ सुहतत्तविबोहं=ઉત્તમ તત્ત્વોનો (જીવાજીવાદિ તત્ત્વોનો) વિશિષ્ટ બોધ (ઓળખાણ, પરિચય) કરાવનારું છે આવા તે वरनाणं=મતિજ્ઞાનાદિસ્વરૂપ ઉત્તમ જ્ઞાનને હું सययं=નિરન્તર पणमामि=પરમ ઉલ્લાસથી વિધિપૂર્વક નમસ્કાર કરું છું.૨૯.

નંદિતક છંદમાં આ શ્લોકની રચના કરી છે. તેનું લક્ષણ આ પ્રમાણે જાણવું—જેના દરેક પાદમાં ક્રમસર-૨ લઘુઅક્ષર, ૧ ગુરુઅક્ષર, ૨ લઘુઅક્ષર અને છેવટે બે ગુરુઅક્ષર આવે તે નંદિતક નામનો છંદ કહેવાય.

राग—थुअवंदिअस्सारिसिगणदेवगणेहिं० ॥

विसआवहारं विणयविवेगवियारं । भक्खेयरसारं समयं दुहपसंगे ॥
कज्जऽवकज्जविवेयपयासं । नासियमोहतमाइविलासं ॥ दंसणसंजमगं वरमुत्तं ॥
पणममि पइदिणमुत्तमनाणं ॥ भासुरयं ॥ ३० ॥

સ્પષ્ટાર્થ:—વળી તે ઉત્તમ જ્ઞાનપદ विसआवहारं=પાંચ ઇન્દ્રિયોના વિષયોમાં થતા રાગને દૂર કરનારું છે, विणयविवेगवियारं=વિનય અને વિવેકના વિચારને પ્રકટાવે છે તથા भक्खेयरसारं=ભક્ષ્ય ને અભક્ષ્યના તત્ત્વને પમાડનારું (ભક્ષ્યાભક્ષ્યને જણાવનારું) છે, વળી તે दुहपसंगे=દુ:ખના સમયમાં समयं=શાન્તિ ઉપજાવનારું છે, તેમ જ कज्जऽवकज्जविवेय=આ કાર્ય કરવા જેવું છે અને આ અકાર્ય છે એવા વિવેકગુણને पयासं=પ્રકાશનારું-જણાવનારું છે. તેમજ मोहतमाइ=મોહરૂપી અંધકાર વિગેરેના विलासं=વિલાસને (આત્મામાં સ્વચ્છંદે રમતા મોહાદિકને) नासिय=નાશ કરનારું છે, તથા જે જ્ઞાન दंसणसंजमगं=સમ્યક્ત્વ અને ચારિત્રવાળું હોય તો જ ઉત્તમ ગણાય છે; કારણ કે શ્રી જિન-

શાસનમાં તેને જ वरमुत्तं=ઉત્તમ (જ્ઞાન) કહ્યું છે એવા उत्तमनाणं=ઉત્તમ જ્ઞાનપદને पइदिणं=દરરોજ पणमम्मि=નમસ્કાર કરું છું. ૩૦.

આ શ્લોકની રચના ભાસુરક છંદમાં કરી છે. તેનું લક્ષણ આ પ્રમાણે જાણવું—જેમાં ક્રમસર-૧ તગણ, ૧ પગણ, ૧ તગણ, ૧ ટગણ, ૧ તગણ, ૧ ટગણ, ૧ તગણ, ૧ ટગણ, ૧ ગુરુઅક્ષર, ૧ પગણ, ૨ ટગણ, ૧ ગુરુઅક્ષર અને છેવટે ૧૨ ટગણ હોય તે भासुरक છંદ કહેવાય.

॥ ઇતિ શ્રી સમ્યગ્જ્ઞાનવર્ણનાભિધાનઃ સપ્તમઃ પ્રકાશઃ ॥

## ૮. શ્રી ચારિત્રપદ સ્તોત્ર.

राग—वंससद्दतंतिताल० ॥

संजमो मणुण्णमुत्तिभुत्तिए, नियप्परागसंतिकंतिकित्तिसत्तिए अ ।
गयकसायमेयकायरक्खणे महव्वयाइसाहणट्ठे ॥
समिइसोहिए तिगुत्तिमंडिए णिसिद्धरत्तिभुत्तिसेवणे अ ।
जम्मि अट्ठ सिट्ठासग्गुणा पणट्ठकामभोगसेवा ॥
भामिणीसुयाइकारणोहुप्पण्णप्पतिव्वदुक्खणासगे णियाणई ।
ण मोयणाइचिंतणा निअप्पसाहणा ॥
पमम्मसुक्खलाहमाणपूयणा धरेमि तं पसत्थमोयअं ॥ नारायओ ॥ ३१ ॥

સ્પષ્ટાર્થ:—આઠમા શ્રી ચારિત્રપદની આરાધનામાં રહેલો જે संजमो=સંયમ ગુણ (ચારિત્રપદ) તે मणुण्णमुत्तिभुत्तिए=સુંદર મુક્તિભોગ-મોક્ષના સુખને દેનારો છે, अ=તથા તે नियप्पराग=નિજગુણરમણતા કરાવે છે અને संति=શાન્તિ ગુણને પમાડે છે, તથા कंतिकित्तिसत्तिए=આત્માની મનોહર કાંતિ, કીર્તિ તથા શક્તિને આપનારો છે, તથા गयकसायमेय=ભિન્ન ભિન્ન પ્રકારના ક્રોધાદિ કષાયોને દૂર કરનાર છે, તથા તે સંયમગુણમાં कायरक्खणे=છકાય જીવોનું રક્ષણ કરવાનું હોય છે, તથા महव्वयाइसाहणट्ठे=મહાવ્રતાદિ યમનિયમોરૂપ સાધનોની સેવના કરવાની હોય છે. તેમ જ समिइसोहिए=પાંચ સમિતિઓવડે શોભતો છે, तिगुत्तिमंडिए=ત્રણ ગુપ્તિવડે મંડિત છે, अ=તથા णिसिद्धरत्ति-भुत्तिसेवणे=જે સંયમગુણમાં રાત્રિભોજનના સેવનનો નિષેધ કરેલો છે [કારણ કે પાંચ મહાવ્રતની ઉપર છઠ્ઠું વ્રત રાત્રિભોજનત્યાગરૂપ હોય છે], તથા जम्मि=જે સંયમગુણમાં (સંયમના) अट्ठ सिट्ठासग्गुणा=આઠ શ્રેષ્ઠ ગુણો કહ્યા છે. (તે આગળ જણાવાશે) તથા જેમાં पणट्ठकामभोगसेवा=કામ ભોગોની સેવા સર્વથા નાશ પામી છે એવો સંયમગુણ છે. તેના આઠ ગુણો આ

પ્રમાણે જાણવા. ૧-भामिणी=સ્ત્રી, सुयाइ=પુત્ર વિગેરે कारणोह=કારણોના સમૂહથી उप्पण्ण=ઉત્પન્ન થયેલ व्वतिव्वदुक्ख=પોતાના આત્માના તીવ્ર દુઃખનો णासगे=નાશ કરનાર સંયમ ગુણ છે. તથા ૨-સંયમના જ પ્રભાવે णिवाणई=રાજાઓને પણ નમસ્કાર કરવો પડતો નથી એટલે સંયમીને રાજા પણ નમે છે, તથા ૩-ण भोयणाइचिंतणा જે સંયમગુણમાં ભોજન પકાવવા વિગેરેની કંઈ પણ ચિંતા હોતી નથી, તથા ૪-જેમાં निअप्पसाहणा=આત્માની હિતકર ઉત્કૃષ્ટ સાધના કરી શકાય છે, તથા ૫-पसम्मसुक्खलाह=ઉપશમગુણથી ઉત્પન્ન થતા આત્મિક સુખનો લાભ થાય છે, ૬-સંયમીને રાજા વિગેરે તરફથી माण=માનસત્કાર મળે છે, અને ૭-पूयणा=રાજા વિગેરે પણ સંયમી જીવોની પૂજા-ભક્તિ કરે છે તથા ૮-पसत्थमोयमं=ઉત્તમ સાત્વિક શુભ આનંદને આપનારો સંયમગુણ છે. એવા तं=તે સંયમને હું પરમ ઉલ્લાસથી धरेमि=ધારણ કરું છું. ॥૩૧॥

આ શ્લોક નારાચક છંદમાં બનાવ્યો છે. તેનું લક્ષણ આ પ્રમાણે જાણવું—જેમાં ક્રમસર ૧૩ ચગણ, ૧ નગણ, ૯ ચગણ, ૧ નગણ, ૩૦ ચગણ, ૧ ગુરુ અક્ષર અને છેવટે ૧૮ ચગણ આવે તે ત્રીજા નંબરનો " नाराचक छंद " કહેવાય. પૂર્વે બે પ્રકારના નારાચક છંદનું લક્ષણ જણાવી દીધું છે.

राग-छत्तचामरपडाग० ॥

चक्कधारगविसिट्ठसमसुहदायगं, जिणवइसमुवगयभवयसंकडपायगं ॥
कम्मपयारकट्ठदहणाणलसंनिहं, वंदमि पणपयारचरणं वलिणिव्वहं ॥ ललिअयं॥३२॥

સ્પષ્ટાર્થ—વળી તે સંયમ ( ચારિત્ર ) ગુણ—चक्कधारग=ચક્રવર્તીના સુખ કરતાં પણ विसिट्ठसमसुह=ચઢી જાય એવા ઉત્તમ સમતાના સુખને दायगं=આપનાર છે; કારણ કે ચક્રવર્તીપણામા તેવું સુખ હોતું નથી. તથા जिणवइसमुवगय=શ્રી તીર્થંકરોએ પણ તે ચારિત્રને અંગીકાર કરેલ છે, તથા भवय=ભવથી ઉપજતાં-સંસાર સંબંધી संकड=સંકટોથી पायगं=રક્ષણ કરનાર છે, તથા कम्मपयार=મોહનીય વગેરે કર્મોના ભેદરૂપી कट्ठ=લાકડાંને-ઈંધનને दहण=બાળવામાં अणलसंनिहं=અગ્નિ સરખો તે ચારિત્ર ગુણ છે. वलि=બલવાન-સાત્વિક પુરુષોથી જ णिव्वह=નિર્વાહ થઇ શકે (સાધી શકાય) એવો पणपयारचरणं=પાંચ પ્રકારના સંયમને એટલે સામાયિક-છેદોપસ્થાનીય-પરિહારવિશુદ્ધિ-સૂક્ષ્મસંપરાય અને યથાખ્યાત ચારિત્રને હું वंदमि=પરમ ઉલ્લાસથી વિધિપૂર્વક વંદન કરું છું ॥ ૩૨ ॥ આ શ્લોકની રચના લલિતક છંદમાં છે, તેનું લક્ષણ આ પ્રમાણે જાણવું.

જેના દરેક પાદમાં ક્રમસર ૨ ચગણ, ૪ ટગણ અને છેવટે ૧ ગુરુઅક્ષર, તે લલિતક છંદ કહેવાય. ૧૯મી ગાથાના સ્પષ્ટાર્થમાં જે લલિતક છંદનું લક્ષણ જણાવ્યું છે. તેનાથી આ લક્ષણ જૂદું પડે છે.

## ॥ ઇતિ શ્રીચારિત્રપદવર્ણનાભિધાનોઽષ્ટમઃ પ્રકાશઃ ॥
## ૯. તપપદ સ્તોત્ર.

राग—सहावलठ्ठा . समप्पइट्ठा० ॥

**महप्पहावं बहुस्सहावं, विणट्ठकामं पमोयगामं ॥**
**खमाइवासं गुणप्पयासं, णममो णिच्चं तवमुण्णइयं ॥ वाणवासिया ॥ ३३ ॥**

**સ્પષ્ટાર્થ**—महप्पहावं=નવમું તપપદ મહાપ્રભાવવાળું છે, बहुस्सहावं=ઘણા સ્વભાવવાળું-ઘણા ભેદવાળું છે તથા विणट्ठकामं=કામવાસનાનો નાશ કરનારું છે, કારણ કે ઇચ્છાનિરોધ એ જ ખરો તપ કહેવાય છે. તે पमोयगामं=પ્રમોદના સમૂહરૂપ સાત્ત્વિકાનંદને આપે છે, એટલે આત્માના તાત્ત્વિક સ્વરૂપને પ્રકટાવનારું છે. તેમ જ खमाइवासं=ક્ષમા વગેરે ગુણોના ઘર જેવું છે કારણ કે ક્ષમા વગેરે ગુણો રાખીને તપશ્ચર્યા કરવાથી તપનું સંપૂર્ણ ફળ મળી શકે છે. વળી गुणप्पयासं=આત્માના ગુણોને પ્રકાશમાં લાવનારું તપ છે. તેમજ उण्णइयं= આત્મિક ઉન્નતિને પમાડનાર છે એવા तवं=નવમા તપપદને અમે णिच्चं=નિત્ય णममो=નમસ્કાર કરીએ છીએ. ॥ ૩૩ ॥

આ શ્લોકની રચના વાનવાસિકા છંદમાં કરી છે. તેનું લક્ષણ આ પ્રમાણે જાણવું. જેના દરેક પાદમા ૪ ટગણ હોય અને નવમો તથા બારમો અક્ષર લઘુ હોય તે વાનવાસિકા છંદ કહેવાય.

राग—ते तवेण धुअसव्वपावया० ॥

**सीलरुक्खगणवुड्ढिवारियं, सग्गसिद्धिसुहसुक्खसंदयं ॥**
**लद्धिपंकयपयासदक्खयं, तं तवं थुणमि हं जयप्पयं ॥ अपरान्तिका ॥ ३४ ॥**

**સ્પષ્ટાર્થ**—વળી તે તપ ગુણ-सीलरुक्खगुण=શીલ એટલે શિયળ અથવા સર્વ પ્રકારના ચારિત્રાચાર(૧૮૦૦૦ શીલભેદ)રૂપી વૃક્ષોના સમૂહને वुड्ढि=વધારવામાં वारियं=મેઘ જેવો છે, તથા सग्गसिद्धि=સ્વર્ગનાં અને મોક્ષનાં सुहसुक्ख=શુભ-ઉત્તમ સુખોને संदयं=આપનાર છે, તથા लद्धिपंकय=૨૮ પ્રકારની લબ્ધિરૂપી કમલને पयासदक्खयं=વિકસ્વર કરવામા કુશળ ( સમર્થ ) છે અને सम्मयं=સમના ગુણને આપનાર છે, તથા जयप्पयं=સંપૂર્ણ રીતે બંને પ્રકારના જયને (કષાયાદિકના વિજયને અને છ ખંડ વિગેરેના વિજયને ) આપનાર એવા तं तवं=તે નવમા તપપદને हं=હું थुणमि=સ્તવું છું-તેની હું સ્તુતિ કરું છું. ॥ ૩૪ ॥

આ શ્લોકની રચના અપરાન્તિકા છંદમાં છે. તેનું લક્ષણ આ પ્રમાણે જાણવું. જેના દરેક પાદમાં ક્રમસર ૮ માત્રા, રગણ અને છેવટે ૧ લઘુ અને ૧ ગુરુગણ અક્ષર હોય તે अपरांतिका છંદ કહેવાય.

## ॥ ઇતિ શ્રી તપોવર્ણનાભિધાનો નવમઃ પ્રકાશઃ ॥

# ત્રણે સમકિત ચારે ગતિમાં હોય ?

મથાળાના પ્રશ્નનો ઉત્તર 'હોય' એવો જ છે; પરંતુ ચારે ગતિમાં શી રીતે હોય ? તે સમજવા જેવું હોવાથી તે સંક્ષેપમાં નીચે બતાવેલ છે.

૧. નરકગતિમાં પ્રથમની ત્રણ નરકમાં ક્ષાયિક તો પૂર્વભવથી લાવેલ હોય, કારણ કે તેનો પ્રસ્થાપક મનુષ્યગતિમાં જિનેશ્વરના સમયે જ હોય છે. તે લઈને અહીં આવે છે અને અપૂર્ણ હોય તો પૂર્ણ પણ કરે છે. ઉપશમ સમકિત નવું પ્રાપ્ત થાય છે અને ક્ષયોપશમ સમકિત પૂર્વભવનું તેમ જ તે ભવનું એમ બંને પ્રકારે હોય છે. ચોથીથી સાતમી નરક સુધીમાં ક્ષાયિક ન જ હોય. ઉપશમ તદ્ભવિક હોય અને ક્ષયોપશમિક તદ્ભવિક ને પૂર્વભવિક બંને પ્રકારનું હોય.

૨. દેવગતિમાં વૈમાનિકને પ્રથમની ત્રણ નરક પ્રમાણે ત્રણે પ્રકારના સમકિત સમજવા. ભવનપતિ, વ્યંતર ને જ્યોતિષી માટે ક્ષાયિક સિવાયના બે સમકિત ઉપર પ્રમાણે હોય. ક્ષાયિકસમકિતી ભવનપત્યાદિ ત્રણે નિકાયમાં ન ઉપજતા હોવાથી તે ન હોય.

૩. મનુષ્યના બે પ્રકાર છે : ૧ સંખ્યાતા વર્ષના આયુવાળા ને ૨ અસંખ્યાતા વર્ષના આયુવાળા. સંખ્યાતા વર્ષના આયુવાળાને ક્ષાયિક સમકિત પરભાવિક ને તદ્ભવિક બંને પ્રકારનું હોય. તદ્ભવિક પ્રસ્થાપકની અપેક્ષાએ અને પરભાવિક નારકી કે ક્ષાયિક સમકિતી દેવ તેમાં આવે ને મોક્ષે જાય તે અપેક્ષાએ જાણવું. ઔપશમિક તદ્ભવિક ને ક્ષયોપશમિક બંને પ્રકારનું જાણવું. અસંખ્યાત વર્ષના આયુવાળા મનુષ્યને ક્ષાયિક પૂર્વભવિક હોય, ઔપશમિક તદ્ભવિક હોય અને ક્ષયોપશમિક કર્મગ્રંથકારની અપેક્ષાએ તદ્ભવિક જ હોય, સિદ્ધાંતકારની અપેક્ષાએ બંને પ્રકારનું હોય.

૪. તિર્યંચપંચેંદ્રિય ગર્ભજ અસંખ્યાતા વર્ષના આયુવાળાને ક્ષાયિક પૂર્વભવિક હોય, ઔપશમિક તદ્ભવિક હોય અને ક્ષાયોપશમિક મનુષ્યવત્ બંને પ્રકારનું હોય. સંખ્યાતા વર્ષના આયુવાળા તિર્યંચપંચેંદ્રિય સ્ત્રી અને પુરુષને ક્ષાયિક ન જ હોય. ઔપશમિક તદ્ભવિક હોય ને ક્ષયોપશમિક બંને પ્રકારનું હોય. શેષ એકેંદ્રિયાદિકને ત્રણેમાંથી એક પણ સમકિત ન હોય.

આ બધો અધિકાર 'શ્રી પ્રવચનસારોદ્ધાર'ના ૧૪૯ મા દ્વારમાંથી ઉદ્ધરીને સંક્ષેપથી લખ્યો છે. વિસ્તારથી જાણવાના જિજ્ઞાસુએ તે સ્થળ જોવું. કુંવરજી

દોહરા

કદી અપૂર્ણ ઉપાયથી, કામ ભલું નહિ થાય;
સાંધ્યો કાગળ થુંકથી, જોતાં ઉખડી જાય. ૧

અસત્ય કદી ન બોલજો, થતું મહાદુઃખ હોય;
સેવન કરજો સત્યનું, સાચે સદા સુખ હોય. ૨

મહાન્ યોગી શ્રી આનંદઘનજીકૃત

# પદ અઠ્ઠાવનમું : વિરહવ્યથા—મેળાપ

( રાગ-વસંત )

પ્યારે આય મિલો કહાં પેતેં જાત, મેરો વિરહ વ્યથા અકુલાત ઘાત. પ્યારે૦ ૧
એક પૈસાભર ન ભાવે નાજ, ન ભૂષણ નહીં પટ સમાજ. પ્યારે૦ ૨
મોહન રાસ ન દૂસન તેરી આસી, મદનો ભય હૈ ઘરકી દાસી. પ્યારે૦ ૩
અનુભવ જાયકે કરો વિચાર, કદ દેખે દ્વે વાકી તનમેં સાર. પ્યારે૦ ૪
જાય અનુભવ જઈ સમજાયે કંત, ઘર આયે આનંદઘન ભયે વસંત. પ્યારે૦ ૫

૧. વહાલા ! આવીને મળો. આમ ( બહાર ) ક્યાં જાઓ છો ? વિરહને લઇને થતી મારી પીડાની અકળામણનો ઘાત કરો—નાશ કરો.

૨. ( વિરહવ્યથાને લીધે ) એક પૈસાભાર અનાજ ભાવતું નથી, ઘરેણાં ગમતાં નથી, વસ્ત્રો ગમતાં નથી કે કોઇ સામગ્રી પસંદ પડતી નથી.

૩. મનોહર રાગ ગમતા નથી, પારકાં દોષ કાઢવાં પણ ગમતાં નથી. હવે તારી આશા છે. વળી કામદેવનો ભય છે અને આખરે તો હું તમારી પોતાની ઘરની દાસી છું.

૪. અનુભવ ! જરા જઇને વિચાર તો કરો કે આ શરીરમાં સારભૂત બન્ને આંખો ( એને-નાથને ) ક્યારે દેખશે ?

૫. અનુભવે પોતે જઇને પતિરાજને સમજાવ્યા એટલે સ્વામીનાથ ઘેર આવ્યા અને વસંતનો મોટો આનંદ-મસ્ત ઉત્સવ થયો.

---

૧ પ્યારે=વહાલા (સંબોધન)
મિલો=મળો
પેતેં જાત=આવીને જાઓ છો
વિરહ=જુદા પડવું તે
અકુલાત=અકળામણ
આય=આવીને
કહાં=ક્યાં
મેરો=મારો
વ્યથા=પીડા
ઘાત=નાશ
૨ પૈસાભર=પૈસાભાર ( ૭૨ પૈસાભારનો એક શેર થાય)
ભૂષણ=આભૂષણ, ઘરેણાં
સમાજ=સામગ્રી
નાજ=અનાજ, દાણો
પટ=વસ્ત્ર
૩ મોહન=મનોહર, મનગમતાં
દૂસન=દૂષણ
આસી=આશા
ઘરકી દાસી=આપની પોતાની દાસી, ચરણોની દાસી
મદનો ભય=કામદેવની બીક
રાસ=રાગ, ગાયન
તેરી=તારી
૪ અનુભવ=મિત્ર (સંબોધન)
કદ=કદા, ક્યારે
વાકી=આંખો
જાયકે=જઇને
દ્વે=બન્ને
તનમેં સાર=શરીરમાં સારભૂત
૫ જાય=જાઓ
કંત=પતિને
ભયે=થયો, થશે
સમજાયે=સમજાવે
આયે=આવે
વસંત=લીલા લહેર, ઋતુરાજનું ફાગનું ફૂલવું તે રૂપ આનંદ.

વિવરણ—આ પદમાં વિશુદ્ધ ચેતનાની વિરહદશાનું સચોટ વર્ણન કર્યું છે, અને આખું પદ ચેતનાના મુખમાં મૂક્યું છે. એકાવનમા પદમાં રાત્રિની વિરહવ્યથા વર્ણવી છે, આ પદમાં અહોનિશ કેવી દશા થાય છે તે બતાવ્યું છે. ચેતના શુદ્ધ સંસ્કારી આર્ય અબળાને સ્થાને છે. એના જીવનનો ઉદ્દેશ પતિ છે, એને ફરીફરીને પતિની સામે જોવાનું છે. એનું આખું તોફાન પતિ ઉપર છે અને એના સૌભાગ્યનો આધાર પતિના જીવન પર છે. આવી સાધ્વી ભાર્યાનો પતિ પોતાની પત્નીને વિસારી રાત્રે રખડ્યા કરે છે, પારકે ઘરે આથડ્યા કરે છે, પરસ્ત્રીઓ પર પ્રેમ રાખે છે અને ઘરની બૈરીને પૂરી ઓળખતા પણ નથી, એના લાડકોડ પૂરતા નથી, એની સાથે પરિચય કે પ્રેમ વધારતા નથી. સંસ્કારી આર્ય બાળાની કેવી દશા થાય અને તે અનુભવ જેવા સંસ્કારી મિત્રને વચ્ચે પડી નાથને ઘેર લઇ આવવાનું-સમજાવી લાવવાનું કહે તે અહીં લાક્ષણિક રીતે બતાવે છે.

૧. પતિ ઘેર આવ્યા નથી, રાતદિવસ ચેતના એમની રાહ જોયા કરે છે, એકાંતમાં ઝૂરે છે, કોઇ વાર નિઃસાસા નાખતી ગણગણે છે. આ સર્વ પતિની ગેરહાજરીમાં અને તદ્દન એકાંતમાં બને છે એ ખાસ ધ્યાનમાં રાખવું. શરીરે કૃશ થઇ ગયેલી, ઊંઘ વગર અકળાઇ ગયેલી, માથાના બાલ વેરવિખેર સ્થિતિમાં ધારણ કરનારી, પોપચાં ઊપસી આવેલ દશામાં હાથ લાંબા કરીને ચેતના વસંત રાગમાં ગાય છે. પ્રસંગ દિવસનો છે, વાતાવરણ વિચિત્ર છે અને આખા ઘરમાં ચેતના એકલી છે. ઘરમાં ઉપરના ભાગમાં અનુભવ મિત્ર રહે છે તે કોઇ કોઇ વાર ચેતનાને આશ્વાસન આપે છે અને ધીરજ ધરવાનું સૂચવે છે. એકાંત મહેલમાં વિરહીદશામાં ચેતના એકલી એકલી ઝૂરે છે.

શુદ્ધ દશાવાળી ચેતના અને સંસારરસપરાયણ ચેતનજીનો કોઇ રીતે મેળ મળતો નથી. ચેતનજીને અત્યારે વિભાવમાં ભટકવું છે, એને સંસારના ભોગો ભોગવવા છે, એને ખાવા-પીવામાં મોજ માણવી છે, એને કપડાં ઘરેણાં પહેરવાના લ્હાવા લેવા છે, એને સ્ત્રીઓ સાથે અને એ સ્ત્રીરૂપે હોય તો પુરુષ સાથે કામચેષ્ટાઓ કરવી છે, એને રંગરાગના ફાગ ઉડાવવા છે, એને સમાજના ખટતલ વહેવારમાં રસપૂર્વક ભાગ લેવા છે, એને આનંદલહેરમાં વખત વીતાડવો છે, એને પાર વગરના અંદરના ગૂંચળામાં અટવાઇ જવામાં આનંદ માણવો છે, એને અભિમાન, દંભ અને ચાલાકીમાં મહત્તા માનવી છે, એને ધન, હવેલી, ગાડી, વાડીના સંગ્રહમાં જીવનનું સાર્થક્ય માનવું છે અને આવી રીતે અનેક બાબતોમાં એને પરભાવમાં રમણ કરવાપૂર્વક રચ્યાપચ્યા રહેવું છે, એટલે શુદ્ધ ચેતનાનો અને એનો મેળ જ મળતો નથી. ચેતના તો અનેક રીતે ઝૂરતી જ રહે છે અને ચેતનરાજ માટે વલખા મારે છે. આવી સ્થિતિમાં સંસ્કારી આર્યબાળાની કેવી દશા થાય તેનો ચિતાર આપવાની ભાગ્યે જ જરૂર હોય. જો એને સ્થાને નવયુગની સ્વચ્છંદી સ્ત્રી હોય તો એ પતિને વિસારી બીજે માર્ગે ઊતરી જાય, પણ આ તો આર્યસંસ્કારી બાળા છે, પતિમાં જીવન-સર્વસ્વ અર્પણ કરનાર પતિભક્ત શુદ્ધ પતિવ્રતા છે, ઉન્નત ભાવનાશીલ આર્યકુળની અબળા છે. એના વિચારપથમાં અન્યત્ર જવાની કે અન્યને ઇચ્છવાની વાત તો આવે જ નહિ. અને પતિરાજ તો જ્યાં ત્યાં ગમે ત્યાં ભટક્યા કરે, પણ ઘેર જ આવે નહિ. એની

ભયંકર ભીષણ દશામાં આર્યસંસ્કારી અબળા યોગ્ય ભાષામાં કકળાટ કરે, વિરહદુઃખનાં ગાણાં ગાય, કપાળે હાથ દઇ ચિંતામગ્ન થાય કે ઓળખીતા સ્નેહીને વચ્ચે પડી પતિરાજને સમજાવવા અને સમજાવીને ઘેર લઇ આવવા વિનવે. આપણા દેશની આ પ્રાચીન પદ્ધતિ જાણીતી છે, આર્ય સ્ત્રી છૂટાછેડા કરવા માટે ન્યાયની અદાલતનો આશ્રય લેતી નથી, પણ પતિને સંદેશા પાઠવે, પતિના માયા સ્નેહીને વચ્ચે પડવા વિનવે, પોતે ખોળો પાથરે અને કાંઇ ન બને તો એકલી ઝૂરી ઝૂરીને રડે, આ આર્યભાવના અન્ય કોઇ દેશમાં મળે તેમ નથી, એની ઝાંખી પણ અન્યત્ર અશક્ય છે અને એ ભાવના આવતા યુગમાં રહેશે કે નહિ તે અત્યંત રસપ્રદ વિષય હોવા છતાં અહીં અપ્રસ્તુત છે. શ્રીમદ્ આનંદઘનજીએ આ વિરહદશાનું વર્ણન અનેક સ્વરૂપે ચીતર્યું છે, એણે બપૈયાને બોલાવ્યા છે, એણે અંધારી રાતોએ એકાંતમાં વિરહીની દશા વર્ણવી છે, એણે ચેતનાને રાહ જોતી એટલે કે પરસાળમાં બેસારી છે. આ તેમની ઉન્નત ભાવ બતાવનારી વિરહગાથા અહીં તદ્દન વિશિષ્ટ પણ અનન્ય સ્વરૂપે ગાઇ છે.

અહીં એકાંતમાં ઝૂરતી શુદ્ધ ચેતના ગાન કરે છે, પોતાની વિરહદશાનું ગાન કરતાં માણસ ભલે એકલો હોય તો પણ એક જાતની શાંતિ અનુભવે છે. કેટલીક વાર મનમાં હોય તે બોલી બતાવવાથી મનની વ્યથા હોય તે શાંત થઇ બેસી જાય છે અથવા કાંઇ નહિ તો અલ્પ નિર્ગત થાય છે. ચેતના ભલે ગમે તેટલી વિશુદ્ધ હોય, એનાં ઉડ્ડયન ગમે તેટલાં આત્મિક હોય, એના આદર્શો ગમે તેટલા સંસારાતીત હોય, પણ એને વિરહકાળનું વર્ણન કે પોતાની મનોદશાનું દિગ્દર્શન તો દુન્યવી ભાષામાં જ કરવું પડે છે. એટલી વાત ધ્યાનમાં રાખી આપણે આ પરમ સાધ્વી અને ભાવનાશાળી આર્ય અબળાની વિરહકથા સાંભળીએ.

ચેતનરાજ! તમારી પાછળ હું પ્રાણ પાથરું છું, તમને મળવા તલસી રહી છું, તમારી રાહ જોઇને રાતદિવસ કાઢું છું; માટે પ્રભુ! નાથ! પ્યારા! હવે આવીને મળો. આમ બહાર ને બહાર ક્યાં જશો? ક્યાં ભટક્યા કરશો? આપના વિરહમાં મેં બહુ કાળ પસાર કર્યો, આપને પધારવા માટે અનેક રીતે વિજ્ઞપ્તિ કરી, આપ અહીં આવી મારી સેજડી શોભાવો એ માટે અનેક પ્રયત્નો કર્યા; પણ આપ તો હજુ બહાર જ ફર્યા કરો છો, આપનું મુખ જોવાનું પણ ભાગ્ય સાંપડતું નથી, આપની સાથે વાત કરવાનો પ્રસંગ પણ મળતો નથી, આપની સાથે રમઝગે મળવાની તક મળતી નથી અને મારા મનની વાત તમને કરવાનો પ્રસંગ પણ પ્રાપ્ત થતો નથી. આપ તો બહાર જાઓ છો કે પછી આપના દર્શન થતાં જ નથી, આપને ઘર યાદ આવતું નથી, ઘર છે કે ઘરવાળી છે એ પણ આપની નજરમાં હોય એમ જણાતું નથી. આપ આવીને મળો અને મારી વિજ્ઞપ્તિ ધ્યાનમાં લો.

મારી વિરહની પીડાથી મને ભારે અકળામણ થઇ છે. જેના પતિ ઘેર ન આવે, ઘર છે કે નહિ તે વાત પણ મન પર ન ધરે, ઘરને કદી સંભારે પણ નહિ અને ઘરવાળીને યાદ પણ ન કરે એની નારીને શું શું થતું હશે, એના દિવસ કેવા દોહ્યલા જતા હશે, એનું ખાવુંપીવું કેવું ધૂળ મળતું હશે, એની આંખમાં આંસુ આવતા કેવા ગાઢતા હશે તેનો ખ્યાલ કરો. એ ઘરમાં શું કરતી હશે, એની રાત્રિઓ કેમ જતી હશે, એના મનમાં કેવા આકર-દાહક થતાં હશે અને એ અર્ધાંગની એને માનસિક પીડા કેવી થતી હશે તેનો ખ્યાલ કરો અને હવે

દયા કરીને આ વિરહવ્યથાનો ઘાત કરો, એનો છેડો લાવો, એના પર હડતાળ મૂકો. મારે માથે ખૂબ થઈ છે, મેં ખૂબ સહન કર્યું છે અને મારી અકળામણુને હવે તો કાંઈ સીમા રહી નથી, એની હદ પણ સમજાતી નથી, તો આવી મારી અકળામણુનો આપ ઘાત-નાશ કરો. એમ કરવું એ તમારા હાથની રમત છે, તમારા કબજાની વાત છે, તમારા મગજનો ઇલમ છે. હવે બહુ થઈ! ખૂબ સહ્યું! પારાવાર ઉપાધિ થઈ અને હદપારની હેરાનગતિ મારે ભોગવવી પડી છે. હવે તો આપ એ અકળામણુનો ઘાત કરો, એનો છેડો લાવી દો, એના પર પડદો નાખી દો અને એ વાત કદી ન બને તેવી પરિસ્થિતિ ઊભી કરી આપો.

૨. મારી વિરહવ્યથા કેવી આકરી છે તેનો આપ ખ્યાલ કરો. વિરહી જનની પીડા તો વિરહી જ સમજે. જે આનંદગમતમાં પડ્યા હોય તે વિરહીની વેદના સમજી શકતા નથી. દુનિયાદારીમાં એક વિરહીનું વર્ણન સાંભળશો કે કલ્પશો તો એને દિનભર આનંદ નથી, રાત્રે એના નિઃસાસાનો પાર નથી, એને ખાવું, પહેરવું, ઓઢવું ગમતું નથી, કોઈ કામમાં એનું ચિત્ત લાગતું નથી, એને કોઈની સાથે વાત કરવાનું મન થતું નથી, એને નિરંતર માનસિક ઉકળાટ અને શારીરિક શોક-ગ્લાનિ ચાલ્યા કરે છે, એની ગતિમાં મંદતા, એની આંખોમાં ભગ્નાશ, એના સામાન્ય દેખાવમાં નિરસતા અને એના જીવનમાં ઉલ્લાસનો અભાવ સામાન્ય જોનારને પણ જણાઈ આવે છે અને માનસવિદ્યાના અભ્યાસીને તો એના જીવનને દેખીને એક જાતની દયા આવે છે. આવા વિરહીનું વર્ણન અનેક કવિઓએ કર્યું છે, ખુદ શ્રીમાન્ આનંદઘન મહારાજે વિરહવ્યથાના વર્ણન અનેક રીતે કર્યાં છે. એકતાળીશમા પદમાં વેલાવલ રાગમાં બહુ વિસ્તારથી વિરહીનું વર્ણન કર્યું છે. વિરહીના હૃદયમાં મોટી હોળી સળગતી બતાવી છે,[1] તેત્રીશમા પદમાં ચાતકની વિરહદશા વર્ણવી કમાલ કરી છે,[2] સુડતાલીશમા પદમાં વિરહીની ઝૂરણા વર્ણવી છે[3] અને એકાવનમા પદમાં ભાદરવાની રાત વર્ણવીને તો તાદૃશ્ય ચિત્ર ખડું કર્યું છે.

આ વિરહવ્યથાના વર્ણનને આ પદમાં તદ્દન જુદા દૃષ્ટિબિન્દુથી રજૂ કરવામાં આવ્યું છે. એમાં પતિ ઘરે આવ્યા નથી, પણ જાણે સામે ઊભા હોય તે રીતે તેને ઉદ્દેશીને ચેતના પોતાની માગણી રજૂ કરે છે, પછી અનુભવદ્વારા એને સમજાવવા ગોઠવણ કરે છે અને પછી તેનું પરિણામ બતાવે છે. આ વસંત રાગમાં બહુ સુંદર રીતે ગાઈ શકાય તેવા પદમાં ભારે મોજ માણી છે. એમાં વ્યવહારની બાહ્ય વાતોનો આંતરભાવ તો શોધવાનો હોય જ છે અને તે સાંપડે ત્યારે ભારે આંતરશાંતિ થાય છે. એ હકીકત સર્વ પદોને માટે સામાન્ય રીતે ધ્યાનમાં રાખવાની જ છે. એના પર જેમ જેમ વિચાર થાય તેમ તેમ ભારે ઊંડાણના ભેદો સૂઝે છે અને માનસિક ગવેષણાને પરિણામે આંતર આત્મશાંતિ થાય છે. આ વાત સર્વ પદોને અંગે લાગુ પડતી છે એમ અનેક વાર બતાવ્યું છે. કોઈ પણ પદ લખવા કે ગાવા ખાતર લખાયું નથી, એ તો હૃદયના ઉદ્‌ગારો છે, ચેતનરાજની હલામણુ છે, એકાંતની ઊર્મિઓ છે, આંતરનાં ગુંજન છે, ભાવગર્ભિત આત્મરાજના નાચ છે.

---

૧. આનંદઘનપદ્યરત્નાવળી ભાગ પ્રથમ પૃ. ૪૨૨-૪૪૨. ૨. સદર પૃ. ૩૧૨. ૩. સદર પૃ. ૫૦૯.

એને દુન્યવી દૃષ્ટિએ જોતાં એમાંથી કાંઇ સાર ન જણાય, પણ રહસ્ય તો શોધવાં જ પડે તેમ છે. ગુરુદ્વારા અને એકાંત વિચારણાદ્વારા સૂઝ્યું તે રજૂ કરવામાં આવ્યું છે.

ચેતના પોતાની વ્યથા વર્ણવતાં કહે છે કે અત્યારે વિરહકાળમાં નથી ભાવતું અનાજ, નથી પહેરવાં ગમતાં કપડાં, નથી શરીર પર આભૂષણો લાદવા ગમતાં કે નથી કોઇ જાતની શરીર પર શોભા-સામગ્રી કરવી ગમતી. શરીરની શોભા કરવા છૂંદણાં કરવાં, મેંદી લગાડવી, આંખમાં અંજન આંજવું, ચોટલામાં તેલ નાખવું વગેરે અનેક પ્રયોગો જાણીતા છે. શરીરસ્નાન માટે હળદર, ભૂતડો, આમળાં, ફૂલેલ તેલ વિગેરે વપરાતાં હતાં, હાલ સાબૂ વિગેરે અનેક શારીરસામગ્રી વપરાય છે. ચેતના કહે છે કે મને અત્યારે અનાજ ભાવતું નથી, પહેરવું ઓઢવું ગમતું નથી કે કોઇ પ્રકારની શરીરસામગ્રીની તૈયારી કરવી પણ પસંદ પડતી નથી. વિરહકાળમાં જાણે આખું શરીર જ પારકું હોય તેમ લાગે છે, એમાં એની દરકાર કે એના પોષણની વાત હોય જ નહિ. સ્થૂળ દૃષ્ટિએ વિરહીની આવી દશા થાય છે અને આત્મિક દૃષ્ટિએ ચેતન પોતે અરૂપી હોઇ, એને અનાજ ખાવાની કે વસ્ત્રાભૂષણ પહેરવાની વાત સંભવે જ નહિ. એટલે ચેતના એની શુદ્ધ દશાની વાતોમાં સોણલાં સેવ્યા કરે છે, અત્યારની દશાએ ચેતનરાજ પરભાવમાં ભટકયા કરે છે અને ઘરને, ઘરની સ્ત્રીને કે પોતાની જાતને ખરી રીતે પીછાનતા નથી.[1] (ચાલુ) મૌક્તિક

દોહરા.

અન્યતણું કરશો ભલું, શુભ તમારું થાય;
બન્યા હજારો દાખલા, એ કુદરતનો ન્યાય. ૧

વસ્ત્ર ધરો વિધવિધ વળી, કરો ઘણાં શણગાર;
સાચો શું શણગાર છે, સમજી કરો વિચાર. ૨

ગ્રહણ કરો સદ્‌ગુણ સદા, દુર્ગુણ તજો તત્કાળ;
કરી સાર્થક આ જીવનું, સફળ કરો અવતાર. ૩

જ્યાં ભરતી ત્યાં ઓટ છે, જળ ત્યાં સ્થળ નિરધાર;
કાળતણી ગતિ કારમી, હર્ષ શોક નવ ધાર. ૪

૧. સમાજનો અર્થ ભાગ ગુરુમહારાજે લખાવ્યો તે અહીં લખ્યો છે. કોશમાંથી તે અર્થ નીકળતો નથી. સંબંધ જોતાં તે અર્થ ઠીક લાગે છે. બીજી રીતે 'સમાજ' એટલે સમુદાય કે જનતા અર્થ કરીએ તો સમુદાયના રીતરિવાજો કે વેષવચન ચેતનાને ગમતા નથી એવો અર્થ નીકળી શકે છે. વાત એક જ છે કે ચેતનાને બાહ્યભાવ ગમતા નથી અને સંસારમાં રમીપણો પડેલ ચેતનરાજને એ છોડવા ગમતા નથી એટલે ચેતનાનો અને ચેતનનો મેળ ખાતો નથી અને પરિણામે ચેતનાની વિરહ-ઝંખા મટતી નથી

# પાંચ ઈંદ્રિયોના ૨૯ ભેદ

પાંચ ઇન્દ્રિય-સ્પર્શેન્દ્રિય, રસનેન્દ્રિય, ઘ્રાણેન્દ્રિય, ચક્ષુઈંદ્રિય અને શ્રોત્રેન્દ્રિય એ દરેકના દ્રવ્યેન્દ્રિય ને ભાવેન્દ્રિય એવા બે ભેદ છે.

શરીરનો અમુક વિભાગ કે જ્યાં તેના વિષયોને જાણવાની શક્તિ રહેલી છે તે પૌદ્ગલિક દ્રવ્યેન્દ્રિય અને આત્માને થયેલા ક્ષયોપશમથી તે તે વિષયને જાણવાની શક્તિ તે ભાવેન્દ્રિય.

દ્રવ્યેન્દ્રિયના નિર્વૃત્તિ ને ઉપગરણ એવા બે બે ભેદ છે અને તેના બાહ્ય ને અભ્યંતર એવા બે બે ભેદ છે એટલે ચાર ચાર ભેદ છે.

ભાવેન્દ્રિયના લબ્ધિ અને ઉપયોગરૂપ બે બે ભેદ છે એટલે દરેક ઇંદ્રિયના છ છ ભેદ થાય છે. એ પ્રમાણે પાંચ ઇંદ્રિયના છ છ ભેદ ગણતા કુલ ૩૦ ભેદ થાય છે તેમાં સ્પર્શેન્દ્રિયનો બાહ્ય અને અભ્યંતર નિર્વૃત્તિરૂપ ભેદ જુદા ન હોવાથી તેના પાંચ ભેદ હોવાને લીધે કુલ ૨૯ ભેદ થાય છે.

નિર્વૃત્તિ-એટલે રચના-ઇંદ્રિયોની રચના-તેમાં બાહ્ય નિર્વૃત્તિ તો મનુષ્યોની અને અનેક પશુ-પક્ષીઓની કાન વિગેરેની જુદા જુદા આકારની હોય છે. અભ્યંતર નિર્વૃત્તિ બધા જીવોની એક સરખી હોય છે. તેમા કર્ણેન્દ્રિયની કદંબના પુષ્પાકારે ગોળ માંસપેશીરૂપ અભ્યંતર નિવૃત્તિ છે. ચક્ષુઇંદ્રિયની અભ્યંતર નિર્વૃત્તિ મસુરના દાણા જેવી ગોળ છે. ઘ્રાણેન્દ્રિયની અભ્યંતર નિર્વૃત્તિ અતિમુક્તકના પુષ્પાકારે હોય છે. આ ત્રણે ઇંદ્રિયો અંગુળના અસખ્યાતમા ભાગ પ્રમાણ છે. રસનેન્દ્રિય-જિહ્વા જે દેખાય છે તે બાહ્ય નિર્વૃત્તિ છે. તેની ઉપરના ભાગનું અંગુળના અસંખ્યાતમા ભાગરૂપ જે પ્રતર છે તે અભ્યંતર નિર્વૃત્તિ છે. તેનો આકાર વાળંદના ખુરપ્રાના અર્થાત્ લંબગોળ લટપટીઆના આકાર જેવો છે સ્પર્શેન્દ્રિયનો આકાર દરેક જીવના શરીર પ્રમાણે હોય છે. સ્પર્શેન્દ્રિયની બાહ્ય ને અભ્યંતર નિર્વૃત્તિ એકસરખા આકારની છે, તેમાં ભેદ નથી.

હવે નિર્વૃત્તિ ઇંદ્રિયને જે ઉપકાર કરે તે ઉપકરણેન્દ્રિય કહેવાય છે. તેના પણ બાહ્ય ને અભ્યંતર એવા બે પ્રકાર છે. તેમાં અભ્યંતર નિર્વૃત્તિરૂપે ગોઠવાયેલ સ્વચ્છ પુદ્ગળોમાં રહેલી જે શક્તિ-તેના તેના વિષયને જાણવારૂપ તે બાહ્ય ઉપકરણ અને તે તે ઇંદ્રિયના પરિણમન પ્રમાણે પરિણમેલા સ્વચ્છ આત્મપ્રદેશોમાં રહેલી જે તે તે વિષયને જાણવાની શક્તિ તે અભ્યંતર ઉપકરણેન્દ્રિય. આ પ્રમાણે શ્રી આચારાંગ સૂત્રની વૃત્તિમાં કહ્યું છે. કેટલાક આચાર્યો ઉપકરણેન્દ્રિય એક જ પ્રકારની કહે છે.

આ દ્રવ્યેન્દ્રિયના ચાર ચાર ભેદના સંબંધમાં જુદી જુદી અનેક પ્રકારની વ્યાખ્યાઓ છે તે વિશેષ અર્થવાળા લોકપ્રકાશાદિ ગ્રંથથી જાણવી.

ભાવેન્દ્રિયના બે પ્રકાર-લબ્ધિ ને ઉપયોગ. તેમાં તે તે ઇંદ્રિય સંબંધી

# प्रश्नोत्तर

( પ્રશ્નકાર:—ભાઈ દેવચંદ કરશનજી—રાધનપુર )

**પ્રશ્ન ૧**—બાદર વાયુકાયને વૈક્રિય શરીર હોય છે તે સાથે વૈક્રિય અંગોપાંગ હોય કે નહીં?

**ઉત્તર**—તેને વૈક્રિયાંગોપાંગ ન હોય.

**પ્રશ્ન ૨**—તૈજસ ને કાર્મણ શરીરને અંગોપાંગ હોય કે નહીં?

**ઉત્તર**—ન હોય. તે બે શરીર દરેક જીવને હોય, તેથી તે જીવનાં ઔદારિક કે વૈક્રિય શરીરનાં અંગોપાંગ તે જ તેનાં સમજવાં.

**પ્રશ્ન ૩**—વિષ્ણુકુમાર મુનિએ નમુચી પ્રધાનના વિનાશ માટે લાખ યોજનનું વૈક્રિય શરીર કર્યું તે મૂળના ઔદારિક શરીરને જ વધાર્યું કે જુદું કર્યું?

**ઉત્તર**—વૈક્રિય શરીર બંને પ્રકારે કરી શકાય છે. શરીર સંબદ્ધ ને અબદ્ધ તેથી વિષ્ણુકુમારે ઔદારિક શરીર સાથે સંબદ્ધ વૈક્રિય શરીર વિકુર્વ્યું છે.

**પ્રશ્ન ૪**—ચક્રવર્તી, વાસુદેવ, પ્રતિવાસુદેવ ને બળદેવ થાય છે તે કઇ પુણ્ય-પ્રકૃતિવડે થાય છે?

**ઉત્તર**—એને માટે ખાસ પુણ્યપ્રકૃતિ જુદી જુદી કહેલી નથી તેથી ૪૨ પુણ્યપ્રકૃતિમાં જેમ ગણધરનામકર્મ જુદું કહ્યું નથી, છતાં તેને તીર્થંકરનામકર્મ અંતર્ગત સમજવામાં આવે છે તેમ જ આનો પણ કોઇપણ પ્રકૃતિની અંતર્ગત સમાવેશ સમજાય છે.

---

ક્ષયોપશમથી તેમાં જાણવાની-વિષયને ઓળખવાની જે શક્તિ તે લબ્ધિ ભાવેંદ્રિય અને તે તે ઇંદ્રિયને પ્રાપ્ત થયેલ લબ્ધિનો જે વ્યાપાર તે ઉપયોગ ભાવેંદ્રિય પંચેંદ્રિય જીવોને લબ્ધિ તો પાંચે ઇંદ્રિયની હોય છે પરંતુ ઉપયોગ એક કાળે છદ્મસ્થને એક ઇંદ્રિયનો જ હોય છે, પાંચનો એક સાથે હોતો નથી.

આત્મા મન સાથે જોડાય, મન ઇંદ્રિય સાથે જોડાય અને ઇંદ્રિય તેના વિષય સાથે જોડાય ત્યારે તે તે વિષયનો બોધ થાય છે, પરંતુ મનની ગતિ ઘણી શીઘ્ર હોવાથી કેટલીક વખત જીવ પાંચે ઇંદ્રિયોના વિષયોને સમકાળે અનુભવું છું એમ જાણે છે, પણ તે એક પ્રકારનો ભ્રમ છે.

એકેંદ્રિય, બેઇંદ્રિયાદિ વિવક્ષા દ્રવ્યેંદ્રિયને લઇને જાણવી. અન્યથા બકુલાદિ વનસ્પતિમાં પાંચે ઇંદ્રિયનો ઉપયોગ સંભવે છે. કુંવરજી

પ્રશ્ન ૫—ચક્રવર્તી જન્મથી જ ચક્રીપણાને યોગ્ય શક્તિવાળા હોય છે કે ચૌદ રત્નની પ્રાપ્તિ થયા પછી તેવી શક્તિવાળા થાય છે?

ઉત્તર—ચક્રવર્તીની માતા ૧૪ સ્વપ્નો દેખે છે એટલે જન્મથી જ ચક્રી યોગ્ય શક્તિવાળા હોય છે. તે શક્તિની વ્યક્તતા ચૌદ રત્નની પ્રાપ્તિ થયા પછી થાય છે.

પ્રશ્ન ૬–ચક્રવર્તી પોતાના ઔદારિક શરીરવડે ચોસઠ હજાર સ્ત્રીઓને ભોગવે?

ઉત્તર—સ્વશરીરવડે તો સ્ત્રીરત્નને જ ભોગવે છે; બીજી સ્ત્રીઓને વૈક્રિય શરીરવડે ભોગવે છે.

પ્રશ્ન ૭—જો બીજી સ્ત્રીઓને વૈક્રિય શરીરવડે ભોગવતા હોય તો તેને પુત્રોત્પત્તિ શી રીતે થાય? વૈક્રિય પુદ્‌ગળોમાં તો તેવી શક્તિ નથી.

ઉત્તર—વૈક્રિયશરીરવડે ભોગવે છે, પરંતુ વીર્યના પુદ્‌ગળો ઔદારિક સંક્રમાવે છે એવી તેની શક્તિવિશેષ છે.

પ્રશ્ન ૮—સ્ત્રીરત્નને પુત્રોત્પત્તિ થાય?

ઉત્તર—ન થાય. તેની યોનિ શંખાવર્ત્તા છે. તેમાં એટલી બધી ઉષ્ણતા હોય છે કે તેમાં ઉત્પન્ન થનારા જીવો તરત જ વિનાશ પામી જાય છે.

પ્રશ્ન ૯—વાસુદેવ મૂળ શરીરે પટ્ટરાણીઓને જ ભોગવે ને બીજી સ્ત્રીઓને વૈક્રિય શરીરવડે ભોગવે કે કેમ?

ઉત્તર—એને માટે સ્પષ્ટતા વાંચવામાં આવી નથી કે અમુક સ્ત્રીઓને સ્વશરીરે ભોગવે ને બીજીને વૈક્રિયશરીરવડે ભોગવે; પરંતુ તેને પણ ઘણી સ્ત્રીઓ હોવાથી વૈક્રિય શરીરનો સંભવ છે.

પ્રશ્ન ૧૦—આઠ વર્ગણાઓ પૈકી કઇ વર્ગણા વિશ્રસા, મિશ્રસા ને પ્રયોગસાપણે પરિણમે છે?

ઉત્તર—વિશ્રસાભાવે તો બધી પરિણમેલી હોય છે. તે મિશ્રસા ને પ્રયોગસાપણે ઔદારિક શરીરદ્વારા ગ્રહણ કર્યા પછી પરિણમે છે.

પ્રશ્ન ૧૧—રાત્રિ પ્રતિક્રમણમાં સિદ્ધાચળનું ચૈત્યવંદન કઇ દિશા સામે રહીને કરવું? તેની ખાસ દિશા કઇ ગણવી?

ઉત્તર—અમુક દિશા સામે રહીને સિદ્ધાચળનું ચૈત્યવંદન કરવું એવો નિરધાર વાંચવામાં આવ્યો નથી. પ્રતિક્રમણ કરવા જે પ્રમાણે બેઠા હોઇએ તે પ્રમાણે રહીને જ એ ચૈત્યવંદન કરાય છે.

પ્રશ્ન ૧૨—મહાવિદેહ ક્ષેત્રમાં પુષ્કળાવતી વિજયમાં શ્રી સીમંધરસ્વામી

બિરાજે છે તે આપણાથી ઇશાનખૂણામાં હોવાથી તેનું ચૈત્યવંદન ઇશાનખૂણા સન્મુખ દષ્ટિ રાખીને કરવું કે કેમ ?

ઉત્તર—એને માટે પણ ચોક્કસ નિરધાર જાણેલ નથી. બંને ચૈત્યવંદનો સ્થાપનાજી સામે જ કરાય છે, પણ સ્થાપનાચાર્યને છોડી દઇને તે તે દિશા સન્મુખ ચૈત્યવંદન કરવું ઠીક જણાતું નથી.

પ્રશ્ન ૧૩—પહેલે આરે મનુષ્યનું શરીર ત્રણ ગાઉનું હોય છે. તે ગાઉ કઇ અંગુળના સમજવા ?

ઉત્તર—જીવમાત્રના શરીરનું જે પ્રમાણ કહ્યું છે તે ઉત્સેધાંગુળનું જ જાણવું.

પ્રશ્ન ૧૪—પહેલે આરે શ્રી શત્રુંજય એંશી યોજન પ્રમાણ કહેલ છે તે યોજન કઈ અંગુળના સમજવા ?

ઉત્તર-શાશ્વતા પદાર્થોનું પ્રમાણ તો પ્રમાણાંગુળના યોજનાદિવડે જાણવાનું કહ્યું છે. શ્રી શત્રુંજય પ્રાયે શાશ્વત છે તેથી તેનું પ્રમાણ ઉત્સેધાંગુળે સંભવે છે.

પ્રશ્ન ૧૫—સવારના પોસહમાં પડિલેહણ કર્યા પછી સજ્ઝાય કરતાં ' સજ્ઝાય સંદિસાહું ? ' એ આદેશ કેમ માગવામાં આવતો નથી ?

ઉત્તર—એ આદેશ માગવાની એમાં જરૂર ન લાગવાથી ન માગવાનું કહેલું છે. ખાસ કારણ જાણવામાં નથી.

પ્રશ્ન ૧૬—સ્ત્રી બેઠેલી હોય ત્યાં શીલવંત પુરુષે બે ઘડી ન બેસવું અને પુરુષ બેઠેલ હોય ત્યાં શીલવંત સ્ત્રીએ ત્રણ પહોર સુધી ન બેસવું એમ કહ્યું છે તો તે બંનેમાં વિશેષ અંતરનું શું કારણ ?

ઉત્તર—એ હકીકત જ્ઞાનીની કહેલી છે. તેઓએ પુરુષસંસર્ગની અસર વધારે વખત રહેવાની જાણી હશે તેથી તેમ કહ્યું હશે.

પ્રશ્ન ૧૭—તીર્થંકરનામકર્મ જેમ પાછલે ત્રીજે ભવે નિકાચિત કરે છે તેમ ચક્રવર્તી, વાસુદેવાદિ થવા માટે પાછલા કયા ભવમાં નિરધાર થાય છે ?

ઉત્તર—એમાં ભવનો નિરધાર જાણ્યો નથી, પરંતુ પાછલા ત્રીજા ભવે નિરધાર થતો હોય એમ જણાય છે, તેને માટે ખાસ વાંચવામાં આવેલ નથી.

પ્રશ્ન ૧૮—પાખી, ચોમાસી ને સંવચ્છરી પ્રતિક્રમણમાં મધ્યના ભાગમાં પાખી, ચોમાસી ને સંવચ્છરી શબ્દ કેટલાક સૂત્રોમાં બોલાય છે, આગળ પાછળના ભાગમાં દૈવસિક શબ્દ જ બોલાય છે તો પ્રતિક્રમણ આખું પાખી, ચોમાસી ને સંવત્સરી કેમ કહેવાય છે ?

ઉત્તર—એના મધ્યમાં જ પાખી, ચોમાસી ને સંવત્સરી પ્રતિક્રમણ સંબંધી ક્રિયા કરાય છે, આગળ પાછળનો ભાગ દૈવસિક પ્રતિક્રમણનો જ છે. મુખ્યતા પાખી વિગેરેની હોવાથી તે નામથી તે તે પ્રતિક્રમણ ઓળખાય છે.

**પ્રશ્ન ૧૯**—જેમ દૈવસિક પ્રતિક્રમણમાં દૈવસિક પ્રતિક્રમણ ઠાવામાં આવે છે તેમ પાખી વિગેરે પ્રતિક્રમણમાં આદેશ માગીને તે પ્રતિક્રમણ ઠાવામાં કેમ આવતું નથી ?

ઉત્તર—પૂર્વપુરુષોને તેવી જરૂર ન લાગવાથી તેવી ગોઠવણ કરેલી જણાતી નથી.

**પ્રશ્ન ૨૦**—ઘડીયાળમાં સેકન્ડનો ખટખટાટ થાય છે તે શાથી થાય છે ?

ઉત્તર—મનુષ્યના કરેલા ચાવી દેવારૂપ પ્રયોગથી થાય છે.

**પ્રશ્ન ૨૧**—ઘડીઆળમાં થતા અવાજમાં શબ્દના પુદ્ગળ ગ્રહણ કરવા, પરિણમાવવા ને મૂકવાપણું ખરું ? જો હોય તો તે કોણ કરતું હશે ?

ઉત્તર—એ પુદ્ગળના સ્વભાવે થાય છે. પુદ્ગળોની પણ અચિંત્ય શક્તિ છે.

**પ્રશ્ન ૨૨**—ફોનોગ્રાફમાં જે પુદ્ગલો ગ્રહણ કરવામાં આવે છે અને તે પાછા પ્રયોગવડે વારંવાર સંભળાય છે તે કઈ વર્ગણા સમજવી ?

ઉત્તર—એ બધી પ્રથમ તો ભાષાવર્ગણા સમજવી. પછી તેનાં સ્કંધ બંધાતા હોય અને ઘર્ષણ થતાં એ પુદ્ગળો જ અવાજ આપતા હોય એમ જણાય છે.

**પ્રશ્ન ૨૩**—પુદ્ગળના સ્કંધોમાં બીજા સ્કંધોને જીવપ્રયોગ સિવાય ગ્રહણ કરવાની શક્તિ છે ?

ઉત્તર—પુદ્ગળસ્કંધોમાં અન્ય પુદ્ગળસ્કંધોને ગ્રહણ કરવાનો ને છોડવાનો સ્વભાવ છે તેથી તે ગ્રહણ કરે છે ને છોડે છે.

**પ્રશ્ન ૨૪**—ધાતુના વાસણ કે જેની ઉપર નામ લખેલ ( કોરેલ ) હોય તે વાસણ ખાવા માટે વાપરતાં જ્ઞાનાવરણીય કર્મ બંધાય એમ કહે છે તો તે નામ ઘસાવી નાખવું ઠીક કે નહીં ?

ઉત્તર—ઘસાવી નાખવા કરતાં નામ વિનાના વાસણ વાપરવા ઠીક છે.

**પ્રશ્ન ૨૫**—લખેલ પુસ્તક તથા ચોપડા વિગેરે સડી જવા વિગેરે કારણથી નિરુપયોગી થયેલ હોય તેનું શું કરવું ?

ઉત્તર—જમીનમાં ઊંડે દાટી દેવા અથવા જળ શરણ કરવા ઠીક લાગે છે.

**પ્રશ્ન ૨૬**—શરીરમાં કામોત્પાદક વિભાગો છે તેમ કામને શમાવે તેવા કોઇ વિભાગ છે ?

ઉત્તર—એવો વિભાગ કહ્યો નથી. કામની શાંતિ તો સારા વિચાર ને સારા વાંચન વિગેરેથી જ થાય છે.

પ્રશ્ન ૨૭—નવકારવાળી શબ્દનો અર્થ શું ?

ઉત્તર—નવકારવળી–નમસ્કારોની શ્રેણી–નમસ્કારાવળી, તે શબ્દનો અપભ્રંશ થઇને નવકારવાળી શબ્દ થયો છે.

પ્રશ્ન ૨૮—યુગળીઆને કેશ ને નખ હોય કે નહીં ?

ઉત્તર—હોય, પણ તે અમુક (૪૯–૬૪–૭૯) દિવસમાં જ પૂર્ણ શરીરવાળા થઇ જતા હોવાથી તે વખતમાં જેટલા વધવા યોગ્ય હોય તેટલા વધે, પછી કેશ કે નખ વધતા નથી. તે શોભીતા લાગે તેટલા જ હોય છે.

પ્રશ્ન ૨૯—વૈક્રિય લબ્ધિથી એકેંદ્રિય કે વિગળેંદ્રિય જીવો નીપજાવી શકાય ?

ઉત્તર—જીવ નીપજાવવાની તે લબ્ધિની શક્તિ નથી, પરંતુ એકેંદ્રિય, વિકળેંદ્રિયના શરીરો જેવી ઉત્પત્તિ કરી શકે, અન્ય મનુષ્યો તે રૂપે જ તેને દેખે.

પ્રશ્ન ૩૦—અગ્નિકાય જીવોની વિરાધના કઇ કઇ રીતે થાય છે ?

ઉત્તર—સ્વકાયશસ્ત્રથી, પરકાયશસ્ત્રથી અને ઉભયકાયશસ્ત્રથી તેની વિરાધના થાય છે. અગ્નિ અગ્નિવડે નાશ પામે એ સ્વકાયશસ્ત્ર, અગ્નિ જળાદિવડે નાશ પામે તે પરકાયશસ્ત્ર, અને અગ્નિ સંયુક્ત કોઇ વસ્તુના સંયોગથી નાશ પામે તે ઉભયકાયશસ્ત્ર જાણવું.

પ્રશ્ન ૩૧—રૂશનાહીમાં અપ્કાય જીવો ઉપજે ?

ઉત્તર—રૂશનાહી સચિત્ત પાણીમાં બીજા પદાર્થોને નાખીને બનાવવામાં આવે છે તે અચિત્ત થાય છે, પણ પાછી સચિત્ત ક્યારે થાય તેનો કાળ જાણવામાં ન હોવાથી મુનિ તેને અડતા નથી. વળી લાંબે દિવસે તેમાં લીલફુલ થયેલી ઘણી વખત જોવામાં આવે છે.

પ્રશ્ન ૩૨—પુસ્તક બાંધનારા લોટની લાહી બનાવે છે તેમાં શું પદાર્થ નાખવાથી જીવોત્પત્તિ ન થાય ?

ઉત્તર—મોરથુથુ નાખવાથી જીવોત્પત્તિ થતી નથી.

પ્રશ્ન ૩૩—પલાળેલા ગુંદરમાં શું નાખવાથી જીવોત્પત્તિ ન થાય ?

ઉત્તર—સીંદુર નાખવાથી જીવોત્પત્તિ ન થાય. કુંવરજી

# સમ્યક્ત્વવિચાર

[ જ્યાસુધી આત્મા સમ્યક્ત્વના પરમાર્થ સ્વરૂપને સમજે નહિ—એના પ્રાપ્તિક્રમને જાણે નહિ, ત્યા સુધી યથાર્થ પ્રવૃત્તિ કરી શકે નહિ, તેથી એ જાણવુ પણ અતિ જરૂરનુ છે એનુ જેટલુ વિવેચન-વર્ણન થાય તેટલુ ઓછુ જ છે યદ્યપિ સમ્યક્ત્વ વિષે આજ સુધીમા ગ્રથો તથા લેખોદ્વારા ઘણી વાર કહેવાયુ છે, તથાપિ ઉક્ત લેખ સક્ષિપ્ત પણ કઇંક ઠીક જણાવાથી પૂર્વ મહાપુરુષવિરચિત "સમ્યક્ત્વ વિચારગર્ભિત વીરજિન સ્તવનાધારે" તેમાંનો કેટલોક ભાગ લઇને, તેમ જ કાઇંક પૂરવણી કરીને અહીં આપવા પ્રયત્ન કરેલો છે ભવ્ય જીવો એના યથાસ્થિત સ્વરૂપને ઓળખી યથાયોગ્ય લાભ લે એ જ આકાંક્ષા ]

**મગલાચરણ**—ગ્રથકાર મહાપુરુષ સમ્યક્ત્વવિચારગર્ભિત શ્રી વીરજિન સ્તવનના પ્રારભમા મગલાચરણ કરતા કહે છે કે જગતના જીવોને સુખ આપનારા એવા શ્રી જિનેશ્વરના ચરણોને નમસ્કાર કરીને અનુપમ એવા સમ્યક્ત્વરત્નનુ શ્રી વીરપ્રભુએ બાર પર્ષદામા જે રીતે સ્વરૂપ કહ્યુ છે તે રીતે જ શુદ્ધ-સત્ય સ્વરૂપ વર્ણવીશ, મારી મતિકલ્પના પ્રમાણે કહીશ નહિ

**સમ્યક્ત્વના ભેદ**—સમ્યક્ત્વ ૧ પ્રકારનુ, ૨ પ્રકારનુ, ૩ પ્રકારનુ, ૪ પ્રકારનુ, ૫ પ્રકારનુ અને ૧૦ પ્રકારનુ પણ છે એ સમ્યક્ત્વ મોક્ષરૂપી વૃક્ષના બીજ સમાન છે. ૧-૨-૩-૪-૫-૧૦ પ્રકારનુ સમ્યક્ત્વ કેવી રીતે છે તે આગળ દર્શાવાશે ( તેમા ૫ અને ૧૦ પ્રકારના સમ્યક્ત્વનો કેવળ નામોલ્લેખ જ જણાવ્યો છે, કારણ કે એ બધા સમ્યક્ત્વો એક બીજામા અન્તર્ગત થતા હોઇ ટુકાવવામા આવ્યા છે )

**૧-૨ પ્રકારનુ સમ્યક્ત્વ**—'આજ્ઞારુચિ' એટલે શ્રી જિનેશ્વર દેવની આજ્ઞા ઉપર અવિરત પ્રીતિભાવ તે એક પ્રકારનુ સમ્યક્ત્વ છે અને બે પ્રકારનુ તે 'દ્રવ્ય સમ્યક્ત્વ' અને 'ભાવ સમ્યક્ત્વ' અથવા 'નિશ્ચય સમ્યક્ત્વ' અને 'વ્યવહાર સમ્યક્ત્વ' છે

**દ્રવ્ય અને ભાવ સમ્યક્ત્વનો અર્થ**—જે જીવ શ્રી જિનેશ્વર દેવના આગમનો પરમાર્થ જાણતો નથી, પરતુ જિનાગમની શુદ્ધ શ્રદ્ધા છે તેવા જીવનુ સમ્યક્ત્વ તે 'દ્રવ્ય સમ્યક્ત્વ' જાણવુ અને જે જીવ જીવતત્ત્વને અર્થાત્ આત્મતત્ત્વને યથાર્થ જાણે છે—ઓળખે છે તેવા જીવનુ 'ભાવ સમ્યક્ત્વ' જાણવુ અથવા મિથ્યાત્વના શુદ્ધ થયેલા પુદ્ગલોનો એટલે સમ્યક્ત્વમોહનીય કર્મનો ઉદય તે 'દ્રવ્ય સમ્યક્ત્વ' કહેવાય અને તે જ સમ્યક્ત્વ મોહનીયના ઉદયથી પ્રગટ થયેલો જે તત્ત્વરુચિપરિણામ તે 'ભાવ સમ્યક્ત્વ' કહેવાય

તથા રૂપી સમકિત એટલે પૌદ્ગલિક સમ્યક્ત્વ અને અરૂપી સમકિત તે અપૌદ્ગલિક સમ્યક્ત્વ, એ રીતે પણ સમ્યક્ત્વ બે પ્રકારનુ જાણવુ. ત્યા ક્ષયોપશમ અને વેદક સ૦ પૌદ્ગલિક સમકિત છે, કારણ કે એ બે સમ્યક્ત્વમોહનીય પુજના ઉદયથી થાય છે અને શેષ ઉપશમ

અને ક્ષાયિક સમ્યકૃત્વ તે અપૌદ્ગલિક છે; કારણ કે ઉપશમ તથા ક્ષાયિક સમકિતમાં દર્શનમોહનીયના પુંજનો ઉદય નથી.

તથા આત્માના જ્ઞાનાદિક-જ્ઞાનદર્શનચારિત્રરૂપ શુભ પરિણામ તે 'નિશ્ચય સમ્યકૃત્વ' અથવા આત્મા પોતે પણ નિશ્ચય સ૦ કહેવાય અહીં આત્માનો નિશ્ચય સમ્યકૃત્વરૂપ પરિણામ તે ગુણ છે અને આત્મા પોતે ગુણી છે. તે ગુણ અને ગુણી એ બેમા ભેદ નથી એમ જાણીએ ત્યારે આત્મા નિશ્ચય સ૦ કહેવાય અને મિથ્યાદૃષ્ટિ દેવ, ગુરુ, ધર્મ અને ધર્મીઓની પ્રશંસા-સ્તુતિનો ત્યાગ કરવો તથા મિથ્યાદૃષ્ટિ દેવાદિકને વંદનાદિ વ્યવહારનો અંતરની ઉત્કટ રુચિથી ત્યાગ કરવો અને જિનેન્દ્રદેવાદિકનો અત્યંત આદર કરવો ઇત્યાદિ કરણીરૂપ 'વ્યવહાર સમ્યકૃત્વ' જાણવું તથા નિસર્ગ અને અધિગમ સ૦ એમ પણ બે પ્રકારનું સમ્યકૃત્વ જાણવું.

**નિસર્ગ અને અધિગમ સ૦નું સ્વરૂપ**—જાતિસ્મરણાદિકથી જે સમ્યકૃત્વ થાય તે 'નિસર્ગ સ૦' જાણવું, અને ગુરુમહારાજના ઉપદેશ વિગેરેથી પ્રાપ્ત થાય તે 'અધિગમ સમ્યકૃત્વ' જાણવું. જેમ માર્ગમાં ભૂલો પડેલો કોઇ મુસાફર આમતેમ ભટકતો ભટકતો એટલે કોઇએ માર્ગ દેખાડ્યા વિના પણ ખરા માર્ગે આવી ચઢે છે, તેમ કોઇ જીવ સંસારમા રખડતા રખડતા કોઇ વખત ભવ્યત્વના પરિપાકથી કર્મનિર્જરા થતાં સહેજે-પોતાની મેળે જ (કોઇના ઉપદેશ વિના પણ) ખરો ધર્મ પામે છે તે 'નિસર્ગ સમ્યકૃત્વ' કહેવાય અને કોઇક જીવો બીજાના ઉપદેશ વિગેરેથી ધર્મમાર્ગ પામે તે 'અધિગમ સ૦' કહેવાય. કેટલાક જીવો તો નિસર્ગથી-સ્વાભાવિક રીતે તેમ જ ઉપદેશથી પણ ધર્મમાર્ગ પામતા નથી.

મનુષ્યને જ્વર-તાવ આવે છે, તેમા પણ કોઇક જ્વર ઔષધના પ્રયોગથી ઊતરે છે અને કોઇક જ્વર તો ઔષધના પ્રયોગથી પણ ઊતરતો નથી અને કોઇકને કાળ પાકયે ઔષધ વિના સ્વાભાવિક રીતે પણ ઊતરી જાય છે. તેવી રીતે મિથ્યાત્વરૂપી જ્વર કોઇકને સ્વભાવથી ઊતરી જાય તો તે 'નિસર્ગ સ૦' કહેવાય અને કોઇકને ઉપદેશાદિક ઔષધથી ઊતરે તો તે 'અધિગમ સ૦' કહેવાય અને કોઇકને મિથ્યાત્વરૂપી જ્વર કોઇ પણ ઉપાયે ઊતરતો નથી. એ પ્રમાણે માર્ગમાં ભૂલા પડેલા મુસાફરના દૃષ્ટાંતથી તથા જ્વરના દૃષ્ટાંતથી સમ્યકૃત્વ નિસર્ગ અને અધિગમ એમ બે પ્રકારનું જાણવું.

**ત્રણ પ્રકારનું સમ્યકૃત્વ**—વળી તે સમ્યકૃત્વ કારક, રોચક અને દીપક એમ ત્રણ પ્રકારે પણ કહ્યું છે અથવા ઉપશમ, ક્ષયોપશમ અને ક્ષાયિક એ રીતે પણ ત્રણ પ્રકારનું કહ્યું છે. શ્રી જિનેન્દ્ર દેવે જે પ્રમાણે કહ્યું છે તે જ પ્રમાણે કરવું-શાસ્ત્રમાં કહેલા સદનુષ્ઠાનોની જેવી રુચિ તેવી જ ક્રિયા. આ સમ્યકૃત્વ સર્વસાવદ્યયોગનો ત્યાગ કરી, સર્વવિરતિનો આદર કરી ષટ્કાય જીવોનું રક્ષણ કરનાર જીવાત્મા શુભધ્યાનવાળા મુનિઓને જ હોય છે તે 'કારક સમ્યકૃત્વ' કહેવાય છે તથા જે સમ્યકૃત્વથી શ્રેણિકાદિકની પેઠે સદનુષ્ઠાનમાં તીવ્ર રુચિ થાય (શ્રી જિનેશ્વરે કહેલા તત્ત્વોમાં વાસ્તવિક રુચિ થાય) પણ તે પ્રમાણે આચરણ ન થાય તે 'રોચક સમ્યકૃત્વ' કહેવાય છે કોઇ કહેશે કે શ્રેણિક મહારાજને તો ક્ષાયિક

હતું અને તમે તો રોચક કહો છો તો એ વિષે જાણવું કે જ્યાં ક્ષાયિક હોય ત્યાં ક્રસ રોચક હોય જ અને રોચક હોય ત્યાં ક્ષાયિકની ભજના જાણવી. તથા પોતે મિથ્યા-ષ્ટિ હોય તો પણ ધર્મકથા વિગેરે ધર્મોપદેશ યથાર્થ રીતે કરે કે જેથી બીજા જીવો મ્યક્ત્વ પામે તો તેવો મિથ્યાદષ્ટિ જીવ દીપક-દીવા સરખો જાણવો. તે બીજાને દીપાવે ટલે બીજાને શુદ્ધ ધર્મમાર્ગ ઓળખાવે તે મિથ્યાદષ્ટિ જીવનું 'દીપક સમ્યક્ત્વ' યારથી કહેવાય છે. હવે બીજું ત્રણ પ્રકારનું ઉપશમ આદિ સમ્યક્ત્વ જીવ જે રીતે ર્શે છે તે પ્રકાર વિસ્તારથી કહે છે.

**સમ્યક્ત્વ પ્રાપ્ત થવા પહેલાની દશા-ભવચક્રના દુઃખ—** "વીર જિનેશ્વર ાહિબ સુણજો, નિજ સેવક અરદાસ રે"...એ ત્રીજી ઢાળની પ્રથમ કડીની શરૂઆત રતાં સ્તુતિકાર મહાત્મા સમ્યક્ત્વ પ્રાપ્ત થવા પૂર્વે આ સંસારી જીવ અનંતા કાળથી ભવચક્રમાં રખડ્યો છે અને અનંત દુઃખ પામ્યો છે તેનું વર્ણન શ્રી વીરપ્રભુને અરજરૂપે રી, ત્યારબાદ ઉપશમ આદિ સમ્યક્ત્વનું વિસ્તારથી વર્ણન કરે છે—

હે શ્રી વીર જિનેશ્વર સાહિબ-સ્વામી! તમારા સેવકની અરજી સાંભળો. હે દીન પર યા કરનારા સ્વામી! મને તમારા ચરણમા નિવાસ આપો. હે અવિનાશી! હું આ ોકાકાશમાં અનાદિ અનંતકાળ સુધી ભવમાં-સંસારમાં વસ્યો, અને હે ભગવંત! ભવચક્રના ઘણાં ઘણાં દુઃખો મેં સહન કર્યા-ભોગવ્યાં. હે સ્વામિન્! જેનું નામ અનાદિ નસ્પતિ એટલે અનાદિ નિગોદ છે એવી સૂક્ષ્મ નિગોદમાં હું અનાદિકાળ રહ્યો છું મને ત્યાં હે સ્વામિન્! તમારી સેવા વિના મેં અનંત પુદ્ગલપરાવર્તન કર્યાં છે. એટલે અવ્યવહારરાશિમાં હું અનંત પુદ્ગલપરાવર્તન જેટલા કાળ સુધી રહ્યો છું. એ પ્રમાણે કર્મપરિણામ રાજાના આદેશથી અર્થાત્ કર્મની પ્રબળતાથી અને તેવા પ્રકારની ભવિતવ્યતાના યોગે અનંતાનંત કાળના ભોગે એટલે અનંતકાળ વ્યતીત થતાં સુધી તે અવ્યવહારરાશિમાં અનાદિ સૂક્ષ્મ નિગોદમાં રહ્યો છું. તે સૂક્ષ્મ નિગોદમાં રહીને મેં એક શ્વાસોશ્વાસમાં ૧૭ થી પણ અધિક લગભગ ૧૭ા જેટલા ભવ કર્યા છે, તો હે સ્વામિન્! તારા વિના એ નિગોદના દુઃખ તથા મારા આ ભવચક્રના ફેરા કોણ ટાળે અને તેમાંથી કોણ છોડાવે?

પૂર્વે કહ્યા પ્રમાણે અનાદિકાળથી અવ્યવહારરાશિમાં ભટકી ભટકીને ત્યારબાદ વ્યવહારરાશિ પામ્યો, ત્યાં પણ ઉત્કૃષ્ટથી અનંતકાળ સુધી બાદર નિગોદમાં એટલે સાધારણ વનસ્પતિમાં, પૃથ્વીકાયમાં, અપ્કાયમાં, અગ્નિકાયમાં, વાઉકાયમાં અને બેઇંદ્રિયાદિથી પંચેન્દ્રિય સુધી ત્રસકાયમાં રખડ્યો. એ પ્રમાણે હે પ્રભુ! તમારી સેવા વિના વ્યવહારરાશિમાં પણ હું અનંતકાળ સુધી રહ્યો, તેમજ વ્યવહારરાશિમાં ત્રસકાયને વિષે આપની સાચી સેવા વિના મિથ્યાત્વના જોરવડે વિષ્ણુ, મહાદેવ ઇત્યાદિ સંસારી દેવોને મેં દેવસ્વરૂપે માન્યા, પરંતુ તે વખતે હે પ્રભુ! મારા મનમાં તું ન આવ્યો અને મારા હૃદયમાં તું ન આવવાથી પૃથ્વીકાય આદિના ભવોમાં અને ત્રસકાયના બળદ વિગેરે ભવોમાં અનેક વાર છેદન-ભેદન-તાડન-ક્ષુધા-તૃષા-અત્યંત ભારવહન-ઘણો ભાર વહેવા રૂપ અનેક દુઃખ પામ્યો તથા ગર્ભાવાસ, જન્મ અને વૃદ્ધાવસ્થા ઇત્યાદિ ઘણા દુઃખો મેં ભોગવ્યાં. (ચાલુ)

મુનિ-પુણ્યવિજયજી

# જૈનશાસ્ત્રાનુસાર જૈનમાન્યતા

## એક જિજ્ઞાસુને આપેલા ઉત્તરો

આ જગત અનાદિ છે. તે કોઇનું કરેલું નથી તેમ તે અનંત કાળથી આવું ને આવું જ છે. જીવ અનાદિ છે. કર્મો અનાદિ છે. જીવ ને કર્મનો સંયોગ અનાદિ છે. કોઇ કાળે જીવ કર્મ રહિત હતો જ નહીં. નિર્મળ આત્માને કર્મ લાગતાં જ નથી. જીવ પ્રથમનાં કર્મો ભોગવે છે ને નવાં બાંધે છે, તેની કર્મ રહિત દશા તો જ્યારે તે સમ્યક્ પ્રકારે જ્ઞાન, દર્શન ને ચારિત્રનું આરાધન કરે ત્યારે થાય છે. તે કર્મ રહિત સિદ્ધદશાને પામ્યા પછી તેને કર્મ લાગતા નથી અને તે ફરીને અવતાર પણ લેતા નથી.

કેવળજ્ઞાન પરિપૂર્ણ જ્ઞાન છે, અપૂર્ણ નથી; પરંતુ જેની આદિ ન હોય તેની આદિ તે ક્યાંથી જાણે ? એટલે જગતની આદિ તે જ્ઞાન જાણતું નથી.

જ્યોતિષશાસ્ત્રો સૂર્યપ્રજ્ઞપ્તિ, ચંદ્રપ્રજ્ઞપ્તિ વિગેરે જૈનમાન્યતાવાળા છે. તે તો જુદી જુદી બાબતના સૂચક છે. સૂર્યાદિ ગ્રહો કોઇનું શુભ કે અશુભ કરતા નથી. અન્ય દર્શનીઓએ રચેલ જ્યોતિષશાસ્ત્ર સંબંધી હું કંઇ જાણતો નથી.

જેને દીક્ષા આપવાની હોય તેની યોગ્યતા જાણવાના અનેક લક્ષણો શાસ્ત્રમાં કહ્યાં છે. તદનુસાર યોગ્યતા જાણીને દીક્ષા અપાય છે. એમાં જન્મપત્રી વિગેરેની જરૂર પડતી નથી.

ચારે વેદોનાં નામ જૈનશાસ્ત્રમાં આવે તેથી તે માન્ય ગણાય નહીં. બ્રહ્મા, વિષ્ણુ, શંકર વિગેરેને દેવ માનવાનું કે તેની પૂજા વિગેરે કરવાનું જૈનશાસ્ત્રમાં કહેલ નથી.

તમે જૈનશૈલીના તદ્દન અજ્ઞાન જણાઓ છો, તેથી તમે જૈનશાસ્ત્રો વાંચો, તેના વિદ્વાન આચાર્યોને મળો અને તેમના દ્વારા જ્ઞાન મેળવો. તે સિવાય તમારા વિચાર બહાર ન પાડો.

દુનિયાના અનેક ધર્મો જૈનધર્મમાંથી નીકળેલા છે જ નહિ, તેના કાઢનારાઓએ સ્વમતિકલ્પનાથી કાઢેલા છે.

અન્ય દેવદેવી જે સમકિતી હોય તેને માટે ભક્તિ કરવાનું જૈનશાસ્ત્રમાં સ્વામીભાઇ તરીકે કહેલ છે. મિથ્યાત્વી દેવદેવીની ઉપેક્ષા કરેલ છે.

સોનાનો ને મૃત્તિકાનો સંયોગ અનાદિ છે, તે કોઇનો કરેલો નથી. તેની આદિ નથી. તેમાંથી પ્રયોગવડે સોનું પ્રગટ થયા પછી તે માટી સાથે ફરીને મળી જતું નથી. વૃક્ષ ને બીજ બંને જેમ અનાદિ છે, તેમાંથી એકેની આદિ કહી શકાતી નથી તેમ જગત માટે સમજી લેવું.

જૈનમતનું રહસ્ય જાણવા માટે અનેક શાસ્ત્રો વાંચવા જોઇએ. અનેક સુજ્ઞ ગુરુઓ તેમજ મુનિઓના સંસર્ગમાં આવવું જોઇએ. અભ્યાસપૂર્વક વિચારણા શરૂ કરો તો કાંઇક જાણી શકાય.

કુંવરજી

# નિત્યોત્સવ

સુભિક્ષ, નિત્યસુખ અને નિત્યોત્સવ કોને પ્રિય ન હોય ? એ ત્રણે વાનાંને આખું જગત સદા માગે છે. જીવન-આરોગ્યતા એ તેનું પ્રતિક હોઇ તેની ચાહના સહુ કોઇ કરે એ સ્વાભાવિક પણ છે. એક સંસ્કૃત કવિ એ ત્રણ વસ્તુઓને તદ્દન ટૂંકામાં-એક શ્લોકમાં વર્ણવે છે એ જાણવા યોગ્ય હોઇ અત્ર ઉધ્ધૃત કરી તે પર યથામતિ બે શબ્દો લખ્યા છે. કોઇને તે થોડે અંશે પણ ઉપયોગી જણાશે તો લખવાની સાર્થકતા થશે.

सुभिक्षं कृषिके नित्यं, नित्यं सुखमरोगिणां ।
भार्या भर्तुः प्रिया यस्य, तस्य नित्योत्सवं गृहम् ॥ १ ॥

અર્થાત્—કૃષિકારને ત્યાં નિત્ય સુભિક્ષ-સુકાળ છે, નિરોગી શરીરવાળાને નિત્યસુખ છે અને જે પુરુષને તેની સ્ત્રી પ્રિય છે-પ્રીતિપાત્ર છે તે ઘરમાં નિત્યોત્સવ છે.

સુભાષિતના આ શ્લોકનું રહસ્ય સહેજ વિસ્તારથી જોઈએ. સુભિક્ષ કે દુર્ભિક્ષ મુખ્યત્વે ધાન્યના ભાવાભાવ-હોવા નહિ હોવા પર અવલંબે છે. જીવનની નિત્ય-જરૂરિયાતની એ વસ્તુના ઓછા-વત્તાપણાની અસર સહુને થાય છે પણ તેમાં ખેડૂતને અપવાદરૂપ ગણી શકાય; કારણ કે ભયાનક દુષ્કાળમાં ધાન્ય દુર્લભ થઇ પડે છે ત્યારે પણ ધાન્યના ઉત્પાદક ખેડૂતને ત્યાં વર્ષપર્યંતનો સંગ્રહ હોય છે અને તેથી જ તેને ત્યાં કવિએ નિત્ય સુકાળ કહ્યો છે.

કૃષિકારને ઉદ્દેશીને કહેવાયેલ આ બાબત સર્વ માટે ભારે વિચારણીય છે. ધાન્યસંગ્રહ વિપુલ પ્રમાણમાં આગળ-પાછળ રહ્યા કરતો હોય તો કયારેક તેવો સંગ્રહ ભારે ઉપયોગી અને જીવનદાતા થઇ પડે છે. ધનસંગ્રહ કરતાં ધાન્યસંગ્રહની વધુ આવશ્યકતા બતાવવા એક સ્થાને રાજાને ઉદ્દેશીને કહેવાયું છે કે—

धान्यानां संग्रहो राजन्नुत्तमः सर्वसंग्रहात् ।
निक्षिप्तं हि मुखे रत्नं, न कुर्यात् प्राणधारणम् ॥ १ ॥

અર્થાત્—હે રાજન્ ! સર્વ પ્રકારના સંગ્રહમાં ધાન્યનો સંગ્રહ ઉત્તમ છે. મુખમાં રત્ન મૂકવાથી કાંઇ પ્રાણ રહેતા નથી ( પણ ધાન્યથી પ્રાણ ટકે છે માટે રત્નાદિ ધન-સંગ્રહથી વિવિધ અનાજરૂપી ધાન્યસંગ્રહ શ્રેષ્ઠ છે. )

પચાસ વર્ષ પહેલાના ભૂતકાળમાં જો ડોકિયું કરશું તો આપણને જણાશે કે વિપુલ પ્રમાણમાં ધાન્યસંગ્રહ કરવાની પ્રથા સર્વ ગામોમાં પ્રવર્તતી હતી. પણ દેશકાલની પરિસ્થિતિ બદલાઇ જતાં આજે ધાન્ય-ભંડારોના દર્શન દુર્લભ બન્યા છે; છતાં એ પ્રથાના થોડા દર્શન હજુ ગ્રામિણ જનતામાં જોઈ શકાય છે. મુંબઇ જેવા શહેરોમાં તો પાલી કે અડધી પાલી અનાજ મંગાવાય છે, તેમાં જો દૈવવશાત્ હુલ્લડ જેવો કોઇ પ્રસંગ પ્રાપ્ત થાય તો એટલું અનાજ કેટલા દિવસ જીવનદાન આપે ?

આપણા પૂર્વજો સુખની ગણત્રીમાં "કોઠીએ જાર"ને પણ ગણતા હતા એ કેટલું બધું યથાર્થ અને દીર્ઘદૃષ્ટિભર્યું જણાય છે!

શ્લોકના બીજા ચરણમાં નિરોગી મનુષ્યને સુખી ગણેલ છે તે યોગ્ય છે, કેમ કે સુંદર મહાલય હોય, તેને યોગ્ય લક્ષ્મી હોય, તેના ફળસ્વરૂપ આકર્ષક રાચરચીલું પણ હોય અને વિસ્તારયુક્ત કુટુમ્બ-કબીલો પણ હોય; આ રીતે સર્વ પ્રકારના ભર્યાભાદર્યા ઘરમાં પણ જો ગૃહપતિ પોતે કાયમ બિમાર જ રહેતો હોય તો એ સર્વ સુખ-સાધનો તેને શા કામના છે? તેથી જ કહેવત ગવાયેલ છે કે 'પહેલું સુખ તે જાતે નર્યા.'

નિરોગી મનુષ્ય યદિ નિર્ધન હોય તો પણ તે પ્રશસ્ય છે, કારણ કે શારીરિક તન્દુરસ્તીના યોગે તે ગમે ત્યાં જીવનયોગ્ય વૃત્તિ કરી લેશે અને શાંતિ ભોગવશે; પરંતુ વ્યાધિયુક્ત મનુષ્યને કહેવાતા સુખોમાં શાતિનો અંશ પણ પ્રાપ્ત થતો નથી. અનાથી-મુનિને શું અપૂર્ણતા હતી? પુત્ર-દુઃખે દુઃખી થનાર માત-તાત હતા, પતિના દુઃખે દુઃખાર્ત થતી-આંસુ સારતી સુશીલ પત્ની પણ હતી, બાંધવને દુઃખે દુઃખી થતી ભગિની પણ હતી, અપાર સુખ-વૈભવ હતો, બાહોશ વૈદ્ય-હકીમો તેમના ભયાનક ચક્ષુરોગની ચિકિત્સા કરવા અને સારવાર કરવા ખડે પગે ઊભા હતા, પડતા બોલને ઉપાડી લેનાર દાસ-દાસીઓ પણ તેમની સાનિધ્યમાં હતા અને પાણીની માફક પૈસાનો વ્યય તેમની રોગ-શાતિ અર્થે થતો હતો છતા તેમના આત્માને લેશ પણ શાતા નહોતી, કારણ તેઓ રોગી હતા. નિરોગીપણાનું સુખ આવા પ્રસંગે જ જણાય છે. શ્રી નમિ રાજર્ષિને પણ શું અધૂરું હતું? મહાન્ રાજ્ય અને તેના ફળસ્વરૂપ અનેક પ્રકારનો વૈભવ અને એકએકથી ચઢીયાતી દેવાંગના જેવી અનેક રાણીઓ હતી. પણ તેમના મસ્તકને જ્યારે રોગે ઘેરી લીધું ત્યારે આનંદની એ સર્વ વસ્તુઓ તેમને સંતાપવા લાગી. રાજવીની મસ્તક વેદના ઉપશમાવવા રાણીઓ જાતે ઉત્તમ પ્રકારના ચંદન ઘસી રહી છે. આથી રાણીઓના હસ્તદ્વયમા રહેલ કંકણોનો, આપસમાં અફળાવાથી નાદ થાય છે—કે જે અન્ય સમયે સુખદાયક જણાયો હોત તે જ આજે—નમિરાજાને ભારે દુઃખોત્પાદક અને મસ્તક-વેદનામાં વૃદ્ધિ કરનાર થઇ પડ્યો. પરિણામે અવાજ થવાનુ કારણ જાણી એક એક સૌભાગ્ય કંકણ રખાય છે. આ પ્રસંગમાથી ભારે બોધ જન્મે છે અને નમિરાજ આંતર્મુખ થાય છે, જગત્‌વંદ્ય બને છે અને ઇંદ્ર પણ તેને વ્રતમાંથી ચળાવી શકતા નથી.

અત્ર આપણા પ્રસંગને અનુરૂપ વાત એ છે કે રોગ વખતે અઢળક બીજું સુખ પણ દુઃખરૂપ થઇ પડે છે તેથી જેને નિરોગી શરીરની પ્રાપ્તિ થઇ હોય કે સામાન્યતઃ જેને સદા આરોગ્ય રહેતુ હોય તે સુખભાગી ગણાય. આપણા આત્મશુદ્ધિના 'લોગસ્સ' જેવા સૂત્રમાં પણ આરુગ્ગ-આરોગ્યની યાચના શ્રી સિદ્ધભગવતો પાસે કરવામાં આવી છે.

લૌકિકમા પણ કહ્યું છેઃ—

धर्मार्थकाममोक्षाणामारोग्यं मूलमुत्तमम् ।

ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરુષાર્થનું મૂળ ઉત્તમ આરોગ્ય છે.

હવે આપણે શ્લોકના ત્રીજા-ચોથા ચરણોમાં જણાવેલ નિત્યોત્સવ તરફ વળીએ.

કવિનું આ વચન પણ અનુભવસિદ્ધ અને વાસ્તવિક છે કે " જે ભર્તારને તેની ભાર્યા પ્રિય હોય તે ઘરમાં નિત્ય ઉત્સવ વર્તે છે. "

સામાન્ય રીતે ઘરનો માલીક પુરુષ મનાય છે. આ સ્થિતિમાં તેને પ્રાપ્ત થયેલ સ્ત્રી કોઇ અવગુણના કારણે અથવા પુરુષના દષ્ટિભેદથી પતિને મન અપ્રિય હોય તો તે ઘરમાં ગોળાના પાણી સુકવનાર કલેશ જન્મે છે, એક બીજાની આંખો લડવા માંડે છે અને અપ્રીતિકારક એવી તે સ્ત્રી પ્રત્યેના વર્તનમાં પુરુષ આપખુદ બને છે. આમ બનતાં વાતવાતમાં અણછાજતા શબ્દપ્રહારો થયા કરે છે. એક સ્થાને એવો પ્રસંગ આ પ્રમાણે આલેખાયો છે.

रे घोरनिद्रे! कलहप्रसक्ते! रे प्रेतरूपे! मीतरा कुरूपे!।
रे दुर्भगे! भाग्यविवर्जिते! रे, उत्तिष्ठ दुष्टे! सलिलाय गच्छ ॥

રે ઘોર નિદ્રાવાળી! રે કલહમાં રાચનારી! રે પ્રેતરૂપી! રે સાક્ષાત કુરૂપા! રે અભાગણી! રે સદ્ભાગ્યવર્જિત! રે દુષ્ટા! ઊઠ અને પાણી ભરવા જા!

આવી હલાહલ ઝેર સમાન વાણી ગૃહપતિના મુખમાંથી નીકળે ત્યારે સ્ત્રીનો મિજાજ પણ ઊકળી જાય અને ગરમીનો પારો ૧૦૫ ડીગ્રી વટાવી જાય તેમાં શું નવાઇ? પરિણામે એ ઘર ઘર મટીને તમાશાઘર બની જાય અને છાશવારે કજીયાના દર્શન થાય એ સ્વાભાવિક છે, સદા અશાંતિથી ધમધમતા એ ઘરમાં લક્ષ્મીદેવીનો તો વાસ જ ક્યાંથી સંભવે?

સારાંશ કે જે ઘરમાં સ્ત્રી તેના પતિને અપ્રિય થઇ પડે છે તે ઘરમાં જીવનકલહ સદા ચાલ્યા જ કરે છે. પરિણામે આપઘાત જેવા અનિષ્ટો બનવા પામે છે. અત્ર પ્રશ્ન ઉદ્ભવે છે કે સ્ત્રી તેના પતિથી ત્યક્તા હોય-અપ્રિય હોય-પતિને આંખના પાટા જેવી લાગતી હોય તેના નિવારણનો ઉપાય શું? આ પ્રશ્ન જરૂર નિરાકરણ માગે છે.

સૌથી પ્રથમ તો એ જાણવું જરૂરી છે કે આ જાગૃતિના યુગમાં સ્ત્રીપુરુષોના લગ્ન માત-પિતાની ઇચ્છાનુસાર લાકડે માંકડું વળગાડવા જેવા ન થવા જોઇએ પણ પરસ્પરની સંમતિથી લગ્નજીવન આરંભાવું જોઇએ. આ બાબત આખા ભાવી જીવનને સ્પર્શનારી હોઇ તેમાં લેશ પણ શરમને સ્થાન ન જ હોવું જોઇએ. માતા-પિતાઓએ પણ યુગને ઓળખી, બન્નેના માનસ પારખી મેળ મળે ત્યાં જ લગ્નગ્રંથીથી બાળકને જોડવા જોઇએ. આટલું કરવા છતાં પાછળથી કારણવશાત્ પરિસ્થિતિ વિપરીત બને તો સ્ત્રીની ફરજ છે કે તેણે પતિના સ્વભાવનો અભ્યાસ કરી તદનુકૂળ વર્તવું. એક લેખકે એ વિષે લખ્યું છે કે-પુરુષો એ મોટી વયના બાળકો છે, તેમને કેમ મનાવી-પટાવી લેવા એ સ્ત્રીને આવડવું જોઇએ. આ કળા સ્ત્રીઓને સહજ લભ્ય છે, કારણ સ્ત્રીઓમાં કોમળતા, શાંતતા, સહનશીલતા, મનોહરતા, સેવાવૃત્તિ વિગેરે કેટલાક ગુણો સ્વાભાવિક હોય છે કે જે દ્વારા અણઘડ પતિને પણ તે વશ કરી શકે. જ્યાં પુરુષને મન સ્ત્રી વહાલનું પાત્ર બની ત્યાં પછી નિત્ય ઉત્સવ પ્રવર્તે એમાં શું આશ્ચર્ય? રાજપાલ મગનલાલ વ્હોરા



# પ્રભાવિક પુરુષો

## શય્યંભવસ્વામી (૩)

"શાસ્ત્રી મહારાજ! આપ ગમે તેમ માનો, પણ મને આ વેળા કોઈ મહાન્ સંકટ ઉપસ્થિત થશે એમ લાગે છે."

પ્રાતઃકાળની સંધ્યામાંથી પરવારતાવેંત ભૂદેવ રામશંકરના મુખદ્વારા ઉપર વર્ણવ્યા અશુભ સમાચાર શ્રવણ કરતાં જ શ્રીધરશાસ્ત્રીની ભૃકુટી એકાએક ચઢી ગઈ અને નેત્રોમાં રતાશની ટશરો ફૂટી નીકળી. તેઓ તાડુકીને બોલ્યા:

"તમને આવી આગાહી કરવાનું કોણે શીખવ્યું? તમારો અભ્યાસ કેટલો? કેવળ 'સ્વાહા સ્વાહા' કરતાં આવડ્યું એટલે શું તમારી જાતને પંડિત માની બેઠા કે સ્વયમેવ ત્રિવેદી બની ગયા? યજ્ઞસ્થંભના આરંભકાળથી જ આ જાતની કુશંકાઓ તમે કરતા આવ્યા છો. આજે યજ્ઞની પૂર્ણાહુતિનો દિવસ છતાં તમારા પેટમાં રમતા શંકાના કુરકુરિયા હજી પણ ન મર્યા! તમે મને કેવો શાસ્ત્રી સમજો છો? વારંવાર આવી રીતે દોડી આવવાનો તમારો અધિકાર જ શું છે? આજના પવિત્ર દિવસે પ્રાતઃકાળની મંગળઘટિકામાં આવા અપશુકન શા સારુ કરી રહ્યા છો? કઈ જ્યોતિષની ગણત્રીએ તમે આમ વદી શકો છો?" શાસ્ત્રીમહારાજની વાણીના રસે સગી ધિકતી પ્રશ્નાવળી સાંભળીને રામશંકરના મોતીઆ મરી જ ગયા. કયાંસુધી તો મુખમાંથી એક હરફ સરખો ન ઉચ્ચારી શકયા. માથા પરની ચક્કરડી પાઘડીને બરાબર ગોઠવતાં ને ઉભય હસ્તોને અંજલિબદ્ધ કરતાં નમ્ર સાદે મહાકષ્ટપૂર્વક તે બોલ્યા–

"તર્કભૂષણ મહોદય! આપ ગુસ્સે ન થાઓ. નાલંદા સરખા પવિત્ર વિદ્યાપીઠમાં વેદાંત પર પ્રવચન કરનાર આપ જેવાની વિદ્વત્તા હું નથી જાણતો એમ ન માનતા, પણ વારંવાર વિઘ્નના પડછાયા પડતા જણાય ત્યારે મારી ફરજ આપને માહિતગાર કરવાની ખરી કે નહીં? વિઘ્નની આપને ખબર હોય તો જ એના નિવારણ સંબંધમાં મંત્રતંત્રનું શરણ લઈ શકાય.

"મહાશય! પ્રથમ દિવસે મંગળાચરણમાં જ શિયાળણીના શબ્દો સંભળાયા હતાં. વેદિકાની સ્થાપના કરતાં ભૂમિશોધન પ્રસંગે હાડકા પણ નીકળ્યા હતા. યૂપ પર રાત્રિના ચીબરી બોલે છે એ તો આપને પણ ખબર છે અને પરમદિવસે વિધિ ચાલી રહી હતી તે વેળા અચાનક ધક્કો લાગવાથી યજ્ઞસ્તંભના બે ટુકડા થઈ ગયા. ગઈ કાલે તો અવધિ થઇ, કોને ખબર હતી કે એકાએક યજમાન બેભાન થઈ જશે. હરિ! હરિ! મારી આટલી ઉમ્મરમાં આવી વિટંબણા આ સ્થાને જ

મેં પહેલી વાર જોઇ. શિવ ! શિવ ! શાસ્ત્ર મુજબ એના નિવારણનો ઉપાય ન થાય તો કેવું ભયંકર પરિણામ આવે !

" કરનાર અને કરાવનાર ઉભય પર સાડાસાત વર્ષની પનોતી બેસે કે નહીં? મારા સરખા માંડ આજીવિકા મેળવનારના શા હાલ થાય ? છોકરાં ભૂખે મરે. બાપજી ! એનો ઇલાજ શોધો. 'કિરિયામાં વિઘન ' એ તો મહાભયંકર ! આટલા સારુ તો હું સંધ્યા કર્યા વિના કહેવા આવ્યો છું. સાંભળ્યા પ્રમાણે હજુ ગઇ રાતના યજમાનને પણ કંઇ ચેન પડ્યું નથી."

"રામશંકર ! રંચ માત્ર ગભરાશો નહીં. એનો ઉપાય તો મારી મુઠીમાં જ છે. તમે સત્વર જઈ સંધ્યાથી પરવારો અને હવનની તૈયારી કરો. મારી પાસે ભાનુશંકર અને ગણેશચંદ્રને મોકલી આપો.

हिंसा स्वभावो यज्ञस्य–મત્સ્યપુરાણ

યજ્ઞ હોય ત્યાં હિંસા તો હોય જ. અને સારા કામમાં સો વિઘન આવે. ' श्रेयांसि बहुविघ्नानि ' એ સૂત્ર યાદ છે ? જાઓ થોડા સમયમાં જ આનંદમંગળ વર્તાવી દઉં છું." રામશંકરને વિદાય કરી તર્કભૂષણજીએ ખડીઓ કલમ ઉપાડી યજ્ઞની મહત્તા દર્શાવનાર અને તેમાં હિંસા છતાં પુન્યફળની શ્રેષ્ઠતા દર્શાવનાર એક સુંદર લખાણ તૈયાર કર્યું અને તેને પૂરતા પ્રમાણમાં ઓપ આપ્યો.

પછી કલમને બાજુ પર મૂકી શાસ્ત્રી મહોદય જ્યાં ઊંચું જુવે છે ત્યાં ભાનુશંકર અને ગણેશચંદ્રને સામે ઊભેલા જોયા.

"અરે ! તમો ક્યારના આવ્યા છો ?"

" અમોને આવ્યાને કંઇ ઝાઝી વેળા નથી થઇ, આપ લખતા હતા એટલે અમો મૌન રહ્યા."

" જુઓ, ત્યારે તમારે આજે ચપળતાથી તેમજ અતિ ગુપ્ત રીતે મારી સૂચના પ્રમાણે કેટલાંક કાર્યો કરવાના છે. એ સંબંધમાં કંઇપણ વાત આપણા સમુદાયમાં કે યજમાનના સ્વજનવર્ગમાં પણ પ્રગટ કરવાની નથી. ભાનુ ! યજ્ઞના સ્વરૂપ તેમજ વર્ણનને સૂચવતી મેં જે નકલ તૈયાર કરી છે તેની સારા અને સુંદર વર્ણવાળી આઠ નકલો બનાવી મંડપની ચાર દિશામાં અને ચાર વિદિશામાં ટાંગી દે.

" ગણેશ ! તારે જલદીથી શહેરમાં જ્યાં મારો ઉતારો છે ત્યાં પહોંચી જવું અને મારા ચિરંજીવી મહેશને કહેવું કે નાલંદાથી આવતી વેળા જે સામાન જોડે લાવ્યા છે એમાં એક ચંદનની મંજૂષા પણ છે તે શાસ્ત્રીજી મંગાવે છે. મંજૂષા લઇ જલદીથી અહીં આવીને યજ્ઞસ્થંભ નીચે એ મંજૂષા સમાય તેટલો ઊંડો ખાડો ખોદવો દરમિયાન ભાનુ પોતાના કામથી પરવારી તારી પાસે આવે. ઉભયે મળી પેલી મંજૂષા બરાબર સન્મુખ દ્વાર રહે એ રીતે પેલા ખાડામાં ઉતારવી. આસપાસ માટી પૂરી પૂર્વવત્ કરી દેવું અને ઉપલા ભાગમાં કુમકુમના છાંટણા અને અક્ષતના ઢગલા કરવા.

"આ દરેક કાર્ય જલદીથી આરોપવા અને એવી ગુપ્ત રીતે કરવા કે આપણા સિવાય અન્યને એની ગંધ સરખી પણ ન આવે. હું યજમાનને ઘેર જઉં છું અને હોમ-વિધાનના આરંભકાળે એને સાથે લઇને આવી પહોંચું છું. સમય થતાં આપણા સાથીદારો તેમજ બીજા શાસ્ત્રીઓ આવી જશે. એ વેળા કોઇ પ્રશ્ન કરે તો પણ જાણે તમે એ સંબંધમાં અજાણ છો એ રીતે જ વર્તવું."

"તર્કભૂષણજી ! આપ સુખેથી પધારો. આપના કહ્યા મુજબ કાર્ય જલ્દીથી કરી દઇએ છીએ."

વાર્તાપ્રવાહમાં બરાબર ભળી જઇ આગળ વધવા સારુ આપણે જળમંદિરના વાર્તાલાપ પછી શું બન્યું એ તરફ જરા ઊડતી નજર ફેરવી લઇએ અને તર્ક-ભૂષણ શ્રીધરશાસ્ત્રી યજમાન શય્યંભવ ભટ્ટની પાસે આવી પહોંચે તે પૂર્વે ત્યાં હાજર થઇએ.

પાવાપુરીમાં ત્રણ દિવસ સાથે રહી ઉભય મિત્રો પોતપોતાને કામે લાગી ગયા. એકે સંસારી જીવ તરિકેની લેણ-દેણ પતાવી રાજગૃહીનો માર્ગ લીધો અને પ્રભવસ્વામી જ્યારે નાલંદા તરફ વિહાર કરતાં પધાર્યા ત્યારે ભાવપૂર્વક તેમની પાસે ચારિત્ર ગ્રહણ કર્યું. કેટલાક દિવસ રાજગૃહીમાં ગચ્છાધીશની સ્થિરતા થઇ. તેઓથી જે દિવસે રાજગૃહીથી વિહાર કરી એના પરા જેવા નાલંદાવિહારમાં આવ્યા તેને બીજે દિવસે તર્કભૂષણ મહાશય પોતાના શિષ્યોના રસાલા સાથે ભટ્ટ શય્યંભવના નિમંત્રણથી અશ્વમેધ યજ્ઞ કરવાને ઉપડ્યા. કર્ણોપકર્ણ આ વાત નવદીક્ષિત મુનિના જાણવામાં આવી અને જળમંદિરનો વાર્તાલાપ સ્મૃતિપટમાં તાજો થયો. પોતાના મિત્રના અહિંસા સંબંધી મંતવ્યમાં પિતાની મરણપથારીની માગણીએ મોટું ગાબડું પાડ્યું અને એમાં નાલંદાના શ્રીધરશાસ્ત્રીની હઠે એવી ગંભીર પરિસ્થિતિ જન્માવી કે પોતાના મિત્રને નમતું આપવું પડ્યું. સમય એવો આવ્યો કે વેદોક્ત હિંસા સામે વરાળ ઠાલવનાર અને દ્વિજસંતાન છતાં શ્રી વીરની અહિંસાની તરફેણ કરનાર એ શય્યંભવના હાથે જ પ્રબળ હિંસાના આંધણ મૂકાવાના! પોતે મિત્રના શિરે આવેલ આપદા ટાળવામાં શો ભાગ ભજવે અથવા તો એવી તે કઇ યોજના હાથ ધરે કે જેથી પોતાનો દ્વિજમિત્ર અહિંસા સંબંધી પોતાના મંતવ્ય પર દૃઢ રહી શકે ? થોડા કાળની વિચારણાને અંતે નવદીક્ષિત સાધુને એક વાત સ્ફુરી. સારું ય વૃત્તાન્ત ગુરુદેવને કહી સંભળાવવું અને એ સંબંધમાં તેઓ જે સલાહ આપે તેમ વર્તવું. તરત જ તે ઊઠીને ગુરુદેવ પ્રભવસ્વામી પાસે ગયા. આચાર્યશ્રી નાલંદામાં જૈન-જૈનેતરોની વિશાળ પરિષદમાં દેશના દઇ હમણાં જ પાછા ફરી આસન પર બિરાજી આરામ લેતા હતા. એમણે નવદીક્ષિત સાધુના મુખથી

સર્વ વ્યતિકર શ્રવણ કર્યો. જાણે લાંબા સમયની ચિંતા અચાનક દૂર થવાનો યોગ સાંપડયો તેથી સ્હેજ મુખ મલકી ગયું. તેઓશ્રી શાંતિથી બોલ્યા 'ભાઇ ! તારા મિત્રની દૃઢતા ટકી રહે તેવો પ્રબંધ હું કરીશ. એ માટે તું હવે બેફીકર રહે." ગુરુદેવે નવદીક્ષિત સાધુની વાત સાંભળી, દ્વિજ શય્યંભવના દયા સંબંધી વિચારો ટકી રહે એ સારુ કેવા પગલાં ભર્યાં એ તો સાધુમંડળીમાં કોઇ ખાસ જાણી શકયું નહીં, પણ ચોથા દિવસની મંગળપ્રભાતમાં બે સાધુને શય્યંભવ ભટ્ટના નિવાસસ્થાન તરફ વિહાર કરાવ્યો ત્યારે સૌના મનમાં એટલી તો ખાત્રી થઇ કે નવદીક્ષિત મુનિની વાત નકામી નથી ગઈ. ટૂંક સમયમાંજ કંઇ નવું બનવાનું.

તર્કભૂષણ, ભટ્ટ શય્યંભવ પાસે આવ્યા ત્યારે નિશાકાળની તંદ્રામાંથી માંડ બિછાનું ત્યજી તે દંતધાવનવિધિ પતાવતા હતા શરીર સ્વસ્થ નહોતું તેમ મન પણ આગલા દિવસના વિઘ્નથી જાતજાતની શંકાઓના વમળમાં પડયું હતું; છતાં શાસ્ત્રી મહારાજ પધાર્યા એટલે ઘટતો વિવેક યજમાને કરવો જોઇએ તેમ કર્યો.

પહેલો સવાલ એટલો જ કર્યો કે—

"ગુરુજી ! યજ્ઞપૂર્ણાહુતિનું કાર્ય બીજા શુભ મુહૂર્ત પર રાખીએ તો ન ચાલી શકે?

શ્રીધરશાસ્ત્રી તરત જ બુલંદ અવાજે જુસ્સાથી બોલી ઊઠ્યા—" કદી પણ નહીં. આજે કાર્યની પૂર્ણાહુતિ થવી જ જોઇએ. સારા કામમાં વિઘ્નો તો આવે જ, પણ એથી ગભરાવાનું ન હોય ? ભૂતકાળમાં આવા યજ્ઞમાં દાનવો ઓછો ઉપદ્રવ નહોતા કરતા. હિંસા–અહિંસા કે પાપ–પુન્યની વાતો એ કાળે પણ થતી, તેથી સનાતન કાળથી ચાલી આવતી આ યજ્ઞવિધિ કદાપિ અટકી નથી અને અટકી શકે પણ નહીં. તારા મગજમાંથી દયાનુ ભૂત તું દૂર કર એટલે જેને તું હિંસા માની બેઠો છે તે વસ્તુતઃ હિંસા નથી પણ ધર્મ છે એમ સહજ સમજાશે. તારું ચંટોળે ચઢેલું મગજ ઠેકાણે આવશે. વેદોક્ત કરણીમાં દોષ સંભવે જ નહીં. મારી સાથે વસ્ત્ર સજી ચાલ એટલે આપણા વેદ ને શ્રુતિઓ આ યાગનું સ્વરૂપ કેવું દર્શાવે છે તે હું તને બરાબર સમજાવું."

શાસ્ત્રીજીની વાત સાંભળી, પ્રથમ તો ભટ્ટજીને મનમાં ગુસ્સો આવ્યો. ગઈ કાલની બેભાન અવસ્થામાંથી હજુ સ્વસ્થતા પ્રાપ્ત કરે છે ત્યાં આચાર્યની આજ્ઞા સામે જ ઊભી છે. પણ અત્યારે ગમ ખાધા સિવાય ચાલે તેમ હતું જ નહીં. પ્રતિજ્ઞાપાલનમાં આજનો દિવસ વીતે એટલે 'ગંગા નાહ્યા' જેવું હતું. એકાદ ભૂલ થાય તો ખેલ ખલાસ થઇ જાય. ગુરુજી રીસાઇ જાય તો સર્વ હતું ન હતું થઈ જાય. એટલે માનસિક વ્યથા પર પડદો પાડી, શાસ્ત્રીમહાશયની સાથે શય્યંભવ ભટ્ટ યજ્ઞમંડપમાં આવ્યા પ્રથમ નજરે સુંદર અક્ષરે આલેખાયેલા વચનામૃતો પડ્યા. અશ્વમેધની પ્રશસ્તિ પણ એમાંથી વંચિત નહોતી.

વેદના આલાપોથી અંતિમ દિવસની વિધિ આરંભાઈ. નર–નારી ને બાળકોના વૃંદથી મંડપની ભૂમિ ભરાઈ ગઈ. વારંવાર હોમાતા ઘૃત આદિ દ્રવ્યોથી, જે ધૂમાડો વેદીમાંથી ભભૂકી ઊઠી આકાશગામી બનતો એની મધુરી વાસથી ચારે દિશા ભરાઈ જવા લાગી.

જાત–જાતના ટીલા–ટપકા કે ત્રિપુંડ્ર આદિથી જેમના કપાળો સુશોભિત બન્યા હતા એવા લાંબી શિખાધારી ભૂદેવોના પહાડી નાદોથી અને 'સ્વાહા સ્વાહા'ના પોકારોથી સંપૂર્ણ વાતાવરણ છવાઈ ગયું. યજ્ઞસ્થંભ આગળ બાંધેલા બકરાની કારમી ચીસ વા જેની સામે યમરાજના ઓળા ઉતરવાની ઘડીઓ ગણાઇ રહી છે એવા અશ્વના ગભરાટની ભાગ્યે જ કોઇને પડી હતી. આચાર્યનો ઇસારો થતાં જ યજમાનના હાથમાં રહેલી નાગી તરવાર એ મૂંગા પશુઓની ગરદન પર ફરી વળવાની હતી. એ વેળા લોહીના જે ફુવારા ઊડવાના હતા અગર તો માંસના જે લોચા ભૂમિ પર પડવાના હતા એ ગમે તેવા સખત હૈયાને પણ ધ્રુજાવે તેમ હતું, પણ આ વિદ્વાન ગણાતા મહાશયોએ એ કૃત્ય પાછળ ધર્મને એવી રીતે જડી દીધો હતો કે હાજર રહેલા કોઇના પણ મન પર એ વિષાદની છાયા સરખી દેખાતી નહોતી. પરંતુ એ બને તે પૂર્વે અચાનક નિમ્ન શબ્દો કાને પડ્યા—

अहो कष्टम् अहो कष्टम् ।
तत्त्वम् न ज्ञायते परम् ॥

(ચાલુ) ચોકસી

---

## ભૂલનો સુધારો.

ચૈત્ર માસના અંકમા પ્રશ્નોત્તરમા પ્રશ્ન ૩૫ માના ઉત્તરમાં ' એક જ વાર એક ભવમાં જીવ મરણસમુદ્‌ઘાત કરે ' એમ ઉત્તર આપ્યો છે, પરંતુ શ્રી ભગવતીસૂત્રના શતક છઠ્ઠામા ને લોકપ્રકાશ સર્ગ ત્રીજામા કોઇ જીવ બે વાર પણ કરે એમ કહેલ છે.

વૈશાખના અંકમા પ્રશ્ન ૪૮ ના ઉત્તરમાં સંમૂર્ચ્છિમ તિર્યંચપંચેદ્રિયને અને સંમૂર્ચ્છિમ મનુષ્યપંચેદ્રિયને પણ દ્વિતોપદેશિકી સંજ્ઞા ન હોવાનું લખ્યુ છે, પરંતુ સંમૂર્ચ્છિમ તિર્યંચપંચેંદ્રિયને હોય છે સંમૂર્ચ્છિમ મનુષ્યપંચેદ્રિયને સંભવતી નથી, કારણ કે તેનું આયુષ્ય જ અંતર્મુહૂર્તનું છે અને માત આઠ પ્રાણ હોય છે.

પ્રશ્ન ૫૫ ના ઉત્તરમા ચૌદપૂર્વીને સમચતુસ્રસંસ્થાન જ હોય એમ જણાવ્યું છે પરંતુ તેને કદાચ બીજું સંસ્થાન પણ હોય આહારકશરીરીને તો સમચતુરસ્ર જ હોય.

જેમ વૈક્રિય શરીર વીખરાઇ જાય છે તેમ ઔદારિક પુદ્‌ગલોથી બનેલ શરીર પણ સમવસરણની જેમ વીખરાઇ જતા સંભળ્યા છે.

પૃષ્ઠ ૫૫ પ્રશ્ન ૮ ના ઉત્તરમાં ૨૩ તીર્થંકરને નિર્વાણ પામતા સુધી દેવદૂષ્ય વસ્ત્ર રહેવાનું શ્રી સપ્તતિશતસ્થાન પ્રકરણને આધારે લખ્યુ છે, પરંતુ શ્રી જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિના વૃત્તિમાં શ્રી ઋષભદેવને વર્ષ દિવસ ઝાઝેરૂં રહ્યુ છે એમ જણાવેલ છે.

# શ્રી સિદ્ધક્ષેત્ર જૈન બાલાશ્રમ—પાલીતાણા

(સ્થાપના:—સં. ૧૯૬૨ ના ચૈત્ર શુદિ ૧૦)

સં. ૧૯૯૮ વૈશાખ માસની પત્રિકા

---

**ધાર્મિક પ્રવૃત્તિઓ:**—વેકેશન હોવાથી વિદ્યાર્થીઓ રજા પર ગયા છે. અક્ષયત્રીજ પર સૌ સાથે શ્રી સિદ્ધાચળની યાત્રાએ ગયા હતા. બપોરના વરસીતપનું પારણું કરતા તપસ્વીઓના દર્શનાર્થે ગયા હતા.

| આવક:— | રૂ આ. પા | | રૂા. આ. પા. |
|---|---|---|---|
| શ્રી જ. નિર્વાહ ફંડ ખાતે | ૧૩૬૪–૦–૦ | શ્રી સ્વા૦ ટ્રસ્ટ ફંડ ખાતે | ૧૨૫૫–૦–૦ |
| શ્રી ભોજન ફંડ ખાતે | ૩૮૭–૦–૦ | શ્રી મકાન ફંડ ખાતે | ૧૦૦૧–૦–૦ |
| શ્રી કેળવણી ફંડ ખાતે | ૨૪–૦–૦ | શ્રી દૂધ ફંડ ખાતે | ૧૦૧–૦–૦ |
| શ્રી વાર્ષિક મદદ ખાતે | ૯૦૦–૦–૦ | શ્રી દેરાસર ખાતે | ૪૫૪–૦–૦ |
| સ્વ૦ કુંવરજી મૂળચંદ શાહ સ્મારક વ્યાયામશાળા ખાતે | ૨૮૮—૦–૦ | શ્રી દેરાસર સાધારણ ખાતે | ૨૧–૦–૦ |

**નોંધ:**—આવેલી મદદ પૈકી શ્રી મોતીના ધર્મના કાંટા તરફથી સં. ૧૯૯૭ની સાલની ગ્રાન્ટના રૂા. ૯૦૦) મળ્યા છે તે બદલ તેના પ્રમુખ સાહેબનો આભાર માનીએ છીએ. શેઠ છગનભાઈ લલ્લુભાઈના સ્મરણાર્થે હા. શેઠ કલ્યાણભાઇ તથા ચમનભાઇ મુંબઈવાળા તરફથી રૂા. ૧૦૦૧) મકાન ફંડ ખાતે.

**સ્વા૦ ટ્રસ્ટ ફંડ ખાતે:**—૨૫૧) શેઠ મનુભાઇ મૂળચંદ–મુંબઇ, ૨૫૧) શેઠ મનસુખલાલ મણીલાલ–મુંબઇ, ૨૫૧) શેઠ માધવજી [illegible] હા શેઠ સાકરચંદ માધવજી–વડાળી, ૨૫૧) શેઠ ગિરધરલાલ [illegible] સ્મરણાર્થે હા. શાન્તિલાલ ગિરધરલાલ–બેંગલોર, ૨૫૧) શેઠ [illegible] રંગીલદાસના સ્મરણાર્થે હા શેઠ છબીલદાસ હરખચંદ–મુંબઇ, [illegible] મેઘજી સોજપાળ કાયા–મુંબઇ, દૂધની તિથિના.

**ભેટ:**—સુરચંદભાઇ પુરુષોત્તમદાસ બદામી, [illegible] શા નેણશી કુંવરજી, મીઠાઇ મણ ૦ll, શેઠ જેઠાભાઇ [illegible] શેર ૧૫, ઝવેરચંદ દેવરાજ ગામ લાસ, મીઠાઇ [illegible] દુર્લભદાસ–ભાવનગર, પ્રભુજીની આંગી માટે [illegible] ઉપાન્ન, શેઠ બાલાભાઇ સાકરચંદ અમદાવાદ, [illegible]

**મુલાકાત:**—સુરચંદભાઇ પુરુષોત્તમદાસ [illegible] સુરત. ડૉ. જયંતિલાલ સુરચંદ બદામી પી [illegible] મહારાજ સાહેબો તથા મુનિરાજશ્રી [illegible]

પોપટલાલ અમદાવાદ, મણિબહેન તથા સુભદ્રાબહેન તથા લીલાવંતીબહેન તથા શેઠ રમણલાલ બાલાભાઈ અમદાવાદ, શેઠ ચીનુભાઈ લાલભાઈ તથા શ્રી વિદ્યાબહેન તથા શ્રી રમણકાંત કાન્તિલાલ નાણાવટી અમદાવાદ, ચતુર્ભુજ મોતીલાલ ગાંધી ભાવનગર, શેઠ હર્ષદરાય નરોત્તમદાસ મુંબઈ.

**જમણવાર તથા મુકરર તિથિ સિવાયના ભોજનઃ—**

| | | |
|---|---|---|
| ૧. શેઠ જેઠાભાઈ કુરજી | ભાવનગર | મિષ્ટ ભોજન |
| ૨ શેઠ જેઠાભાઈ ધરમશી | પોરબંદર | " |
| ૩. બાઈ ઉજમ, શેઠ ભાઈચંદ કાળાની પત્ની | મોટા સુરકા | " |

૪. બેન શકરીબેન હા. હિંમતલાલ તલકચંદ–અમદાવાદ સાદું ભોજન એક ટંક

૫. શા. પરશોતમ લાલચંદની વિધવા બાઈ કાંતા–વીરમગામ બંને ટંક સાદું ભોજન

**અમૂલ્ય લાભઃ**—મુનિ મહારાજશ્રી દર્શનવિજયજી, મુનિ જ્ઞાનવિજયજી, મુનિ ન્યાયવિજયજી તથા મુનિ જિનભદ્રવિજયજીએ સંસ્થામાં પધારી, સંસ્થાનું નિરીક્ષણ કરી વિદ્યાર્થીઓને પ્રવચન આપ્યું હતું. સંસ્થાના દહેરાસરમાં શેઠ ચીનુભાઈ લાલભાઈ તરફથી ભણાવાતી પૂજામાં પણ ભાગ લીધો હતો.

**વાર્તાલાપ**—સુરતથી શ્રી સુરચંદભાઈ પી. બદામી તથા શ્રી જયંતિલાલ સુરચંદભાઈ બદામી પધારતાં તેમણે પોતાના કેળવણી વિષયક પરદેશના અનુભવો જણાવ્યા હતા તથા વિદ્યાર્થીઓને પોતાના તરફથી બપોરના આઈસ્ક્રીમ પાર્ટી આપી હતી.

**ખાસ મુલાકાતઃ**—સંસ્થાની સ્થા૦ કમિટીના પ્રમુખ શ્રી ચતુર્ભુજભાઈ મોતીલાલ ગાંધી ચાલુ માસમાં પધાર્યા હતા અને મોંઘવારીના કારણે ઉપસ્થિત થતી મુશ્કેલીના ઉકેલ માટે સ્થા૦ કમિટીની મીટીંગ બોલાવી ચર્ચા કરી હતી. શ્રી વીરચંદ પાનાચંદ શાહ પણ આ માસમાં આવી ગયા. ત્યારબાદ સંસ્થાના માનદ મંત્રી શ્રી ચીનુભાઈ લાલભાઈ શેઠ સંસ્થાના ખાસ નિરીક્ષણ અર્થે પધાર્યા હતા. તેમણે સ્થાનિક કાર્યકર્તાઓ સાથે જરૂરી બાબતોની છણાવટ કરી હતી.

**નવા વિદ્યાર્થીઓઃ**—દાખલ થવા માટે આવેલી લગભગ એકસો અરજીઓ પૈકી વીસથી પચીસ અરજીઓ ખાલી જગ્યા મુજબ મંજૂર કરવામાં આવેલ છે.

—મોંઘવારીના વિષમ સમયમાં પોતાની ફીકર સાથે જૈન સમાજની આ સંસ્થાને પોતાની સંસ્થા ગણી, તેના નિભાવની ફીકરને પોતાના દિલમાં સ્થાન આપી ફૂલ નહિ તો ફૂલની પાંખડી જરૂર મોકલી આપશોજી. મુંબઈના જે ગૃહસ્થોએ આ સંસ્થાને અનાજની જે મદદ કરી છે તે ધન્યવાદને પાત્ર છે

———

## નવા સભાસદનાં નામ

| | | |
|---|---|---|
| ૧ શા. ચુનીલાલ ભીખાભાઇ | ભાવનગર | લાઇફ મેમ્બર |
| ૨ શા. દેવજી ગોવિંદજી ધરમશી | ઇંદોર સીટી | પ્રથમ વર્ગના મેમ્બર |
| ૩ વકીલ શાંતિલાલ મનસુખલાલ | સાદરા | " " " |

## પહેલા વર્ગના મેમ્બરોને ખાસ સૂચના

**( બે વર્ષની ફીના વેલ્યુ કરવામાં આવશે )**

આ વેલ્યુ તા. ૨૫મી જુનથી શરૂ કરવામાં આવશે. સં. ૧૯૯૭ના ચૈત્રથી સં. ૧૯૯૯ના ફાગણ સુધીના બે વર્ષની ફીના રૂ. ૬ાા તથા ભેટની નીચેની ૬ બુકોના પોસ્ટેજના પાંચ આના અને વેલ્યુ ફીના ત્રણ આના મળી રૂ. ૭) માંથી ભેટના પોસ્ટેજના બે આના બાદ કરીને રૂ. ૬ાાાન્નું વેલ્યુ કરવામાં આવશે મનીઓર્ડરથી મોકલનાર બંધુઓએ રૂ. ૬ાાન્ન મોકલવા. વેલ્યુ આવેથી પાછું ન ફેરવવું, કેમકે તેમ કરવાથી સભાને આઠ આનાનું નુકશાન થશે.

૧ વનિતા વિનોદ અથવા સ્ત્રી ઉપયોગી કથાસંગ્રહ [ સાત સુંદર અને સ્ત્રીજીવનને સ્પર્શતી રોચક કથાઓ ]
૨ અધ્યાત્મ બારાક્ષરી ૩ સુમિત્ર ચરિત્ર ભાષાંતર
૪ આઠ દૃષ્ટિની તથા સમકિતના સડસઠ બોલની સજ્ઝાય-સાર્થ
૫ શ્રી પંચસંયત પ્રકરણ-ગુજરાતી ભાષામાં પ્રશ્નોત્તરરૂપે
૬ સાદા અને સરળ પ્રશ્નોત્તર ભાગ ૪ થો

## બક્ષીસ આપવાનું છે.

રૂપાના ઘોડીયાપારણા જરૂરતવાળા સ્થળે બક્ષીસ આપવાના છે જે ગામ યા તો ચઢેરને જરૂરત હોય તેમણે શા. ફુલચંદ ખકોર, રાંધનપુરી બજાર, ભાવનગર એ સિરનામે લખવું.

## શ્રી જૈન ધર્મપ્રકાશ સહાયક ફંડ

૧૪૨૨ાા અગાઉના સ્વીકારાયેલ.

૧૧) શા. ત્રીકમલાલ મગનલાલ ગધનપુર
૫) વકીલ ચતુર્ભુજ જેચંદભાઇ ભાવનગર
૧ાાન્ન શા. પુરૂષોત્તમ સોમચંદ ખંભાત
૩)ાન્ન શેઠ બીપીનચંદ્ર કાંતિલાલ મુંબઇ
૧)ાન્ન શા. પોપટલાલ હકમચંદ મુંબઇ
૧) શા. હિંમતલાલ ચુનીલાલ પુનાદરા
૪) શા પેથરાજ ઠાળાભાઇ સીંહણ
૫) શેઠ રામચંદ વીરચંદ આરવી
૩ાન્ન શા. લઘુભાઇ ચાંપશી મુંબઇ
૧૧) શા. જગજીવન-શિવલાલ
ઠા. વસંતલાલ વ્રજલાલ મુંબઇ
૩ા ડૉ. નાનાલાલ ભાઇલાલ અમદાવાદ

૧૪૭૩ાા

# નવા પુસ્તકોની જાહેર ખબર

૧. **શ્રી સેનપ્રશ્ન ભાષાંતર**—આચાર્ય શ્રી વિજયસેનસૂરિને પૂછાયેલા પ્રશ્નોના તેઓ સાહેબે આપેલા ઉત્તરોનો સંસ્કૃત ગ્રંથ, તેનું ભાષાંતર આ શ્રી વિજયકુમુદસૂરિએ કર્યું છે. ખાસ પ્રમાણિક ગણાતા આ ગ્રંથની કિંમત રૂા. ૧-૮-૦

૨. **શ્રી ઉપદેશ સાર**—પં. શ્રી કુલસાગરગણિવિરચિત સંસ્કૃત ગદ્યબંધ આ ગ્રંથ ખાસ વ્યાખ્યાનમાં વાંચવા યોગ્ય છે. નામ પ્રમાણે ગુણવાળો છે. શ્રોતાને સારી અસર કરે તેવો છે. સંપાદક આ. શ્રી વિજયમોહનસૂરિશિષ્ય આ. વિજયપ્રતાપસૂરિ. કિંમત રૂા. ૨)

૩. **વૈરાગ્યરસમંજરી**-પ્રણેતા શ્રી વિજયલબ્ધિસૂરિ. પ્રતાકારે બાર પેજી ચાર ફારમ. સંસ્કૃત પદ્યબંધ. વાંચવા લાયક છે. કિં. માત્ર ચાર આના.

૪. **વિધિયુક્ત પંચપ્રતિક્રમણાદિ**—ચાર વિભાગમાં અનેક ઉપયોગી બાબતોનો સંગ્રહ. સંપાદક મુનિરાજ શ્રી દક્ષવિજયજી. પ્રકાશક શ્રી જૈન ગ્રંથ પ્રકાશક સભા-અમદાવાદ. કિં. રૂા. ૧-૮-૦. સંગ્રહ બહુ સારો કર્યો છે. ખાસ ખરીદ કરવા યોગ્ય છે.

૫. **શ્રી હરિભદ્રસૂરિવિરચિત અષ્ટક પ્રકરણ**—અનુવાદ યુક્ત. પ્રકાશક શ્રી મહાવીર જૈન વિદ્યાલય-મુંબઇ. કિંમત માત્ર ચાર આના.

૬. **શ્રી યશોવિજય ઉપાધ્યાયવિરચિત જ્ઞાનસાર**—૩૨ અષ્ટક. ઉપાધ્યાયજી મહારાજના પોતાના લખેલા અર્થ સાથે છપાવી પ્રસિદ્ધ કરનાર પંડિત ભગવાનદાસ હરખચંદ. નામ પ્રમાણે ગુણવાળા આ ગ્રંથની કિં. રૂા. ૦-૧૦-૦

### દ્રવ્યાનુયોગના અભ્યાસીએ ખાસ ગ્રહણ કરવા યોગ્ય

**શ્રી પ્રકરણ રત્ન સંગ્રહ**—ભાગ ૧-૨-૩. આ ત્રણે ભાગમાં તેના નામ પ્રમાણે પ્રકરણોરૂપી રત્નોનો સંગ્રહ કરવામાં આવ્યો છે.

૭ **ભાગ પહેલો.** જેમાં ખાસ સૂક્ષ્મબોધવાળા ૧૬ પ્રકરણ અર્થ સાથે આપેલા છે. કિં. રૂા. ૧-૪-૦ પોસ્ટેજ ૭ આના.

૮ **ભાગ બીજો.** જેમાં સાર્થ દ્વીપસાગરપ્રજ્ઞપ્તિ ને જીવાભિગમસંગ્રહણી પ્રકરણ વિગેરે દાખલ કરેલ છે. કિંમત આઠ આના પોસ્ટેજ બે આના.

૯ **ભાગ ત્રીજો.** જેમાં સમયસાર પ્રકરણ સાર્થ. લઘુપ્રવચનસારોદ્ધાર સાર્થ ને ત્રણ અપ્રસિદ્ધ કુલો સાર્થ દાખલ કરેલ છે. અત્યંત ઉપયોગી છે. કિંમત પાંચ આના.

### ૧૦. શ્રી યુગાદિ દેશના ભાષાંતર

શ્રી સોમમંડનગણિવિરચિત સંસ્કૃત ગ્રંથનું અક્ષરશઃ ભાષાંતર સે.ગ ૧૬ ફારમનું, ધર્મ ગભિર્ત દેશના સાથે આત્માને લાભ પ્રાપ્ત કરાવે તેવું છે. કિંમત માત્ર બાર આના.

મુદ્રકઃ શાહ ગુલાબચંદ લલ્લુભાઇ-શ્રી મહોદય પ્રિન્ટિંગ પ્રેસ, દાણાપીઠ-ભાવનગર

मोक्षार्थिना प्रत्यहं ज्ञानवृद्धिः कार्या ।

શ્રી

# જૈન ધર્મ પ્રકાશ



પુસ્તક ૫૮ મું    અંક ૪ થો

વીર સંવત ૨૪૬૮    વિક્રમ સંવત ૧૯૯૮

અશાડ

પ્રગટકર્તા—

શ્રી જૈન ધર્મ પ્રસારક સભા

ભાવનગર

# શ્રી જૈન ધર્મ પ્રકાશ

બહારગામ માટે બાર અંક ને ભેટના પોસ્ટેજ સાથે વાર્ષિક લવાજમ રૂા. ૧-૧૨-૦

પુસ્તક ૫૮ મું } અંક ૪ થો } **અશાડ** { વીર સં. ૨૪૬૮ { વિક્રમ સં. ૧૯૯૮

## अनुक्रमणिका


૧ શ્રી શાંતિજિન સ્તુતિ ... ... ... ...( રાજમલ ભંડારી ) ૧૦૧
૨ કાળ તાંડવ-પદ્ય ... ... ( કવિ બાલચંદ હીરાચંદ-માલેગામ ) ૧૦૨
૩ બાર વ્રતના દુહા ... ... ( સુખલાલ રવજીભાઇ ઝીંઝુવાડા ) ૧૦૩
૪ શ્રી સિદ્ધચક્ર સ્તોત્ર-સ્પષ્ટાર્થ યુક્ત ... ( આ. શ્રી વિજયપદ્મસૂરિ ) ૧૦૪
૫ અજ્ઞાનીને બોધ ન થાય-પદ ૨ ... ( અમૃતલાલ માવજી શાહ ) ૧૦૬
૬ મહાન્ યોગી શ્રી આનંદઘનજીકૃત પદ અઠ્ઠાવનમું ... ( મૌક્તિક ) ૧૦૭
૭ પ્રશ્નોત્તરસાર્ધશતકમાંથી કેટલાક પ્રશ્નોના ઉત્તરો ( મં. કુંવરજી ) ૧૧૨
૮ વિશેષશતકમાંથી કેટલાક પ્રશ્નોના ઉત્તરો ... ( ,, ) ૧૧૫
૯ એક લઘુ મંદિરની બત્રીશમી વર્ષગાંઠ ... ... ( કુંવરજી ) ૧૧૭
૧૦ મહાપુરુષોની આચરણા તે આજ્ઞા જ છે ... ( ,, ) ૧૧૮
૧૧ તાત્ત્વિક ને બોધક વચનસંગ્રહ ... ...( મુનિ પુણ્યવિજયજી ) ૧૧૯
૧૨ મનોમન્થન ... ... ... ( મોહનલાલ હરિચંદ-શીહોર ) ૧૨૨
૧૩ હિતકારી વચનો ... ... ... ( મુનિ વિદ્યાનંદવિજયજી ) ૧૨૩
૧૪ પ્રભાવિક પુરુષો: શય્યંભવસૂરિ-૪ ... ( મોહનલાલ દીપચંદ ચોકસી ) ૧૨૫
૧૫ વ્યવહાર કૌશલ્ય લેખ ૨ [ ૨૦૧-૨ ] ... ... ( મૌક્તિક ) ૧૩૦
૧૬ પ્રભુ પ્રાર્થના-દુહા ... ... ( અમીચંદ કરશનજી શેઠ-વાંકાનેર ) ૧૩૨


### નવા સભાસદોના નામ

૧ રાવબહાદુર શેઠ નાનજી લધાભાઇ જે. પી. નાનીખાખર-કચ્છ. લાઇફ મેમ્બર
૨ જૈન નવયુગ મંડળ હા. બગનિલાલ ડાંગી. ફ્રીન્ટ. પહેલા વર્ગના મેમ્બર
૩ શા. રતિલાલ ઝમનલાલ. વાળુકડ-હાલ ભાવનગર. ,,

### શા. દોલતભાઇ નગીનદાસ-પાલણપુર

આ ગૃહસ્થ સભાના વાર્ષિક મેમ્બર હતા. તેઓ પ્રથમ જેઠ શુદિ ૭ શુક્રવારે પંચત્વ પામ્યા છે. તેઓની વય ૭૦ વર્ષની હતી. તેઓ એક પુત્ર ને ત્રણ પુત્રીને મૂકીને સ્વર્ગવાસી થયા છે. તેઓ ધર્મચુસ્ત હતા. અનેક શુભ કાર્યમાં દ્રવ્યનો વ્યય કર્યો હતો. યાત્રાઓ કરી છે અને મુંબઇની જીવદયા મંડળી વિગેરેમાં સારો ભાગ આપ્યો છે. અમે એમના કુટુંબને દિલાસો આપીએ છીએ અને તેમના આત્માને શાંતિ પ્રાર્થીએ છીએ.

सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः

# जैन धर्म प्रकाश.

પુસ્તક ૫૮ મું अंક ૪. થૈ | અશાડ | વીર સં. ૨૪૬૮ વિ. સં. ૧૯૯૮

मोक्षार्थिना प्रत्यहं ज्ञानवृद्धिः कार्या । ( મુદ્રાલેખ )

## श्रीशान्तिजिनस्तुति ।

( तर्ज-जय जय प्यारा वीर जिनेश )

ॐ जय जय जिनवर शान्ति जिनेश ! शान्तिकर्ता विघ्नने हरता,
शान्तिदाता शान्ति जिनेश ॥ ॐ जय० ॥
विश्वसेन के नंद दुलारे, अचिरा के नयनों के तारे ।
प्रिय वल्लभ हो नाथ हमारे, गजपुर के अखिलेश ॥ ॐ जय० ॥ १ ॥
महामारी का उपद्रव भारी, व्यापा था जग में दुःखकारी ।
गर्भ में आकर उसको निवारी, त्रास मिटाया है विश्वेश ॥ ॐ जय० ॥ २ ॥
चक्रवर्ती ऋद्धि को पाये, सोलवें तीर्थंकर कहलाये ।
एक भव में दो पद शोभाये, एसे जग में श्रेष्ठ महेश ॥ ॐ जय० ॥ ३ ॥
मेघरथ राजा के भव में, कीनी थी परीक्षा देवोंने ।
प्राण पारेवा कारण अर्पण, आप हुये थे है करुणेश ॥ ॐ जय० ॥ ४ ॥
एसे दयानिधि आप कहाते, संकट जग का सर्व हटाते ।
फिर शान्ति जग में प्रगटाते, शान्ति शान्ति शान्ति जिनेश ॥ ॐ ज० ॥ ५ ॥
अशान्ति जग में फिर व्यापी है, चारों दिशा चिन्ता छाई है ।
अशान्त ज्वाला शांत बना कर, भय को मिटाना है जगतेश ॥ ॐ जय० ॥ ६ ॥
मंगलकारी हो हितकारी, त्राता जग के हो उपकारी ।
राज विनय कर जोड़ पुकारी, विघ्न हरो विश्वेश ॥ ॐ जय० ॥ ७ ॥

राजमल भंडारी-आगर

# काळ-तांडव

( મંદારમાલા )

સંહારવા કાળ સંચાર વિકરાળ, વર્ષાદ અગ્નિતણો વર્ષતો,
આવ્યો કળિકાળ સાક્ષાત બહુ વેગથી, સંચરે સર્વ પૃથ્વી છતો;
પૃથ્વીતણો ગોળ મોટા કડા હે, જુઓ ઉકળે છેક કાળાગ્નિમાં,
જ્વાલા ભભૂકે અડે આભને જાઇ, સાક્ષાત અગ્નિ રમે લોકમાં. ૧
પાતાળથી નર્કથી દૂત આવ્યા, દિસે મૃત્યુના સર્વ ભેગા મળી,
સ્વચ્છંદતા દાખવે તાંડવે વેગ, મૃત્યુતણો ક્રૂરતામાં ભળી;
હા! હા! કરાવે સહુ માનવોમાંહિ, ચીત્કાર કોલાહલો સંચરે,
આક્રંદ તે સાંભળી ધ્રૂજીઆ દેવતા, આભમાંહે સુખો સંહરે. ૨
આકાશથી બોમ્બ અગ્નિતણાં, ગોળ વર્ષાદ થાયે ધ્રૂજે માનવો,
પૃથ્વી વિષે દીર્ઘ અગ્નિતણા, ગોળ વારી સમા વર્ષતા તાંડવો;
બાળો સ્રીઓ દુબળા ને વળી, છેક નિર્દોષને સંહરે વેગથી,
દિસે નહી ભેદ સંહારમાં રક્ત-તૃષ્ણા વધી કાળની ગર્વથી. ૩
માતા રડે પુત્ર માટે પતિ કોઈ, ભાર્યા વિયોગે બહુ ક્રંદતા,
માતા વિયોગે રડે બાળ આક્રોશ, પાષાણને લાવતા આર્દ્રતા;
નાચે ઘણા દૂત મૃત્યુતણા ગર્વથી, તાંડવે ભીતિ સંચારતા,
થાશે હવે શું અમારું દિસે કોઇ, ત્રાતા ન એકે જગે રક્ષિતા. ૪
ઇંગ્લાંડ જાપાન ને જર્મની તેમ, રીસે ચઢયું રૂસ ક્રોધે ભર્યું,
આસ્ટ્રેલિયાઅમેરિકા કાનડા ઇંડિયા, ને ઇટાલી વિષે સંચર્યું;
દાવાનળો હોમ સર્વસ્વનો વિશ્વ-વ્યાપી રચાયો ઘણા વેગથી,
તેમાં પડે આહુતિઓ જુઓ, નિત્ય માયા દયા નષ્ટ થઈ શીઘ્રથી. ૫
આકાશમાંહે વિમાનો અને ટેંક, વેગે મહીમાં ફરે સંહરે,
છે સાગરોમાંહિ અગ્નિતણા ગોળ, ડુબાવતા વાહણો સંચરે;
ચારે દિશાએ દિસે અગ્નિ ગોળો, છુપાએ જનો નીચ ભૂમિ વિષે,
અંધાર રાત્રિ કરી ધ્રૂજતા ધારી, પૂરી કરે જીવ મૂઠી વિષે. ૬
કોઈ ન ત્રાતા દિસે જે કરે, શાંતિનો સૂર મુખોથકી ઉચ્ચરે,
ક્રોધાગ્નિમાં સંચર્યા સર્વ દિસે, ન સૂઝે ક્ષમા કોઇ જે આચરે;
ખાવા ન મોઢે મળે અન્ન વસ્ત્રો-તણો ક્રૂર દુકાળ પ્રવર્તતો,
સર્વે મળી દૂત મૃત્યુતણા વેગથી, આવિયા કાળ વેગે જતો. ૭
શું ઇંદ્ર સ્વર્ગીય આનંદમાં મ્હાલતા, નહિ સિંહાસનો કંપતા,
ક્યાં છે અધિષ્ઠાયકો ઊંઘતા, શીઘ્ર આવો ગઇ પૃથ્વીની શાંતતા;
આવી પ્રવર્તાવશે કોઇ શાંતિ, ખરા ધર્મની સ્થાપના કારણે,
જેથી ટળે ઘોર સંહાર મૈત્રી-તણી ભાવના લાવશે બારણે. ૮

કવિ બાલચંદ હીરાચંદ-માલેગામ

# बार व्रतना दुहा

પૂર્વભવની પુન્યાઈથી, પામ્યો સુખ અપાર;
આવતો ભવ ઉજ્જવળ કરો, મળ્યો મનુષ્ય અવતાર... ૧

આર્ય ક્ષેત્રમાં આવીએ, ઊંચ કુળે અવતાર;
દીર્ઘાયુષ નિરોગી દેહ, મળ્યો મનુષ્ય અવતાર... ૨

સદ્ગુરુ સંયોગ સાંપડયો, સમકિત રત્ન જ સાર;
જૈનાગમ વાણી સુણો, મળ્યો મનુષ્ય અવતાર... ૩

દયા દિલમાં ધારીએ, સત્ય બોલીએ સાર;
ચોરી કદાપિ નવ કરો, મળ્યો મનુષ્ય અવતાર... ૪

શીલ વ્રત સોહામણું, ધરીએ નર ને નાર;
પરિમાણુ પરિગ્રહનું કરો, મળ્યો મનુષ્ય અવતાર... ૫

ઊર્ધ્વ અધો તિર્ચ્છામહિં, દિશી વિદિશી ધાર;
છઠ્ઠું વ્રત એમ આદરો, મળ્યો મનુષ્ય અવતાર... ૬

ભોગ ઉપભોગની વસ્તુઓ, વાવરો કરી વિચાર;
કર્માદાન દૂરે કરો, મળ્યો મનુષ્ય અવતાર... ૭

અનર્થદંડને ઓળખી, ઊભા ન રહો લગાર;
કર્મ નકામાં નવ કરો, મળ્યો મનુષ્ય અવતાર... ૮

મુહૂર્ત્ત એક મંગળકરુ, સામાયિક શ્રીકાર;
સદા સમભાવે કરો, મળ્યો મનુષ્ય અવતાર... ૯

ચૌદ નિયમ ચંગ ચિત્તથી, લો સંક્ષેપો સાર;
નિત્ય પ્રતે નિયમ ગ્રહો, મળ્યો મનુષ્ય અવતાર...૧૦

પર્વતિથિ પૌષધ કરી, ધર્મની પુષ્ટિ વધાર;
ચારિત્ર પદ અનુભવ કરો, મળ્યો મનુષ્ય અવતાર...૧૧

અતિથિસંવિભાગ આદરો, શ્રાવકના વ્રત બાર;
સુખલાલ સ્નેહે સેવીએ, મળ્યો મનુષ્ય અવતાર...૧૨

'સુખલાલ રવજીભાઈ-ઝીંઝુવાડા

---

ગર્વ ન કરીએ ગુણતણો, ગર્વે ન ગુણ ગવાય;
પય સાકરમાં વિખ ભળે, તો તે વિખ સમ થાય... ૧

કાયા માયા કામિની, ત્રણે ભગિની ગણાય;
તન મન દઈ રક્ષણ કરે, તો પણ વિણસી જાય.... ૨

रइयं"=શ્રી રાજનગરમાં બનાવેલા આ થયણં-શ્રી સિદ્ધચક્ર સ્તોત્રને તમે सययं= દરરોજ भावा=બહુમાન અને प्पमोयभरा=ઘણા હર્ષપૂર્વક पढह=ભણો અથવા सुणेह= સાંભળો. અથવા प्पमोयभरा भवा !=અત્યંત પ્રમોદને ધારણ કરનારા હે ભવ્ય જીવો ! તમે આ સિદ્ધચક્ર સ્તોત્રને ભાવથી ભણો અને સાંભળો. ॥૪૦॥ અહીં ગાથા છંદ છે.

॥ अंतिम मंगलम् ॥

राग—शान्ति शान्तिनिशान्तं०-आर्यावृत्त ॥

जिणसासणणिस्संदो, कप्पलअब्भहिअपुण्णमाहप्पो ॥
सिरिसिद्धचक्कमंतो, होउ सया तित्थभद्दयरो ॥ ४१ ॥

સ્પષ્ટાર્થ—શ્રી સિદ્ધચક્ર મંત્ર जिणसासणणिस्संदो=શ્રી જૈનશાસનના ઝરણા-(રહસ્ય-સાર)રૂપ છે તથા कप्पलअब्भहिअ=કલ્પલતાથી પણ અધિક વાંછિત આપનાર અને पुण्ण=પવિત્ર અથવા સંપૂર્ણ माहप्पो=પ્રભાવવાળો છે. આવો सिरिसिद्धचक्क-मंतो=આ શ્રી સિદ્ધચક્રનો મન્ત્ર (સ્તોત્રરૂપી મન્ત્ર) सया=હંમેશાં तित्थभद्दयरो होउ=ચતુર્વિધ સંઘરૂપ તીર્થનું પરમ કલ્યાણ કરનાર થાઓ. ॥ ૪૧ ॥

॥ समाप्तं तपोगच्छाधिपति-परमगुरु आचार्य महाराजश्रीविजयनेमिसूरीश्वर-विनेयाणुविजयपद्मसूरिविरचितं मंगलमालापराभिधानं अजितशांति-स्तवानुसारि-श्रीसिद्धचक्रस्तोत्रम् ॥

---

## અજ્ઞાનીને બોધ ન થાય

(રાગ-વેલાઉલ)

કહા રે અજ્ઞાની જીવકું, ગુરુ જ્ઞાન બતાવે;
કબહુ વિષધર વિષ તજે, કહા દૂધ પીલાવે. કહા૦ ૧
ઊખર ઇખુ ન નીપજે, કહાવો ઘન બાવે;
રાસભ છાર ન છાંડહી, કહા ગંગમેં નાવે. કહા૦ ૨
કાસી ઉન કુમાણસાં, રંગ દૂજો ન આવે;
શ્રી જિનરાજ કોઉ કહા, વાકો સહજ મિટાવે. કહા૦ ૩

## ઉપદેશક પદ

સબ સ્વારથ કે મિત્ત હૈ, કોઉ નાંહી તિહારા;
સાહિબ નામ સંભારીએ, તાતેં નિસતારા. સબ૦ ૧
ચેતન તું સમજે નહીં, ચાહિ ધન દારા;
જબહી સૂરજ આથમે, તબહી અંધિયારા. સબ૦ ૨
તાતા મીરા ટોયલા, તૈસા સંસારા;
જિતરંગ ધન્ય વો પુરુષ હૈ, જિને આપ સંભારા. સબ૦ ૩

સં૦ અમૃતલાલ ભાવજી શાહ

---

# પદ અઠ્ઠાવનમું

( અનુસંધાન પૃષ્ઠ ૮૨ થી )

૩. એ જ લયમાં આગળ વધતાં ચેતના પોતાની વિરહદશા વ્યક્ત કરતાં જણાવે છે કે-પોતાને સુંદર [1]રાસો ગમતા નથી. રાસડા લેતી વખત સ્ત્રીઓનો આનંદ કેવો હોય છે એ તો અનુભવ કર્યો હોય ત્યારે જણાય તેવું છે. એના રસની રમઝટમાં એ પોતાનાં ગૃહકાર્યને કે પોતાનાં બાળબચ્ચાંને પણ ભૂલી જાય છે અને રાસ રમવામાં કલાકોના કલાકો ગાળી નાંખી તેમાં આનંદ માણે છે, માને છે. વિરહી સ્ત્રીને તો એમાં પણ આનંદ આવતો નથી. એના તો હાથ ચાલે નહિ, પગ ઠેકા આપે નહિ, હાથ તાળી આપે નહિ, શરીર વળાકાર લે નહિ અને ફેરકુદડી ફરવા એને પાલવે નહિ.

એટલું જ નહિ પણ અન્યને દૂષણ દેવા પણ ગમતાં નથી. સ્ત્રીઓ ચાર ભેગી થાય ત્યારે પારકી વાતો કરવી અને નકામી કુથલી કે નિંદા કરવી એ ઘણું બનવાજોગ છે અને તે યુગમાંથી તો કહેવત ચાલી આવે છે કે 'ચાર મળે ચોટલા તો ભાંગે બે-ચાર ઓટલા' એટલે એક બે ઘરભંગ થાય કે કજીઆ થાય. કેળવણીના પ્રચારથી હવે સ્ત્રીઓને પોતાની શક્તિનો ઉપયોગ કરવાના અન્ય માર્ગ મળતા જાય છે, તેની આ સ્થિતિમાં આ યુગમાં સુધારો જરૂર થતો જાય છે. સ્ત્રીસમાજમાં આ દુર્ગુણ સ્વાભાવિક છે એવું તો ઘણી વાર અત્યારે પણ લાગે છે, પણ આ શુદ્ધ ચેતનાને તો વિરહકાળમાં એવી મનોદશા થઇ ગઇ છે કે એને બીજી સ્ત્રીઓ સાથે મળીને વાતો કરવી પણ ગમતી નથી. શુદ્ધ દશાવાળાની એ સ્થિતિ હોય પણ નહિ-એટલે , એ તો માત્ર પોતાની દશા કહી બતાવે છે અને ગાઇ સંભળાવે છે.

ચેતનરાજ ! મારા નાથ ! હવે તો તારી આશા છે, તું મારે ઘેર જલદી આવે એટલે મારી વિરહદશા પૂરી થાય. હું તો તારા નામનું રટણ કરું છું, તારા પર મીટ માંડી બેસી રહું છું, તારા ઉપર મારો સર્વ આધાર છે અને મારા વિરહકાળનો છેડો લાવવો એ તારા હાથમાં છે. મારા નાથ ! જરા વિચારો અને આ તરફ નજર કરો. વિરહી સ્ત્રીને મદન-કામદેવનો ભય હોય છે. એની વિરહદશામાં જ્યારે એને કામદેવ આકુળવ્યાકુળ કરે છે ત્યારે તેના વ્યવહારમાં કેવા હાલ થાય છે એ અત્યારે તમારી વહેવારુ દશા છે એની નજરે જુઓ. આપને મારી બાબતનો જરૂર વિચાર કરવો પડે તેવું છે. તેનું એક બીજું પણ કારણ છે. હું તો તમારા ઘરની દાસી છું, તમારી માલેકીની દાસી છું, ભાડુત કે માગી લીધેલી દાસી નથી. તમારી છું અને તમારી રહેનારી છું, શુદ્ધ પતિવ્રતા આર્ય-સંસ્કારવાળી છું અને આપની આશાએ જીવન ગાળી રહેલી છું. તમે કામદેવના ભયની નજરે

---

૧. 'રાસ' શબ્દનો અર્થ કરતાં કોશકાર કહે છે કે-'ગાતાં ગાતાં ગોળાકારે ફરવાપૂર્વક કરાતો નાચ કે તેમાં ગવાય એવું ગીત.' ( જોડણી કોશ પૃ. ૪૮૯ આવૃત્તિ ત્રીજી ) એ પ્રમાણે ઉપરનો અર્થ સમીચીન જણાય છે.

જુઓ અને પોતાના ચરણની દાસીને યાદ કરો, હે નાથ! હવે મને આવીને મળો. તમે જ્યાં ત્યાં રખડ્યા કરો છો તે બંધ કરી મારી વિરહદશાની અકળામણનો અંત લાવો.

શુદ્ધ ચેતનાને મદનનો ભય ન હોય, પણ ચેતનરાજ સંસારદશામાં વર્તે છે તેના મનમાં જિજ્ઞાસા ઉત્પન્ન કરવા માટે આ પ્રકારની ધમકી વખતસરની લાગે છે. પતિરાજ ગમે ત્યાં ભટકનારા હોય, પણ એને પોતાની સ્ત્રી અન્ય પુરુષની સાથે વાત કરે એ પણ ગમતું નથી, એવા સંસારી જીવડાને મદનના ભયની ચેતવણી આપવામાં આવે ત્યારે તે જરૂર અસરકારક નીવડે છે. આ પ્રમાણે અકળાયલી ચેતનાએ પોતાની વિરહદશા એકાંતમાં વર્ણવી પરઘેર રખડતાં પતિરાજને ઉદ્દેશીને તેની ગેરહાજરીમાં તેને ઘેર પધારવા વિજ્ઞપ્તિ કરી.

વિરહી સ્ત્રીઓને માટે આ સ્વાભાવિક અને લેવો જોઇતો માર્ગ છે. આર્યહૃદયને છાજતો દરરોજ બનતો આ પ્રસંગ છે.

૪. જ્યારે અબળા સ્ત્રીનો કોઇ ઉપાય રહેતો નથી ત્યારે એ મિત્ર **અનુભવને** ઉદ્દેશીને કહે છે. અનુભવને ઉદ્દેશીને અનેક વાત ચેતનાએ આ પદોમાં કહી છે. અનુભવ મિત્ર છે અને ગૂંચવણના પ્રસંગોમાં એ વચ્ચે પડી પતિપત્ની વચ્ચે રસ્તો કઢાવી આપનાર, સાચી મૈત્રી દાખવનાર હિતસ્વી પાત્ર છે. અનુભવલાલી જાગે ત્યારે પતિની કેવી સારી સ્થિતિ થાય છે એ વાત અગાઉ અનેક સ્થળોએ કરી છે તે વાતનું અત્ર પુનરાવર્તન ન કરતાં માત્ર **અનુભવનું** વિકાસમાં સ્થાન સમજી લઇએ. એ વૃદ્ધ પુરાણું પાત્ર છે. વસ્તુતત્ત્વનો વિચાર કરતાં મન જ્યાં વિશ્રાંતિ પામે, મનની અસ્તવ્યસ્ત દશા ઊડી જાય અને જેનો સ્વાદ કરતાં અખંડ નિર્વિકલ્પ સુખ ઉપજે એનું નામ **અનુભવ** છે. એમાં બાહ્યભાવ અને ઉપરછલ્લા ખ્યાલનો નાશ કરતાં આંતરભાવમાં ઊતરવાનું થાય છે, એમાં ખોટી દોડાદોડીને બદલે અખંડ શાંતિમાં પ્રવેશ થાય છે અને એમાં ચેતનરાજ ઘેર આવી પોતાનું શું છે અને પારકું શું છે એની ખોજ પોતાનાં વીતકને આધારે વિચારવા લાગે છે. આ અતિ સુંદર આંતરદશા છે અને એમાં ધ્યાન, વિચારણા અને શાંતિને મુખ્ય સ્થાન હોય છે. અનુભવ માટે દરેક યોગીએ ખૂબ લખ્યું છે અને યોગીરાજ આનંદઘનજીએ તો અનેક પદમાં એનો ઉપયોગ કર્યો છે. ચેતના પણ ચેતનની છે, અનુભવ પણ ચેતનનો છે, પણ એ એના જુદા જુદા પર્યાયો અલગ પાડી શકાય તેવા હોઇ તેનો અત્ર ઉપયોગ બતાવે છે.

અનુભવ મિત્ર છે, સાચો સંબંધી છે, પતિરાજ અને પત્નીને વાંધો પડે ત્યારે વચ્ચે પડીને પતાવટ કરનાર પાકો પંચાતીઓ છે અને જાતે પવિત્ર હોઇ અતિ વિશ્વાસપાત્ર છે. ચેતના અનેક રીતે ઝૂરણા કરીને પોતાની સ્થિતિ વ્યક્ત કર્યા પછી અનુભવને કહે છે કે: ભાઈ અનુભવ! હવે તો તમે જઇને મારા પતિરાજને મળો ને સમજાવો.

હવે મારા આખા શરીરમાં સારભૂત આ મારી બે આંખો છે અને જે અત્યારે ઝૂરી રહી છે, તે મારા પતિના દર્શન ક્યારે કરશે? પતિનું મુખ જોવું પણ અત્યારે તો દુર્લભ થઇ પડ્યું છે, નાથ તો મને ભૂલી ગયા છે, મને તદ્દન વિસારી મૂકી છે અને હું તેમની પરિણીત પત્ની છું એ વાત પણ તેમના મનમાંથી નીકળી ગઇ હોય એમ લાગે છે. તમે જુઓ મારા આખા શરીરમાં આ મારી બે આંખો જ સારભૂત છે. વ્યવહારુ ગુમાસ્તિનમાં પણ કહ્યું છે કે:

मुखमर्धं शरीरस्य, सर्वं वा मुखमुच्यते। तत्रापि नासिका श्रेष्ठा, नासिकापि च लोचने॥

'શરીરનો અરધો ભાગ મુખ છે, અથવા તો મુખ તે સર્વસ્વ છે, એમાં પણ નાસિકા શ્રેષ્ઠ ગણાય છે અને તેનાથી પણ વધારે શ્રેષ્ઠ બે આંખો છે.'

મારા આખા શરીરની સારભૂત આ મારી આંખો અત્યારે તો ઝૂરી રહી છે અને જેમાંની એકમાં શ્રાવણ અને બીજીમાં ભાદરવો વહી રહ્યો છે તે બન્ને મારા નાથને ક્યારે દેખશે? મિત્ર અનુભવ! ભાઇ અનુભવ! અત્યારે મારે પતિરાજના દર્શન દોહ્યલાં થઇ પડ્યાં છે. પતિ ઘેર આવતા નથી, પરઘેર રખડ્યા કરે છે અને મને મળીને મારી સેજડીમાં રંગ આણે એ વાત તો દૂર રહી પણ મને એના દર્શનનો લાભ પણ મળતો નથી. મારી આ બન્ને આંખો મારા પતિનું મુખડું દેખી ક્યારે શાંતિ મેળવશે? ક્યારે મને મારી આંખોની પ્રાપ્તિનું ફળ (પતિદર્શન) પ્રાપ્ત થશે તેનો તો તુ પતિરાજ સાથે વિચાર કર. હવે તો તુ પતિરાજને કહીશ ત્યારે જ મારા વિરહકાળનો અંત આવશે અને આ આખી રાતના ઉજાગરાનો અંત આવશે. અત્યારે તો બીજું કાંઇ નહિ તો છેવટે મને પતિરાજનો મેળાપ થાય તેટલું તો કરી આપ અને છેવટે એ પણ ન બને તો હું પતિનાં દર્શન કરી મારી આંખને ટાઢક વાળું એટલું તો જરૂર કરી આપ આ વાત વિચારવા જેવી છે, વિચાર કરવાથી રસ્તો સૂઝે તેવી છે અને મારી સાથે પતિરાજ વિચાર કરે તો મારી વ્યથાનો છેડો આવે તેવી છે, માટે સખા અનુભવ! આંખો પતિને ક્યારે દેખે? દેખીને ક્યારે એનો ઉપયોગ કરે? એનો તુ વિચાર કર, પતિની સાથે મળી તેનો તેમની પાસે વિચાર કરાવ અને મારી આંખોનો સાર-લાભ મળે તેવી સ્થિતિ પ્રાપ્ત કરાવી આપ. અત્યારે તો પતિરાજ જડમાં લુબ્ધ થઇ ગયા છે, એમને પુદ્ગળમાં આનંદ આવે છે, પુદ્ગળની વાત ગમે છે, પુદ્ગળની વૃદ્ધિમાં એ પોતાને સમૃદ્ધ માને છે, જડના સંબંધમાં આવે છે ત્યારે પોતે રાજી રાજી થઇ જાય છે, એને ખાવાપીવામાં રસ છે, એને પહેરવા ઓઢવામાં મોજ છે, એને સંસારી સ્ત્રી-સબંધમાં જીવનનું સાર્થક જણાય છે અને એણે ઇંદ્રિયના ભોગોમાં પોતાપણું માન્યું છે. આ સર્વ વાત ભારે અનિષ્ટ બની છે, છતાં પતિરાજ તો પરઘર ભટકવામાં ખૂબ રસ લેતા જ રહ્યા છે. હવે તો એમને કોઇ રીતે મળવાનું બની આવે તો સારું અને અનુભવ! તુ એમને મળીને કાંઇ વિચાર કર તો રસ્તો નીકળી આવે હું વિરહદશામાં ગાંડા જેવી થઇ ગઇ છું. એનો છેડો લાવ અને મારા આ રઘવાટને હવે દૂર કર.[૧]

૫. અહીં આખું દૃશ્ય ફરે છે. ચેતનાની વિજ્ઞપ્તિથી અનુભવ પતિરાજ પાસે જાય છે. પતિ-ચેતનજી અને અનુભવ એકઠા થાય એટલે શું બને એની અહીં વાત કરી છે. પતિ-રાજને પછી વિચાર આવે છે કે આપણે તો અત્યાર સુધી ઇંદ્રિયસુખમાં માણ્યા અને ધન, માલ, હવેલી, સ્ત્રી પુત્રાદિકને પોતાના ગણ્યાં, ધન જરા ઓછું થાય ત્યાં રડવા બેઠા અને પત્ની પુત્ર કે મિત્રની પાસે પોક મૂકવા બેઠા, શરીરને પોતાનું માન્યું અને એ જરા માંદું

૧. આ ગાથામાં 'દેવાડીને' અર્થ મને પં. શ્રી ગંભીરવિજયજી મહારાજે લખાવ્યો તે પ્રમાણે કર્યો છે. તેવો અર્થ કોઇ કોશમાંથી મળ્યો નથી. વધારે તપાસ કરવા યોગ્ય છે.

પડે ત્યારે અનેક પ્રકારનાં દુર્ધ્યાન કરી, એની સેવા ચાકરી કરી, દુનિયામાં માનપ્રતિષ્ઠા મેળવવા ખાતર અનેક કૌભાંડો રચ્યા અને ખોટા દંભ સેવી અનેક જાતના દેખાવો કર્યાં, ધન, માલ, ઘર, હાટ, હવેલીના ઢગલા થયા તો પણ તેમાં વધારો ઇચ્છ્યો અને આખો વખત તેની ગુલામી કરી: જડ વસ્તુઓમાં અને મનોવિકારની તૃપ્તિમાં સર્વસ્વ માન્યું અને એનો વિયોગ થતાં જાણે જીવન હારી જવાનું હોય એવું મનને મનાવ્યું પણ આ તો આખી રમત જ ખોટી મંડાણી છે. કોઇ પરવસ્તુ પોતાની નથી, પોતાની થઇ નથી અને થોડો વખત માલીકી હક્ક ભોગવાવે તો પણ અંતે તે પારકી થઇ જવાની છે. વળી પરભાવો તો ભારે અગવડ કરનારા છે. કષાય કે નોકષાય, વેદોદય કે કામવાસના એ તો માત્ર ઉપલક આનંદ આપે છે, પણ પોતાની પાછળ ભયંકર દુર્ધ્યાનની સેના મૂકી જાય છે. એ જાતની ટેવને લઇને પોતે કેવા તુચ્છ વિચારો કર્યાં, પોતે કેટલો હલકટ બન્યો, પોતે ક્યાંનો ક્યાં સંડોવાઈ ગયો અને પોતે એમાં લપટાઇ જાણે પોતાની જાતને જ ભૂલી ગયો અને જાણે એ પરભાવરમણતા જ પોતાનો સ્વભાવ હોય એમ પોતાને લાગવા માંડ્યું–એ સર્વ વાત એને યાદ આવે છે.

અનુભવ એને એ સર્વ પરિસ્થિતિ ચોખવટથી ફોડ પાડીને બતાવી આપે છે, એને પોતાને જ પોતાનું નાટક જોવાનું પ્રાપ્ત થાય છે, એને પોતાના આખા ભવમાં પરભાવરમણતા જ દેખાય છે, સાર વગરની વસ્તુ કે ભાવો પાછળ પોતે મારેલાં બચીડાં અને અનેક વખતે સહન કરેલાં ધોકા અને પ્રાપ્ત કરેલ–વહોરેલ સંતાપ અને નિઃસાસાની પરંપરા એનું હૃદય ભેદી નાખે છે, એને જીવન એળે ગયું જણાય છે, એને વચ્ચે વચ્ચે ગીકી મેરામણુ એ વિચારણામાં મળી આવે છે. કોઇવાર ચેતનને ધ્યાવો, શુદ્ધ વિચારણા કરી, બાહ્ય કે આંતર ત્યાગ કર્યો એવું દેખાય છે, પણ એ વિચારણામાં પોતે એકંદરે પરભાવ તરફ ખેંચાઇ ગયો હતો એમ તે સ્પષ્ટ જોઇ શકે છે. અને ત્યાં એ ગોટા વાળવા માંડે છે અને પોતાના નાના ત્યાગને વધારે પડતું રૂપ આપવા લાગે છે ત્યાં અનુભવ તુરત અટકાવે છે અને કહે છે કે હજુ તારી શંસારદશા ગઇ નથી, હજુ તારો જડ વસ્તુઓમાં રસ ઘટ્યો નથી, હજુ તારો પુદ્ગલાનંદ ઓસર્યો નથી. આવી રીતે અનુભવ સાથે ગમજાવટ થાય છે. અનુભવ એને સમજાવે છે, અનુભવ એને પૃથક્કરણ કરી બતાવે છે, અનુભવ એને નિત્ય અને અનિત્ય વસ્તુ અને ભાવોનું સ્વરૂપ પ્રકટ કરી બતાવે છે અને જ્યાં જ્યાં ચેતનજી સંસાર તરફ જવા પ્રયાસ કરે છે ત્યાં ત્યાં એને રોકે છે, રોકે છે અને યોગ્ય પ્રસંગ જણાય તો ધમકાવે પણ છે અને તેમ કરીને એને શાખ્ય સન્મુખ કરી દે છે.

આ અનુભવની ગમજાવટ કેવી હોય તે પર વિવરણની જરૂર ન હોય. પ્રત્યેક પ્રાણી પોતાનું આખું જીવન વિચારી જાય, તો એને પાર વગરના બોધપ્રદ પ્રસંગો યાદ આવશે. મનની અસ્થિરતા કે રાગાંઓના ચેધરચકા, માનની પરાકાષ્ઠા કે દંભની નિરસતા, ક્રોધનો ધમધમાટ કે કામદેવની ચેષ્ટાઓ, વેપારની ધમાલો કે રોગના મગજના ફટાકાઓ, રખડપટ્ટીની અમજો કે માની લીધેલી મહત્તાઓ–આવા આવા અનેક પ્રસંગો એને યાદ આવશે. જીવનના પ્રત્યેક પ્રસંગોના હાર્દમાં ઉતરવું અને એને યથાસ્વરૂપે વિચારવા, એમાં પોતે જડ તરફ કેટલો ખેંચાઇ ગયો હતો અને આખિર જીવનમાં પણ એની રાગદ્વેષની પરિણ-

તેઓએ કેટલું નુકશાન કર્યું હતું અને પોતે કેવાં કેવાં નાટકો ભજવ્યાં હતાં એનો યથાસ્વરૂપે ખ્યાલ કરવો એનું નામ 'અનુભવજ્ઞાન' છે. કેટલીક વાર એ નાની વયમાં પણ આવી શકે છે, પણ દુનિયાના ખડકો સાથે અથડાયલાને એવું જ્ઞાન થવાનો સંભવ પ્રમાણમાં વધારે છે. અનુભવજ્ઞાનનો મહિમા પાર વગરનો છે અને એની મહત્તા યોગીઓએ ખૂબ ગાઇ છે અને તે તદ્દન વાસ્તવિક છે. ચેતનને એ બરાબર લાઇનસર કરનાર અંદરનું આત્મિક તત્ત્વ છે અને તેથી એને ચેતના અને ચેતનની વચ્ચે જોડાણ કરાવી આપનાર સાંકળનું સ્વરૂપ આપવામાં આવ્યું છે. બાકી ખરી રીતે તો ચેતના અને અનુભવનો ચેતન સાથે એકાંગી ભાવ છે અને ચેતન જેમ સંસારમાં રખડે, જડ પદાર્થના કે બીજી વ્યક્તિઓના સંબંધમાં આવે કે મનોવિકારને વશ થઇ અનાત્મિક ચેષ્ટાઓ કરે ત્યારે તે પણ એના જુદા જુદા પર્યાયો છે (આવિર્ભાવો છે), તેમ જ અનુભવ-વિચારણાને અંગે એ પરભાવમાંથી ઓસરવા માંડે છે તે પણ એનો પર્યાયભાવ. ચેતનરાજ તો એ સર્વ પ્રસંગોમાં ધ્રુવરૂપે અંદર બિરાજમાન થયેલા જ છે, વ્યક્તિગતે એક જ, અવિભાજ્ય છે, અજર અમર છે અને તેના એ સ્વરૂપને સમજવાનો આ સર્વ પ્રયત્ન છે.

અનુભવને ચેતના કહે છે તે પ્રમાણે એ સારપક્ષી પતિ પાસે જાય છે, એને અનુભવ સમજાવે છે. એ ચેતનરાજને કહે છે કે-તમે જેને તમારાં માની રહ્યાં છો, જે વસ્તુઓ ઘરબાર કે દોલત સંપત્તિને પોતાની સમજો છો અને જે મનોવિકારોને તમે આધીન પડી ગયા છો તે તમારાં નથી, તે તમને રખડાવનાર છે, ઊંડા ઉતારનાર છે, ફસાવનાર છે. તમે તો અલખ નિરંજન જ્યોતિસ્વરૂપી છો, અનંત જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય, ઉપયોગ વિગેરે અનંત ગુણોથી ભરેલા છો અને અત્યારે પરભાવમાં ફસાઇ ગયા છો, તમારું એ કામ નથી, તમારી એ શુદ્ધ દશા નથી અને તમારો એ માર્ગે ઉદ્ધાર નથી. એને શુદ્ધ દશાનો ખ્યાલ આપી કુમતિ કે પરભાવરમણતામાં રહેલી અસારતા અને રાગદ્વેષ આદિ મનોવિકારની વિષમતા સમજાવી એને ચેતના પાસે લઇ આવે છે.

ચેતનરાજને આ રીતે અનુભવ ઠેકાણે લાવે છે અને આનંદઘન ઘેર પધારે એટલે ચેતનાને તો વસંતનો આનંદ થાય છે. ચેતનાના આનંદમાં ગુલાલ ઉડાવવાના હોય નહિ, એમાં શું હોય? એ સમજાવવું જરૂરનું પણ ન હોય, અને એમાં જે હોય તે આપણું સાધ્ય છે એટલો જો ખ્યાલ બેસી જાય તો પછી, ચેતનાને તો વસંત છે, જીવનની સફળતા છે, પરમ પવિત્ર પત્ની સાથે પતિનો મેળાપ છે અને આ સંસારના ચક્રભ્રમણનો છેડો છે. એ દશા પ્રાપ્ત કરવા માટે આ સર્વ પ્રયાસ છે અને તેનો સરળ માર્ગ અનુભવ જ્ઞાન છે. આંખ ઉઘાડીને ચાલીએ અને થતી હેરાનગતિઓ અને પડતા ત્રાસોને એના યથાર્થ સ્વરૂપમાં સમજીએ એટલે આખી રખડપટ્ટીનો છેડો આવે તેવું છે અને ત્યાં જો ધમાલ નથી, કાવાદાવા નથી, દંભમય દેખાવો નથી કે અભિનંદનના મેળાવડા નથી, પણ ત્યાં એવી વસ્તુ છે કે જે દુનિયાના કોઇ પ્રસંગમાં નથી, જે અનનુભૂત છે અને જે ન મળે ત્યાંસુધી ઉપર નીચે ફેરાફેરા કરવાના છે અને ધક્કા જ ખાવાના છે.

ચેતનાએ શરૂઆતમાં ચેતનને ઉદ્દેશીને પોતાની વિરહવ્યથા વર્ણવી, અનુભવને

# શ્રી પ્રશ્નોત્તરસાર્ધશતકમાંથી

## કેટલાક જાણવા યોગ્ય પ્રશ્નોના ઉત્તરો

૧. પ્રશ્ન ૪૭—પરમાધામી અભવ્ય હોતા નથી એમ અભવ્યકુલકાદિમાં કહ્યું છે, પરંતુ શ્રી હીરપ્રશ્નમાં એ પ્રઘોષને અસત્ય કહ્યો છે.

૨. પ્રશ્ન ૫૫—બારમા ગુણઠાણાને અંતે કેવળી અને ચૌદમા ગુણઠાણાને અંતે સિદ્ધ નિશ્ચયનયથી જાણવા અને વ્યવહારનયથી એક સમયને અંતરે એટલે તેરમા ગુણઠાણાના પ્રારંભે કેવળી અને સિદ્ધસ્થાને જાય ત્યારે સિદ્ધ જાણવા.

૩. પ્રશ્ન ૬૫—અસુરકુમારના દેવો વૈમાનિક દેવોનાં રત્નો ચોરીને નાસી જાય છે ત્યારે વૈમાનિક દેવો તેને પકડી પાડીને પ્રહાર કરે છે કે જેની વેદના તેને જઘન્ય અંતર્મુહૂર્ત તથા ઉત્કૃષ્ટ છ માસ પર્યંત રહે છે. એમ શ્રી ભગવતી વૃત્તિમાં કહ્યું છે. યોગશાસ્ત્ર વૃત્તિમાં કહ્યું છે કે દેવોને સાતાવેદનીનો ઉદય જ હોય છે. કથંચિત્ અસાતાવેદનીનો ઉદય હોય તો અંતર્મુહૂર્ત જ હોય છે, વધારે વખત હોતો નથી.

૪. પ્રશ્ન ૬૬—તિર્યંચજૃંભક દેવો વ્યંતર જાતિમાં છે. તે ૧૭૦ દીર્ઘ વૈતાઢ્ય ઉપરની બે બે શ્રેણિમાં, કંચનગિરિ એક હજાર છે તેની ઉપર તેમ જ ચિત્રવિચિત્ર અને યમકસમક નામના જે ૨૦ પર્વતો છે તેના ઉપર વસે છે એમ શ્રી ભગવતી સૂત્રમાં કહ્યું છે.

૫. પ્રશ્ન ૬૭—જેમ ચક્રવર્તીની સોળ હજાર દેવો સેવા કરે છે તેમ વાસુદેવોની આઠ હજાર દેવો સેવા કરે છે એમ તીર્થોદ્‌ગારપ્રકીર્ણકમાં કહ્યું છે.

---

ચેતનરાજ સાથે વિચાર કરવા મોકલ્યો અને છેવટે અનુભવનો સમજાવેલ કંથ ઘેર આવ્યો એટલે એને વસંતોત્સવ થઈ પડ્યો, એની વિરહવ્યથા દૂર થઈ અને એને છેડા વગરનું શાશ્વતસ્થાન પતિના સહચાર સાથે પ્રાપ્ત થઈ ગયું. આ પદમાં આનંદઘન આત્મા-આનંદસ્વરૂપી ચેતનરાજ છેવટે ઘેર આવ્યા એમ બતાવ્યું છે અને તેમાં અનુભવની-સ્વાત્માનુભવની દરમ્યાનગિરી કારણરૂપ જણાવી છે એ આખી હકીકત બરાબર લક્ષ્યમાં રાખવા યોગ્ય છે. આનંદઘન-ચેતનરાજ ઘેર આવ્યા પછી કઈ રીતે વર્ત્યા તે આગળના પદમાં બતાવશે.

અનુભવનું અદ્ભુત સ્થાન સમજી ચેતનજીને ઘેર લઈ આવવા જેવી વસ્તુ ખાસ કર્તવ્ય છે, યોગ્ય પ્રયત્નથી સાધ્ય છે અને તેની પ્રાપ્તિમાં સાફલ્ય છે એ વાત વારંવાર દર્શાવવાની જરૂર નથી. આ વસંત રાગના પદમાં પણ કમાલ કરી છે. 'આનંદઘન' માટે અનેક પ્રસંગે લખાઈ ગયું છે અને એનો સ્પષ્ટ ઉલ્લેખ સ્વતંત્ર લેખદ્વારા થવાનો પણ છે. મૌક્તિક

૬. પ્રશ્ન ૧૩૦—ષડશિતિ કર્મગ્રંથમાં અનાહારે મનપર્યવજ્ઞાન ને ચક્ષુદર્શન એ બે સિવાયના દશ ઉપયોગ હોય એમ કહ્યું છે. તેમાં પ્રથમના ત્રણ જ્ઞાન અથવા ત્રણ અજ્ઞાન ને અવધિદર્શન તો પરભવથી લઈને આવે તે જીવને વિગ્રહગતિમાં અનાહારકપણામાં હોય ને કેવળજ્ઞાન તથા કેવળદર્શન એ બે કેવળીસમુદ્‌ઘાતમાં મધ્યના ત્રણ સમયે અનાહારક હોય છે ત્યારે હોય. હવે જો અણાહારે ચક્ષુદર્શન ન હોય તો અચક્ષુદર્શન કેમ હોય? તેને માટે કહ્યું છે કે શેષ ઇંદ્રિયોને આશ્રયીને સામાન્ય ઉપયોગરૂપે અચક્ષુદર્શન હોય.

૭. પ્રશ્ન ૧૩૧—બધા યુગળિકોને અપત્યનો જન્મ તો છ માસ શેષ આયુ હોય ત્યારે જ થાય. તે પહેલા, બીજા ને ત્રીજા આરાના નિયમ પ્રમાણે ૪૯, ૬૪ અથવા ૭૯ દિવસ પાળે, પરંતુ ત્યારપછી છ માસ પૂરા થતાં સુધી જીવે ને પછી મરણ પામે.

૮. પ્રશ્ન ૧૩૨—ત્રણ ગાઉના શરીરવાળા યુગલિકને ૨૫૬, બે ગાઉના શરીરવાળાને ૧૨૮ અને એક ગાઉના શરીરવાળાને ૬૪ પૃષ્ઠિકરંડક હોય એમ કહ્યું છે. તેમાં પૃષ્ઠિકરંડક શબ્દે આપણી જેવા લઘુ શરીરવાળાને જેમ વાંસાના મધ્યમાં એક વંશાકાર હાડ હોય છે તે પ્રમાણે તે યુગળિકોને ૬૪-૧૨૮ ને ૨૫૬ વંશરૂપ હાડ સમજવા.

૯. પ્રશ્ન ૧૩૩—જંબૂદ્વીપના મહાવિદેહમાં પશ્ચિમ બાજુએ એક હજાર યોજન નીચાણ છે, ત્યાં પશ્ચિમે એક હજાર યોજન ઊંચી ભીંત છે, તેની ઉપર આઠ યોજનની જગતિ સમજવી અને સીતોદા નદી જગતિની નીચેની હજાર યોજનની ભીંત નીચેની જમીનને ભેદીને લવણસમુદ્રના મધ્યભાગ સુધી જઈ તેને મળે છે.

૧૦. પ્રશ્ન ૧૩૪—પુષ્કરવરાર્ધ દ્વીપની માનુષોત્તર પર્વત તરફ વહેતી નદીઓ માનુષોત્તર પર્વત નીચેની જમીનમાં જ સમાઇ જાય છે, એમ શ્રી ક્ષેત્રસમાસવૃત્તિમાં કહ્યું છે. શ્રી ઠાણાંગસૂત્રમાં માનુષોત્તર પર્વતને ભેદીને પુષ્કરવર સમુદ્રમાં જઈને મળે છે એમ એક ગાથામાં કહ્યું છે, પરંતુ માનુષોત્તર પર્વત પછીના અર્ધ દ્વીપમાં નદીઓનો જ અસંભવ હોવાથી સમુદ્ર સુધી ગમન સંભવતું નથી.

૧૧. પ્રશ્ન ૧૩૫—આ જીવે પૂર્વે દેવત્વ, નૃપત્વ વિગેરે ભાવો અનંતી વખત પ્રાપ્ત કર્યાનું કહ્યું છે તેમાં ઇંદ્રત્વ, ચક્રવર્ત્તીત્વ, તીર્થંકરત્વ અને ભાવિતાત્મા અણગારત્વને મૂકીને બાકીના ભાવો પામ્યાનું સમજવું. આદિ શબ્દથી વાસુદેવ બળદેવાદિ પણ સમજવા. તીર્થંકરત્વ તો એક ભવમાં જ પમાય છે, ભાવિતાત્મા અણગારત્વ ઉત્કૃષ્ટ આઠ ભવ સુધી પ્રાપ્ત થાય છે. આઠમે ભવે તો તે મોક્ષે જાય જ છે. ઇંદ્રત્વ ને ચક્રવર્ત્તીત્વ વિગેરે ભવશ્રેણીમાં કેટલી વાર પામી શકાય

૮. પ્રશ્ન ૩૩—શ્રાવકે જિનપૂજામાં શ્વેત વસ્ત્રો જ પહેરવા એમ શ્રી શ્રાદ્ધદિનકૃત્યમાં કહ્યું છે.

૯. પ્રશ્ન ૩૪—પ્રોત ને ગ્રથિત સુંદર સુગંધી પુષ્પોવડે શ્રાવક જિનપૂજા કરે એમ શ્રાદ્ધદિનકૃત્યમાં કહ્યું છે.

૧૦. પ્રશ્ન ૩૫—જિનમંદિર માટે પુષ્પાદિ કે ધનાદિ સંબંધી કાર્ય હોય તો શ્રાવક ભાવસ્તવરૂપ સામાયિક ન કરતાં દ્રવ્યસ્તવ કરે, કારણ કે તે અવસરે તે દ્રવ્યસ્તવનું પણ મહાપુણ્ય છે એમ શ્રી શ્રાદ્ધદિનકૃત્યમાં કહ્યું છે.

૧૧. પ્રશ્ન ૩૬—તામલી તાપસ જે ઇશાનેંદ્ર થયા તેમણે અંતસમયે સાધુના દર્શનથી સમકિત પ્રાપ્ત કર્યું હતું તેથી થયા છે એમ શ્રી વિચારસાર-વૃહદ્‌ગ્રંથમાં કેટલાક આધાર સાથે કહ્યું છે.

૧૨. પ્રશ્ન ૩૯—મુનિને પુસ્તકનું ગ્રહણ કારણિક છે, ઔત્સર્ગિક નથી; કારણ કે પુસ્તકના ગ્રહણમાં અનેક દોષો રહેલા છે એમ શ્રી વૃહત્‌કલ્પભાષ્યમાં કહ્યું છે.

૧૩. પ્રશ્ન ૪૦—શ્રાવકે સામાયિક કરતાં નામાંકિત મુદ્રા પણ તજી દેવી એટલે બીજા આભૂષણ તો રખાય જ કેમ? પૌષધમાં તો વિશેષે તજવાનું સમજવું. આ હકીકત શ્રી ઉપાસગદશાંગ સૂત્રમાં કહેલી છે.

૧૪. પ્રશ્ન ૬૫—અનાદિ મિથ્યાત્વી બે પ્રકારના હોય છે, તેમાંથી અતિ-વિશુદ્ધ જીવ પ્રથમ ક્ષાયોપશમિક સમકિત પામે તે અપૂર્વકરણમાં ત્રણ પુંજ કરે અને અનિવૃત્તિકરણમાં શુદ્ધ પુંજના ઉદયે ક્ષાયોપશમિક સમકિત પામે. મંદવિશુદ્ધ જીવ અનિવૃત્તિકરણને પામીને અંતરકરણ કરી તેના પ્રથમ સમયે ઔપશમિક સમકિત પામે. તે મંદવિશુદ્ધ હોવાથી અપૂર્વકરણમાં ત્રણ પુંજ કરી ન શકે, એમ શ્રી વૃહત્‌કલ્પમાં કહ્યું છે.

૧૫. પ્રશ્ન ૯૧—અનાદિ અવ્યક્તમિથ્યાત્વી જીવમાં અવ્યવહારરાશિમાં પ્રથમ ગુણસ્થાન હોતું નથી, પ્રથમ ગુણસ્થાન તો વ્યક્તમિથ્યાત્વીને હોય છે. ( અહીં ઘણી વક્તવ્યતા છે તે વિશેષશતકથી જાણવી. ) સં. કુંવરજી

જાણવા યોગ્ય હકીકત

ચક્રવર્તી એક વાર થયા પછી પ્રથમ નરકે એક સાગરોપમને આઉખે ઉપજી ફરી મનુષ્ય થઇને ચક્રવર્તી થઇ શકે. એટલે ચક્રવર્તીપણાનું જઘન્ય અંતર એક સાગરોપમ ઝાઝેરું કહેલ છે તે, મળી રહે છે. ચક્રવર્તી જો સંસાર છોડે નહીં તો મરણ પામીને પહેલીથી સાતમી સુધી દરેક નરકમાં જાય છે. આ પ્રમાણે શ્રી ભગવતી શતક બારમામાં કહેલ છે. ચક્રવર્તી થવા માટે પાછલા અનંતર ભવે જ પુણ્ય બાંધવાની જરૂર નથી એમ આ. શ્રી વિજયોદયસૂરિ જણાવે છે.

# એક લઘુમંદિરની બસોમી વર્ષગાંઠ.

ભાવનગર શહેર વિ. સંવત ૧૭૭૯ માં મહારાજા શ્રી ભાવસિંહજી બહાદુરે વસાવ્યું છે. તે વખતે કાયમની પ્રવૃત્તિ અનુસાર રાંધણપુરથી ત્યાંના નગરશેઠ કુંવરજી લાધાભાઇને બોલાવીને તેને હાથે શહેરનું તોરણ બંધાવ્યું હતું. ત્યારપછી આ શહેરની આબાદીમાં દિનપરદિન વૃદ્ધિ જ થતી આવી છે.

આ શહેરમાં શિખરબંધ ચાર જિનમંદિરો છે. તેમાં મુખ્ય મંદિર રાજમહેલની પાસે શ્રી આદીશ્વર ભગવાનનું છે. તે મંદિરમાં બીજા ત્રણ મોટા મંદિર અને એક લઘુ મંદિર છે મુખ્ય મંદિરની જમણી બાજુએ બે મંદિર છે જેમાં નીચે મૂળનાયક શ્રી અભિનંદનસ્વામી છે, અને ઉપર મૂળનાયક શ્રી શાંતિનાથજી છે. ડાબી બાજુએ એક લઘુ મંદિર છે ને તેની ડાબી બાજુએ નીચે પૂજા ભણાવવાનો મંડપ અને ઉપર મૂળનાયક શ્રી પાર્શ્વનાથજીનું મંદિર છે. લઘુ મંદિરમાં ચોવીશે તીર્થંકરોની મૂર્તિઓ અને તે ચોવીશે પ્રભુના પગલાંઓ છે. આ લઘુ મંદિર સર્વથી પ્રાચીન છે. તેની પ્રતિષ્ઠા સં. ૧૭૯૮ ના જેઠ શુદિ ૧ મે થયેલ છે. તેને બસો વર્ષ થવાથી ભાવનગરના શ્રી સંઘે તેની બસોમી વર્ષગાંઠ બહુ સારી રીતે ઉજવી છે. સવારમાં શ્રાવિકાઓએ પ્રભાતીયા ગાયા, બપોરે બહુ આનંદપૂર્વક સંગીત સાથે સત્તરભેદી પૂજા ભણાવી, પ્રભાવના કરી, બધા દેરાસરોમાં તમામ પ્રતિમાઓને આગી કરાવેલી હોવાથી સાંજે દર્શન કરવાનો લાભ પણ મોટી સંખ્યાનાં શ્રાવકશ્રાવિકાઓએ લીધો. ભાવના બેઠી હતી અને ગીતગાન થયું હતું. બાદ એ સંબંધમાં શ્રાવકશ્રાવિકાઓ સમક્ષ કેટલુંક વિવેચન કરીને એવી પ્રેરણા કરવામાં આવી કે–આપણા ઉપકાર માટે આપણા વડીલોએ આવા જિનમંદિરનાં સાધનો કરેલા છે તો તેનો સતત દર્શન પૂજા વિગેરે કરવાવડે લાભ લેવો તે આપણી તેના સાચા વારસ તરીકેની ફરજ છે.

આ દેરાસરમાં મુખ્ય મંદિરની પ્રતિષ્ઠાનો સંવત ચોક્કસ જાણવામાં નથી તેથી તે જણાવી શકાય તેમ નથી, પરંતુ તે દેરાસરમાં એક ઘંટ અભિનંદનસ્વામીનું દેરાસર બંધાવનાર અને સ. ૧૮૧૫ ના વૈશાખ શુદિ ૬ ઠે ત્યાં પ્રતિષ્ઠા કરનાર શેઠ કુંવરજી લાધાએ બાંધ્યો છે તેની ઉપર સં. **૧૮૧૭ નાં માગશર શુદિ ૧ મે શેઠ કુંવરજી લાધાએ** આ ઘંટ બનાવ્યો છે એવા લેખ છે તે ઉપરથી સં ૧૭૯૮ ને ૧૮૧૫ ના મધ્યમાં થયાનું સંભવે છે પ્રતિષ્ઠાની તિથિ તો બહુ વર્ષોથી તેની વર્ષગાંઠ પોસ વદિ ૫ મે થતી હોવાથી તે સંભવે છે.

શ્રી શાંતિનાથજીની પ્રતિષ્ઠા સં. ૧૮૬૦ ના વૈશાખ શુદિ ૫ મે શેઠ હેમજી કુંવરજીની ભાર્યા શ્રાવિકા લાડુબાઇએ કરી છે. તેના લેખમાં **શ્રીમાળી જ્ઞાતિય લઘુશાખામાં** એટલે દશાશ્રીમાળી જ્ઞાતિવાળા એમ જણાવ્યું છે. પ્રતિષ્ઠાકારક આચાર્ય તપાગચ્છીય શ્રી વિજયજિનેંદ્રસૂરિજી છે.

# મહાપુરુષોની આચરણા તે આજ્ઞા જ છે

असढाइन्नवणज्जं, गीअत्थ अवारियंति मज्जत्था ।
आयरणा वि हु आणंति, वयणओ सुबहुमन्नंति ॥ १ ॥

"અશઠ–પંડિત પુરુષોએ આચરેલી, અનવદ્ય–નિરવદ્ય, ગીતાર્થોએ અનિવારિત એટલે નિવારેલી નહીં એવી મધ્યસ્થ આચરણા તે આજ્ઞા જ છે. વચનથી પણ તેને બહુ માને છે–બહુમાન આપે છે."

શાસ્ત્રકાર કહે છે કે–જે આચરણા પૂર્વપુરુષોએ આચરેલી હોય તે આચરણા લાભકારક જ હોય, કારણ કે તે વિના પૂર્વપુરુષો આચરે જ નહીં, વળી જે આચરણા નિરવદ્ય હોય–પાપ રહિત હોય એટલે હિંસા, મૃષાવાદાદિ દોષ રહિત હોય, કષાય ઉત્પન્ન કરે તેવી ન હોય. વળી જે આચરણાને પૂર્વના ગીતાર્થ મહાત્માઓએ નિવારી ન હોય–અટકાવી ન હોય એટલે જે આચરણા અટકાવવા લાયક હોય તેને તેવા પુરુષો જરૂર અટકાવે જ છે, અટકાવી શકે છે, ચાલવા દેતા નથી આવા ત્રણ વિશેષણોવાળી મધ્યસ્થ આચરણા એટલે કોઇપણ પક્ષ તરફથી પ્રવર્તાવેલી ન હોય એવી આચરણાને જ્ઞાની પુરુષો આજ્ઞા જ કહે છે; કારણ કે તેઓ એમ માનનારા હોય છે કે અમારા મહાપુરુષો મહાવિદ્વાન હતા, સુજ્ઞ હતા. દીર્ઘદર્શી હતા, લાભાલાભને જાણનારા હતા, તેવા મહાપુરુષોએ જે આચરેલ હોય–પ્રવૃત્તિમાં મૂકેલ હોય તે લાભકારી જ હોય, તેમાં હાનિનો અંશ માત્ર પણ સંભવ ન હોય; તેથી તેવી આચરણાને આજ્ઞારૂપ માની તેને અનુસરવું, તેવી પ્રવૃત્તિને અમલમાં મૂકવી, તેવી આચરણાને બહુમાન આપવું, તે પ્રમાણે વર્તવા અન્યજનોને પણ પ્રેરણા કરવી તે સર્વ રીતે યોગ્ય છે.

જેઓ એમ કહે છે કે–'આમ આચરણા તો છે, પરંતુ તેવી શાસ્ત્રાજ્ઞા ક્યાં છે ? શાસ્ત્રમાં તેવો ઉલ્લેખ ક્યાં છે ?' એમ કહેનારને નિરુત્તર કરવા માટે ઉપર જણાવેલી સિદ્ધાંતોક્ત ગાથા અર્થ સાથે આપી છે. કુંવરજી

---

પ્રતિષ્ઠાની તિથિ શિલાલેખમાં ઉપર પ્રમાણે છે છતાં તેની વર્ષગાંઠ કોઇપણ કારણસર જુદી તિથિએ થાય છે શ્રી અભિનંદનસ્વામી ફાગણ શુદિ ૪ થે અને શ્રી શાંતિનાથજીની પોસ વદિ ૮ મે થાય છે. એ મૂળ તિથિએ ઠરાવવાની જરૂર છે.

શ્રી પાર્શ્વનાથજીના મંદિરની પ્રતિષ્ઠા પ્રથમ સંવત ૧૯૩૯ ના શ્રાવણ શુદિ ૩ જે થઇ હતી અને ફરીને સં. ૧૯૯૦ ના માગસર શુદિ ૯ મે થઇ છે. એ સિવાય એક કચ્છલીયા પનામાં ને એક સ્ટેશન ઉપર ( વાગડીઆનું ) એમ બે દેરાસર છે ને બે ઘરદેરાસર છે. કુંવરજી

# તાત્ત્વિક અને બોધક વચનસંગ્રહ

લેખકઃ-મુનિશ્રી પુણ્યવિજયજી

( અનુસંધાન પૃષ્ઠ ૨૪ થી શરૂ )

૨૧૬. વસ્તુતઃ વિચારીએ તો મમતાના વશથી જ અષ્ટાદશ પાપ સેવવામાં આવે છે.

૨૧૭. કોઇપણ વસ્તુમાં અહંત્વની સૂક્ષ્મ કલ્પના પણ ન ઊઠે તો ખરેખર આત્મા સમતાને પરિપૂર્ણપણે ધારણ કરી શકે.

૨૧૮. કોઈ પણ વસ્તુ વાંચી અને સાંભળી એટલે કાંઇ જ્ઞાની બની જવાતું નથી. તે તે વસ્તુઓના સ્વરૂપનો અનુભવ કરવાથી જ જ્ઞાની થવાય છે.

૨૧૯. આત્માની વાતો કરી કરીને કંઠ બેસાડવામાં આવે, પણ જ્યાં સુધી આત્માના ગુણો પ્રાપ્ત કરવા ચારિત્રનો યથાશક્તિ માર્ગ પકડવામાં ન આવે ત્યાં સુધી શુષ્ક જ્ઞાનીપણું છે.

૨૨૦. કહેવું તે રૂપું અને કરવું તે સોનું છે તેમ જ તેનો અનુભવ લેવો તે રત્ન સમાન છે.

૨૨૧. ગમે તેવી વિશાળ બુદ્ધિ હોય પણ આત્મતત્ત્વની શ્રદ્ધા ન હોય તો તેવી લૂખી બુદ્ધિથી સત્ય સુખ પ્રાપ્ત થતું નથી.

૨૨૨. પોતાના જ્ઞાન અને શક્તિની બહાર હોય તેવા કાર્ય માટે માથું મારવું તે ખરેખર પોતાના અધિકારથી ભ્રષ્ટ થવા બરોબર છે.

૨૨૩. એટલા જ માટે પૂર્વાચાર્ય ભગવાનો કહે છે કે-શક્ય કાર્યનો આરંભ કરવો અને શુદ્ધ પક્ષનો સ્વીકાર કરવો. તેનાથી ઊલટો પોતાથી અશક્ય કાર્યનો આરંભ અને અશુદ્ધ પક્ષનો સ્વીકાર એ આત્મવિડંબનારૂપ હોઇ અહિતકારી છે.

૨૨૪. આત્મપ્રસન્નતા 'સત્વગુણ'નું ચિહ્ન છે, પરિતાપ ઉપજાવવો એ 'રજોગુણ'નું ચિહ્ન છે અને દીનતા ક્રોધ પ્રમુખ 'તમોગુણ'નું ચિહ્ન છે.

૨૨૫. પાષાણનો ભાર જેમ રત્નોની પ્રાપ્તિ થતાં ત્યાગ કરવા યોગ્ય છે તેમ જૈન-દર્શનરૂપ રત્નની પ્રાપ્તિ થતાં મનુષ્યો અન્ય દર્શનોના પાષાણભારને તજી દે છે.

૨૨૬. એકેક નયના આગ્રહથી ઉત્થિત જૈનેતર દર્શનોનો સર્વ નયોની સાપેક્ષતાએ જેમાં સમાવેશ થાય છે, એવા અનેકાન્તનયપ્રતિપાદ્ય તત્ત્વને મૂકીને પત્થર ભાર સમાન જૈનેતર દર્શનોને કોણ સેવે ? અર્થાત્ કોઇ સેવે નહિ.

૨૨૭. જગતમાં મનુષ્યોનો કોઇપણ વિષય સંબંધી એક સરખો મત હોતો નથી, સર્વના વિચારો જુદા જુદા હોય છે, છતાં અપેક્ષાવાદ-અનેકાન્તવાદથી ભિન્નભિન્ન વિચારોમાં રહેલું સત્ય તારવી લેવું અને જે જે અસત્ય વિચારો હોય તે સંબંધી મૌન રહી સહન-શીલતા ધારણ કરવી. વિચારોની ભિન્નતાથી વ્યક્તિ ઉપર દ્વેષ ન કરવો. અનેકાન્તવાદ દ્વેષને સમાવવા માટે જ ભગવાને પ્રરૂપ્યો છે.

૨૨૮. મિથ્યામતિના પાશમાં સપડાયલા જીવો એક નયની દૃષ્ટિવડે અમુક વિચારને ધર્મ તરીકે સ્વીકારીને અન્ય નયોના સાપેક્ષ વિચારો સામું ન જોતાં મિથ્યા વિચારની ધૂનમાં ને ધૂનમાં રાગદ્વેષની વૃદ્ધિ કરે છે.

૨૨૯. સંયમના બાહ્ય હેતુઓનું અવલંબન પણ અંતર્મુખવૃત્તિ માટે જ છે. પ્રભુ-પૂજા-ભક્તિ, ગુરુનું અવલંબન, પ્રતિક્રમણ, પ્રતિલેખના અને તીર્થયાત્રા વિગેરેનો મુખ્ય ઉદ્દેશ અન્તર્મુખવૃત્તિ પ્રાપ્ત કરવાનો છે.

૨૩૦. મનમાંથી પરવસ્તુઓ પ્રત્યે મમતાની વાસનાઓને દૂર કર્યા વિના બાહ્ય પદાર્થોની સાથેનો સંબંધ છૂટતો નથી. બહિર્મુખવૃત્તિનો જે જે અંશે નાશ થાય છે તે તે અંશે અંતર્મુખવૃત્તિ પ્રગટ થતી જાય છે. દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ અને પોતાના અધિકાર પ્રમાણે અંતર્મુખવૃત્તિનો આદર કરવો જોઇએ.

૨૩૧. વસ્તુતઃ જોઇએ તો બહિર્મુખવૃત્તિ એ જ સંસાર છે. બહિર્મુખવૃત્તિમાં રાગ અને દ્વેષનો રસ હોય છે, તેથી આત્માને કર્મ પણ ચીકણા બંધાય છે.

૨૩૨. સંસારમા આસક્તિ હોય છે ત્યાંસુધી બહિર્મુખવૃત્તિનું વિશેષ પ્રાબલ્ય હોય છે, આત્મજ્ઞાન-સમ્યગ્દૃષ્ટિની પ્રાપ્તિ થતાં આત્મા પોતાના શુદ્ધ સ્વરૂપને ઓળખે છે અને તેથી અંતર્મુખવૃત્તિની સાથે રમણતા કરે છે.

૨૩૩. સાધુઓને ધાર્મિક ક્રિયાઓ કરવાની આવશ્યકતા પણ અંતર્મુખવૃત્તિને માટે જ છે. ધાર્મિક ક્રિયાના રહસ્યોને અવબોધ્યા વિના અંતર્મુખવૃત્તિનો પ્રયત્ન સિદ્ધ થતો નથી.

૨૩૪. સાધુઓને અગર શ્રાવકોને સદા અંતર્મુખવૃત્તિ રહેવી દુર્લભ છે, કિન્તુ સતત અભ્યાસબળથી અંતર્મુખવૃત્તિને અમુક કાળાવચ્છેદેન પ્રાપ્ત કરી શકાય છે.

૨૩૫. બહિર્મુખવૃત્તિથી બાહ્ય સાધનોમાં પડેલા ભેદોની લડાઇઓ અને તેના વિવાદોમાં જેઓ જીવનસમય વ્યતીત કરે છે તેઓ અંતર્મુખવૃત્તિનો સ્પર્શ પણ કરી શકતા નથી.

૨૩૬. જેઓ બાહ્ય ગચ્છાદિ ક્રિયાના ભેદે સાધ્યશૂન્ય દૃષ્ટિએ લડે છે તેઓ સમ્યક્ત્વને પ્રાપ્ત કરી શકતા નથી.

૨૩૭. શાસ્ત્રોનું વાંચન અને મનન જેમ જેમ વિશેષ કરવામાં આવે છે તેમ તેમ અંતર્મુખવૃત્તિ વિશેષ પ્રકારે ખીલતી જાય છે.

૨૩૮. ધૈર્યગુણને ખીલવ્યા વિના અંતર્મુખવૃત્તિના સાધક બની શકાતું નથી.

૨૩૯. અંતર્મુખવૃત્તિને સાધવા માટે જે જે નિમિત્ત કારણોને અવલંબવા પડે અને જે જે મતો તથા બાહ્ય ક્રિયાઓ કરવી પડે, તેને વ્યવહારથી અંતર્મુખવૃત્તિ કહેવાય છે.

૨૪૦. રાગદ્વેષના પરિણામની મંદતા અને આત્મામાં મનની સ્થિરતાવડે જે જે અંગે આત્મરમણતા થાય અને મનની અમુક સાધનોવડે એકાગ્રતા થાય તેને નિશ્ચયથી અંતર્મુખવૃત્તિ કહેવાય છે. આત્માભિમુખવૃત્તિને અંતર્મુખવૃત્તિ કહેવામાં આવે છે.

૨૪૧. બાહ્ય સંયોગોના નિમિત્તે જીવોની વૃત્તિ જ્યાં જેવા સંયોગો મળે છે ત્યાં તેવા પ્રકારની થઇ જાય છે.

૨૪૨. જેની જેવી મનોવૃત્તિ હોય, તદનુકૂળ-મનોવૃત્તિ પ્રમાણે વર્તવાથી યા પ્રવૃત્તિથી મનમાં આનંદ પ્રગટે છે અને તેવી મનોવૃત્તિથી પ્રતિકૂળ વર્તવાથી યા તેવા આચરણથી મનમાં અરુચિ ઉત્પન્ન થાય છે.

૨૪૩. અસમ્યગ્ બાબતમાં સામાને અનુકૂળ થવું તે અહિતકારી હોઇ ત્યાજ્ય છે.

૨૪૪. અમુકનો ઉપકાર કરીશ તો તેનાથી અમુક જાતનો મને લાભ થશે એવી બુદ્ધિ રાખીને જે ઉપકાર કરે છે તે ઉપકાર નથી પણ એક જાતનો લેવડદેવડનો વ્યાપાર છે.

૨૪૫. 'હું અને મારું' એવો અધ્યાસ જ્યાં સુધી છે ત્યાં સુધી મનની સ્થિરતા થતી નથી. બાહ્ય પદાર્થોની વાસના જ્યાં સુધી હોય છે ત્યાં સુધી મનમાં સંકલ્પવિકલ્પ થયા જ કરે છે.

૨૪૬. દેશમમત્વ, કુળજાતિમમત્વ, કુળધર્મમમત્વ, ગચ્છમમત્વ, શિષ્યમમત્વ, પુત્રમમત્વ, વસ્ત્રમમત્વ, સ્થાનમમત્વ અને ભક્તમમત્વ ઇત્યાદિ મમત્વોમાં બંધાએલો જીવ કર્મપાશથી છૂટી શકતો નથી.

૨૪૭. હું ત્યાગી છું એવું અહંભાવરૂપ મમત્વ પણ જ્યાં સુધી આત્મામાં આરોપવામાં આવે છે ત્યાં સુધી ખરેખરું ત્યાગીપણું પ્રગટતું નથી. વ્રતાદિમાં પણ મમત્વભાવ રાખવાથી નિશ્ચયથી આત્મા છૂટી શકતો નથી, વેષાદિકમાં પણ મમત્વભાવ રાખવાથી આત્મા પરિગ્રહબંધનમાંથી છૂટી શકતો નથી.

૨૪૮. જે મનુષ્યો તત્ત્વજ્ઞાનમાં કંઇ પણ સમજતા નથી, જેઓને શુદ્ધ દેવ, ગુરુ અને ધર્મનું જ્ઞાન નથી તેઓ પરમાત્માના સાચા સેવક બની શકતા નથી, જેઓને મુક્તિની ઇચ્છા નથી અને જેઓ પરમાત્માની આજ્ઞા યથાર્થ પાળતા નથી તેઓ પણ પરમાત્માના સેવક બની શકતા નથી.

૨૪૯. જ્ઞાનપક્ષી સર્વથી આરાધક છે અને દેશથી વિરાધક છે અને ક્રિયાપક્ષી દેશથી આરાધક છે અને સર્વથી વિરાધક છે. જ્ઞાન અને ક્રિયા બન્નેને માનનાર અનેકાન્તવાદી હોવાથી આરાધક છે.

૨૫૦. મોક્ષાભિમુખ આત્માઓ પોતાના જ્ઞાનનો ઉપયોગ સમભાવની પુષ્ટિમાં કરે છે, સાંસારિક વાસનાની પુષ્ટિમાં કરતા નથી. તેથી તેમનું જ્ઞાન ગમે તેટલું અલ્પ હોય તો પણ સમ્યગ્દર્શનપૂર્વકનું હોવાથી તે સત્ય જ્ઞાન છે. તેથી ઊલટું સંસારાભિમુખ આત્માનું જ્ઞાન ગમે તેટલું વિશાળ અને સ્પષ્ટ હોવા છતાં સાંસારિક વાસનાનું પોષણ કરનાર હોવાથી મિથ્યા-જ્ઞાન-અજ્ઞાન કહેવાય છે.

૨૫૧. આત્માને અજ્ઞાન અને વિષયો બંધન આપે છે અને જ્ઞાન મુક્તિ આપે છે. જ્ઞાન વિના કેવળ શાસ્ત્રનો અભ્યાસ કરે તો તે શાસ્ત્રના પુદ્ગલોથી મુક્તિ થતી નથી.

૨૫૨. જ્ઞાનની સાથે ઐક્યને પામેલ તપ આત્માને નિર્જરા કરાવે છે; તે સિવાયનો તપ વસ્તુતઃ ક્યારે પણ નિર્જરા કરતો નથી.

# મનોમંથન

જગતમાં જેમ મનુષ્ય અનેક પ્રકારના છે તેમ તેઓના મનની રુચિઓ પણ જુદા જુદા પ્રકારની હોય છે. માનવદેહમાં મન એ સર્વ ઇંદ્રિયોનો રાજા છે, અને તેના દ્વારા તે સઘળા વિષયોનો ઉપભોગ કરે છે. મનથી જ સંસાર સ્વર્ગનું દ્વાર બને છે અને એ જ મનવડે સંસાર નરકદ્વાર સમું બની જાય છે. મન જો અંકુશમાં રહેલું હોય તો તે દાસ બને અને જો નિરંકુશિત હોય તો શત્રુથી પણ વધારે દુષ્ટ બને છે. મનુષ્યનું મન મહામદોન્મત્ત હાથીના કરતાં પણ ઘણું બળવાન છે, પરંતુ સૂક્ષ્મ હોવાથી તેને વશ કરવું ઘણું કઠિન છે. આથી મોક્ષાભિલાષી મનુષ્યોએ પ્રથમ તો મનને વશ કરી તેને સ્થિર કરવાની આવશ્યકતા છે. જેમ દર્પણને ધોઇ સ્વચ્છ કર્યું હોય તો તેમાં આપણું પ્રતિબિંબ યથાર્થ પડે છે પણ જો તે સ્થિર હોય તો જ પડે છે તેમ મન જો શુદ્ધ હોય છતાં પણ જો તે સ્થિર થયું ન હોય તો તે પોતાના આત્મસ્વરૂપને યથાર્થ જોઇ શકતું નથી, માટે મુમુક્ષુજનોએ તેને સ્થિર કરવાનો પ્રયત્ન કરવો જોઇએ.

મન લાકડકણ છે, જળતરંગ જેવું ચંચળ છે, અસ્થિર છે, બહુ પ્રમાદી છે—એ બધું ય હોવા છતાં મન બળવાન અને દ્રઢ પણ છે. દ્રઢ મનોબળથી ઘણા મહાપુરુષોએ આત્મકલ્યાણ સાધ્યું છે. મુશ્કેલી એક જ છે કે તે એકાએક સ્થિર થઇ શકે તેવું નથી. તેને સ્થિર કરવા ઘણા સખ્ત પ્રયોગો કરવા પડે છે. શરીર સાથે મન દ્રઢ સંબંધવાળું હોવાથી તેને વશ કરનારા સર્વ પ્રયોગો પ્રથમ તો શરીરદ્વારા જ કરવા પડે છે. તે પ્રયોગોમાં વ્રત, તપ, જપ મુખ્ય છે. શરૂઆતમાં મુશ્કેલી નડે તો તે વેઠીને પણ તે પ્રયોગો આચરવાથી મન વશ થાય છે. ઉપરાંત પરદ્રવ્ય તથા પરસ્ત્રી તરફ તિરસ્કાર દાખવવો, પારકી નિંદા અને પોતાની સ્તુતિ તરફ અરુચિ બતાવવી, પરમાર્થ પ્રતિ લક્ષ રાખવું તથા પ્રાણીમાત્ર પ્રત્યે દયાવૃત્તિ દાખવવી ઇત્યાદિ ક્રિયા કરતાં શરીરને કષ્ટ પડે તો પણ તે વેઠીને તે પ્રત્યેક આચરણ કરવાથી મન વશ થાય છે. વ્રત-તપ-જપ વિગેરે કરવાથી ઇંદ્રિયોનું બળ ઓછું થતાં મન પણ આપોઆપ નરમ પડી વશ થાય છે.

માનવદેહ જન્મ, જરા, વ્યાધિ અને મૃત્યુથી ઘેરાયેલો છે. ઉપરાંત તે મનને પણ આધીન છે, તેથી શાશ્વત સુખની ઇચ્છાવાળા મનુષ્યોએ જન્મ-જરા-વ્યાધિ-મૃત્યુ ઇત્યાદિ ઉપર વિજય મેળવવા માટે પ્રથમ તકે જ મન શુદ્ધ કરી સ્થિર કરવા તરફ પ્રયાસ કરવો. આટલા માટે જ કહ્યું છે કે 'મન સાધ્યું તેણે સઘળું સાધ્યું' મન બે પ્રકારનાં હોય છેઃ શુદ્ધ અને મલિન. તપશ્ચર્યાથી ઇંદ્રિયદમન થાય છે, ઇંદ્રિયદમનથી મન વશ થાય છે. આટલું કર્યા બાદ મનને સ્થિર કરવાની પણ ખૂબ આવશ્યકતા છે. તપસ્વી ઘણું કરીને ક્રોધી હોય છે તેનું કારણ મન વશ કરેલ નથી તે છે. વશ થયેલ મનને નિદિધ્યાસન, સત્સંગ, શ્રદ્ધા અને ત્યાગથી સ્થિર કરી શકાય છે. આવી રીતે મનને સ્થિર કર્યા પછી કરવામાં આવેલ પ્રભુપૂજન, ભજન, મનન કે જપ અતિ લાભદાયક થાય છે. શુદ્ધ તેમ જ સ્થિર મનવડે કરેલી કોઈ પણ ક્રિયા તુરત ફળવતી થાય છે. મહાન્ પુણ્યયોગે પ્રાપ્ત થયેલ માનવભવની સાર્થકતા માટે સૌથી પ્રથમ માનસિક શુદ્ધિની આવશ્યકતા છે. જેમ પવન

# હિતકારી વચનો

૧૧૬. મૌન, ગંભીરતા અને ધૈર્ય ધારણ કરવાની જરૂર છે; કારણ કે મૌન રહેવાથી કલહ થતો નથી, ગંભીરતા રાખવાથી પોતાની પ્રતિષ્ઠા વધે છે અને ધૈર્ય રાખવાથી દરેક કાર્યો સાધ્ય થાય છે.

૧૧૭. લક્ષ્મીની ઇચ્છાવાળાએ પ્રથમ સદ્દગુણો પ્રાપ્ત કરવાની જરૂર છે, કારણ કે સદ્દગુણો હોવાથી લક્ષ્મી એની મેળે જ ચાલી આવે છે.

૧૧૮. લોકપ્રિય થવાની કાળજી રાખવા કરતાં પ્રભુપ્રિય થવાની વધારે કાળજી રાખવી, કારણ કે લોકપ્રિય થવાથી અહીંને જ માટે સુખ છે પણ પારલૌકિક સુખને માટે તો પ્રભુપ્રિય થવું તે જ ઉત્તમ છે.

૧૧૯. સુખ અને દુઃખ એ પોતાની કરણીનું પરિણામ છે એટલે તેને માટે કોઇને દોષ દેવો તે તો આપણી ભૂલ છે.

૧૨૦. તન-મનનો નિરંતર ઉદ્યોગ, અનુભવ, યોગ્ય સાધન અને એક સરખો ઉત્સાહ કાયમ રહે તો કોઇ પણ કાર્ય સિદ્ધ થયા વગર રહેતું જ નથી.

૧૨૧. જે વર્તણુક હું બીજા પ્રત્યે ચલાવવા ઇચ્છું છુ તે વર્તણુક મારા પ્રત્યે ચલાવવામાં આવે તો મને કેવી લાગણી થાય ? એ નિરંતર વિચારવાથી હમેશાં પાપથી બચાય છે.

૧૨૨. કાર્ય કરતી વખતે અને મનની અશાન્તિ હોય ત્યારે મનથી કરેલી પ્રાર્થનાનો સમય અને શ્રમ વ્યર્થ જાય છે માટે મન સ્થિર રાખી પ્રત્યેક કાર્ય કરવું તે ઉત્તમ છે.

૧૨૩. બીજાના કમાયેલા ધનથી મેળવેલું પુણ્ય મોટા ભયમાંથી બચાવી શકતું નથી.

૧૨૪. જે સુખના સમયમા ભવિષ્યના દુઃખનો વિચાર કરીને તેના નિવારણ માટે પ્રથમથી જ ગોઠવણ કરે છે તે સર્વદા સુખી રહે છે.

૧૨૫. કોઇ પણ કામ મુકરર કરેલા સમયે અને એકચિત્તે કરવાથી કાર્યમાં સ્નેહ અને આનંદ મળશે તેમજ વખતનો પણ બચાવ થશે.

---

વાદળાને ખેંચી લાવી વરસાદ લાવવામા ઉપયોગી છે, છતા તે જ પવન ચાલુ વરસાદનાં વાદળાને વીખેરી નાંખનાર પણ છે તેમ મન કર્મનો બંધ કરનાર છે તેવી રીતે તે જ મન કર્મની નિર્જરા કરવામાં પણ આધારભૂત છે, માટે જ શાસ્ત્રકારો ભાખી ગયા છે કે ' **मनः एव मनुष्याणां, कारणं बंधमोक्षयोः** ' માણુસ જેમ પશુને દોરડાથી બાંધી વશ રાખે છે તેમ મનને વ્રત-તપ-જપ ઇત્યાદિથી વશ કરવું જરૂરનું છે, કારણ કે મન દેહાદિક સઘળા વિષયપ્રપંચમાં રાગ-પ્રીતિ ઉપજાવી આત્માને બંધનમાં નાખે છે તે જ મન સાંસારિક વિષયોમા વૈરાગ્ય ઉપજાવી આત્માને મોક્ષમાર્ગ તરફ પણ ખેંચી જાય છે. એટલા જ માટે માત્ર માનસિક શુદ્ધિના પ્રત્યેક શક્ય પ્રયાસો માનવમાત્રે અવશ્ય આચરવા જોઇએ. તેનો જ મનુષ્યજન્મ સફળ થયો જાણવો કે જેનું મન વશ અને સ્થિર છે. "

શાહ મોહનલાલ હરિચંદ-શીહોર

હિંસક કૃત્યોમાં ધર્મ જેવી પવિત્ર વસ્તુનો અંશ સરખો પણ ન હોઇ શકે એવી માન્યતા બંધાઇ ચૂકી છે, એ બાબતના મને પુરાવા પણ ઓછા નથી મળ્યા. એ માટે આપણા વિપ્રસમાજ તરફથી મને નાસ્તિક તરિકેનું ઉપનામ પણ પ્રાપ્ત થઇ ચૂકયું છે. એથી મને કંઇ ગુમાવવાનું નહોતું. અજ્ઞાન જનતાના એવા બિરુદની મને કંઇ જ પરવા હતી નહીં અને આજે પણ નથી જ. અહિંસા જેવી અમોઘ વસ્તુ પ્રત્યેની મારી શ્રદ્ધા આજે પણ કાયમ છે અને એ વાત મારું અંતર જાણે છે તેમ મારો એક વણિકમિત્ર પણ પિછાને છે.

મરણપથારીએ પડેલ પિતાનો આગ્રહ અને એ સત્વર પૂર્ણ કરવા સારુ વહાલી એવી પ્રિયાનો સતત ચાલતો ઉપદેશ નહોત તો આ શય્યંભવ નાલંદામાં આપની પાસે ન જ આવ્યો હોત. મારે તો વેદની આ હિંસાવિધિ સંબંધમાં આપ સરખા પંડિતો સાથે ચર્ચા ચલાવવાના કોડ હતા. એ દ્વારા નિચોડ આણવાનો અને જગતમાંથી આ મહામારીને હાંકી કાઢવાનો અભિલાષ હતો. પણ એ તર્કભૂપણ‌ઈ! આપે મને પ્રથમથી જ બાંધી લીધો–પહેલી મુલાકાતમાં જ મારી આશાનો કિલ્લો ધરાશાયી થઇ ગયો! જીવનભરનો સંગ્રહેલો અમૃત ભંડાર પળવારમાં લૂંટાઇ ગયો! ખેર થવાનું થઇ ગયું 'गतं न शोच्यम्' એ સૂત્રનો સધિયારો લઇને એ બધુ હું ભૂલી જઉં છું, પણ અત્યારે ભાર મૂકીને આપને વિનંતિ કરું છું કે પેલા મુનિઓ કહી ગયા તેમ આ સર્વ કરણી કેમ કષ્ટરૂપ છે અને જે સત્ય છે અર્થાત્ નિશ્ચળ તત્ત્વરૂપ છે તે કઇ વસ્તુ છે? હજુસુધી આપ મને કેમ સમજાવતા નથી? શા સારુ બતાવતા નથી?"

**શ્રીધરશાસ્ત્રી** બોલ્યા: "યજમાન શય્યંભવ! આ તું શું વદે છે? વેદશાસ્ત્રોમાં જેનું બહુ પુન્ય દર્શાવવામાં આવ્યું છે એવો યજ્ઞ કરાવતાં મને પળિયા આવ્યા છે, મારા બાપદાદાઓની જિંદગી પણ એમાં જ વ્યતીત થઇ છે, છતાં અદ્યાપિ કોઇએ આવો પ્રશ્ન નથી કર્યો. આ પવિત્ર વિધાનનું ફળ સ્વર્ગ છે એ ભાગ્યે જ કોઇ દ્વિજસંતાનથી અજાણ્યું હોય! તારા સરખો એક ઉત્તમ વંશોત્પન્ન બ્રાહ્મણસંતાન પેલા નિર્ગ્રંથોના મામૂલી શબ્દોથી આકર્ષાઇ આવો પ્રશ્ન કરવા તત્પર થાય એ જ આશ્ચર્ય છે. અરે! આગળ વધીને કહું તો એ અયુક્ત છે અને ગુરુના અપમાનરૂપ પણ છે 'आज्ञा गुरूणामनुलंघनीया' એ વચન સાંભળ્યું છે કે કેમ? જ્યારે મને આચાર્ય તરિકે યજ્ઞનું સર્વ વિધાન સોંપ્યું ત્યારપછી તેમાં શંકા કરવાનું શું પ્રયોજન? આવો પ્રશ્ન ઉઠાવાય જ કેમ? પેલા અરિહંત ઉપાસક વણિકમિત્રની સંગતિનું જ એ પરિણામ છે. અડગ શ્રદ્ધાબળની અપૂર્ણતા જ એમાં કારણરૂપ છે. યજ્ઞનિમિત્તે થતી હિંસા એ હિંસા જ નથી. એમાં પાપ સંભવતું જ નથી.

એમ નિઃશંકપણે માન્યા સિવાય ચાલે તેમ નથી જ. વેદનું એ ફરમાન છે, એ પરત્વે રંચમાત્ર સંશય ધરનાર રૌરવ નરકગામી બને છે."

શય્યંભવ બોલ્યા: "તર્કભૂષણજી ! દલીલના અભાવે આ જાતનો ભયદ શોધી સ્વમંતવ્યનું સમર્થન કરવું તે બીજાને ભલે શોભતું હોય પણ આપ સરખા વિદ્યાકોવિદને અને જગતપ્રસિદ્ધ એવા નાલંદાવિદ્યાપીઠમાં વસનારને નથી શોભતું. વચન તો યુક્તિવાળું હોય તે જ ગળે ઊતરી શકે. અંધશ્રદ્ધાની દોરીએ બાંધેલા વાડા ઝાઝો કાળ નહીં ટકે સાચી શ્રદ્ધા તો સો ટચના સુવર્ણ જેવી છે. એની સામે જેમ ઝંઝાવાત ઊઠે તેમ એ ઓર પ્રકાશી ઊઠે જવા દો બીજી ત્રીજી વાતો. મને સમજાવો કે આવા પવિત્ર વિધાનમાં આટલા બધા ઉપદ્રવ શા કારણે જન્મ્યા ? નિષ્ણાત ક્રિયાવંતના હાથે આવા અપશુકનો કેમ સંભવે ?"

શ્રીધરશાસ્ત્રી-"વત્સ ! સારા કાર્યમાં વિઘ્નો તો આવે જ, દસ્યુ અને ક્ષુદ્રો તરફથી ભૂતકાળમાં ઓછા ઉપદ્રવ નહોતા થતા આજે એ જાતનું કાર્ય-મંત્રતંત્રની જાળ બિછાવી પેલા શ્વેતવસ્ત્રધારી સાધુઓ કરી રહ્યાં છે. એવા નાસ્તિકોના ઉપદ્રવોથી ગભરાવાનું હોય જ નહીં"

શય્યંભવ ભટ્ટ-"આચાર્યશ્રી ! મૂળ પ્રશ્નનો ઉત્તર આપવામાં આમ ગોટા ન વાળો જે વિઘ્નો ઉપસ્થિત થયા એમાં આ શ્રમણોનો હાથ કેવી રીતે કલ્પી શકાય ? તેઓ તો માત્ર આજે પ્રથમ જ વાર દેખાયા છે અને માત્ર થોડા શબ્દો ઉચ્ચારીને ચાલી ગયા છે. વળી અહીં દસ્યુ કે ક્ષુદ્રોના પ્રશ્ન સાથે આ સાધુઓનો સંબંધ જોડવો અથવા તો મંત્ર તંત્રની વાત જોડવી એ અયુક્ત છે. અલબત્ત, ચરમ તીર્થંકરના ઉપદેશનું પાન કરવાથી આમજનસમૂહમાં આ પ્રકારની હિંસા પ્રત્યે ગ્લાનિ ઉદ્ભવી છે—ઘૃણા પેદા થઇ છે અને ક્ષુદ્રોનો કંઇ હક કે અધિકાર નથી-કેવળ તેઓ નીચ છે એટલે ઊંચ વર્ણની સેવા કરવા જ સરજાયેલા છે એવા આપ સરખાના ઉચ્ચાર અને આચરણથી એ જાતિઓમાં અસંતોષ જન્મ્યો છે-એ બધા ચાલુ વિધાન અંગેના વિરોધમાં નોંધી શકાય. અહિંસા એ જ સર્વશ્રેષ્ઠ છે અને આત્મત્વની નજરે કોઇ ઊંચ-નીચ નથી એવા ઉમદા અને ઉદાર વચનોના પ્રમાણિક અને ચારિત્રસંપન્ન શ્રમણોના હાથે થઇ રહેલા પ્રચારથી વર્ણાનામ્ બ્રાહ્મણો ગુરુઃ જેવા અધિકારનું અપમાન થઇ રહેલું છે એ તો ઉઘાડી વાત છે, પણ એમાં એ અજ્ઞાનવર્ગને દોષ દેવા કરતાં આપણા જ વિદ્વાનો ઇંદ્રભૂતિ-સુધર્મા આદિ દલીલોનું દીવાળું નીકળવાથી આ બધું ત્યજી દઇ, જૈન દર્શનમાં ભળી ગયા અને તેના મુખ્ય પ્રચારક બન્યા એ વધારે ગંભીર ફટકા સમાન છે. કયાં તો આ ક્રિયા દોષ-પાત્ર લેખાય અથવા તો આપણે આ

# વ્યવહાર કૌશલ્ય

( મૌક્તિક )

( ૨૦૧ )

**" હાથમાં ઝાડુ હોય કે કલમ હોય; કરેલ કાર્યના મૂલ્યાંકનમાં એને કાંઇ સંબંધ નથી. વસ્તુનો ઉપયોગ શો થયો છે અને તેની પાછળ અંદરનો ઉદ્દેશ શો હતો, એ હકીકત હથિયારને મૂલ્યવાન કે મૂલ્ય વગરનું બનાવે છે. "**

રાડા જેવા કાંડાની બનેલી કલમથી મોતીના દાણા જેવા અક્ષર લખી શકાય છે, જેવા તેવા જોડાથી કાંટાવાળું જંગલ પસાર કરી શકાય છે, ફાટી જતાં કાગળ પર આખા યુદ્ધના ભાવીની રેખા આંકી શકાય છે. ત્રણસો–ચારસોની સાડી પહેરતાં ન આવડે તો તેની આરપાર ફુવડપણું તરવરી આવે છે અને વલ્કલને પણ સફાઇથી પહેરવામાં આવે કે ખાદીની સાદી સાડી પદ્ધતિસર પહેરવામાં આવે, તો તેમાંથી નમણાપણું ઝળકી ઊઠે છે. આ તો બાહ્ય વસ્તુની વાત થઇ, પરન્તુ કોઇ પણ કાર્ય હાથ ધરવામાં આવે તો તે કાર્ય કયા સાધનોથી થયું તે વાત બહુ મહત્તા ધરાવતી નથી, પણ એ કાર્ય પાછળ ભાવના કેવી હતી, એનો અંદરનો આશય શો હતો અને એમાં વપરાયેલ વસ્તુ–સાધનોનો બરાબર ઉપયોગ કરવામાં આવ્યો હતો કે નહિ ? એ વાત કાર્યની કિમ્મત આંકી આપે છે. કોઇ પાતળી ટાંકે ઝીણું લખે કે કોઇ કલમથી જાડા અક્ષર કાઢે, કોઇ સવારથી સાંજ સુધી મહેનત કરે અને છતાં ચાર આના પણ ન મેળવી શકે, અને કોઇ મહજમાં હજારો પેદા કરે એ સર્વમાં વસ્તુની પાછળ પરિશ્રમ અને તે લેવામા રહેલ આંતરનો આશય એ મહત્ત્વની બાબતો છે. ધાન્યને ધૂળ કરીને પણ ખવાય છે અને ગામડામા શાક ન મળે તો નદીના પાંચિકાને સાફ કરી–ધૂળને ધાન્ય બનાવી શકાય છે. આ સર્વમાં કામ કરનારની આવડત, ચરળતા, સુકરતા અને એ કાર્ય કરવામાં રહેલ ભાવના અગત્યનો ભાગ ભજવે છે. કામની કિમ્મત એને બનાવનાર સાધન–હથિયારની કિમ્મત પર થતી નથી, પણ એ હથિયારનો કેવો ઉપયોગ કર્યો અને તે ઉપયોગ પાછળ મુદ્દો શો હતો તે પર જ થાય છે. કલમ સારામાં સારી હોય, પારકરની પેન હોય, પણ તેનાથી ઉશ્કેરનારી ભાષામાં અધમ વાતો, ગાળાગાળી કે આક્ષેપની વાતો લખવામાં આવે, ખોટા દસ્તાવેજ તૈયાર થાય કે નિંદા ચુગલી લખાય તો તે કલમ નકામી છે, કાર્ય નિરર્થક બને છે; જ્યારે હાથમાં ઝાડું હોય, પણ તેનાથી સફાઇ વધારવામાં આવે, કચરો દૂર કરવામાં આવે અને આરોગ્ય વધે તેવું વાતાવરણ જમાવવામાં આવે તો એ વસ્તુ સુયોગ્ય છે, પ્રશસ્ય છે, આદરણીય છે.

ખરી હકીકત કાર્યની પ્રશસ્યતા અને આદર્શની સફળતા પર ટકી રહે છે. વસ્તુનો સારો ઉપયોગ કરવામાં આવે અને એ ઉપયોગ પાછળ ઉપકાર કે જનસુખવૃદ્ધિની ભાવના હોય તો સાધન–હથિયાર કિમ્મતી કે અલ્પ મૂલ્યવાન હોય તેમાં કાંઇ ફેર પડતો નથી. વગર મૂલ્યની સળી પણ કોઇવાર મહાન્ કાર્ય કરી શકે છે. હથિયાર વાપરનારની હસ્તકળા અને હૃદયભાવના પર કામની કિમ્મત અને કસોટી છે. કુશલ માણસ હથિયાર કે સાધનની કિમ્મત વિચારે જ નહિ, એને તો કામ સાથે જ કામ હોય, એને કાર્યના અંતરમાં રહેલ વિશુદ્ધ વહેણ સાથે જ કામ હોય. એ રજને સોનું બનાવે, એ રોગમાંથી

દરિયો બનાવે, એ બટન દાબીને આખા વિશ્વને ચકિત કરે. સાધનધર્મોમાં મૂંઝાઇ જાય તે ઉપરચોટીયા સમજવા, સાધનના પેટાળમાં ઊતરી તેનો ઉપયોગ સમજે અને તેનો હેતુ વિચારે તેને સમજવા કુશળ.

"Whether the hand holds a broom or a pen, it has nothing to do with the value of the work accomplished. It is the use to which the tool is turned, the purpose that is put into it that makes it worthwhile or worthless." (6-2-40.)

( ૨૦૨ )

**"કોઇ વસ્તુને અડધી અડધી કરેલી જોવી એ વાતનો મને તિરસ્કાર છે; જો એ બરાબર હોય તો જોરથી કરો, અને એ ખોટી હોય તો ન કરો."**

સંસ્કૃત ભાષામાં એક સુભાષિત છેઃ તેમાં કહે છે કે 'કાર્યનો આરંભ ન કરવો એ પહેલું બુદ્ધિનું લક્ષણ છે અને આદરેલ કામને અંત સુધી પહોંચાડી તેને પૂરું કરવું એ બીજું બુદ્ધિલક્ષણ છે.' મેં એવા ઘણા માણસો જોયા છે કે જેઓ પોતાની કલ્પનાશક્તિ પર આધાર રાખી, ક્ષણિક તરંગને આધીન થઇ અનેક કામનો આરંભ કરી દે છે, પણ વચ્ચે પોતાનો એ કાર્ય તરફ આદર ઘટી જતા, અથવા બીજું કામ આવી પડતાં, પેલા આદરેલ કામને અડધે રસ્તે રખડાવી દે છે અને એ કામ પૂરું કરતા જ નથી. આવા વ્યવસ્થા વગરના માણસો પોતાની શક્તિનો ઘણો દુર્વ્યય કરે છે. એની કામ પરત્વે શરૂઆતની ધગશ જોશો તો જાણે એમ જ લાગશે કે આ દુનિયામાં એ કાર્ય કરવા માટે જ એ જન્મેલો છે, પણ શરૂઆતનો ઉત્સાહ મંદ પડી જાય એટલે એ કામને આંબાચોકમાં-અડધે રસ્તે રખડાવી બીજા કામમાં પડી જાય છે અને પછી જાણે પેલા કામની સાથે એને કોઇ જાતનો સંબંધ જ નહોતો એવી વિચિત્ર રીતે એ વર્તે છે. આ રીતે અનેક લેખો અપૂર્ણ રહ્યા છે તે આ જીવનમાં પૂરા થયા નથી, અનેક સગપણનાં સાટાં થયાં તેનો અમલ થયો નથી, અનેક વેપારની શરૂઆત કરી અન્ય વ્યવસાયની જાળમાં ગુંચવાઇ જતાં મોટી ખોટમાં કે દેવાળામાં આવી પડ્યા છે. આ આખી જીવનપદ્ધતિ બહુ ખોટી છે, અત્યંત હાનિ કરનાર છે અને શક્તિ અને સમયને બરબાદ કરનાર છે.

કામ આદરતાં પહેલાં તેને માટે વિચાર કરવો. એ કાર્ય પોતે ઉપાડવા જેવું છે કે નહિ તેનો ખ્યાલ કરવો, લાભાલાભની ગણતરી કરવી, પોતાના જીવન ઉદ્દેશ સાથે એનો મેળ ખાય છે કે નહિ તે વિચારવું અને પછી લાગે કે એ બરાબર કરવા યોગ્ય છે તો આદરવું, પણ એક વાર આદર્યું એટલે તો એને પાર પહોંચાડે જ છૂટકો. કાર્ય અકર્તવ્ય લાગે, બરાબર લાગે અથવા પોતાની તે માટે અંગત અશક્તિ લાગે તો તે આદરવું જ નહિ, પણ એક વાર હાથમાં લીધું, એટલે તો પછી જીવ સટોસટની જ વાત. એ તો 'કાર્ય સાધયામિ, કિંવા દેહં પાતયામિ' એટલે 'એ કામ સાધું અથવા તો મારો દેહ પડી જવા દઉં' આવા નિશ્ચયબળવાળા માટે જ આ દુનિયા છે. પવન આવે તેમ ફરી જાય, અડધું ગળેલું હોય તેની ઊલટી કરી નાખે, માથાફોડ કરી અડધે રસ્તે આવી બેસી જાય, એ તો બધી રીતે અકુશળ ગણાય. એમાં આબરૂ જાય, ધન જાય અને ઘણી વાર આખા જીવનને અસર કરે તેવું પછાતપણું લાગુ પડી જાય. માટે કોઇ પણ કામ ઉપાડવા પહેલાં તે કાર્યની કર્તવ્ય-

ગણુના પૂરતો તેને માટે ખૂબ વિચાર કરવો, પોતાની શક્તિની ગણતરી કરવી, પોતાનાં સાધનો ક્યાં સુધી પહોંચશે તેનો ક્યાસ કરવો અને એમ કર્યા પછી એ કાર્ય કરવાનો નિર્ણય કરવો. કાર્ય શરૂ કરાય ત્યારપછી તો 'માથા માટે માલ'ની વાત થાય. ન આદરવામાં વાંધો નથી, એમાં નબળાઇ ગણાય તો શરમાવાનું નથી, પણ આદરીને અધૂરું મૂકવું એ તો કોઇપણ રીતે બચાવ ન થઇ શકે એવી સ્થિતિ છે; માટે ખૂબ વિચારીને કોઇ પણ કાર્ય આદરો, ન ગમે તો શરૂ ન કરો, પણ એક વાર માથે લીધું, પછી તો એને પાર ઉતારે જ છૂટકો. કુશળતા કામને છેડે પહોંચવામાં છે, કુશળતા કામનો આદર ન કરવામાં છે. દુગ્ધામાં બન્ને જાય. 'ન મળ્યા રામ, તે ન મળી માયા' એ સ્થિતિ કુશળ મનુષ્યની ન હોય.

"I hate to see a thing done by hues; if it be right, do it boldly; if it be wrong, leave it undone." GILPIN. (20-3-40)

## પ્રાર્થના

દોહરા.

હે પ્રભુ! હે પ્રભુ! શું કહું, દીનાનાથ દયાળ;
હું તો દોષ અનંતનું, ભાજન છું કરુણાળ. ૧
શુદ્ધ ભાવ મુજમાં નથી, નથી અંતર શુદ્ધ રૂપ;
નથી લઘુતા કે દીનતા, શું કહું પરમ સ્વરૂપ? ૨
નથી આજ્ઞા ગુરુદેવની, અચળ કરી ઉરમાંય;
આપતણો વિશ્વાસ દ્રઢ, ને પરમાદર નાય. ૩
આગર છો કરુણાતણા, દીનબંધુ જગનાથ;
પાપી પરમ અનાથ હું, અહો પ્રભુ મુજ હાથ. ૪
અનંત ભવથી આથડું, ભાન વિના ભગવંત;
જાણ્યા નહિ શુદ્ધ સંતને, તજ્યું નહિ અભિમંત. ૫
સંતતણા આશ્રય વિના, પાખંડ કર્યાં અનેક;
સદ્‌મતિ થઇ નહિ માહરી, આવ્યો નહિ વિવેક. ૬
મુજ સાધન બંધન થયા, રહ્યો ન કોઇ ઉપાય;
સતસાધન સમજ્યા વિના, બંધન ક્યાંથી જાય? ૭
લીન થયો નહિ ભક્તિમાં, પડ્યો નહિ તુજ પાય;
દોષ દીઠા નહિ માહરા, તો તરું કોણ ઉપાય? ૮
અધમાધમ અધિકો વળી, વિશ્વ બધામાં હુંય;
એ સઘળું જાણ્યા વિના, સાધન કરશે શુંય. ૯
પસ્તાવો મુજ દોષનો, હે પ્રભુ મુજને થાય;
સેવક સુરઇંદુ પ્રભુ, ગદ ગદ ગદ કહેવાય. ૧૦

અમીચંદ કરસનજી શેઠ

## પહેલા વર્ગના મેમ્બરોને ખાસ સૂચના

( બે વર્ષની ફીના વેલ્યુ શરૂ છે )

આ વેલ્યુ તા. ૨૫મી જુનથી શરૂ કરવામાં આવ્યા છે સ. ૧૯૯૭ ના ચૈત્રથી સં. ૧૯૯૯ ના ફાગણ સુધીના બે વર્ષની ફીના રૂ. ૬॥ તથા ભેટની નીચેની ૬ બુકોના પોસ્ટેજના પાચ આના અને વેલ્યુ ફીના ત્રણ આના મળી રૂા. ૭) માથી ભેટના પોસ્ટેજના બે આના બાદ કરીને રૂા ૬॥।ન્નું વેલ્યુ કરવામા આવશે મનીઓર્ડરથી મોકલનાર બધુઓએ રૂા ૬॥।ન્ન મોકલવા. વેલ્યુ આવેથી પાછુ ન ફેરવવું, કેમકે તેમ કરવાથી સભાને આઠ આનાનુ નુકશાન થશે

૧ વનિતા વિનોદ અથવા સ્ત્રી ઉપયોગી કથાસંગ્રહ [ સાત સુંદર અને સ્ત્રીજીવનને સ્પર્શતી રોચક કથાઓ ]
૨ અધ્યાત્મ બારાક્ષરી ૩ સુમિત્ર ચરિત્ર ભાષાંતર
૪ આઠ દૃષ્ટિની તથા સમકિતના સડસઠ બોલની સજ્ઝાય-સાર્થ
૫ શ્રી પંચસંગ્રહ પ્રકરણ-ગુજરાતી ભાષામાં પ્રશ્નોત્તરરૂપે
૬ સાદા અને સરળ પ્રશ્નોત્તર ભાગ ૪ થો

## સભાના અને અન્યના છપાવેલા ખાસ ખરીદ કરવા લાયક સૂત્રો ને ગ્રંથો

| | |
|---|---|
| ૧ શ્રી આત્મપ્રબોધ ગ્રંથ-સંસ્કૃત મૂળ ... | ૧-૮-૦ |
| ૨ શ્રી શ્રીચંદ્ર કેવળી ચરિત્ર-સંસ્કૃત પદ્યબંધ .. | ૧-૦-૦ |
| ૩ શ્રી ક્ષેત્રસમાસ શ્રી મલયગિરિજીકૃત મોટી ટીકા યુક્ત ... | ૩-૪-૦ |
| ૪ શ્રી વર્ધમાન દેશના. પ્રાકૃત-સંસ્કૃત છાયા સાથે, ભાગ ૧ લો રૂા ૩) ભાગ ૨ જો રૂા | ૨-૦-૦ |
| ૫ શ્રી સમવાયાંગ સૂત્ર મૂળ, મૂળાર્થ, ટીકાર્થ યુક્ત ... | ૩-૦-૦ |
| ૬ શ્રી જ્ઞાતાધર્મકથા સૂત્ર મૂળ, મૂળાર્થ, ટીકાર્થ સાથે ભાગ ૨ જો | ૪-૦-૦ |
| ૭ શ્રી અંતગડદશાંગ ને અનુત્તરોવવાઈ સૂત્ર મૂળ, મૂળાર્થ, ટીકાર્થ સાથે | ૧-૮-૦ |
| ૮ શ્રી નિરયાવલી સૂત્ર ( પાંચ ઉપાંગ ) " " " ... | ૧-૮-૦ |
| ૯ શ્રી વાસુપૂજ્ય ચરિત્ર સંસ્કૃત ગદ્યબંધ ... | ૫-૦-૦ |
| ૧૦ શ્રી વિક્રમ ચરિત્ર મૂળ પ્રતાકારે .. | ૫-૦-૦ |
| ૧૧ શ્રી ચંદરાજાનો રાસ અર્થયુક્ત .. ... રૂા ૪-૦-૦ ના | ૩-૮-૦ |
| ૧૨ શ્રી શ્રીપાળરાજાનો રાસ અર્થયુક્ત .. | ૧-૮-૦ |
| ૧૩ શ્રી આચાર દિનકર ગ્રંથ મૂળ ભાગ ૧ લો, ૨ જો ...રૂા. ૧૬-૦-૦ ના | ૧૦-૦-૦ |
| ૧૪ શ્રી ઉપદેશપદ મૂળ ભાગ ૧ લો તથા ૨ જો દરેકના ... | ૩-૪-૦ |
| ૧૫ શ્રી ઉપદેશ રત્નાકર મૂળ ને ભાષાંતર | ૨-૦-૦ |
| ૧૬ શ્રી ઉપદેશપદ મૂળ ને ભાષાંતર | ૨-૦-૦ |
| ૧૭ શ્રી ઉપાસક દશાંગ સૂત્ર મૂળ અતિક મૂળ ટીકા અને મૂળ ને ટીકાના ભાષાંતરયુક્ત | ૩-૦-૦ |
| ૧૮ " ... | ૧-૪-૦ |

Reg. No. B 156

**જેઠ માસનો અંક એક જ છપાયેલ છે. અધિક માસનો અંક આપવામાં આવતો નથી.**

## નવાં પુસ્તકોની જાહેર ખબર

૧. શ્રી સેનપ્રશ્ન ભાષાંતર—આચાર્ય શ્રી વિજયસેનસૂરિને પૂછાયેલા પ્રશ્નોના તેઓ સાહેબે આપેલા ઉત્તરોનો સંસ્કૃત ગ્રંથ. તેનું ભાષાંતર આ. શ્રી વિજયકુમુદસૂરિએ કર્યું છે. ખાસ પ્રમાણિક ગણાતા આ ગ્રંથની કિંમત રૂા. ૧-૮-૦

૨. શ્રી ઉપદેશ સાર—પં. શ્રી કુલસાગરગણિવિરચિત સંસ્કૃત ગદ્યબદ્ધ આ ગ્રંથ ખાસ વ્યાખ્યાનમાં વાંચવા યોગ્ય છે. નામ પ્રમાણે ગુણવાળો છે. શ્રોતાને સારી અસર કરે તેવો છે. સંપાદક આ. શ્રી વિજયમોહનસૂરિશિષ્ય આ. વિજયપ્રતાપસૂરિ. કિંમત રૂા. ૨)

૩. વૈરાગ્યરસમંજરી-પ્રણેતા શ્રી વિજયલબ્ધિસૂરિ. પ્રતાકારે બાર પેજી ચાર ફારમ. સંસ્કૃત પદ્યબદ્ધ. વાંચવા લાયક છે. કિં. માત્ર ચાર આના.

૪. વિધિયુક્ત પંચપ્રતિક્રમણાદિ—ચાર વિભાગમાં અનેક ઉપયોગી બાબતોનો સંગ્રહ. સંપાદક મુનિરાજ શ્રી દક્ષવિજયજી. પ્રકાશક શ્રી જૈન ગ્રંથ પ્રકાશક સભા—અમદાવાદ કિં. રૂા. ૧-૮-૦. સંગ્રહ બહુ સારો કર્યો છે. ખાસ ખરીદ કરવા યોગ્ય છે.

૫. શ્રી હરિભદ્રસૂરિવિરચિત અષ્ટક પ્રકરણ—અનુવાદ યુક્ત. પ્રકાશક શ્રી મહાવીર જૈન વિદ્યાલય-મુંબઇ. કિંમત માત્ર ચાર આના.

૬. શ્રી યશોવિજય ઉપાધ્યાયવિરચિત જ્ઞાનસાર—૩૨ અષ્ટક. ઉપાધ્યાયજી મહારાજના પોતાના લખેલા અર્થ સાથે છપાવી પ્રસિદ્ધ કરનાર પંડિત ભગવાનદાસ હરખચંદ. નામ પ્રમાણે ગુણવાળા આ ગ્રંથની કિં. રૂા. ૦-૧૦-૦

**દ્રવ્યાનુયોગના અભ્યાસીએ ખાસ ગ્રહણ કરવા યોગ્ય**

શ્રી પ્રકરણ રત્ન સંગ્રહ—ભાગ ૧-૨-૩. આ ત્રણે ભાગમાં તેનાં નામ પ્રમાણે પ્રકરણોરૂપી રત્નોનો સંગ્રહ કરવામાં આવ્યો છે.

૭ ભાગ પહેલો. જેમાં ખાસ સૂક્ષ્મબોધવાળા ૧૧ પ્રકરણ અર્થ સાથે આપેલા છે કિં રૂા. ૧-૪-૦ પોસ્ટેજ ૭ આના.

૮ ભાગ બીજો. જેમાં સાર્થ દ્વીપસાગરપ્રજ્ઞપ્તિ ને જીવાભિગમસંગ્રહણી પ્રકરણ વિગેરે દાખલ કરેલ છે. કિંમત આઠ આના પોસ્ટેજ બે આના.

૯ ભાગ ત્રીજો. જેમાં સમયસાર પ્રકરણ સાર્થ. લઘુપ્રવચનસારોદ્ધાર સાર્થ ને ત્રણ અપ્રસિદ્ધ કૃતિઓ સાર્થ દાખલ કરેલ છે. અલત ઉપયોગી છે. કિંમત પાંચ આના.

**૧૦. શ્રી યુગાદિ દેશના ભાષાંતર**

શ્રી સોમમંડનગણિવિરચિત સંસ્કૃત ગ્રંથનું અક્ષરશઃ ભાષાંતર સોળ ફારમનું, મનુષ્ય ગતિ દેશના સાથે આત્માને લાભ પ્રાપ્ત કરાવે તેવું છે કિંમત માત્ર આઠ આના

મુદ્રકઃ શાહ ગુલાબચંદ લલ્લુભાઈ-શ્રી મહોદય પ્રિન્ટિંગ પ્રેસ, દાણાપીઠ-ભાવનગર

मोक्षार्थिना प्रत्यहं ज्ञानवृद्धिः कार्या ।

श्री

# જૈન ધર્મ પ્રકાશ





પુસ્તક ૫૮ મું | અંક ૫ મો

વીર સંવત ૨૪૬૮ | વિક્રમ સંવત ૧૯૯૮

શ્રાવણ

પ્રગટકર્તા—

શ્રી જૈન ધર્મ પ્રસારક સભા

ભાવનગર

# શ્રી જૈન ધર્મ પ્રકાશ

બહારગામ માટે બાર અંક ને ભેટના પોસ્ટેજ સાથે વાર્ષિક લવાજમ રૂા. ૧-૧૨-૦

| | | |
|---|---|---|
| પુસ્તક ૫૮ મું<br>અંક ૫ મો | **શ્રાવણ** | વીર સં. ૨૪૬૮<br>વિક્રમ સં. ૧૯૯૮ |


## अनुक्रमणिका


| | | |
|---|---|---|
| ૧ શ્રી અજિતપ્રભુકી આરતિ... ... ... | ( રાજમલ ભંડારી ) | ૧૩૩ |
| ૨ આત્મશુદ્ધિ ભાવના ... ... ... | ( આ. વિજયપદ્મસૂરિ ) | ૧૩૪ |
| ૩ શ્રી શાંતસુધારસકુંડની સજ્ઝાય ... | ( સં. મુનિ પુણ્યવિજયજી ) | ૧૩૫ |
| ૪ શ્રી આનંદઘનજીકૃત પદ પહેલું. વિવેચન સાથે ... | ( મૌક્તિક ) | ૧૩૭ |
| ૫ શ્રી ગણધરકલ્પલતા ... ... ... | ( આ. વિજયપદ્મસૂરિ ) | ૧૪૧ |
| ૬ પ્રશ્નોત્તરપ્રદીપમાંથી કેટલાક પ્રશ્નોનાં ઉત્તરો... ... | ( સં. કુંવરજી ) | ૧૪૬ |
| ૭ પ્રશ્નોત્તરરત્નાકરમાંથી કેટલાક પ્રશ્નોનાં ઉત્તરો ... | ,, | ૧૪૯ |
| ૮ સાધુસંસ્થા અને તેની ઉપયોગિતા... | ( ન્યાલચંદ લક્ષ્મીચંદ વકીલ ) | ૧૫૨ |
| ૯ વીરવિલાસ (૫) ... ... ... ... ... | ( મૌક્તિક ) | ૧૫૮ |
| ૧૦ દેહાધ્યાસીને ( અશુચિ ભાવના )... ... | ( આ. વિજયકસ્તૂરસૂરિ ) | ૧૬૦ |
| ૧૧ યુવાન સ્ત્રીપુરુષોને સાથે અભ્યાસ કરાવવો તે હિતાવહ છે ? | ( કુંવરજી ) | ૧૬૨ |
| ૧૨ પ્રશમરતિની ટીકાઓ ... ... ... ... | ( કુંવરજી ) | ૧૬૩ |
| ૧૩ પ્રભાવિક પુરુષો–શય્યંભવસૂરિ ( ૫ ) ... | ( મોહનલાલ દીપચંદ ચોકસી ) | ૧૬૪ |
| ૧૪ પૂજ્ય પ્રવર્તક શ્રી કાંતિવિજયજીનો સ્વર્ગવાસ ... ... | | ૧૭૦ |


### શ્રી જૈન ધર્મ પ્રકાશ સહાયક ફંડ

પ્રથમના રૂા. ૧૪૭૭ાા ઉપરાંત આવેલા તે.

| | |
|---|---|
| ૨૫) શાહ વાડીલાલ મનસુખરામ દલાલ | અમદાવાદ. |
| ૧૦) શેઠ પુરુષોત્તમદાસ અમરશી | કલીકટ. |
| ૩) દોશી હુકમચંદ કુંવરજી | આદરખા. |
| ૨) ગાંધી નંદલાલ ગિરધરલાલ | દીલ્હી. |

### શ્રાવણ શુદિ ૩ ની સભાની ૬૧ મી વર્ષગાંઠ

આ વર્ષમાં હાલમાં ભાવનગર સ્ટેટમાં મોંઘવારી વિગેરે કારણથી ૪૦ માણસ ઉપરાંતનો જમણવાર બંધ કરેલ હોવાથી દર વર્ષની માફક શીહોર જઈને આનંદભોજન કરવાનું બની શકે તેમ ન હોવાથી તે દિવસે ભાવનગરખાતે સભાની ઓફિસમાં પ્રભુ પધરાવીને પૂજા ભણાવવાનું ઠરાવવામાં આવ્યું છે.

## સભાના નવા પેટ્રન—



રાવબહાદુર શેઠ નાનજીભાઈ લધાભાઈ

# રાવબહાદુર શેઠ નાનજીભાઇ લધાભાઇ

**કચ્છી** પ્રજા સાહસમાં અને વાણિજ્ય-વિકાસમાં અગ્રપદ ધરાવે છે. કચ્છ-નાની ખાખરના શેઠ નાનજીભાઇ લધાભાઇએ પણ આત્મબળથી ઉત્કર્ષ સાધી અત્યારે મુંબઇના શાહ સોદાગરોમાં પોતાનું સ્થાન નિયત કર્યું છે. તેઓ ખાસ કરીને ચોખાના મોટા વ્યાપારી છે અને કુરપાળ હરશીની કું. તથા નાનજી શામજીની કું. એ પ્રમાણે બે મોટી વ્યાપારી પેઢીનો વહીવટ ચલાવી રહ્યા છે.

તેઓ એકલા વ્યાપારમાં જ મશગૂલ છે એટલું જ નહીં, પરન્તુ તેમની ધાર્મિક શ્રદ્ધા અને કાર્યો પણ જાણીતાં છે. તેઓ ભાતબજારમાં આવેલા શ્રી આદીશ્વરજીના દેરાસરના મેનેજીંગ ટ્રસ્ટી છે. કચ્છ-મુંદ્રાની શેઠ રઘુશી દેવશી ઇંગ્લીશ સ્કૂલના ટ્રસ્ટી છે. આ ઉપરાંત નાની ખાખરના કેટલાએક ધર્માદા ખાતાઓમાં ટ્રસ્ટી છે અને તે સર્વનો વહીવટ વ્યવસ્થાપૂર્વક સુંદર રીતે ચલાવી રહ્યા છે.

ધાર્મિક ખાતાઓની સાથોસાથ તેમનો પ્રેમ સામાજિક સંસ્થા અને કાર્યો પરત્વે પણ દૃષ્ટિગોચર થાય છે. આપણા સમાજની સેવા બજાવતી શ્રીમતી જૈન શ્વેતામ્બર કોન્ફરન્સની વર્કીંગ કમિટીના સં. ૧૯૯૪-૯૫ માં તેઓ પ્રમુખ હતા. મુંબઇની કચ્છી વીશા ઓસવાળ જૈન પાઠશાળા કમિટીના પ્રમુખ તરીકે ઘણા વર્ષો પર્યન્ત તેમણે સેવા બજાવી હતી અને પુર જૈન કન્યાશાળા કમિટીના પ્રમુખ તથા સેક્રેટરી તરીકે પણ સરસ વ્યવસ્થા સાચવી પોતાની કાર્યશક્તિનું સારું દૃષ્ટાન્ત પૂરું પાડયું હતું.

તેઓ સ્વભાવે પરગજુ, ધર્મપ્રેમી, લાગણીવાળા, દીર્ઘ દૃષ્ટિવાળા તેમજ ધાર્મિક અને સામાજિક બન્ને કાર્યોમાં પોતાનો સાથ આપનાર છે. આ ગુણો ઉપરાંત તેમની ઐક્ય માટેની ઝંખના વિશેષ પ્રશંસાપાત્ર છે. તેમના આવા ગુણોની કદર તરીકે નામદાર સરકારે તેમને "રાવબહાદુર" નો માનવંતો ઇલ્કાબ આપી યોગ્ય વ્યક્તિને યોગ્ય માન આપ્યું છે. ઉદારતામાં પણ તેઓ ઊંચી પંક્તિમાં છે.

તેમની ઉમર હાલ પચાસ વર્ષની છે. આવા સહૃદય અને ધર્મશ્રદ્ધાળુ તેમજ દેવ-ગુરુભક્તિકારક સદ્‌ગૃહસ્થે સભાના કાર્યથી આકર્ષાઇ સભાના પેટ્રનપદનો સ્વીકાર કર્યો છે તે જણાવતા અમને અત્યંત હર્ષ થાય છે. પરમાત્મા તેમને દીર્ઘાયુ બક્ષે અને જ્ઞાનોદ્ધારનાં તેમજ શાસનપ્રભાવનાનાં કાર્યો કરવા માટે સદા ઉદ્યમવંત રહે એ જ અભ્યર્થના.

सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः

# जैन धर्म प्रकाश

પુસ્તક ૫૮ મું
અંક ૫ મો

શ્રાવણ

વીર સં. ૨૪૬૮
વિ. સં. ૧૯૯૮

मोक्षार्थिना प्रत्यहं ज्ञानवृद्धिः कार्या । (મુદ્રાલેખ)

## श्रीअजितप्रभु की आरती ।

(तर्ज–जय जय आरति आदिजिनंदा)

जय जय आरति अजित जिनंद की, विपद हरे श्रीसंघ सकल की ॥ जय०
तात जितशत्रु व विजया माता, अजित अजित पद के हैं दाता ॥ ज० १
जग जयकारी हो हितकारी, आये शरण अब नाथ तिहारी ॥ जय० २
नाथ देवाधिदेव कहावो, जनम–मरण के फंद हटाओ ॥ जय० ३
नाथ अरति के भय को हरीजे, अजितप्रभु अब अजित करीजे ॥ ज० ४
नाथ मुद्रा तुम लागे पियारी, है मनोहारी दुःख हरनारी ॥ जय० ५
देव अनेक है हमने देखे, आये नजर नहीं आप के जैसे ॥ जय० ६
सुरनर इन्दर सेवा कर के, जन्म कृतारथ अपना करते ॥ जय० ७
चारों गति का फेरा निवारो, नाथ अजित अब तारो तारो ॥ जय० ८
संघ सकल की अरज सुनीजे, चरण शरण में राज को लीजे ॥ ज० ९

राजमल भंडारी–आगर

ઇચ્છા જેવું વર્તણું, તેવું પોતાનું થાય;
ન માનો તો ફરી જુઓ, જેથી તુર્ત જણાય. ૧

# આત્મશુદ્ધિ ભાવના

( રાગ—પ્રભુ! આપ અવિચલ નામી છો )

શાસનનાયકના ગુણ સમરી, સમતા વિનયાદિક ચિત્ત ધરી;
મોહ શત્રુથકી ડરીએ ન જરી, એ જિનશાસનની બલિહારી. ૧
રંગે જિન આણા દિલ ધરીએ, મિથ્યાત્વ ક્રિયાને પરિહરીએ;
દૃઢ દર્શનના ધારક થઇએ, એ જિનશાસનની બલિહારી. ૨
દ્રવ્યાદિક ચારે પારખીએ, દાનાદિક ચારે આદરીએ;
આવશ્યક બે કાળે કરીએ, એ જિનશાસનની બલિહારી. ૩
પર્વે પૌષધ ના વિસરીએ, સજ્ઝાય કદી ના ચૂકીએ;
પરમેષ્ઠી નમસ્કૃતિ ધ્યાઇએ, એ જિનશાસનની બલિહારી. ૪
પરના ઉપકારે રત બનીએ, કરતા કંઇ યતના પાળીએ;
દો ભેદે પ્રભુને પૂજીએ, એ જિનશાસનની બલિહારી. ૫
ઉપકારી ગુરુ પદ સેવીએ, સાહમીવચ્છલ અનુસરીએ;
વ્યવહારે શુદ્ધિ સાચવીએ, એ જિનશાસનની બલિહારી. ૬
રથયાત્રા હોંશે આચરીએ, યાત્રા કરી તીર્થ જુહારીએ;
ક્રોધાવસરે ઉપશમ ધરીએ, એ જિનશાસનની બલિહારી. ૭
આવંતા કર્મો રોકીએ, દેહ આતમ જુદા માનીએ;
સાચાં હિત મિત વચનો કહીએ, એ જિનશાસનની બલિહારી. ૮
દ્રવ્ય ભાવ દયા રસિયા થઇએ, ગુણીજનના સંગે નિત રહીએ;
પાંચે ઇંદ્રિય હયને દમીએ, એ જિનશાસનની બલિહારી. ૯
ભાવસંયમીને અનુમોદીએ, તેવા બનવા ઉદ્યમ કરીએ;
જિન સંઘ ચરણને સેવીએ, એ જિનશાસનની બલિહારી. ૧૦
જિનભાષિત સૂત્ર લખાવીએ, જિનશાસન ઉન્નતિ સાધીએ;
નિજશક્તિ મુજબ વ્રતને ભજીએ, એ જિનશાસનની બલિહારી. ૧૧
ભોગતૃષ્ણાને ઝટપટ તજીએ, જિનની હિતવાણી નિત સુણીએ;
મદ માયા મૂર્છા પરિહરીએ, એ જિનશાસનની બલિહારી. ૧૨
ભણનારને ઉત્તેજન દઇએ, ભૂલચૂકને જલ્દી ખમાવીએ;
દુષ્કૃત નિંદા ગર્હા કરીએ, એ જિનશાસનની બલિહારી. ૧૩
કૃતસુકૃત અનુમોદના કરીએ, ચારે શરણાં અંગીકરીએ;
અડ પવયણમાતાને ભજીએ, એ જિનશાસનની બલિહારી. ૧૪
રાગદ્વેષના કારણ પરિહરીએ, ખટપટથી અળગા નિત રહીએ;
શાંતિ દઇને શાંતિ ચહીએ, એ જિનશાસનની બલિહારી. ૧૫

ભાવના સોળે સંભારીએ, સ્પર્ધા કર્મો સાથે કરીએ;
સૌની સાથે સંપી રહીએ, એ જિનશાસનની બલિહારી. ૧૬
ગુણદૃષ્ટિ ધરી ગુણને લઇએ, ગુણનો સંચય પ્રતિદિન કરીએ;
દોષદૃષ્ટિ ન હિતકર જાણીએ, એ જિનશાસનની બલિહારી. ૧૭
સૌ કુમતિ કદાગ્રહને તજજો, "ગુરુ નેમિસૂરીશપદને" ભજજો;
ભાવના એ આતમશુદ્ધિતણી, કહે "પદ્મસૂરિ" દે શિવરમણી. ૧૮

( હરિગીત છંદ )

ઇમ રાજનગરે હસ્તિ નિધિ નવ ચંદ (૧૯૯૮) વિક્રમ વર્ષના,
પર જેઠ માસે શુક્લ છઠ્ઠે આત્મશુદ્ધિ ભાવના;
શ્રી નેમિસૂરિ ગુરુના પસાયે ભવ્ય જનોના આગ્રહે,
રચતા ઉમંગે પદ્મસૂરિ સ્વપરહિતના આશયે...૧.

આ. શ્રી વિજયપદ્મસૂરિ

ઉ. શ્રી સકલચંદ્રજીકૃત

## શાંતિસુધારસકુંડની સજઝાય

( રાગ–સ્વામી સીમંધરા વિનતિ )

[ આ સજઝાયમાં પૂજ્ય ઉપાધ્યાયજી મહારાજે સાધુશિક્ષાને યોગ્ય ટૂંકામાં બહુ બહુ વાતો કરી છે જેનો વિસ્તાર કરે તો એક ગ્રન્થરૂપ બને. તેઓશ્રી મહર્ષિ પૂજ્ય શ્રી હીરવિજયસૂરિજીના શિષ્ય હતા. તેઓશ્રીનું ચારિત્રજીવન ઘણું ઉચ્ચતાને ભજતું હોવું જોઇએ, તેમ ઉક્ત સજઝાય કહી આપે છે; કારણ પૂર્વ મહાપુરુષોની એ સ્થિતિ હતી કે-જેવો ઉપદેશ દેવામાં કુશળતા ધરાવતા હતા તેવા જ આચારમાં પણ કુશળતા ધરાવતા હતા-રાખતા હતા અને તેથી જ આપણે મહર્ષિ કે મહાપુરુષ શબ્દથી તેમને સંબોધીએ છીએ. ]

શાંતિ–સુધારસકુંડમાં, તું રમે મુનિવર હંસ રે;
ગારવ રેણુંશું મમ રમે, મૂકજે તું શિથિલ મુનિસંગ રે.–શાં૦ ૧
સ્વહિત કર મ કર ભવપૂરણા, મ કર તું ધર્મમાંહિ ક્રુદ્ધ રે;
લોકરંજન ઘણું મત કરે, જાણતો હોઇ ઇમ મુગ્ધ રે.–શાં૦ ૨
જો યતિવર થયો જીવડા, પ્રથમ તું આપને તાર રે;
આપ સાખે મુનિ જો તર્યો, તો પછી લોકને તાર રે.–શાં૦ ૩
તુજ ગુણવંત જાણી કરી, લોક દીયે આપણા પુત્ત રે;
અશન વસનાદિક ભરી દિયે, ખોટડું મ ધર મુનિસુત્ત રે.–શાં૦ ૪

૧. મને કોઇ કેવીએ ધારો, મારે તો મારા પ્રાણપતિનું એકલાનું કામ છે, બીજા ભલે ફાવે તેમ બોલો.

૨. હું તો હે પ્રભુ! તમારે શરણે આવ્યો છું, માટે હવે કોઇ રાગાદિકનો ધક્કો-માર લાગે નહિ; હાથ ઉઠાવીને બીજાને કહું છું કે તમારાથી થાય તે કરી લો, તમે કરી શકો તે કરી લો.

૩. અપરાધી ચિત્તનું સ્થાન હે જનો! જગત-સંસાર છે, કોરા પદાર્થ ( મન ) પર બરાબર ભાત ઉપસાવી-પાડી શકાય છે. હે આનંદઘન પ્રભુ! આપ નક્કી માનો કે આ જન-હું પોતે આપનાથકી છું-આપનો છું.

વિવેચન.

૧. *નિડર આત્માને જગતનાં બંધન નડતાં નથી. એને દુનિયાના વેધકચક્ર, ટીકા* કે અભિપ્રાયની દરકાર હોતી નથી. એને દુનિયાના લોકોના વર્તાવ સાથે સંબંધ હોતો નથી. એ તો પોતાની ધૂનમાં રમ્યા કરે છે અને તે વખતે એ જાણતો પણ હોય છે કે દુનિયા એને ભંગડભૂત ગણે છે, પણ એને એ વાતની લેશમાત્ર પણ દરકાર હોતી નથી. દુન્યવી અપેક્ષાવાળા દુનિયાના મતને માટે બહુ ચીવટ રાખે છે અને તેની ખાતર પોતાની માન્યતાને બાજુએ મૂકી વ્યવહારમાં પોતાનું સ્થાન જે રીતે જળવાઇ રહે તે રસ્તે પોતાનો જીવનક્રમ ગોઠવે છે અને દુનિયાની નજરે ' કરમી ' દીકરા ગણાવામાં જીવનસફળતા માને છે; પણ પ્રગત આત્માની દશા તદ્દન જુદી જ હોય છે. એને દુનિયાના અભિપ્રાયની દરકાર હોતી નથી, એને માટે કોઇ સારું બોલે કે ખરાબ બોલે તેના તરફ એનું લક્ષ્ય પણ હોતું નથી અને એ તો પોતાના અભિપ્રાયમાં મસ્ત રહી પોતે નક્કી કરેલ ચીલે ચાલ્યો જાય છે. જ્યારે જગતની પ્રશંસા કે સ્તુતિથી ઉપરવટ ચાલ્યા જવાની તાકાત પ્રાપ્ત થાય છે, જ્યારે બહિરાત્મ ભાવમાંથી અંતરાત્મદશામાં જવારૂપ પ્રગતિ થાય છે, જ્યારે પુદ્ગલાનંદીપણામાંથી આત્માનંદીપણાની સ્થિતિ જામતી જાય છે ત્યારે આ ભાવ પ્રાપ્ત થાય છે. પછી એના જીવનનું ધ્યેય લોકપ્રશંસા કે બાહ્ય અભિનંદનોને બદલે અંદર જોવાનું થાય છે, પછી પરમ અંતિમ ધ્યેય તરફ ચેતનરાજે પોતે કેટલું પ્રયાણ કર્યું એ જોવાનું લક્ષ્ય થઇ જાય છે, પછી દુન્યવી વખાણનું ત્રાજવું વગરમૂલ્યનું થઈ જાય છે અને પછી બીજા પોતાને માટે શું કહે છે તે વાત પર લક્ષ્ય પણ જતું નથી.

બહિરાત્મદશા છૂટી ગયા પછી જ્યારે આ દશા પ્રાપ્ત થાય છે ત્યારે અંદરથી એક જાતની નીડરતા આવી જાય છે, પછી એને અન્યના અભિપ્રાય ઉપર કોઈ પ્રકારનો મદાર બાંધવો રહેતો નથી, પછી એક નાનું કામ કર્યું તે માટે બીજા શું ધારે છે એ જોવાનું એને રહેતું નથી, એટલે પછી તો એની અંતર ખુમારી વધી જાય છે, પછી એના તેજમાં અને મનોરાજ્યમાં વિશિષ્ટતા આવી જાય છે, પછી એના વર્તનમાં એક પ્રકારની કોમળતા સાથેની ભવ્ય ગંભીરતા આવી જાય છે, પછી એની નજરમાં બેદરકારી સાથે અતિ ઉચ્ચ ભાવના આવી જાય છે.

જગતના અભિપ્રાયની બેદરકારી બે પ્રકારની હોય છે: એક તિરસ્કારજન્મા હોય

છે અને બીજી અનાવશ્યકતાના નિર્ણયને પરિણામે જન્મેલ હોય છે. પ્રથમ પ્રકારની અનિચ્છનીય છે, હલકા પાડનારી છે, પ્રગતિને અટકાવનારી છે. 'મારે મન યોગ્ય લાગશે તે કરીશ, દુનિયા ભલે મારે માટે ગમે તે બોલે, મારે એની દરકાર નથી.' આ બેદરકારી તિરસ્કારજન્ય હોઇ ઘણું નુકશાન કરે છે, સામાન્ય વ્યક્તિને માટે સમાજમાં ગેરઆબરુનો ભય એ પણ અધમ માર્ગે ઊતરી પડતાં અટકાવનાર બંધન તરીકે કાર્ય કરે છે, અને મધ્યમમાર્ગીને એવા પ્રકારની અટકાયતો લાભકારી છે. જેઓ તદ્દન નિઃસ્પૃહ વૃત્તિએ આત્માર્થી થયા હોય, જેઓ દુનિયાની સ્તુતિ કે નિંદાની દરકાર ન કરવાની ભાવનાને આત્મિક દૃષ્ટિએ વિકસાવવાની હદે પહોંચી ગયા હોય તેને બાહ્ય જગતની સ્તુતિ નિંદાની દરકાર નથી હોતી. તેમાં આશય કે ભાવના તદ્દન જુદા હોય છે. આવી ઉચ્ચ દશાએ પહોંચેલ પ્રાણી દુનિયાની નજરમાં રહેલ પૌદ્ગલિક ભાવ, દુન્યવી ભાવ અને અંતિમ આદર્શનો અભાવ જોઇ શકે છે અને તેને અંગે તેવા અભિપ્રાયની તેઓ દરકાર કરતા નથી. આવી બેદરકારીની અંદર તોછડાઇ નથી, અભિમાન નથી, પ્રભુત્વ સ્થાપના નથી, પણ એ દુનિયાના ત્રાજવાની અંદર રહેલ અલ્પતા જોઇ શકે છે અને એવા પ્રકારની અલ્પતાની અંદર રહેલી આત્મલઘુતાનો એને સ્પષ્ટ ખ્યાલ હોવાથી આત્મગૌરવશાળી મહાન વિભૂતિઓ અન્યના અભિપ્રાયની દરકાર ન કરતાં એથી વધારે ઉચ્ચ ભૂમિકા પર જાય છે.

આવો ભવ્ય પ્રગતિશીલ આત્મા અથવા એની ચેતના અહીં કહે છે કે-મારે તો મારા પ્રાણજીવન-મારા નાથ-મારા પ્રભુ સાથે કામ છે, મારે માટે અન્ય ગમે તે ધારો અને મારે માટે ગમે તેવું સમજણ વગરનું બકો, મારે તેની દરકાર પણ નથી, મારી તેની ઉપર નજર પણ નથી, અને મારો તેના ઉપર આધાર પણ નથી. મારે તો આખી દુનિયામાં મારા પ્રાણજીવન, મારા મુકુટમણિ પ્રાણનાથ સાથે કામ છે. આમ કરવામાં કોઇ મને પતિઘેલી કહે, કોઇ મને ઘરની કુકડી કહે, કોઇ મને સ્વાર્થી કે ગાંડી કહે તેની મને દરકાર નથી, મારે કોઇના મત સાથે કામ નથી, કોઇના અભિપ્રાય માટે અથવા તે પર અસર કરવા માટે હું મારો જીવનક્રમ ચલાવવા કે ગોઠવવા ઇચ્છતી નથી. આર્ય સ્ત્રીની ભાવના એના પતિ સામે જ જોવાની હોય છે, એનો જીવનદીપ પતિના હાસ્ય પર અવલંબે છે, એનો જીવનવ્યવહાર પતિની મીઠી નજર પર રહે છે. એ શુદ્ધ સંસ્કારી આર્યભાવનામાં હું માનું છું અને મારે માટે બીજા ગમે તેમ બોલે, પણ મારા જીવનનો દોર, મારા અંતરનો ઉકેલ, મારા શૃંગારનું કેંદ્ર અને મારું જીવનસર્વસ્વ મારા પતિરાજ જ છે.

આર્યસ્ત્રીભાવનાની ભીતરમાં રહેલ પાતિવ્રત્ય પર અહીં વ્યાખ્યાનને સ્થાન નથી, પણ એમાં રહેલ ઉન્નત દશાનો સ્વીકાર છે. રખડેલ-વંઠેલ સ્ત્રીઓ આવી પતિપરાયણ સતી સાધ્વીની મશ્કરી કરે, એને માટે ગમે તેવું બોલે, એની સતી દરકાર ન કરે. એની નજરમાં તો દુનિયામાં એક જ માણસ હોય, એના કાર્યની અંદર એક જ વ્યક્તિ વણાયલી હોય, એની નજરમાં પ્રસન્ન કરવાના પાત્રમાં એકના તરફ જ મીટ મંડાય, એને સુખે એ સુખી, એની મીઠી નજરે એ આનંદી, એના ચઢી ગયેલા મુખડે એ હતાશ, એના કોપે એ ઊભી બળી મરતી, એના વિયોગે એ ઝૂરતી (પદ ૪૭ મું), એના મરણે એ સાથે

બળી જતી અને 'એના નામનું અહર્નિશ રટણ કરતી એ આર્યબાળા આખા જીવનનું એક જ ધ્યેય રાખે છે, એ( ધ્યેય )ની ઘેર આવવાની રાહ જોયા કરે છે ( પદ ૧૬ મું ), એના પર વારી જાય છે અને એના વગરની એની રાતો ભયંકર પસાર થાય છે. ( પદ ૫૧ મું ). વ્યવહારની નજરે આ અર્થ બરાબર બેસતો આવે છે. પતિપરાયણ પતિવ્રતા આર્યસંસ્કારી ભાવનાને વળગી રહી બીજા કોઇની દરકાર ન કરતા પતિને વશ રહે છે, પતિનું ધ્યાન ધરે છે અને પતિ સિવાય અન્ય કોઇ તેના સંબંધી વાત કરે તો તેને તે બકવાટ માને છે, બીજા શું બોલે છે તેની તે દરકાર કરતી નથી.

આ પ્રમાણે અર્થ બરાબર બેસે છે, પણ એમાં બીજી અને ત્રીજી ગાથા સાથે મેળ મળતો નથી. એ બન્ને આજ પદની ગાથાઓમાં સર્વત્ર પુલ્લિંગ પ્રયોગ છે, એમાં 'આપો' વિગેરે શબ્દો દા. ત.—'રાવરો થકો' એમાં નરજાતિનો પ્રયોગ સ્પષ્ટ છે, એમાં બીજા અર્થને અવકાશ નથી કે પાઠાંતરને સ્થાન નથી. એમ ધારીએ તો પ્રથમની ગાથા ચેતનની ચેતના ઉચ્ચારે છે અને બાકીની વાત આનંદઘન કહે છે એમ અર્થ લેવો પડે. એક પ્રતમાં 'કેસે' પાઠ છે તે જરા બંધબેસતો જણાય છે, પણ ઘણે સ્થાને 'કેસી' પાઠ જ વપરાયો છે.

એક બીજો અર્થ શક્ય છે. આનંદઘન મહારાજ કહે છે કે મને કોઇ ગમે તેવો ધારો, મારે તો માત્ર પ્રાણજીવનરૂપ મારા નિજસ્વરૂપનું અથવા આત્માનું કામ છે, પછી જગતના લોકો ગમે તે બકે તેની મને દરકાર નથી. આ અર્થ બરાબર મેળ ખાય છે, પણ એમાં 'કેસી 'ની સ્ત્રી-જાતિને ન્યાય મળતો નથી. ચેતન અને તેની ચેતના વચ્ચે અભેદ માની ઘાટ બેસાડીએ તો ઉપરનો અર્થ શકય છે. કહેવાની વાત એ છે કે લોકોના બોલવા ઉપર ધ્યાન આપવામાં આવે તો આત્મસાધન થાય જ નહિ, માટે જેમને ખરેખરું પોતાનું સ્વરૂપ જાણવું અને સાધવું હોય તેમણે નીડર થઇને આત્માનું ધ્યાન કરવું, આત્માનો વિચાર કરવો અને તેનું સતત રટણ કર્યા કરવું. એ પ્રમાણે કરવામાં આવશે તો અનાદિ કાળથી નહિ જણાયલું પોતાનું સ્વરૂપ જાણવામાં આવતાં, પોતે બાહ્ય ઋદ્ધિ સિદ્ધિ ધન માન મેળવવા પ્રયાસ કરે છે તે સર્વ, આત્મસ્વરૂપ પ્રગટ થતાં, પોતાની મેળે પોતામાં જણાઇ આવતાં પોતે કૃતકૃત્ય થયો છે એમ દેખાશે. આ પ્રમાણે અર્થ કરવામાં ચેતન અને ચેતનાનો અભેદ ધારવો પડે છે. બાકી એ ભાવનો અર્થ વધારે સમીચીન લાગે છે.

અસલ અર્થ પ્રમાણે પતિવ્રતાની આર્ય સંસ્કારી ભાવનાને યોગ્ય સ્થાન મળે છે. એ અર્થ સીધો અને સ્પષ્ટ છે. આર્યસ્ત્રી સખીઓના કે અન્ય બીજી સ્ત્રીઓના, બીજા પુરુષોના કે દુનિયાના કોઇના બોલવા પર આધાર રાખતી નથી કે એની દરકાર કરતી નથી. લંકાના સનામંડપમાં સતી સીતાને કાંઇ દુઃખ નહોતું, એને મર્મ મળતું હતું, પણ છતાં એની ત્યાંની દશાનું આંતરવર્ણન વાંચતાં 'મેરે કામ એક પ્રાણજીવનમ્ 'ની ભાવના કેવી પ્રબળ હોય છે તેનો ખ્યાલ આવે છે. ( ચાલુ )

મૌક્તિક




॥ मंगलाचरण-आर्यावृत्त ॥

वंदिय वीरजिणिंदं, महप्पहावं सणेमिसूरिगुरुं ।
सिरिगणहरकप्पलयं, रएमि जह सुत्तमाणंदा ॥ १ ॥

અનંતગુણરત્નરત્નાકર, પ્રાતઃસ્મરણીય, તેરમા સયોગી ગુણસ્થાનકે તીર્થંકરનામકર્મના રસને ભોગવનાર, દેવાધિદેવ, ભાવઅરિહંત પ્રભુ **શ્રી મહાવીરદેવે** પ્રકાશેલા પદાર્થતત્ત્વોની સ્યાદ્વાદશૈલીએ જેમ જેમ સૂક્ષ્મદૃષ્ટિથી વિચારણા કરીએ તેમ તેમ કંઈક અપૂર્વ રહસ્ય જાણવાનું મળે છે. આ ભાવનાની આંશિક સિદ્ધિ ગણધરવાદથી જરૂર થઇ શકે એમ ધારીને અગિયારે ગણધરોના જીવનચરિત્રના મધ્યમાં તે ગણધરવાદને ગોઠવીને જણાવું છું.

## ૧. લબ્ધિનિધાન શ્રી ગૌતમસ્વામીનો પૂર્વભવનો સંબંધ—

ચરમ તીર્થંકર પ્રભુ શ્રીમહાવીરદેવ પૂર્વે કરેલા નિયાણાના પ્રભાવે ૧૮ મા ભવમાં **ત્રિપૃષ્ઠ** નામના વાસુદેવ થયા હતા અને મથુરાનગરીમાં મુનિરાજની હાંસી કરવાથી બાંધેલ કર્મોના ઉદયે ઘણા ભવોમાં ભટકયા બાદ, તે **વિશાખાનંદી**નો જીવ સિંહપણે ઉત્પન્ન થયો હતો પૂજ્ય શ્રી ગૌતમમહારાજનો જીવ એ ત્રિપૃષ્ઠ વાસુદેવના સારથીપણે ઉત્પન્ન થયો હતો તે સિંહ ( વિશાખાનંદીનો જીવ ) અનેક માનવોને ઉપદ્રવ કરતો હતો, તેથી ( ગૌતમસ્વામી થનાર જીવ ) સારથીને સાથે લઇને ત્રિપૃષ્ઠકુમાર ( મહાવીરસ્વામી થનાર જીવ ) તે ઉપદ્રવનું નિવારણ કરવા માટે રથમાં બેસીને વનમાં ગયા કુમારે સિંહને પડકાર કર્યો એટલે તે જલ્દી કુમારની સામે ધસ્યો અને યુદ્ધમાં છેવટે ત્રિપૃષ્ઠકુમારે તેને હણી નાખ્યો. મરતી વખતે સિંહે ખેદપૂર્વક વિચાર્યું કે-'અહો ! આ એક સામાન્ય મનુષ્યે મારી આ સ્થિતિ કરી !' આ પ્રસંગે તે સારથીએ તેને શાંત કરવા માટે કહ્યું કે 'હે સિંહ ! જેમ તું તિર્યંચપણે સિંહ છે તેમ આ ત્રિપૃષ્ઠકુમાર પણ મનુષ્યલોકમાં સિંહ જેવા છે, તું સામાન્ય પુરુષના હાથે મરાયો નથી, પણ સિંહ જેવા નરસિંહના હાથે મરાયો છે માટે ખેદ ન કર !' આ પ્રમાણે સારથીનાં વચન સાંભળીને હર્ષિત થઇ સિંહ શાંતિપૂર્વક મરણ પામ્યો.

અહીં યાદ રાખવું જોઇએ કે આ જ સિંહ વચમાં ઘણો કાળ ભમીને પ્રભુ મહાવીરના સમયમાં હાલિક ( ખેડૂત ) તરીકે ઉત્પન્ન થાય છે કે જેને પ્રભુના કહેવાથી શ્રી ગૌતમસ્વામી પ્રતિબોધ આપે છે. આ બીના આગળ વિસ્તારથી જણાવવામાં આવશે.

### જન્મ, માતા, પિતા, કુટુંબ—

ઘણો કાળ વીત્યા બાદ એ સારથીનો જીવ મગધદેશના ગોબર નામના ગામમાં વેદાદિ શાસ્ત્રોના પારંગત **વસુભૂતિ** બ્રાહ્મણના પુત્રપણે ઉત્પન્ન થયો. તેમનું નામ **ઇન્દ્રભૂતિ** રાખવામાં આવ્યું. તેનું ગોત્ર **ગૌતમ** હતું. તેમનો જન્મ જ્યેષ્ઠા નક્ષત્રમાં અને વૃશ્ચિક રાશિમાં થયો હતો. એમની **પૃથ્વી** નામે માતા હતી. વજ્રઋષભનારાચ સંઘયણ અને સમચતુરસ્ર સંસ્થાનના ધારક આ ઇન્દ્રભૂતિને અગ્નિભૂતિ અને વાયુભૂતિ નામના બે નાના ભાઇ હતા. તે ત્રણે બંધુઓ વ્યાકરણ, ન્યાય, કાવ્ય, અલંકાર, પુરાણ, ઉપનિષદ્, વેદ વિગેરે સ્વધર્મશાસ્ત્રના પારંગત બન્યા હતા. તે હમેશાં પાંચસો પાંચસો શિષ્યોને ભણાવતા હતા. આવા પંડિત હોવા છતાં સમ્યગ્દર્શનના અભાવે તેઓ ખરા જ્ઞાની ન જ કહેવાય, કારણ કે શુદ્ધ શ્રદ્ધાયુક્ત જ્ઞાન જ સાચું જ્ઞાન કહેવાય છે. તે એમની પાસે નહોતું.

### ભગવાન મહાવીરનો સમાગમ અને દીક્ષા—

એ પ્રમાણે શ્રી ઇન્દ્રભૂતિ ૫૦ વર્ષની ઉમર સુધી મિથ્યાત્વીપણે રહ્યા. શ્રી મહાવીરદેવને કેવલજ્ઞાન થયા બાદ તીર્થની સ્થાપના કરવાના પ્રસંગે શ્રી ઇન્દ્રભૂતિ વિગેરે અગિયારે બ્રાહ્મણો ગણધરપદને લાયક જણાયા, તેથી પ્રભુ વિહાર કરી મધ્યમ અપાપાનગરીના મહસેન નામના ઉદ્યાનમાં પધાર્યા. ત્યાં સમવસરણમાં બેસી પ્રભુ દેશના આપી રહ્યા હતા.

તે વખતે અપાપા નગરીમાં **સોમિલ** નામના ધનાઢ્ય બ્રાહ્મણે પોતાને ઘેર યજ્ઞ કરવા યજ્ઞક્રિયામાં વિચક્ષણ ઘણા બ્રાહ્મણોને બોલાવ્યા હતા. તેઓમાં ચૌદ વિદ્યાના પારગામી એવા ઇન્દ્રભૂતિ, અગ્નિભૂતિ અને વાયુભૂતિ નામના ત્રણે ભાઈઓ પાંચસો પાંચસો શિષ્યોના પરિવાર સાથે આવ્યા હતા. તથા વ્યક્ત અને સુધર્મા નામના બે પંડિતો પણ પાંચસો પાંચસો શિષ્યોના પરિવાર સાથે આવ્યા હતા, મંડિત અને મૌર્યપુત્ર નામના બે ભાઇઓ પોતપોતાના અલગ અલગ સાડાત્રણસો શિષ્યોના પરિવાર સાથે આવ્યા હતા, તેમજ અકંપિત, અચલભ્રાતા, મેતાર્ય અને પ્રભાસ નામના ચાર પંડિતો ત્રણસો ત્રણસો શિષ્યોના પરિવાર સાથે આવ્યા હતા.

આ અગિયારે પંડિતોમાં (૧) ઇન્દ્રભૂતિને 'જીવ છે કે નહિ?' એવો સંશય હતો. (૨) અગ્નિભૂતિને 'કર્મ છે કે નહિ?' એવો સંશય હતો. (૩) વાયુભૂતિને 'શરીર એ જ જીવ છે કે શરીરથી જુદો જીવ છે?' એવો સંશય હતો. (૪) વ્યક્તને 'પૃથ્વી, જલ, તેજ, વાયુ અને આકાશ એ પાંચ ભૂત છે કે નહિ?' એવો સંશય હતો. (૫) સુધર્માને 'આ જીવ જેવો આ ભવમાં હોય છે તેવો જ પરભવમાં થાય છે કે ભિન્ન સ્વરૂપે થાય છે?' એવો સંશય હતો. (૬) મંડિતને 'આ જીવને કર્મનો બંધ અને કર્મથી મુક્તિ (છૂટકારો) છે કે નહિ?' એવો સંશય હતો. (૭) મૌર્યપુત્રને 'દેવો છે કે નહિ?' એવો સંશય હતો. (૮)

અકંપિતને 'નારકી છે કે નહિ?' એવો સંશય હતો. (૯) અચલભ્રાતાને 'પુણ્ય અને પાપ છે કે નહિ?' એવો સંશય હતો. (૧૦) મેતાર્યને 'પરલોક છે કે નહિ?' એવો સંશય હતો અને (૧૧) પ્રભાસને 'મોક્ષ છે કે નહિ?' એવો સંશય હતો.

આવી રીતે તે અગિયારે પંડિતોને એક એક બાબતનો સંશય હોવા છતાં પોતે સર્વજ્ઞ હોવાનું અભિમાન ધરાવતા હતા, તેથી પોતાના સર્વજ્ઞપણાના અભિમાનને લઇને તેઓ પોતપોતાના સંદેહ વિષે માંહોમાંહે પૂછતા નહોતા. આ પ્રમાણે તે અગિયારે પંડિતો તથા તેમના ચુમ્માલીસસો શિષ્યો યજ્ઞમંડપમાં આવ્યા હતા. તે સિવાય બીજા ઘણા બ્રાહ્મણો યજ્ઞમંડપમાં એકઠા થયા હતા.

આ અવસરે શ્રી મહાવીરપ્રભુને વંદન કરવાના ઇરાદાથી આકાશમાંથી ઉતરતા દેવોને જોઇને તે બ્રાહ્મણો પરસ્પર બોલવા લાગ્યા કે-" અહો! આ યજ્ઞનો પ્રભાવ તો જુઓ! આપણા મંત્રોથી આકર્ષિત્રેલા આ દેવો પ્રત્યક્ષ થઇ યજ્ઞમંડપમાં ચાલ્યા આવે છે." આવી રીતે યજ્ઞમંડપમાં દેવોના આગમનની રાહ જોઇ રહેલા બ્રાહ્મણો આકાશ તરફ દૃષ્ટિ કરીને જોઇ રહ્યા હતા તેવામા તો તે દેવોને યજ્ઞ-મંડપ છોડીને પ્રભુ શ્રી મહાવીરદેવની પાસે જતા જોઈ બ્રાહ્મણો ઉદાસ થઇ ગયા. ત્યારપછી લોકોના મુખથી તેઓએ સાંભળ્યું કે 'આ દેવો સર્વજ્ઞ પ્રભુને વંદન કરવા જાય છે.' 'સર્વજ્ઞ' એવો શબ્દ સાંભળતાં જ ઇન્દ્રભૂતિ કોપ કરીને વિચારવા લાગ્યો કે-" અરે! હું પોતે સર્વજ્ઞ હોવા છતાં આ કોઇ બીજો પણ પોતાને સર્વજ્ઞ તરીકે ઓળખાવે છે? કાનને અસહ્ય આવું કડવું વચન કેમ સાંભળી શકાય? કદાચ કોઇ ધૂતારો આવી મૂર્ખાઓને ઠગી જાય, અને તેવા મૂર્ખ લોકો તેની પાસે જતા હોય તો ભલે જાઓ; પણ આ દેવો તો સમજુ છતાં તેની પાસે કેમ જાય છે? અહો આશ્ચર્યની વાત છે કે આ પાખંડીએ તો દેવોને પણ ઠગ્યા જણાય છે કે જેઓ સર્વજ્ઞ એવા મને અને આ પવિત્ર યજ્ઞમંડપને છોડીને તેની પાસે ચાલ્યા જાય છે! આ દેવો નિર્મળ જળને છોડી દેનારા કાગડાની જેવા અને અગાધ જળથી ભરેલા સરોવરને છોડી દેનારા દેડકાની જેવા લાગે છે. વળી સુગંધી ચંદનને છોડી દેનારી માખીઓની જેવા, સ્વાદિષ્ટ ફળવાળા સુંદર વૃક્ષને છોડી દેનારા ઉંટની જેવા અને મિષ્ટ દૂધપાકને છોડી દેનારા ભૂંડની જેવા લાગે છે. તેમજ સૂર્યના ઝળહળતા પ્રકાશને છોડી દેનારા ઘૂવડની જેવા જણાય છે, માટે જ ભ્રાંતિ પામેલા આ દેવતાઓ પવિત્ર યજ્ઞમંડપને છોડી એ પાખંડી પાસે ચાલ્યા જતા હોય એમ લાગે છે; અથવા જેવો એ સર્વજ્ઞ હશે તેવા જ આ દેવતાઓ પણ હશે. સરખે સરખાનો મેળાપ થયો હશે. જેમ આંબાના સુગંધી મ્હોર ઉપર સુગંધને પીછાણનારા વિચક્ષણ ભમરાઓ જ ગુંજારવ કરતા એકઠા થાય, પણ કાગડા તો કડવા લીંબડા ઉપર જ એકઠા થાય તેમ આ પવિત્ર યજ્ઞ-મંડપમાં તો સમર્થ, વિચક્ષણ અને સમજુ દેવો જ આવે, આવા હલકા અને

અણુસમજુ દેવો તો એવા આડંબરી પાખંડી પાસે જ જાય; કેમ કે જેવો યક્ષ હોય તેવો જ તેને બલિ મળે છે; તો પણ હું તેના સર્વજ્ઞપણાના આડંબરને સહન કરી શકું નહિ; કારણ કે—

' व्योम्नि सूर्यद्वयं किं स्यादू ?, गुहायां केसरिद्वयम् ।
प्रत्याकारे च खड्गौ द्वौ, किं सर्वज्ञावहं स च ? ॥ १ ॥

**સ્પષ્ટાર્થ**—"આકાશમાં શું બે સૂર્ય હોઇ શકે ? એક ગુફામાં શું બે સિંહ રહી શકે ? એક મ્યાનમાં શું બે તરવાર રહી શકે ? તેવી રીતે હું ય સર્વજ્ઞ અને તે પણ સર્વજ્ઞ એમ બે સર્વજ્ઞ શી રીતે હોઇ શકે ?" ખરેખર આ કોઇ પરદેશી સર્વજ્ઞપણાનો આડંબર કરી લોકોને અને દેવોને ઠગનારો ઇન્દ્રજાળીઓ લાગે છે; એટલામાં પ્રભુને વંદન કરી ઘણા લોકો પાછા આવતા હતા તેમને ઇન્દ્રભૂતિએ હાંસીપૂર્વક પૂછયું કે-' હે મનુષ્યો ! તમોએ તે સર્વજ્ઞ જોયો ? કહો તો ખરા, તે સર્વજ્ઞ કેવો છે ? તેનું રૂપ કેવું છે ? ' તેઓએ કહ્યું કે—

" यदि त्रिलोकी गणनापरा स्यात्, तस्याः समाप्तिर्यदि नायुषः स्यात् ।
पारे परार्द्धं गणितं यदि स्यादू, गणेयो निःशेषगुणोऽपि स स्यात् ॥२॥

**સ્પષ્ટાર્થ**—જો ત્રણે જગતના લોકો તેમના ગુણો ગણવા એકઠા થાય, તેમના આયુષ્યની સમાપ્તિ ન હોય અને પરાર્ધથી ઉપર ગણિત હોય, તો કદાચ તે સર્વજ્ઞ પ્રભુના ગુણો ગણી શકાય.

ઇત્યાદિ પ્રકારે લોકોએ પ્રભુની સ્તુતિ કરી. તે સાંભળી ઇન્દ્રભૂતિ વધારે વિચારમાં પડી ગયો અને ચિંતવવા લાગ્યો કે:—' ખરેખર આ મહાધૂર્ત તો માયાનું ઘર જણાય છે ! અરે ! તેણે આ સમગ્ર લોકોને કેવી રીતે બ્રાંતિમાં નાખી દીધા ? પરંતુ જેમ હાથી કમળને ઉખેડી નાખે, કુહાડો ઘાસને કાપી નાખે અને સિંહ હરણિયાને હણી નાખે, તો તેમાં તેણે શી બહાદૂરી કરી ગણાય ? તેમ આ ઇન્દ્રજાળીઓ આવા ભોળા અને મૂર્ખ લોકો પાસે પોતાને સર્વજ્ઞ તરીકે ઓળખાવે તો તેમાં તેની શી મોટાઇ ગણાય ? તેનું એ મિથ્યાભિમાન ત્યાંસુધી જ છે કે જ્યાં સુધી મારી સાથે વાદવિવાદમાં તે ઊતર્યો નથી, પરંતુ હવે તો હું એ સર્વજ્ઞને ક્ષણમાત્ર પણ સહન કરીશ નહિ, કારણ કે અંધકારના સમૂહને દૂર કરવા સૂર્ય જરા પણ વિલંબ કરતો નથી. જેમ અગ્નિ હાથના સ્પર્શને, સિંહ પોતાની કેશવાળી ખેંચનારા માણસને, અને ક્ષત્રિય શત્રુથી થતા પરાભવને કદી પણ સહન કરી શકતો નથી તેમ સર્વજ્ઞ એવો હું આવા સર્વજ્ઞપણાનો આડંબર કરનારા પાખંડીને કદી પણ સહન કરી શકું નહિ. જેણે પ્રખર પંડિતોની સભામાં મોટા મોટા વાદીઓને વાદવિવાદમાં બોલતા બંધ કરી દીધા છે એવા મારી પાસે ઘરમાં જ શૂરવીર બનેલો આ સર્વજ્ઞ કોણ છે ? શા હિસાબમાં છે ? કઇ ગણત્રીનો છે ? જે

અગ્નિએ મોટા પર્વતોને પણ બાળી નાખ્યા હોય તેની આગળ વૃક્ષો કોણ માત્ર? તથા જે વાયુએ મદોન્મત્ત હાથીઓને પણ ઉડાડી મૂક્યા છે, તેની આગળ રૂની પૂણીનું શું ગજું? દરેક દેશના પંડિતોને જીતી જગતમાં વિજયપતાકા ફરકાવનારા મારી આગળ વળી સર્વજ્ઞ તરીકે અભિમાન કરનાર આ વાદી કોણ માત્ર છે? આ પ્રમાણે વિચાર કરતાં ઇન્દ્રભૂતિએ પોતાના ભાઈ અગ્નિભૂતિને કહ્યું કે-'હે અગ્નિભૂતિ! મગ પકાવતાં જેમ કોઈ કોરડુ પાકયા વિનાનો રહી જાય તેમ દરેક વાદીઓને જીતવા છતાં આ વાદી રહી ગયો લાગે છે, માટે હું તેને વાદમાં પરાસ્ત કરવા જાઉં છું.'

અગ્નિભૂતિ બોલ્યો કે—'હે વડીલ બંધુ! કીડા સરખા દમ વગરના એને જીતવા માટે આપને પ્રયાસ લેવાની શી જરૂર છે? અરે! કમળને ઉખેડવા ઐરાવણ હાથીની જરૂર હોય જ નહિ, માટે મને જ આજ્ઞા આપો, હું હમણાં જઇ તેને પરાસ્ત કરી નાખું છું.' તે સાંભળી ઇન્દ્રભૂતિએ કહ્યું કે-"જો કે તે તો મારા એક વિદ્યાર્થીથી પણ જીતી શકાય તેવો છે, પણ તે વાદીનુ નામ સાંભળીને મારાથી અહીં રહી શકાતું નથી! જેમ ઘાણીમાં તલ પીલતાં કોઇ તલ રહી જાય, ઘંટીમાં અનાજ દળતાં કોઇ દાણો રહી જાય, ખેતરમાં ઘાસ કાપતાં કોઈ તરણું રહી જાય અને અગસ્તિ ઋષિએ સમુદ્ર પીતાં કોઇ ખાબોચિયું રહી જાય, તેમ જગતના સર્વ વાદીઓને જીતતાં આ વાદી રહી ગયો હોય એમ જણાય છે; પણ સર્વજ્ઞ હોવાનો ખોટો ડોળ રાખનારા આ વાદીને હું સહન કરી શકતો નથી, કેમ કે જો આ એક પણ વાદી જીતવો બાકી રહી જાય તો સમગ્ર વાદીઓ ન જીત્યા જ કહેવાય. સ્ત્રી એક વાર પણ **સતી-ત્વ**થી ભ્રષ્ટ થાય તો તે હમેશાં અસતી જ કહેવાય. વળી જો આ એક પણ વાદી જીતવો બાકી રહી જાય તો સમગ્ર જગતમાં વિજયપતાકા ફરકાવીને મેં મેળવેલો યશ પણ નષ્ટ થઇ જાય; કારણ કે શરીરમાં રહેલું નાનું પણ શલ્ય પ્રાણઘાતક થાય છે, વહાણમાં પડી ગયેલું નાનુ પણ છિદ્ર આખા વહાણને ડુબાડી દે છે, જીતી ન શકાય એવા મજબૂત કિલ્લાની એક જ ઇંટ ખસેડવાથી પરિણામે આખો કિલ્લો પડી જાય છે; માટે હે અગ્નિભૂતિ! જગતના વાદીઓને જીતી અત્યાર સુધી મેળવેલી કીર્તિના રક્ષણ માટે આજે તો આ વાદીને જીતવા મારે જ જવું ઉચિત છે."

આ પ્રમાણે કહીને કરેલાં છે બાર તિલક જેણે એવો, સુવર્ણની જનોઈથી વિભૂષિત થયેલો અને ઉત્તમોત્તમ પીળાં રેશમી વસ્ત્રોના આડંબર યુક્ત ઇન્દ્રભૂતિ પાંચસો શિષ્યોથી પરવરેલો શ્રી મહાવીર પ્રભુની સાથે વાદ કરવા ચાલ્યો. (ચાલુ)

આ. શ્રી વિજયપદ્મસૂરિ



કરે કષ્ટમાં પાડવા, દુર્જન ક્રોડ ઉપાય;
પણ ભાગ્યોદય પાધરો, વાંકો વાળ ન થાય. ૧
કુળહીણાની ચાકરી, દુર્જનકેરો સંગ;
પરનારીની પ્રીતડી, જાણ ગળીનો રંગ. ૨

# પ્રશ્નોત્તરપ્રદીપમાંથી કેટલાએક પ્રશ્નોનાં ઉત્તરો

## પ્રકાશ પહેલો

૧. મોક્ષનાં અઢાર નામો–૧ મહાનંદ, ૨ અમૃત, ૩ સિદ્ધિ, ૪ કૈવલ્ય, ૫ અપુનર્બંધ, ૬ શિવ, ૭ નિઃશ્રેયસ્, ૯ નિર્વાણ, ૧૦ બ્રાહ્મ, ૧૧ નિવૃત્તિ, ૧૨ મહોદય, ૧૩ સર્વ દુઃખક્ષય, ૧૪ નિર્યાણ, ૧૫ અક્ષર, ૧૬ મુક્તિ, ૧૭ મોક્ષ અને ૧૮ અપવર્ગ.

૨. આર્ય ને અનાર્ય દેશ પંદરે કર્મભૂમિમાં હોય. દરેક વિજય ને ભરત તથા ઐરવતમાં ૨૫ા દેશ આર્ય ને ૩૧૯૭૪ા અનાર્ય હોય. ભરતક્ષેત્રમાં ૨૫ા દેશ આર્ય છે, તેના ને તેની મુખ્ય નગરીઓનાં નામ શ્રી ત્રિષષ્ઠિ શલાકા પુરુષ ચરિત્ર વિગેરેમાં છે. તે આર્યદેશોમાં જ તીર્થંકર, ચક્રવર્તી, વાસુદેવ વિગેરેનો જન્મ થાય છે.

૩. તીર્થંકરનામકર્મની સ્થિતિ ક્રોડાક્રોડ સાગરોપમની હોય છે ને અબાધાકાળ અંતર્મુહૂર્ત્તનો હોય છે. અબાધાકાળ પૂર્ણ થયે પ્રદેશોદય થાય છે, રસોદય તો તીર્થંકરના ભવમાં કેવળજ્ઞાન પામ્યા પછી જ હોય છે.

૪. ઐરવતક્ષેત્રમાં વર્તમાન ચોવીશીમાંથી ૨૦ તીર્થંકરો ત્યાંના સુપ્રતિષ્ઠ નામના ગિરિ ઉપર મોક્ષે ગયા છે.

૫. શ્રી મહાવીરસ્વામીના તીર્થમાં નવ જીવોએ તીર્થંકર નામકર્મ બાંધ્યું છે, તે આવતી ચોવીશીમાં નીચે જણાવ્યા પ્રમાણે તીર્થંકર થવાના છે.

૧. શ્રેણિકનો જીવ મહાપદ્મ નામે પ્રથમ તીર્થંકર થશે.
૨. સુપાર્શ્વનો જીવ સુરદેવ નામે બીજા તીર્થંકર થશે.
૩. ઉદાયીનો જીવ સુપાર્શ્વ નામે ત્રીજા તીર્થંકર થશે.
૪. પોટ્ટિલ અણગારનો જીવ સ્વયંપ્રભ નામે ચોથા તીર્થંકર થશે.
૫. દઢાયુનો જીવ સર્વાનુભૂતિ નામે પાંચમા તીર્થંકર થશે.
૬. શંખ શ્રાવકનો જીવ ઉદય નામે સાતમા તીર્થંકર થશે.
૭. શતક શ્રાવકનો જીવ શતકીર્ત્તિ નામે દશમા તીર્થંકર થશે
૮. સુલસાનો જીવ ચિત્રગુપ્ત નામે સોળમા તીર્થંકર થશે.
૯. રેવતી શ્રાવિકાનો જીવ સમાધિ નામે અઢારમા તીર્થંકર થશે.

આ હકીકત શ્રી સમવાયાંગ સૂત્રને આધારે લખી છે.

૬. આવતી ચોવીશીના ચોવીશે તીર્થંકરો રૈવતાચળ ઉપર મોક્ષે જશે, એમ પં. શ્રી વીરવિજયજીકૃત દેવવંદનમાં કહ્યું છે.

૭. ઉત્સર્પિણીના ચોવીશમા તીર્થંકરનું તીર્થ ઋષભદેવના કેવળીપર્યાય પ્રમાણે એક લાખ પૂર્વ સુધી ચાલશે એમ શ્રી ભગવતીસૂત્રમાં તથા પ્રવચનસારોદ્ધારમાં કહ્યું છે.

૮. પંડિત વીરવિજયજીના કરેલા પ્રશ્નચિંતામણિ ગ્રંથમાં ૭૨ સ્વપ્નોનાં નામો છે.

## પ્રકાશ બીજો

૧. ગૃહવાસમાં રહેલા શ્રીઅજિતનાથ તીર્થંકરે પોતાના પિતાનો દીક્ષા મહોત્સવ કર્યો છે.

૨. વાસુદેવના સઘળા કાર્યમાં આઠ હજાર આભિયોગિક દેવો સહાય કરે છે, એમ શ્રી તીર્થોદ્દગારપયન્નામાં કહ્યું છે.

૩ કૃષ્ણ વાસુદેવને ૧૬૦૦૦ સ્ત્રીઓ શ્રી અંતકૃતદશામાં કહેલ છે અને શ્રીજ્ઞાતાસૂત્રમાં ૩૨૦૦૦ કહી છે.

૪. પ્રતિવાસુદેવની માતા ત્રણ સ્વપ્ન દેખે એમ સપ્તતિશતસ્થાન પ્રકરણમાં કહ્યું છે. રાવણની માતા કૈકસીએ એક સ્વપ્ન દીઠું છે એમ શ્રીજૈનરામાયણમાં કહ્યું છે.

૫. સીતા જનક રાજાની પુત્રી છે એમ જૈન રામાયણમાં કહ્યું છે. વસુદેવહિંડીમાં રાવણની પુત્રી કહી છે.

૬. દ્રૌપદી પાંચમા દેવલોકમાં ગઇ છે એમ શ્રી શત્રુંજય માહાત્મ્યમાં કહ્યુ છે અને શ્રી ઉત્તરાધ્યયન સૂત્રમાં બારમા દેવલોકે ગઇ છે એમ કહ્યું છે.

૭. જાતિસ્મરણવાળો પોતાના પાછલા સંખ્યાતા ભવ દેખે એમ શ્રીઆચારાંગ બૃહદ્દવૃત્તિમાં કહ્યું છે અને શ્રીચંદ્રાચાર્યકૃત યોગવિધિમાં ૧–૨–૩ યાવત્ નવ ભવ દેખે એમ કહ્યું છે.

૮. હાથીનું મસ્તક, બીલાડીના દાંત, શ્વાન ને વરાહની દાઢ, વરસાદનું પાણી, સાપની ફણી, વાંસ અને મત્સ્ય ( છીપ ) એટલા સ્થાનમાં મોતી ઉત્પન્ન થાય છે.

## પ્રકાશ ત્રીજો

૧. ભવ્ય જીવના પ્રતિબોધેલા કરતા અભવ્ય જીવના બોધ પમાડેલા ભવ્ય જીવો અનંતગુણા મોક્ષે જાય, કારણ કે ભવ્ય જીવને પ્રતિબોધ કરવાના વખત કરતા અભવ્ય જીવને પ્રતિબોધનો વખત અનંતગુણો હોય છે.

૨. ભવ્ય જીવો ને અભવ્ય જીવો એમ બંને પ્રકારના જીવો પરમાધામી

થાય છે, એમ હીરપ્રશ્નમાં કહેલ છે અને ૧૪ માર્ગણામાં પણ અભવ્ય માર્ગણામાં પરમાધામી વિકલ્પે કહ્યા છે.

૩. સાધ્વીને નવકલ્પીને બદલે પાંચકલ્પી વિહાર હોય છે–એક ચાર માસનો ને ચાર બેબે માસના એમ શ્રીબૃહત્કલ્પમાં કહ્યું છે.

૪. કેવળજ્ઞાન પામેલી સાધ્વીને છદ્મસ્થ ગુરુ ન વાંદે એમ શ્રીઆવશ્યક બૃહદ્વૃત્તિમાં કહેલ છે. તેજ કારણથી અર્ણિકાપુત્ર આચાર્યે વૈયાવચ્ચમાં રહેલા પુષ્પચૂલા સાધ્વીને કેવળજ્ઞાન પામ્યા પછી વાંદેલ નથી.

૫. શ્રીપન્નવણાસૂત્રના કર્તા શ્યામાચાર્ય તત્ત્વાર્થાધિગમાદિ ગ્રંથના કર્તા શ્રીઉમાસ્વાતિ વાચકના શિષ્ય છે એમ શ્રી નંદીસૂત્ર વિગેરેમાં કહ્યું છે. તે વીર પરમાત્મા પછી ૩૭૬ વર્ષે સ્વર્ગે ગયા છે.

## પ્રકાશ ચોથો

૧. સૂક્ષ્મએકેંદ્રિયમાં એક અપર્યાપ્તાની નિશ્રાએ સંખ્યાતા પર્યાપ્તા હોય તેમ શ્રી પ્રજ્ઞાપના સૂત્રમાં કહ્યું છે અને શ્રીઆચારાંગ બૃહદ્વૃત્તિમાં અસંખ્યાતા કહ્યા છે.

૨. મોતીને ઉપજવાના અનેક સ્થાનો ઉપર કહ્યા છે. તે સર્વને પૃથ્વીકાયપણું શ્રીસુયગડાંગ સૂત્રમાં કહેલ છે. તે સ્થાનચ્યુત થયા પછી અચિત્ત થાય છે.

૩ અપકવ ( ઉષ્ણ કર્યા વિનાના ) ગોરસ( દૂધ, દહીં ને છાશ )માં કઠોળ ખાવું તે અભક્ષ્ય છે એમ જૈનશાસ્ત્રો ઉપરાંત મહાભારત વિગેરેમાં પણ કહેલ છે, છતાં સ્થાનકવાસીઓ તેને વર્જ્ય ગણતા નથી.

આ સ્થળે પુરાણમાં કંદમૂળ, રાત્રિભોજન વિગેરેના ત્યાગની હકીકત કહેલી છે તે બતાવવા માટે તેનાં પ્રમાણો પૃષ્ઠ ૧૩૦ થી ૧૩૭ સુધીમાં આપ્યા છે.

## પ્રકાશ પાંચમો

૧. પાંચમા આરાને અંતે વૈતાઢ્ય પર્વત ઉપર પણ ઘણા અનિષ્ટ વરસાદો વરસશે, તેથી ત્યાંના વિદ્યાધરો ને તેના નગરો નાશ પામશે એમ શ્રી લોકપ્રકાશમાં કહ્યું છે.

૨. અંધને કેવળજ્ઞાન થાય તે વખતે તેના નેત્રો પણ ખુલી જાય.

૩ અચિત્ત કરેલું પાણી પણ ગળ્યા વિના પીવું ન કલ્પે એમ શ્રીહીરપ્રશ્નમાં કહ્યું છે.

૪. શ્રી જ્ઞાનપંચમીના દેવવંદનમાં કહ્યું છે કે—

નિદ્રા સ્વપ્ન જાગરદશા, એ સવિ દૂરે હોવે; ચોથી ઉજાગરદશા, તેનો અનુભવ જોવે.

આ ચાર દશા ચેતનની અવસ્થા કહી છે. તેમાં પહેલી નિદ્રા દશા પ્રથમના ત્રણ ગુણઠાણા સુધી હોય, બીજી સ્વપ્નદશા ચોથા, પાંચમા ને છઠ્ઠા ગુણસ્થાને હોય, ત્રીજી જાગરદશા સાતમાથી બારમા ગુણઠાણા સુધી હોય અને ચોથી ઉજાગરદશા તેરમે ચૌદમે ગુણઠાણે હોય આનું વિશેષ સ્વરૂપ ગીતાર્થોથી જાણવું.

પહેલી દશામાં મિથ્યાત્વ હોય છે, બીજી દશાઓમાં નહીં. બીજી દશામાં પ્રમાદ હોય, ત્રીજીમાં ન હોય ત્રીજી દશામાં કષાય હોય, ચોથીમાં ન હોય. ( અહીં કષાય દશમા ગુણઠાણા સુધી હોય એમ જાણવું. )

આ **પ્રશ્નોત્તરપ્રદીપ** ગ્રંથ બુકાકારે છપાયેલો છે. તેમાં પ્રશ્નો સ્વયં ઉદ્‌ભવ કરેલા છે. ઉત્તરો ગુજરાતી ભાષામાં આપ્યા છે. પાંચ પ્રકાશના મળીને કુલ પ્રશ્નો ૩૩૮ છે. તેના કર્તા પંન્યાસજી શ્રી મણિવિજયજી ગણિના પ્રશિષ્ય મુનિ લક્ષ્મીવિજયજી છે. તમામ પ્રશ્નોના ઉત્તરો શાસ્ત્રના પાઠ સાથે આપ્યા છે. જિજ્ઞાસુએ ખાસ વાંચવા યોગ્ય છે.

કુંવરજી



## શ્રી પ્રશ્નોત્તરરત્નાકરમાંથી કેટલાક જાણવા યોગ્ય પ્રશ્નોનાં ઉત્તરો

૧. શ્રી સીમંધરસ્વામીના માતાપિતાના નામ શ્રેયાંસ રાજા ને સત્યકી રાણી પ્રસિદ્ધ છે. તદુપરાંત અપ્રસિદ્ધ કુળશેખર રાજા ને સુનંદા રાણી પણ છે.

૨. ઐરવત ક્ષેત્રની વર્તમાન ચોવીશીના ૨૪ મા તીર્થંકર નાગકુમારમાંથી આવીને થયા છે. એ ત્યાં થયેલા દશ અછેરામા એક આશ્ચર્ય ગણ્યું છે. શ્રી વસુદેવહીંડી ને પ્રવચનસારોદ્ધારમાં નાગકુમારમાંથી પણ તીર્થંકર થાય એમ કહેલ છે.

૩. રાવણ ને લક્ષ્મણ ચૌદમે ભવે તીર્થંકર થઈને મોક્ષે જવાના છે. રાવણનો જીવ ૧૪ મે ભવે મહાવિદેહમાં તીર્થંકર થશે. સીતાનો જીવ તેના ગણધર થશે ને મોક્ષે જશે. લક્ષ્મણનો જીવ પુષ્કરવરદ્વીપાર્ધના મહાવિદેહમાં તીર્થંકર થઈને મોક્ષે જશે

૪. દેવોને પણ દેવભવના પ્રાંત ભાગના ૭ માસ બાકી રહે ત્યારે મનુષ્યની જેમ જરાવસ્થાનો સદ્‌ભાવ હોય છે.

૫. વીરપ્રભુની ગર્ભસ્થિતિ નવ માસ ને સાત દિવસની જાણવી. સાડાસાત દિવસ જે કલ્પસૂત્રમાં કહ્યા છે તે સૂત્રશૈલી સમજવી એમ સેનપ્રશ્નમાં કહ્યું છે.

૬. તીર્થંકર સિવાય બીજા પણ કોઇ જીવ ત્રણ જ્ઞાન સહિત માતાના ગર્ભમાં આવે છે એમ કહેલ છે. જુઓ શ્રી શાંતિનાથ ચરિત્ર.

૭. ઉપશમશ્રેણી ને આહારક શરીર જે ભવમાં ચોથી વાર કરે તે ભવમાં મોક્ષે જાય જ એમ સમજવું.

૮. શ્રી સુપાર્શ્વનાથની પ્રતિમાને પાંચ ફણા કરવાનું કારણ એ છે કે-તેમની છદ્મસ્થાવસ્થામાં વંદન કરવા આવેલા ઇંદ્રે પ્રભુને વડવૃક્ષ નીચે કાયોત્સર્ગ ધ્યાને ઊભેલા જોઇ કોઇ પક્ષી વિગેરે તેમના પર ચરક ન કરે તેટલા માટે પોતાનો પાંચ અંગુળીવાળો હાથ પ્રભુના મસ્તક પર ધરી રાખ્યો હતો તે જોઇને લોકોએ તેમની પ્રતિમાને માથે પાંચ ફણાનો આકાર કરેલ છે.

પ્ર૦ ૮૭—શ્રી નેમિનાથજી સાથે દીક્ષા લેવામાં કૃષ્ણવાસુદેવના ૧૦૦ પુત્ર, બળભદ્રના ૭૨ પુત્ર, વસુદેવના ૫૬૩ પુત્ર, એક વરદત્ત રાજા, સમુદ્રવિજયના ૨૮ પુત્ર, ઉગ્રસેનના ૮ પુત્ર, આઠ મોટા રાજા, દેવકરાજાના ૭ પુત્ર, ૨૦૫ યાદવકુળના સામાન્ય પુત્રો અને ૮ સામાન્ય મનુષ્યો મળીને એક હજાર પુરુષો હતા.

પ્ર૦ ૯૪—વીરપ્રભુના જીવે નંદનમુનિના ભવમાં એક લાખ વર્ષના દીક્ષાપર્યાયમાં સતત માસખમણ કરવાથી ૧૧૮૦૬૪૫ માસખમણ કર્યાં હતાં.

પ્ર૦ ૧૦૧—વીરપ્રભુનું ૭૨ વર્ષનું આયુષ્ય એ રીતે મેળવેલ છે કે-તિથિપત્રમાં જોતાં વર્ષે વર્ષે ૧૧ દિવસ ને ૧૫ ઘડી વધે છે તેમાંથી વર્ષે વર્ષે નવ દિવસ ઘટે છે તે બાદ કરતાં સવાબે દિવસ વધે તેને ૭૨ સાથે ગુણતા ૧૬૨ દિવસ થાય એટલે પાંચ માસ ને બાર દિવસ વધે તે ચ્યવન તિથિમાં ઉમેરતાં લગભગ ૭૨ વર્ષ પૂરાં થાય છે-જન્મદિવસથી આયુષ્ય ગણવું તે યોગ્ય નથી. શ્રી સમવાયાંગ સૂત્રમાં તો સાધિક ૭૨ વર્ષનું આયુ કહેલ છે. તત્ત્વ કેવળીગમ્ય.

પ્ર૦ ૧૦૪—સામાયિકવ્રતાદિનું આરોપણ કરનારા (દીક્ષા આપનારા) પ્રવ્રાજકાચાર્ય ૧, સચિત્તઅચિત્તાદિ વસ્તુની અનુજ્ઞા આપનાર દિગાચાર્ય ૨, પ્રથમથી શ્રુતનો ઉદ્દેશ કરનારા તે ઉદ્દેશાચાર્ય ૩, ઉદ્દેશ કરેલા શ્રુતનો સમુદ્દેશ ને અનુજ્ઞા કરે તે સમુદ્દેશાનુજ્ઞાચાર્ય ૪, આત્મા સંબંધી ઉત્સર્ગ અપવાદસ્વરૂપે પ્રવચનાર્થને કહેવાવડે જે અનુગ્રહ કરે, અક્ષ તથા નિષદ્યાદિ અનુજ્ઞા આપે તે આમ્નાયાર્થવાચકાચાર્ય ૫.

આ પ્રમાણે પાંચ પ્રકારના આચાર્ય એક સાધુ સંબંધે હોય છે. એ કારણથી સાધુ સ્થાપનાચાર્યમાં પાંચ આચાર્ય રાખે છે. આ હકીકત શ્રી વિચારસાર વિગેરેમાં કહી છે.

પ્ર૦ ૧૦૫—શ્રી ઉપકેશગચ્છની પટ્ટાવળીમાં કહ્યું છે કે-શ્રી પાર્શ્વનાથના પટ્ટધર શ્રી શુભદત્ત ગણધર, તેમના શિષ્ય શ્રી હરદત્તસૂરિ, તેમના શિષ્ય

આર્યસમુદ્રસૂરિ, તેમના શિષ્ય શ્રી કેશીકુમાર ગણધર-મહાનાસ્તિક પરદેશી રાજાને પ્રતિબોધ કરનાર, તેમના પટ્ટે શ્રી સ્વયંપ્રભસૂરિ, તેમના પટ્ટે શ્રી રત્નપ્રભસૂરિ, તેઓ મહાપ્રભાવશાળી હતા. તેમણે પ્રતિબોધ આપીને અનેક ક્ષત્રીઓ( ત્રણ લાખ )ને શ્રાવક કર્યાં ત્યાંથી શ્રી ઉપકેશગચ્છની વિશેષ પ્રખ્યાતિ થઇ.

પ્ર૦ ૧૦૬—શ્રીમાન્ હેમચંદ્રાચાર્ય મરણ પામીને ચોથા માહેંદ્ર દેવલોકમાં દેવ થયા છે અને કુમારપાળ રાજા વ્યંતર દેવ થયા છે. આ પ્રમાણે શ્રી વિચારસંગ્રહ ગ્રંથમાં કહ્યું છે.

પ્ર૦ ૧૦૭—શ્રી વસ્તુપાળ મંત્રી મૃત્યુ પામીને મહાવિદેહક્ષેત્રમાં પુષ્કળાવતી વિજયમાં પુંડરીકિણી નગરીમાં રાજાપણે ઉત્પન્ન થયા છે. તે ત્રીજે ભવે મોક્ષે જવાના છે. અનુપમાદેવીનો જીવ એક શ્રેષ્ઠિની પુત્રી થઇ હતી. તેણે આઠ વર્ષની વયે શ્રી સીમંધરસ્વામી પાસે દીક્ષા લીધી. તે દેશે ઉણું ક્રોડ પૂર્વ ચારિત્ર પાળી મોક્ષે જશે. અત્યારે કેવળીપણે વિચરે છે. વસ્તુપાળ મંત્રીના ગુરુ શ્રી વર્ધમાનસૂરિ કાળ કરીને વ્યંતરનિકાયમાં ઉપજ્યા. તેમણે પોતાના જ્ઞાનથી વસ્તુપાળ મંત્રીની સ્થિતિ ન જાણી તેથી શ્રી સીમંધરસ્વામી પાસે ગયા ને પૂછ્યું. તેના ઉત્તરમાં પ્રભુએ ઉપર પ્રમાણે કહ્યું. આ હકીકત શ્રી વસ્તુપાળમંત્રીપ્રબંધ વિગેરેમાં કહેલી છે.

પ્ર૦ ૧૦૮—શ્રી ઉમાસ્વાતિ વાચકને વાચક શબ્દે આચાર્ય સમજવા, ( ઉપાધ્યાય ન સમજવા ) કારણ કે વાચક, વાદી, દિવાકર ને ક્ષમાશ્રમણ શબ્દ પૂર્વધર માટે જ વપરાય છે. આ હકીકત શ્રી આચારપ્રદીપમાં કહેલી છે.

પ્ર૦ ૧૦૯—જિનપ્રતિમાના અભાવે મુનિ સ્થાપનાચાર્ય સમીપે ચૈત્યવંદન કરે ત્યારે પ્રથમ પંચ નમસ્કાર( નવકાર )વડે અનાકાર અક્ષની સ્થાપનામાં જિનેશ્વરની સ્થાપના ( આરોપણ ) કરે. આ પ્રમાણે વૃહદ્ ભાષ્યમાં કહ્યું છે.

છેલ્લા ૧૧૧ મા પ્રશ્નના ઉત્તરમાં પાંચમા આરાના સાધુઓની અપેક્ષાએ મહાવિદેહ ક્ષેત્રમાં વર્તતા સાધુઓનો આહાર, તેમના મુખનું પ્રમાણ ને મુખવસ્ત્રિકાનું પ્રમાણ વિગેરે બહુ વિસ્તારથી આપેલું છે તે ત્યાંથી જ વાંચી લેવા વિજ્ઞપ્તિ છે.

આ **પ્રશ્નોત્તરરત્નાકર** ગ્રંથ પંન્યાસ સૌભાગ્યવિમળના શિષ્ય પંન્યાસ મુક્તિવિમળે રચેલો છે. તેમાં એકંદર એક સો ને અગિયાર પ્રશ્નો સ્વયંઉદ્‌ભવ કરેલા ઘણા ઉપયોગી, શાસ્ત્રાધાર યુક્ત ઉત્તરવાળા આપેલા છે. ભાષા સંસ્કૃત છે.



સં. કુંવરજી

# સાધુસંસ્થા અને તેની ઉપયોગિતા

આપણા જૈનસમાજનો સાધુવર્ગ જૈનેતર સમાજના સાધુ, સંત, અતીત, ભેખધારી, બાવા, ફકીર, ઓલિયા, ત્રિદંડી વિગેરે જુદા જુદા નામધારી, કેવળ ભિક્ષાવૃત્તિ ઉપર જ પોતાનો જીવનનિર્વાહ કરનારા વર્ગ કરતાં ચારિત્ર, ક્રિયાનિષ્ઠતા, જીવનવ્યવહાર વિગેરે બાબતમાં અનેક દરજ્જે ચડિયાતો હોઇ સવિશેષ આદરમાન અને પૂજાને પાત્ર છે. કંચન અને કામિની સંસારવૃદ્ધિમાં મુખ્ય કારણભૂત ગણાતા હોઇ તે બંનેના ત્યાગ માટે જૈનસમાજમાં જેટલો આગ્રહ રાખવામાં આવે છે તેટલો આગ્રહ અન્ય કોઇ જૈનેતર સમાજમાં રાખવામાં આવતો નથી. વળી આ બંને વસ્તુના સર્વથા ત્યાગ ઉપરાંત જીવનનો નિર્વાહ, ખાનપાન, વસ્ત્રપરિધાન, રહેણીકરણી, ક્રિયાકાંડ, અમુક ધોરણ મુજબના વિધિ-વિધાન, ગ્રામાનુગ્રામ પાદચારી પર્યટન વિગેરે ઘણી ઘણી બાબતોમાં વિશુદ્ધ સંયમપૂર્વકનું વર્તન જૈન સાધુઓને રાખવાનું હોય છે. હંમેશને માટે રાત્રિભોજનનો સર્વથા ત્યાગ, સચિત્ત વસ્તુનો ત્યાગ, બેંતાલીશ દોષ વર્જિત ગોચરી, સર્વસંપત્કરી ભિક્ષાની કક્ષામાં આવે તેવી, જરૂરી વસ્તુ માટે ગૃહાનુગૃહપર્યટન, પ્રચ્છન્ન ભોજન વિગેરે વાતો ખાસ કરીને સમસ્ત જૈન સાધુસંસ્થાની ઉત્તમતા માટે ગૌરવનો વિષય છે. આવા પ્રકારની સાધુસંસ્થાના સભ્યો પોતાનું કલ્યાણ કરવા ઉપરાંત સમાજનું પણ અનેક પ્રકારે કલ્યાણ કરી શકે છે અને તરણતારણના વિશેષણની યથાર્થ સાર્થકતા કરી શકે છે. જૈનશાસ્ત્રકારોએ જૈનસાધુના જીવન માટેની યોજના કેવળ પરમાર્થબુદ્ધિથી એવા પ્રકારની ઘડી કાઢી છે કે તેમા સામાન્ય જનસમુદાયની નજરે માની લેવામા આવતી સુખ-સગવડોનો વિચાર રાખવામાં આવ્યો હોય તેમ જણાતું નથી. અને તેથી કરીને જૈન સાધુને પોતાની સંયમયાત્રા છેવટ સુધી દોષ રહિત નભાવી રાખવાનું સામાન્ય નજરે ઘણું જ મુશ્કેલ જણાય છે. જૈનેતર સમાજમાં કમાવાની અશક્તિના કારણે અગર તો કંઈ વિષાદનું કારણ બનતાં દુઃખગર્ભિત વૈરાગ્યથી પ્રેરાઈને ઘણા મનુષ્યો સંસાર છોડી ચાલી નીકળે છે તેવી સ્થિતિ જૈન સમાજ માટે નભી શકે તેમ નથી. જૈન શાસ્ત્રકારોએ જ્ઞાનગર્ભિત વૈરાગ્યને જ મોક્ષના સાધન તરીકે પ્રરૂપેલ છે.

ઉપર જણાવ્યા મુજબની જૈન સાધુસંસ્થાની ઉપયોગિતા માટે કદી પણ બે મત હોઇ શકે નહિ. આ સંસ્થાના સભ્યો પોતાની સચોટ ઉપદેશ પદ્ધતિથી પ્રવચન અને વ્યાખ્યાન આપવાથી જૈનસમાજને જેટલો લાભ કરી શકે છે તે કરતાં પણ વધારે લાભ-Example is better than precept એ સૂત્રને અનુસારે

પોતાના ઉત્તમ ચારિત્ર અને પ્રશંસનીય રહેણીકરણીથી આપી શકે છે એ વસ્તુ કદી પણ ભૂલવા જેવી નથી. ભગવાન મહાવીરસ્વામીના સમયથી તેમ જ તે પહેલાનાં સમયથી પણ અવિચ્છિન્ન રીતે ચાલી આવતી સાધુસંસ્થાના સભ્યોએ, ધુરંધર આચાર્યોએ, પ્રભાવિક પુરુષોએ, ધર્મના સ્થંભ સમાન ગણાતા મહાનુભાવોએ પોતાની જીવનભરની, સમાજોત્થાન માટેની કાર્યવાહીથી કેવળ જૈનસમાજને જ નહીં પરંતુ દુનિયાભરના સમસ્ત પ્રજાગણને જે અમૂલ્ય લાભ આપેલ છે તેની સવિસ્તર હકીકતની ગણના કરવા બેસીએ તો આ લેખ ઘણો જ વિસ્તૃત થઇ જાય, તે ભયથી તે ન કરતા તે તરફ અંગુલીનિર્દેશ કરી સદર સંસ્થાની અનેક દૃષ્ટિએ ઉપયોગિતા પ્રતિપાદન કરવા માટે વધારે દલીલો કરવાની જરૂર જણાતી નથી.

જૈનસમુદાયમાંના ઉદ્દામ વિચારકોને—નવયુગનો પ્રકાશ ઝીલતા વિચારશીલ જૈનબંધુઓને, તેમની દૃષ્ટિએ કોઇ કોઇ બાબતમાં સાધુસંસ્થાની ત્રુટીઓ જણાય તો પણ એકંદર રીતે તે સંસ્થાની ઉપયોગિતા તો તેમને પણ કબૂલ કરવી જ પડશે. અમુક ત્રુટીઓ આગળ કરી અજોડ સાધુસંસ્થા જેવી સંસ્થાને ઉતારી પાડવા માટે તૈયાર થવું અગર તો એક જ બાજુ આગળ કરી તેમની નિંદા કરવા માટે કમર કસવી તે વિચારશીલ જૈનબંધુ માટે કોઇ પણ રીતે શોભાસ્પદ કહી શકાય નહિ. જૈન તરીકેના ધાર્મિક સંસ્કારોને જીવન-વ્યવહારમાં કેટલે દરજ્જે ખીલવવાની જરૂર છે તેમ જ આપણી પોતાની ગૃહસ્થ તરીકેની રહેણી-કરણીમાં, ખાનપાનાદિ વ્યવહારમાં સુધારણાનો કેટલો અવકાશ છે તે બાબતની યોગ્ય વિચારણા નહીં કરતાં, સામાન્ય બાબત આગળ કરી સાધુસંસ્થાની વગોવણીના કાર્યમાં કૂદી પડવું તે કેવળ વિચારસ્વાતંત્ર્ય તેમ જ વાણીસ્વાતંત્ર્યનો દુરુપયોગ કરવા જેવું છે. તદ્દન શુદ્ધ બુદ્ધિથી, કેવળ સમાજહિતની દૃષ્ટિએ શિષ્ટ ભાષામાં, જ્યાં જ્યાં સુધારણા માટે અવકાશ હોય તેવા કીસ્સાઓમાં નીડરતાથી, હિંમતપૂર્વક ત્રુટીઓ તરફ સમાજનું ધ્યાન ખેંચવું અને શાસ્ત્ર-સિદ્ધાંતને બાધ ન પહોંચે તે રીતે યોગ્ય ઉપાય સૂચવતી, કોઈ સંગીન-સુઘટિત યોજના રજૂ કરવી તે ઘણી રીતે હિતાવહ છે.

જેમના ચરણયુગલમાં સ્વાભાવિક રીતે જ કુળક્રમાગત ધાર્મિક ફરજ સમજીને સાડાત્રણ મણની કાયાને ઝુકાવવાની ભાવના પ્રજ્વલિત રહે છે તે સાધુસંસ્થાના સભ્યોએ પણ પોતાની સમાજ પ્રત્યેની ફરજ અને જવાબદારી તેના યથાર્થ સ્વરૂપમાં સમજી લેવી જોઇએ. વળી તેઓએ સમજી લેવું જોઇએ કે, 'બાબા વાક્યં પ્રમાણં'નો યો તો અંધશ્રદ્ધાનો આ જમાનો નથી. સમાજ પ્રત્યેની જવાબદારી ખરેખર અદા કરવાની ભાવના હૃદયમાં રહેતી હોય તો વહેલે મોડે જે ત્રૂટી હોય તે દૂર કરવાની અત્યંત આવશ્યકતા છે.

સાધ્વીસમુદાયને હાલ તુરત ઘડીભર બાજુ ઉપર રાખીએ તો પણ જૈન-સમુદાયમાં મૂર્તિપૂજક શ્વેતામ્બર સંઘમાં જ ૫૦૦ કરતાં પણ વધારે સંખ્યા

સાધુમુનિરાજોની છે અને તેમાં પણ ૪૦-૫૦ જેટલા આચાર્યપદવીધારક છે. આ આચાર્યમહારાજને પંચ પરમેષ્ઠીની સ્તુતિમાં—*आचार्या जिनशासनोन्नतिकराः* તરીકે મુક્તકંઠે વર્ણવવામાં આવેલ છે અને સાધુવર્ગમાં મોટો ભાગ શક્તિશાળી સમાજના મોટા ભાગ ઉપર ઘણી સારી લાગવગ ધરાવનારો અને પોતાની ઉપદેશાદિ પ્રખર શક્તિદ્વારા સમાજોત્કર્ષના કાર્યમાં ઘણો સારો હિસ્સો આપી શકે તેમ છે, પરંતુ શાસનહિતની ખરેખરી તમન્ના તેમનામાં જાગૃત થવી જોઇએ. .સમાજભરમાં ઐક્ય અને સંગઠન હોય તે સુઘટિત રીતે આગળ વધારવું જોઇએ. એક પક્ષને મનાવી લેવા જતા બીજા પક્ષને ગુમાવી બેસવા જેવું થવું જોઇએ નહિ. ઐકય સાધનાના ઓઠા નીચે વિરુદ્ધ વાતાવરણને અવકાશ આપવો જોઇએ નહીં. ચાલુ જમાનાને અનુરૂપ શાસનોન્નતિના કાર્યને પ્રત્યેક દિશામાં ધપાવવું હોય તો જૈનસમાજના કોઇપણ પક્ષને અલગ કરી નાખવાનું પાલવે તેમ નથી. પ્રત્યેક જૈનબંધુએ વિચારભેદ માટે-પરમતસહિષ્ણુતાના ઉમદા ગુણને પૂરેપૂરો ખીલવવો જોઇએ.

સામાજિક સ્થિતિના ખરેખરા અને ઊંડા અભ્યાસીઓને અને દીર્ઘદૃષ્ટિધારક વિચારશીલ આગેવાનોને મોટા દેખાવોથી લેશમાત્ર આત્મસંતોષ થતો હોય તેમ જણાતું નથી. તેથી તેવા દેખાવો કરવાની આવશ્યકતા નથી.

વળી કોઇપણ જાતની સંગીન દલીલ આગળ કર્યા સિવાય કેળવાયેલ વર્ગને એકદમ ધર્મવિમુખ અને શાસનદ્રોહી માની લેવામાં એક પ્રકારનું સાહસ જ ખેડવામાં આવે છે અને તેવી સ્થિતિ પ્રવર્તતી હોય ત્યાં અમુક અંશે ત્રુટી જ માની લેવી જોઇએ. આવી આવી અનેક પ્રકારની ત્રુટીઓ છતાં પણ સાધુસંસ્થાની ઉપયોગિતા તો ઘણે અંશે કાયમ જ રહે છે.

સદર સંસ્થામાં કોઇપણ પ્રકારની ત્રુટી જ નથી-સુધારણાનો અવકાશ જ નથી એમ માની લેવું તેને તો કેવળ ખુશામતજન્ય ધૃષ્ટતા જ કહી શકાય.

આવી આવી અનેક પ્રકારની ત્રુટીના સંબંધમાં વધારે વિવેચન કરવાનું હાલ તુરત મુલતવી રાખી તે બાબતમાં ખુદ સાધુવર્ગના અગ્રગણ્ય નાયકોએ જ ઊંડી-વિચારણાપૂર્વક સૂક્ષ્મ નિરીક્ષણ કરી એ સંસ્થા સમાજને વધારે ઉપયોગી કઇ રીતે થઇ શકે તે બાબતમાં પુખ્ત વિચારણા અને પુષ્કળ ઊહાપોહ કરવાની જરૂર છે. અનુકૂળ પ્રસંગે યોગ્ય સ્થળે એકઠા થઇ છૂટથી ચર્ચા કરવાની જરૂર છે. ખુદ સાધુવર્ગમાં જે મુનિ સ્પષ્ટ વક્તા હોય તેના વિચારો જાણી સંસ્થામાં થોડા યા વધારે અંશે થયેલો સડો અટકાવવાની જરૂર છે. આગેવાન જૈનબંધુઓએ વિચાર અને એકતાને મહત્ત્વ આપી, ખુશામતવાળી વૃત્તિ ઉપર જય મેળવી, દાંભિક જીવનનો તિરસ્કાર કરી, હંમેશા સત્ય વસ્તુસ્થિતિ સમજી લેવા અને તે આગળ કરવા આગ્રહ રાખવો જોઇએ. આ પ્રકારના આગ્રહને અભાવે ત્રુટીઓ

કાયમ રહે છે એટલું જ નહીં પણ વધારે મજબૂત થતી જઇ ઘર કરી બેસે છે, સમાજમાં કુસંપ અને વિરોધ વધતો જાય છે, દીક્ષાપ્રકરણ તથા તિથિવિચાર જેવા પ્રશ્નો મહત્ત્વનું સ્વરૂપ ધારણ કરી, સમાજની કાર્યશક્તિ, ધનશક્તિ વિગેરે અનેક રીતે ઉપયોગી શક્તિઓ કે જેનો સમાજોત્થાનના કાર્યમાં સારામાં સારી રીતે ઉપયોગ થઇ શકે તેનો, ઉપર બતાવેલ પ્રશ્નોના અંગના અધડામાં કેવળ અપવ્યય થતાં સમાજોન્નતિનું કાર્ય સ્તંભિત થઇ જાય છે. શાસનની ધૂરાના ધારકોએ, શાસન માટેની ખરેખર ધગશ હોય તો સમાજોત્થાનના કાર્યને તાકીદે હાથ ધરવાની જરૂર છે. કેળવાયેલ વર્ગ, વિચારક વર્ગ, નવયુગનાં સ્વપ્ન સેવતો વર્ગ, ક્રિયામાર્ગમાં કંઇક અંશે પશ્ચાત્ છતાં પણ **શાસન** માટે અભિમાન અને ગૌરવ ધરાવતો વર્ગ વધારે વધારે વિમુખ થતો જાય તેવા દરેક કાર્યને છેવટની તીલાંજલી આપી, સદર વર્ગ વધારે સન્મુખ આવતો જાય તેવા ઉપાયો યોજવાની જરૂર છે.

વળી એક જ ધારાએ ઉપદેશપદ્ધતિ ચાલુ રાખવાને બદલે તેમાં દેશ-કાળનો દીર્ઘદૃષ્ટિથી વિચાર કરી, યોગ્ય પલટો લાવવાની જરૂર છે. આનો અર્થ એ નથી કે તેમણે શાસ્ત્ર-વિરુદ્ધ ઉપદેશ આપવા તૈયાર થવું, પરંતુ એટલું સૂચન જરૂરનું તો છે કે તેમણે સામાજિક પ્રશ્નોનો વિશાળ દૃષ્ટિથી બરાબર અભ્યાસ કરી, સામાજિક હ્રાસ થતો અટકાવવા માટેના કારગત લાગે તેવા ઉપાયો યોજવાની જરૂર છે. અદ્યાપિ પર્યંત સમાજના ધુરંધર આગેવાનો તરીકેનું પદ જેઓ જાળવી રહેલ છે, તેમણે સામાજિક પ્રશ્નોના તલસ્પર્શી અભ્યાસ માટે તેમજ તેની યોગ્ય છણાવટ માટે એટલી બધી બેદરકારી અને બેપરવાઇ બતાવેલ છે કે હવે તે સ્થિતિ લાંબો વખત નભાવી લેવાનું પાલવે તેમ નથી. સામાજિક ઉન્નતિ માટે બનતો સઘળો પ્રયાસ કરવા તેમને જોઇએ તેટલો અવકાશ છે, સમાજની નાડ હજુ તેઓના જ હાથમાં છે. વળી વર્ષના આઠ મહિના તેમને ગ્રામાનુગ્રામ વિહાર કરતા રહેવાનું હોવાથી સમાજના મુખ્ય મુખ્ય પુરુષોના સીધા સંપર્કમાં આવવાની તેમને જોઇએ તેટલી અનુકૂળતા છે. પ્રશ્ન ફક્ત સામાજિક હિતની સાધના માટેની યોગ્ય તમન્ના હોવાનો જ છે. સમાજહિતની સાધનામાં જ ખરી પરોપકારવૃત્તિનો આવિર્ભાવ છે. જય વીયરાય સૂત્રમાં **પરત્થકરણ**ને ઉચ્ચ સ્થાન તેટલા માટે જ આપવામા આવેલ છે.

સમાજને આધુનિક સમયમાં મુખ્યતાએ ખાસ કઈ વસ્તુની જરૂર છે, અને તે સરલતાથી કઇ રીતે પૂરી પાડી શકાય તેમ છે તે સંબંધમાં પુષ્કળ ઊહાપોહ અને સ્વતંત્ર ચર્ચાની જરૂર છે. સમાજની નાડ ઉપરથી તેને લાગુ પડેલ વ્યાધિનું યથાર્થ નિદાન કરવામાં આવે અને તેની યોગ્ય ચિકિત્સા કરવામાં આવે તો જ સમાજને તંદુરસ્ત અને કોઇપણ પ્રકારની પીડા વગરનું પુનર્જીવન આપી શકાય તેમ છે. અવધુત જીવન ગુજારનાર પ્રાયઃ વનવાસી મુમુક્ષુ જનો પાસેથી સમાજ પોતાના ઉત્કર્ષ માટે કોઇ જાતના સીધા પ્રયાસની આશા રાખતી નથી, પરંતુ

સમાજની અંદર રહી જે સાધુપુરુષો પોતાનો જીવનવ્યવહાર ચલાવી રહેલ છે અને સમાજનો ભક્તિભાવ અને આદરસત્કાર મેળવી રહેલ છે તેમની સમાજ પ્રત્યેની જવાબદારી કોઈ પણ રીતે ઓછી આંકવી જોઈએ નહિ. હવે વખત એવો આવતો જાય છે કે આ પ્રગતિશીલ જમાનામાં ઉપર જણાવ્યા મુજબની જવાબદારીમાં જેટલી શિથિલતા દાખવવામાં આવશે તેટલે દરજ્જે તેઓ સમાજ તરફનો આદર–સત્કાર ગુમાવી બેસશે.'

" સ્વાર્થ ત્યાગ, સેવાભાવી પરોપકારવૃત્તિ કોઇપણ પ્રકારના ધાંધલ વગરનું નિર્દંભ જીવન, વિવેકપૂર્વકનું માર્ગદર્શન, ઉદાત્ત ભાવના, સામાજિક હિત માટેની ધગશ–વિગેરે ઉમદા ગુણોની કિંમત સમાજ હવે બરાબર સમજતી થઇ છે અને તેથી જ સમાજના આગેવાનો પાસેથી સમાજ કંઇક વધારે સંગીન વસ્તુની અપેક્ષા રાખી રહેલ છે. યોગ્ય અવસર જતો કરવામાં આવશે અને સમાજને આગળ વધારવા માટે કંઈપણ તજવીજ ન કરતાં કેવળ કાળબળ ઉપર જ છોડવામાં આવશે તો પછી ભવિષ્યની પ્રજાને એવો આક્ષેપ મૂકવાનો પ્રસંગ આવી પડશે કે હવે કાર્ય વિનાશ થયા પછીનું ડહાપણ નકામું છે. સાધુસંસ્થાની વિચારણામાં સમાજહિતના પ્રશ્નને આટલું બધું મહત્ત્વ આપવાનું કારણ સાધુસંસ્થા એ સમાજનું એક મહત્ત્વનું અને ઉપયોગી અંગ છે અને શાસનોન્નતિનો મુખ્ય આધાર તેમના ઉપર જ રહેલો છે એમ સૌ કોઇને કબૂલ કર્યા સિવાય ચાલે તેમ નથી તે છે. શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય જેવા પ્રખર સમાજહિતચિંતકોની અત્યારે સમાજને જરૂર છે.

સાધુસંસ્થાની વિચારણા પ્રસંગે એ સંસ્થાના સભ્યોની સંખ્યા–ગણનામાં સાધ્વીસમુદાય મોટો ભાગ ભજવતો હોવાથી તેમને ઉવેખી શકાય તેમ નથી. તેઓ પણ સમાજને ઘણી રીતે ઉપયોગી છે અને પોતાનું આત્મકલ્યાણ સાધવા ઉપરાંત સમાજને જે લાભ આપી રહેલ છે તેના કરતાં પણ વધારે લાભ આપી શકે તેવી સ્થિતિ પણ કલ્પી શકાય તેમ છે. આ સમુદાયનો મોટો ભાગ કેળવણીના ઉચ્ચ સંસ્કારોથી ઘણે અંશે બેનસીબ રહેલો હોવાથી અમુક જ ઘરેડમાં પોતાનો જીવનનિર્વાહ કર્યે જાય છે ઉત્તમોત્તમ ધાર્મિક ક્રિયાઓ અને વિધિવિધાનનું ખરું રહસ્ય અને પરમતત્ત્વ તેઓ વધારે સારા પ્રમાણમાં બરાબર સમજતી થાય તો તેઓ–સ્વપરહિત વધારે મોટા પ્રમાણમાં સાધી શકે. તેમની હાલની પરિસ્થિતિ તો કંઈક અંશે ધૃણાજનક છે. દિવસ અને રાત્રિના વખતમાં તેમને જ્ઞાન-ધ્યાન અને અભ્યાસ માટે પુષ્કળ વખત છે. તેનો સદુપયોગ કરવાનું ખાસ મન ઉપર લે અને ધાર્મિક અભ્યાસમા આગળ વધે તો ખાસ કરીને સ્ત્રી–સમાજને તેઓ ઘણો લાભ આપી શકે અને મોટા ભાગમાં પ્રવર્તતી નિરક્ષરતાને ઘણી ઓછી કરી શકે પરંતુ તેમણે પરસ્પરનો કુસંપ અને સંસારીના ઝઘડામાં પેસવાની ટેવ છોડી દેવી પડશે તો જ કાર્યસિદ્ધિ થશે.

શાસ્ત્રકારોએ સાધુજીવન અને ગૃહસ્થજીવન એમ બંનેનું પ્રતિપાદન કરેલ છે

અને તે બંને જીવનની વિશુદ્ધિ દિનપ્રતિદિન વધતી જાય તેમાં જ શાસનની ઉન્નતિ અને શોભા રહેલી છે. ગૃહસ્થ જીવન વધારે ઉચ્ચ અને વધારે વિશુદ્ધ હોય તો-તે સમુદાયમાંથી જ સાધુવ્રત અંગીકાર કરવાવાળા નીકળતા હોવાથી-તેમનું સાધુ-જીવન ઘણું જ પ્રશંસનીય થઈ પડે અને સમાજને પરમ ગૌરવ ધારણ કરવાનું કારણ મળે. સમાજમાં અજ્ઞાનદશા અને અંધશ્રદ્ધા ઓછા થતા જાય છે. સંવેગી સાધુઓ પાસેથી પણ સમાજ વધારે ઉચ્ચ પ્રકારનું ધાર્મિક જીવન માગી રહેલ છે. જડવાદ, ઇશ્વરવાદ, નિરીશ્વરવાદની શુષ્ક ચર્ચાનું સ્થાન, લોકશાસન-વાદ, સામ્રાજ્યવાદ, સમાજવાદ, એકહથ્થુ સત્તાવાદ જેવા વાદોએ સમાજહિતની દ્રષ્ટિએ હાથ ધરેલ છે. વ્યક્તિગત-અંગત હિત કરતા સામુદાયિક હિતને પ્રધાનપદ મળતું જાય છે. તેવા પ્રવૃત્તિમય જમાનામાં આવા વિષયોની ચર્ચા અનેક દૃષ્ટિએ ઉપયોગી થઇ પડે તેમ છે.

અત્યારે જૈનસમાજ પોતાના ઉત્કર્ષ અને ઉન્નતિ માટે, સાધુસંસ્થા ઉપર કેટ-કેટલા મદાર બાંધી રહેલ છે? જરૂર છે ફક્ત સાધુસંસ્થાના પ્રત્યેક સભ્યને જાગ્રત થવાની અને સમાજ પ્રત્યેની પોતાની ફરજ અને જવાબદારી બરાબર સમજીને અદા કરવાની.

આધુનિક કેળવણીમાં કેટલીક ત્રુટીઓ છે અને તે દૂર કરવા માટે આગેવાન દેશનાયકો ઉપર જ આધાર રાખવાનો રહે છે, પરંતુ જ્યાંસુધી ત્રુટી વગરની કેળવણીની યોજના આપણી સામે ખડી થઇ નથી ત્યાંસુધી આધુનિક કેળવણીથી બેનસીબ રહેવાનું આપણને પાલવે તેમ નથી અને તેથી કરીને આધુનિક કેળવણીના સાધનોને હરેક રીતે પુષ્ટ બનાવવાની જરૂર છે આવા મહાભારત કાર્યમાં સાધુસંસ્થાની મદદની આપણને અનેક રીતે જરૂર છે તેઓ તેમના સચોટ ઉપદેશદ્વારા ઘણું ઘણું કરી શકે તેમ છે. તેમને માત્ર દૃષ્ટિકોણ Angle of vision બદલવાની જરૂર છે અને તે બદલાતાં તેઓ દાનપ્રવાહની આખી દિશા બદલવામા ઘણો મોટો ફાળો આપી શકે તેમ છે. આટલું જો થઇ શકે તો શાસનોન્નતિના કાર્યમા, શાસનનો જયજયકાર બોલાવવામાં સંગીન વધારો થઇ શકે કેળવાયેલ વર્ગને આગળ વધારી ખરું દિશાસૂચન સમજાવવામાં આવે તો આજ સુધી કેળવણીના કાર્ય તરફ જે બેદરકારી કે ઉપેક્ષા બતાવવામાં આવેલ છે તેનો પૂરેપૂરો બદલો મળી જાય

શાસનોન્નતિના કાર્યમાં મહાન્ ફાળો આપી શકે તેવી શક્તિ ધરાવતી **ઘણું જીવો સાધુસંસ્થા,** એવી ભાવના સાથે વિરમું છું.

**વકીલ ન્યાલચંદ લક્ષ્મીચંદ**
બી એ. એલએલ બી. **સાદરા** (મહીકાંઠા)



### [1]નહિ વાર અચળ સુખ સાધંતે, ઘડી દોય મળો જો એકાંતે.

‘બે ઘડી જો ભગવાન સાથે એકાંતમાં મેળાપ થાય તો અચળ સુખ સાધવામાં વખત લાગે તેમ નથી.’ આ સાદો અર્થ છે. એમાં મહિમા ધ્યાનયોગનો ગાયો છે. ધ્યાન-હુતાશનવડે જ્યારે કર્મોને બાળવામાં આવે છે ત્યારે તે એકદમ દગ્ધ થઇ જાય છે એટલે અનેક ભવનાં કરેલાં કર્મોની નિર્જરા કરવામાં આવે છે. તે કર્મ પ્રદેશોદયથી ભોગવી લેવામા આવે છે. આ બધો મહિમા ધ્યાનયોગનો છે. વાત એ છે કે કર્મોના વિનાશનો એટલે ખાસ કરીને તેની નિર્જરા કરવાનો રસ્તો તપ સિવાય અન્ય નથી અને તપમાં પણ બાહ્ય તપ કરતાં અભ્યંતર તપ એ કામ ઘણું વધારે સારી રીતે અને બહુ ઓછા વખતમાં બજાવે છે. ધ્યાન એ અભ્યંતર તપ છે.

એમાં એક વાત તો એ ધ્યાનમાં રાખવાની છે કે પ્રત્યેક સમયે સાત આઠ કર્મો ચેતન બાંધે છે અને આઠે કર્મ ભોગવે છે, પરંતુ બાંધ્યા કરતાં બહુ અલ્પ કર્મ ભોગવાતાં હોવાથી કર્મોનો ભાર તો વધતો જ જાય છે. એ રીતે જીવ વધારે વધારે કચરાતો અને દબાતો જાય છે, પરંતુ સમજણપૂર્વક તપ કે ત્યાગ કરે ત્યારે તેનાં ઘણાં કર્મો ખરી પડે છે-પ્રદેશોદયથી ભોગવાઇ જાય છે. તે રીતે એ હળવો થાય છે. આ તપના પ્રકારમાં પણ ધ્યાનયોગ તો અજબ કામ કરે છે. એ ધર્મધ્યાન અને શુકલધ્યાનના પ્રકાર અથવા પાયા ચાર ચાર વિચાર્યા હોય તો એ વિષયની મહત્તા સમજાય છે. એ અતિ આકર્ષક વિષય પર ખાસ કરીને અનેક ગ્રંથો લખાયા છે, તે વાંચવાની સૂચના કરી અત્ર પ્રભુધ્યાનનો મહિમા વિચારીએ.

પ્રભુને બે ઘડી મળવાનું થાય ત્યારે પ્રાણી શું વિચારે ? શી વાતો કરે ? કયાં ચિત્ત લગાડે ? એને કાંઇ પરમેશ્વરની તબિયતના ખબર પૂછવાના ન હોય કે અત્યારે ગરમી ઠંડી કેટલી છે ? એવા અર્થવગરના સવાલો માત્ર વખત કાઢવા માટે પૂછાય છે તે પ્રણાલિકાને અનુસરવાનુ ન હોય. આજે રૂશિયા આગળ વધ્યું કે નહિ ? જાપાન કયાં સુધી આવી પહોંચ્યું ? તે વાત પણ ચર્ચવાની ન હોય. ત્યારે ત્યાં કઇ વાત વિચારાય ? તે કહે છે. ત્યાં આત્મસ્વરૂપ-બહિરાત્મભાવનો ત્યાગ, અંતરાત્મદશામાં લગની અને પરમાત્મદશા પ્રાપ્ત કરવાનો આદર્શ વિચારાય છે. પરમાત્મા પોતે જે દશા પામ્યા છે તેની ભવ્યતા, મહત્તા અને આદેયતા સમજી-સ્વીકારી એમાં પ્રગતિ કરવાની જ વિચારણા થાય છે અને પછી તો આવડત અને પ્રયાસ પ્રમાણે તેમાં વધારો જ થતો જાય છે. પ્રાથમિક દશામાં માત્ર ત્રાટક જ થાય, પ્રભુમૂર્તિને હૃદયમાં સ્થાપવાનું બને, મૂર્તિ ન માનતાં હોય તેમને માનસિક મૂર્તિ કલ્પવાનું બની આવે અને એ રીતે વધતાં પછી તો ચેતન કોણ ? ચેતનના ગુણપર્યાય કયા ? એમ

[1] બાર વ્રતની પૂજા દશમી, વ્રત નવમું, ગાથા છઠ્ઠી( સાતમી )નો ઉત્તરનો ભાગ.

વિચારતાં છેવટે એની પરમાત્મદશામાં એટલી બધી લીનતા થઇ જાય કે ધ્યાતા, ધ્યાન અને ધ્યેય એ ત્રણે એક થઇ જાય, પોતે પરમાત્મસ્વરૂપમય થઇ જાય, પરમાત્મા સાથે અભેદ થઇ જાય અને અનનુભૂતપૂર્વ અતિ વિશિષ્ટ આત્મદશાનો અનુભવપૂર્વક સાક્ષાત્કાર થાય.

આવી પ્રગત ધ્યાનદશામાં પરમાત્માને માત્ર બે ઘડી એકાંતે મળી શકાય તો છેવટે બેડો પાર થયા વગર રહે નહિ. આની શરૂઆત **સામાયિકથી** થાય છે. બે ઘડી (૪૮ મિનિટ) સુધી સ્થિર આસને બેસી જ્ઞાન કે ધ્યાનમાં સમય ગાળવો, એને સામાયિક કહેવામાં આવે છે. એ સાધુજીવનની વાનકી છે. સંસારમાં રહ્યારહ્યા વિશિષ્ટ દશાનો અનુભવ કરાવનાર એ સીધો સરળ ત્યાગમાર્ગ છે અને ધ્યાનયોગનું એ પહેલું પગથિયું છે. વાત એ છે કે બે ઘડી જેટલો કાળ દરરોજ આ રીતે કાઢવામાં આવે અને તે સમય જ્ઞાન કે ધ્યાનમાં જ વાપરવામાં આવે તો ચેતનની પ્રગતિ ભારે જબરી થાય છે. એક વખત ઉત્કૃષ્ટ ધ્યાનયોગ થઇ જાય, પ્રભુ સાથે બે ઘડી વાતચીત થઇ જાય એટલે ચેતનરામ–સચ્ચિદાનંદ પરમાત્માના સ્વરૂપમાં એકાગ્ર થઇ જાય તો બેડો પાર થઇ જાય તેવું છે. એનો અભ્યાસ પાડવા માટે સામાયિકથી શરૂઆત થાય છે. ચોવીશે કલાક ત્યાગ ન થાય કે ચોવીશે કલાક ધ્યાન ન થાય તો આટલો બે ઘડીના સમયપૂરતો અભ્યાસ પણ બહુ લાભકારક નીવડે છે. એની મહત્તા પર અન્યત્ર ઘણું લખાઇ ગયું છે એટલે અત્ર પુનરાવર્તનની આવશ્યકતા નથી.

પ્રભુને 'એકાંતમાં' મળવાની વાતમાં ભારે મર્મ છે. એકાંતસ્થાન હોય, અન્ય કોઇનો અવરજવર ન હોય, શાંત વાતાવરણ હોય, આસનની સ્થિરતા હોય, મનમાં મોજ હોય, અંતરાત્મસ્વરૂપનું જ્ઞાન થયેલું હોય ત્યારે પરમાત્મા સાથે વાતો કરવાની ભારે મોજ આવે છે. ત્યાં તો આત્મકલ્લોલનાં મોજાં ચાલે, ત્યાં બાહ્યભાવના ત્યાગના નિર્ણયો થાય, ત્યાં પૌદ્ગલિક પરતાનો પરમ પ્રત્યય થાય અને આખી જિંદગીમાં બેઘડી પણ આવી દશા એક વખત પ્રાપ્ત થઇ જાય તો અવિચળ સુખ સાધતાં વાર ન લાગે. એ એકાંતમાં વાતચીત–આંતરચિંતવન એ જ પરમકલ્યાણરૂપ છે, જન્મજન્મનાં દુ:ખ મટાડનાર છે અને અવિચ્યુત પરમાનંદ સ્વરૂપ છે. એ સુખની ઝાંખી કરવાનું પ્રાથમિક પગલું **સામાયિક** છે.

સંસારથી વિરક્ત થઇ ઉદાસીનભાવે કરાતી સામાયિક કે પૌષધ જેવી ક્રિયાવડે જ પરમાત્મા સાથે એકાંતે મળવાનું થાય છે. ચિત્તની એકાગ્રતા અભ્યાસવડે જ થાય છે. તેને માટે લાંબા વખત સુધી અભ્યાસ કરવાની જરૂર છે, કારણ કે અનાદિ કાળના પરિભ્રમણથી ચિત્તની ચપળતા સ્વાભાવિક થઇ ગઇ છે, તેના નિવારણ માટે જ પ્રયત્ન કરવાનું આ વાક્યમાં સૂચવન છે અને તેનું અત્યુત્કૃષ્ટ ફળ બતાવ્યું છે. મૌક્તિક



# યુવાન સ્ત્રી પુરુષોને સાથે અભ્યાસ કરાવવો તે હિતાવહ છે ?

કેટલાક સુજ્ઞબંધુઓ સ્ત્રીપુરુષોને સહશિક્ષણ આપવાની હીમાયત કરનારા છે. તેઓ એમાં લાભ દેખે છે. વર્તમાન વ્યવહારુ પક્ષવાળાની બે દલીલ છે કે-૧ એમાં વિકારોત્પત્તિનો સંભવ છે અને ૨ તે બંનેને એકસરખું શિક્ષણ આપવાનું નથી. આ બે દલીલ પૈકી પ્રથમની દલીલના જવાબમાં નવા વિચારવાળા કહે છે કે 'એક ઘરમાં ભાઇબહેન વરસો સુધી સાથે રહે છે છતાં તેમને વિકાર કેમ થતો નથી?' પરંતુ એનું કારણ પુરુષની સ્વભાવિક માન્યતા જ માતા, બહેન કે દીકરી તરફ એવી દઢ છે કે જેમાં વિકારનો સંભવ જ નથી. એમાં એની માન્યતા દઢ મૂળવાળી હોય છે અને અન્ય સ્ત્રીના સંબંધમાં તો તે એમ માને છે કે એને પરણી શકાય, એની સાથે વિષયવિલાસ કરી શકાય. વળી સ્ત્રીના કેટલાક અંગોપાંગ કામદેવના નિવાસ જેવા છે. કામીપુરુષો તેમાં કામને જુએ છે. પુરુષના શરીરમાં કોઇ એવો પ્રગટ વિભાગ નથી કે જેને જોતાં સ્ત્રીજાતિને કામવિકાર જાગે, માટે એ બંનેનો કોઇપણ ઉમરમાં સાથે સહવાસ લાભકારક નથી. યુવાનવયમાં એવા સહવાસને અંગે રાખેલી બેદરકારીનાં ફળ આપણે અત્યંત કડવાં ચાખ્યાં છે. એકાંત મળતાં અને સ્ત્રીનાં અંગોપાંગનો સ્પર્શ થતાં ચિત્તને નિશ્ચળ રાખનારા બહુ વિરલ હોય છે. વળી એવી રીતે ભેળા રાખીને પરિણામ જોવું એ ઝેરનું પારખું કરવા જેવું છે.

કૉલેજના કે ઊંચા અભ્યાસમાં જ્યાં સ્ત્રી પુરુષો માટે જુદા જુદા કલાસ રાખવાનો ખર્ચ ન પોસાય, સંખ્યા નાની હોય ત્યાં અભ્યાસ સાથે કરાવવો પડે, પરંતુ કલાસમાંથી છૂટ્યા બાદ પરિચયમાં રહેવા દેવા નહીં, એ બાબત ખાસ ખ્યાલ રાખવો.

બીજી દલીલ બંનેને એકસરખું શિક્ષણ આપવા યોગ્ય નથી તે છે, એ દલીલ ઘણી મજબૂત છે. કારણ કે સ્ત્રીજાતિને ઘરકામનું, રસોઇ કરવાનું, ગર્ભસંરક્ષણનું, બાળઉછેરનું વિગેરે શિક્ષણ પ્રવીણ સ્ત્રીશિક્ષકદ્વારા આપવાની જરૂર છે. પુરુષને આવા શિક્ષણની જરૂર નથી. પુરુષને તો વ્યાપાર ઉદ્યોગના શિક્ષણની જ આવશ્યકતા છે. વાંચવા લખવા પૂરતો અભ્યાસ સ્ત્રીજાતિને જરૂર કરાવવો. એ ઉપયોગી છે, પરંતુ શ્રીમંતના ઘરમાં ગયેલ કન્યા પણ જો ઘરકામ કે રસોઇ કરી જાણતી ન હોય તો કેવી મુશ્કેલીમાં આવી પડે છે તે તેના અનુભવીઓ જાણે છે.

આપણી સ્ત્રીઓને ઉદ્યોગ કરવાની જરૂર છે. એને માટે નાના મોટા અનેક પ્રકારના ગૃહઉદ્યોગ શીખવવા, પણ તેને વેપાર કરવા જવું નથી તેથી વેપારના શિક્ષણની જરૂર નથી.

આવી બાબતમાં બીજા પાશ્ચાત્ય દેશો સાથે આપણો મુકાબલો કરવા યોગ્ય નથી. ત્યાંના હવાપાણી, ખાનપાન, શરીરના બાંધા, રહેણીકરણી, નીતિનું ધોરણ વિગેરેમાં બહુ તફાવત છે. એના વિવેચનની અહીં જરૂર નથી, પરંતુ સુજ્ઞજનોએ તે વાત ધ્યાનમાં રાખવાની છે. આપણા આર્યદેશમાં શિયળનું ને બ્રહ્મચર્યનું જે મહત્વ બતાવેલું છે અને

તેને માટે સ્ત્રીઓએ અને પુરુષોએ પ્રાણાર્પણ કર્યા છે. એ ધોરણ અન્ય દેશમાં પ્રાયે જણાતું જ નથી. આપણે આપણી ચાલી આવતી શુદ્ધ પ્રણાલિકા પ્રમાણે વર્તવાનું છે. આ બાબત વધારે કહેવાની જરૂર નથી. ઉપર લખેલી બધી બાબતો વિચારતાં યુવાન સ્ત્રી પુરુષના સહશિક્ષણમાં સંમત થવું એ યોગ્ય લાગતું નથી. )

કુંવરજી

# પ્રશમરતિની ટીકાઓ

દશપૂર્વધર શ્રી ઉમાસ્વાતિ વાચક વિરચિત શ્રી પ્રશમરતિ ગ્રંથ ઉપર અનેક ટીકાઓ થયેલી છે. તેમાંની એક ટીકા કે જેના કર્ત્તાનું નામ ઉપલબ્ધ નથી તે અમે સં. ૧૯૬૬ માં અવચૂરિ સાથે છપાવેલી છે. એ ગ્રંથ ઉપર શ્રી હરિભદ્રસૂરિ ( ૧૪૪૪ ગ્રંથના કર્ત્તા નહીં ) એ ' વિવરણ ' ( ટીકા ) કરેલ છે તેને અવચૂરિ સમજીને અમે સદરહુ ટીકા સાથે છાપેલી અવચૂરિના કર્ત્તા તરીકે શ્રી હરિભદ્રસૂરિનું નામ લખેલું છે, પણ તે લખવામાં અમારી ભૂલ થયેલી છે.

હાલમાં ઝવેરી દેવચંદ લાલભાઇ પુસ્તકોદ્ધાર ફંડ તરફથી ગ્રંથાંક ૮૮ તરીકે શ્રી હરિભદ્રસૂરિકૃત વિવરણ સાથે સદરહુ ગ્રંથ છપાયેલ છે. તેની પાછળ અમે છપાવેલી અવચૂરિ પણ આપેલી છે. તેની પ્રસ્તાવનામાં તેમણે લખ્યું છે કે અમે છપાવેલી ટીકા શ્રી હરિભદ્રસૂરિકૃત વિવરણમાં સૂચવેલી બૃહદ્‌વૃત્તિ અથવા બીજા કોઇ આચાર્યની કરેલી પ્રાચીન વૃત્તિ છે. શ્રી હરિભદ્રસૂરિકૃત વિવરણમાં પ્રાંતે આપેલી પ્રશસ્તિ ઉપરથી તેના કર્ત્તાના નામનો નિરધાર તો થાય છે. અવચૂરિના કર્ત્તાનું નામ તો તેમને પણ લક્ષ્ય થયું નથી.........સં. ૧૯૮૮ માં અમે 'પ્રશમરતિનું 'ભાષાંતર અમે છપાવેલી ટીકાના ભાષાંતર સાથે છપાવેલું છે. તે ભાષાન્તર મુનિરાજ શ્રી કર્પૂરવિજયજીનું કરેલું છે ખાસ વાંચવાયોગ્ય છે. પ્રશમની ઉત્પત્તિના અમોઘ ઉપાયરૂપ છે. મૂળ ગ્રંથમા શ્લોક ૩૧૩ છે. અમે તેનો ભાવાર્થ ( શબ્દાર્થ )ને વિવેચન બહુ વિસ્તારથી છપાવેલ છે. મૂળ ગ્રંથના કર્ત્તા મહાપુરુષ છે તેથી આ ગ્રંથના વાચનનો લાભ જરૂર લેવા વિનંતિ છે.

આ ગ્રંથમાં કર્ત્તાએ જુદા જુદા અધિકારોમાં તે તે વિષયને એવી પુષ્ટિ આપી છે કે જે વાંચતા કર્ત્તાના અપૂર્વ બોધનું ભાન થાય છે અને તેની અસર આરપાર ઊતરી જાય છે. આ ગ્રંથની જેટલી પ્રશંસા કરીએ તેટલી થોડી છે.

કુંવરજી

# પ્રભાવિક પુરુષો

## શય્યંભવસ્વામી (૫)

( અનુસંધાન પૃષ્ઠ ૧૦૦ થી )

'ગયા ધામથી ૨૫ માઇલ પૂર્વે વિંધ્યાચલની છેલ્લી કડીરૂપ પાંચ સુંદર ટેકરીઓ આવેલી છે. ગૃધ્રકૂટ, ઋષિગિરિ, વૈભાર, વિપુલ અને પાંડ્યગિરિ એ આ ટેકરીઓના બૌદ્ધકાળના પ્રચલિત નામો છે. એમની વચ્ચે એક નાનો સરખો સમતલ પ્રદેશ આવેલો છે ને તે ટેકરીઓમાંથી વહેતી ત્રણ નાની નાની સરિતાઓથી પ્લાવિત થાય છે. દૃઢ કુદરતી રક્ષણ, અપ્રતિમ પ્રાકૃતિક સૌંદર્ય અને વિપુલ જળથી પરિપૂર્ણ આ અદ્વિતીય સ્થળે જરાસંધના વડવા વસુએ રામ-રાવણના યુદ્ધની પણ પૂર્વે ગિરિવ્રજપુરી નામની નગરી વસાવી હતી. મગધદેશની એ રાજનગરીને માગધપ્રજા 'રાજગૃહ' કહેતી ને એ નામથી જ તે જગપ્રસિદ્ધ બની હતી.

નાલંદા એ આ રાજગૃહનું એક સમૃદ્ધ પરું ( બાહિરિકા ) હતું. શિશુનાગવંશના રાજ્યકાળ( ઇ. પૂ. ૬૦૦ થી ૩૬૦ )માં એ વસેલું. જુદા જુદા ગ્રંથોમાં તેનાં 'નાલ' 'નાલંદ' 'નાલક' એવાં વિવિધ નામો મળી આવે છે, અને ત્યાં બુદ્ધ ભગવાનના પટ્ટશિષ્ય ( અગ્ર શ્રાવક ) સારિપુત્તનો જન્મ થયાનો ઉલ્લેખ મળે છે.

'નાલંદા' નામની ઉત્પત્તિ શી છે ? તે નિશ્ચિત રીતે કહી શકાય તેમ નથી. હર્ષવર્ધનના રાજ્યકાળ( ઇ. ૬૦૬-૬૪૮ )માં નાલંદામાં અભ્યાસ કરવા આવેલો ચીનો પ્રવાસી યુવાનચ્વાંગ જણાવે છે કે-આ સ્થળે પૂર્વકાળમાં નાલંદા નામનો નાગ રહેતો હોવાથી તે સ્થળનું એ નામ પડયું હતું. નાલંદાનું ખોદકામ કરાવનાર ડૉ. હીરાનંદ શાસ્ત્રી એમ પ્રતિપાદિત કરે છે કે નાલંદાની મુખ્ય વિશેષતા કમળોથી ભરચક તેનાં અનેક સરોવરો હતાં. નાલ એટલે કમળની ડાંખળી અને જે સ્થળ એ આપતું હોય તેનું નામ તે નાલંદા-નાલદા.

અનેક વનાચ્છાદિત પર્વતશૃંગો, અતિ રમણિય ને કમળપુષ્પોથી પરિપૂર્ણ સરોવરો અને વનવેલીઓથી શોભતી ગિરિગુહાઓથી શણગારાયલી રાજગૃહની આ ભૂમિ જેવી રીતે રસિકજનોના હૃદયમાં રસનો સંચાર કરતી તેવી જ રીતે પરિવ્રાજકોને પણ તપ કરવા માટે આકર્ષતી. નિસર્ગની સુંદર લીલાનો પ્રભાવ માનસિક તેમ જ આધ્યાત્મિક વિકાસ માટે ઘણો સહાયક થઇ પડે છે. આ દૃષ્ટિએ રાજગૃહપુરી આખા મધ્યદેશ( ઉત્તર હિંદ )માં તે સમયે અજોડ હતી ને તેના આ ગુણને લઇને જ **મહાવીરસ્વામી** ને બુદ્ધ ભગવાન તેના આંગણે સર્વપ્રથમ તપશ્ચર્યા કરવા આવ્યા હતા.

કાશી પાસે સારનાથ આગળના વનમાં

'ધર્મચક્રપ્રવર્તન' કરીને ભગવાન બુદ્ધ ત્યાંથી ૧૨૫૦ ભિક્ષુઓના શિષ્યસંઘ લઈ રાજગૃહ આવ્યા. મગધપતિ રાજા બિંબિસારે તેમને રાજગૃહની નિકટ આવેલું વેણુવન અર્પણ કર્યું ને નગરજનોએ રાજગૃહની ઉત્તરે આવેલ પ્રાવારિકાવ્રન નામનું ઉદ્યાન તેમને ભેટ કર્યું. અહીં બુદ્ધ ભગવાન શિષ્યમંડળ સહિત રહ્યા. નાલંદામાં જેનો જન્મ થયેલો તે સારિપુત્ત અને મોગ્ગલાયન અહીં તેમના પટ્ટશિષ્યો થયા. સારિપુત્ત નાલંદામાં જ નિર્વાણ પામેલા ને તે સ્થળે એક ચૈત્ય બાંધવામાં આવેલું, તેથી એ સ્થળ બૌદ્ધસંઘમાં પહેલવહેલું મહત્ત્વ ધરાવતું થયું.

નાગાર્જુન નાલંદામાં આચાર્ય તરિકે રહેતા હોવાથી એ સ્થળ મહાયાન-(બૌદ્ધ સંપ્રદાયની એક શાખા)નું કેન્દ્ર થઈ પડ્યું. હીનયાને પાલીભાષાને પસંદગી આપી હતી જ્યારે મહાયાને સંસ્કૃતને અપનાવી હતી, એટલે નાલંદા સંસ્કૃતનું પણ કેન્દ્રસ્થાન બન્યું હતું. નાગાર્જુન પછી તેમના શિષ્ય આર્યદેવ નાલંદા વિહારના આચાર્ય થયા હતા.

ઇ. સ. ૪૧૩ થી ૬૦૭ સુધીનો નાલંદાનો ઇતિહાસ ચીની પ્રવાસી યુવાનચ્યાંગની નોંધપોથીમાંથી પ્રાપ્ત થાય છે. એ યુવાનચ્યાંગ પાંચ વર્ષ નાલંદા વિદ્યાપીઠમાં યોગશાસ્ત્ર, વેદાદિ બ્રાહ્મણ ગ્રંથો અને મહાયાનનો અભ્યાસ કરવા રહ્યો હતો. તે લખે છે કે–'હિંદમાં જો કે બીજા અસંખ્ય સંઘારામો (વિહારો) છે, પણ તે સર્વેમાં વૈભવ, વિસ્તાર ને ઉચ્ચ કેળવણીની દૃષ્ટિએ નાલંદા અજોડ છે. એમાં ૩૦ ફુટ ઊંચી બુદ્ધની કાંસાની એક પ્રતિમા ઊભેલી છે. ત્યાં ૬ મહાવિહારો, ૧૦૦ અધ્યાપન માટેનાં ગૃહો, ત્રણથી ચાર હજાર ચાર ચાર માળવાળાં ભિક્ષુઓનાં આવાસગૃહો, અનેક સ્તૂપો અને બીજી ઇમારતો છે. નાલંદાનું મહાન્ પુસ્તકાલય ત્રણ મોટા ગૃહોમાં આવેલું છે. તે દરેક ગૃહને નવ નવ માળ છે. આ ત્રણે અનુક્રમે રત્નસાગર, રત્નરંજક અને રત્નોદધિ કહેવાય છે. નાલંદા મહાવિહારની ચારે બાજુ ઘણો ઊંચો કોટ બાંધેલો છે. તેના દ્વાર પર દ્વારપાલ પંડિતો હાજર રહે છે. પ્રવેશ કરનાર પંડિત કે વિદ્યાર્થીની તેઓ પરીક્ષા લે છે ને તેમાં પસાર થાય તો જ પ્રવેશ મળે છે. વિહારમાં દશ હજાર વિદ્યાર્થીઓ અભ્યાસ કરે છે. ૧૫૧૦ મહાપંડિતો તેમને અભ્યાસ કરાવે છે. બધા વિદ્યાર્થીઓ ધીર, ગંભીર, પ્રતાપી ને ચારિત્ર્યશુદ્ધ છે, અને વિદ્યાપીઠની ૭૦૦ વર્ષની કારકીર્દિ દરમ્યાન એક પણ વિદ્યાર્થીને શીસ્તભંગ માટે શિક્ષા કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયો નથી. મહાવિહારના ખર્ચ માટે રાજ્ય તરફથી ૧૦૦ ગામ મળેલાં છે.'

અમૃતલાલ વ. પંડ્યાના 'પ્રાચીન ભારતનું સંસ્કૃતિકેન્દ્ર નાલંદા' (કુમાર માસિક, અંક ૨૨૨) નામના લેખમાંથી ઉપરનો ઉતારો ઉધ્ધૃત કરવાનું કારણ એટલું જ કે નાલંદાનું ગૌરવ પરમાત્મા મહાવીર દેવના સમયમાં જેમ સવિશેષ હતું તેમ ત્યારપછીના કેટલાક સૈકાઓ

સુધી એની મહત્તા ચાલુ રહી હતી, એ વાતનો વાચકને ખ્યાલ આવે. 'કુમાર'માં લેખ તો ઘણો લાંબો છે અને ઉપર જે અવતરણ મૂક્યું છે એમાં માત્ર એક જ સ્થળે શ્રી મહાવીર પ્રભુનું નામ આવે છે; બાકી બૌદ્ધધર્મની વાત વધારે છે; છતાં જેમને ઇતિહાસના અંકોડા મેળવવાની ખબર છે તે એ ઉપરથી સહજ તારવી શકે તેમ છે કે એક કાળે નાલંદા વિદ્યાપીઠમાં જૈનદર્શન પણ વધારે જોર પર હતું. ભગવાન મહાવીર દેવના બે ચાર નહિ પણ ચૌદ ચોમાસાં એ ભૂમિ પર થયાં હતાં અને જૈન સાહિત્યમાં રાજવી શ્રેણિક યાને બિંબિસારનો ઉલ્લેખ બૌદ્ધસાહિત્યને ટપી જાય તેવી રીતે સંખ્યાબંધ સ્થાને કરાયેલ દૃષ્ટિગોચર થાય છે એ વાત એની સંગીનતામાં વધારો કરે છે. પ્રારંભમાં બિંબિસારનું વલણ બૌદ્ધધર્મ પ્રતિ હતું પણ પાછીથી તે ચુસ્ત જૈન બન્યો હતો. એક રીતે કહીએ તો ભારતવર્ષનાં ત્રણ દર્શનો–જૈન, બૌદ્ધ અને વૈદિક એક સાથે પાંગર્યાં હોય એવી કોઇ ભૂમિ હોય તો તે નાલંદા વિદ્યાપીઠ. ટૂંકમાં કહીએ તો એ ધામ ભારતભૂમિની પ્રાચીન સંસ્કૃતિઓ–રૂપી ત્રિવેણીના સંગમસ્થાન સમું હતું, અને સૈકાઓ સુધી એ પ્રકારની એની કીર્તિપતાકા જગતભરમાં ફરકતી હતી.

આપણે જે કાળની વાત કરી રહ્યા છીએ એ સમયે ઉષાકાળની મીઠી મોજ માણતો અને અંતરના કોઇ અગમ્ય ઉમળકાથી પગલાં ભરતો એક પ્રૌઢ ભૂદેવ નાલંદાની મનોરમ શાગોળ સમીપ આવી રહ્યો છે. એની ચાલ જોતાં આ સ્થાન એને મન અજાણ્યું નથી એમ સહજ સમજાય છે. ત્યાં તો એણે એકાએક અવાજ સાંભળ્યો–"શય્યંભવ કે ?"

પાછું વાળી જોતાં જ એક શ્રમણને પોતાની નજિક આવી પુનઃ વદતા દીઠા–"મિત્ર શય્યંભવ! આખરે આવ્યો ખરો."

"વહાલા સુહૃદ ! મુનિપણાના આ વેષ હેઠળ તું એવો તો ફેરવાઇ ગયો છે કે પ્રથમ નજરે ઓળખાયો પણ નહીં. અહા! પાવાપુરીના જળમંદિરમાં આપણે મળ્યા હતા એ વેળાની તારી દેહસ્થિતિ કયાં અને અત્યારની કયાં ?"

"મહાનુભાવ ! અરિહંતમાર્ગનું ચારિત્ર એ નથી તો શરીરના સત્કાર અર્થે ઉપદેશાયેલું કે નથી તો વેષ-ભૂષા પોષવા સારુ બનાવાયેલું. ઉપસર્ગ અને પરિષહ–સહન કરી કાયાને દમવાનું કાર્ય ત્યાં મુખ્ય છે. એ વિના આત્મતત્ત્વની યથાર્થ ઝાંખી ન થઇ શકે. કહ્યું છે કે-સંયમ પથ અતિ આકરો, વ્રત છે ખાંડાની ધાર; છતાં જ્ઞાન–ધ્યાનમાં મારું જીવન એવું તો સુંદર રીતે વ્યતીત થઇ રહ્યું છે કે મને પૂર્વજીવનની કંઇ જ સ્મૃતિ થતી નથી. કદાચ તને મારી દેહસ્થિતિમાં શુષ્કતા ભાસતી હશે છતાં આત્મસંતોષની જે મગ્નદશા હું અનુભવી રહ્યો છું એમાં મને એ જાતનો કદી વિચાર સરખો પણ ઉદ્ભવ્યો નથી."

"વારુ, એ ચર્ચા અન્ય સમયે કરશું પણ મને એ તો દર્શાવો કે આચાર્ય પ્રભવસ્વામી નાલંદાના વિવિધ વિહારો પૈકી કયા વિહારમાં વસે છે ?"

"યજ્ઞવિધાનની આખરી પળે, જો કોઈએ પણ મારું ચિત્ત આકર્ષ્યું હોય તો એ મહાત્માના બે શિષ્યોએ જ. એ દીર્ઘદર્શી સંતે પરોપકારબુદ્ધિથી એ શ્રમણોને મોકલ્યા ન હોત તો મારા હાથ નિર્દોષ પશુઓના લોહીથી રંગાત અને ભૂદેવનો સમૂહ એને પવિત્ર સમજી ઉજાણીમાં ઉડાવત. પણ મારા સદ્ભાગ્યે 'तत्त्वम् न ज्ञायते खलु' એ અંતિમ પદે હૃદયમાં જબરો ક્ષોભ પ્રગટાવ્યો. દબાઇ રહેલ ઊર્મિ પુનઃ થનગની ઊઠી અને તત્ત્વ જાણવાની જિજ્ઞાસા એટલી હદે તીવ્ર બની કે એ મહાયાગને મરણાંત ફટકો મારી, હું ત્યાંથી ચાલી નીકળ્યો. એ શ્રમણયુગલનો પત્તો મેળવી, ભેટો કર્યો. તેમના મુખેથી જાણ્યું કે 'એ શ્લોકનું રહસ્ય તો ગુરુદેવ પ્રભવસ્વામી સમજાવશે. તેઓશ્રીની આજ્ઞા અનુસાર તેઓ તો માત્ર યજ્ઞમંડપ આગળ ઉચ્ચારનાર જ હતા.' જિજ્ઞાસા કોઇ જુદી જ ચીજ છે. તરત જ ત્યાંથી હું ઉત્સાહભેર ચાલ્યો આવું છું અને સૌથી પ્રથમ ગુરુવર્યનો મેળાપ કરવા ચાહું છું. તમે એમાં માર્ગદર્શક બનો એવી મારી પ્રાર્થના છે."

"ભટ મહાશય! એમાં પ્રાર્થનાની અગત્ય જ નથી. અમારા ગુરુદેવ પણ એ જ છે. અમો સાધુઓ સ્થંડિલ જઈ આવી, એ વસતીમાં જ પાછા ફરી રહ્યા છીએ. તમે રખે માનતા કે ચારિત્ર લીધા પછી લાંબા સમયની આપણી મિત્રતા હું તદ્દન વીસરી ગયો છું. મૈત્રીની એ ગાંઠે જ ગુરુજી સમક્ષ તમારું નામ ઉચ્ચરાવ્યું અને જ્ઞાનના સાગર સમા એ સંતે જ તમારા પ્રતિબોધાર્થે શ્રમણયુગલને મોકલવાની વ્યવસ્થા કરી."

'परोपकाराय सतां विभूतयः' એ નીતિસૂત્રનો અમલ કરનાર શ્રમણો! મારા શાસ્ત્રીજીએ તો ગોઠવી દીધું હતું કે યજ્ઞના પવિત્ર કાર્યમાં વિઘ્નો નાખવા સારુ આ સાધુઓ અજ્ઞાન અને ક્ષુદ્ર વર્ગને ઉશ્કેરે છે અને એ માટે જ્યાં યજ્ઞ થવાનો હોય છે એની નજદિકમાં ફરતા રહે છે. કેવું જૂઠાણું!"

"શાસ્ત્રીજી ભલેને કલ્પનાના ઘોડા દોડાવે. દ્વિજવર્ગ ગમે તેમ અમારા માટે બોલે તેથી કંઈ સત્ય અવરાવાનું નથી. અમારો માર્ગ ખુલ્લો છે. અમારો જીવનક્રમ આ પ્રકારે છે—પવિત્ર આચારના પાલનદ્વારા જીવન શુદ્ધ બનાવવું અને અહિંસા જેવા સર્વશ્રેષ્ઠ તત્ત્વનો પ્રેમપૂર્વક પ્રચાર કરવો. સકળ વિશ્વમાં મૈત્રીભાવનાનો વિસ્તાર વધારવો. કીટથી માંડી કુંજર સુધીના અર્થાત્ નાના મોટા સર્વ જીવોને અભય પ્રાપ્ત થાય તેવો બોધ દેવો."

"મુનિવરો! મારે કબૂલ કરવું જોઇએ કે તમારા આવા સુંદર ચારિત્ર અને પવિત્ર જીવનનો સાચો ખ્યાલ આપવાને બદલે અમારા તર્કભૂષણો અને વેદાલંકારોએ ઇરાદાપૂર્વક આમજનતામાં કોઈ જુદો જ ભાવ જન્માવ્યો છે. મારા જાતિભાઈઓના એ અપરાધનું પ્રાયશ્ચિત્ત મારે કરવું જ જોઇએ એમ મારું મન પોકારી ઊઠે છે."

"મહાનુભાવ! તમારી એ આશા સત્વર ફળો. આપણે અમારા સ્થાનમાં આવી પહોંચ્યા છીએ. જુઓ, સામેના કમરામાં

પાટ ઉપર વિરાજમાન છે એ અમારા ગુરુદેવ-સૂરિપુંગવ પ્રભવસ્વામીજી."

શય્યંભવ ભટ, આચાર્ય મહારાજની સમીપ પહોંચી, દંડવત્ પ્રણામ કરી, જિજ્ઞાસાવૃત્તિથી કર જોડી થોડે દૂર ગુરુ સન્મુખ બેઠા. પ્રભવસ્વામીજી ભટજીની મુખાકૃતિ જોતાં જ જાણી ગયા કે આ વ્યક્તિ કોઈ સામાન્ય નથી. એનો ભાલપ્રદેશ જે જાતની તેજસ્વિતા દાખવે છે એ જોતાં એ કોઇ મહાન્ વ્યક્તિ થવાની સાબિતી આપે છે. માનસશાસ્ત્રને અવલંબતી આ વિચારણામાંથી આચાર્યશ્રી ધર્મલાભનો આશીર્વાદ આપીને જ્યાં વ્યવહારુ જગતમાં ઉતરવાની શરૂઆત કરે છે ત્યાં તો મિત્ર સાધુએ આવી જણાવ્યું કે-

"ગુરુદેવ! પેલા યજ્ઞકર્ત્તા શય્યંભવ ભટ તે આ ગૃહસ્થ પોતે જ. આપે મોકલેલા શ્રમણયુગલની પ્રેરણાથી તેઓ અહીં ખેંચાઈ આવ્યા છે. તેમને 'તત્ત્વ' જાણવાની ઉલટ ઉભરાઇ રહી છે. એક સમયના મારા એ મિત્રની આશા આપ પૂર્ણ કરશો."

"ઓહો, આપ જ ભટ શય્યંભવ કે?"

"જી હા. 'યજ્ઞક્રિયામાં કેવલ મહાકષ્ટની પરંપરા છે અને તત્ત્વની ઓળખાણ સરખી નથી' એવો ધ્વનિ આપશ્રીના શિષ્યદ્વારા શ્રવણ કરી હું એકાએક ધ્રૂજી ઉઠ્યો. મારા મિત્રના સંસર્ગથી મને યજ્ઞમાં થતી પશુહિંસા પ્રત્યે મૂળથી જ વિરોધ તો ઉદ્ભવ્યો હતો એમાં મુનિવચનથી ઉમેરો થયો. પશુની ગરદન પર ફેરવવાની તલવાર યજ્ઞ કરાવનાર શાસ્ત્રી સામે ધરી તત્ત્વ બતાવવા મેં હાકલ કરી, ત્યારે જ યજ્ઞસ્થંભ હેઠળથી એક મંજૂષાની પ્રાપ્તિ થઇ. એ ઉઘાડતાં જ અતિ મનોહર અને કેવળ વીતરાગ દશાસૂચક મૂર્તિનાં દર્શન થયાં."

प्रशमरसनिमग्नं दृष्टियुग्मं प्रसन्नम् ।
वदनकमलमंकः कामिनीसंगशून्यः ॥
करयुगमपि यत्ते शस्त्रसंबंधवन्ध्यम् ।
तदसि जगति देवो वीतरागस्त्वमेव ॥१॥

આ શ્લોકમાં દર્શાવેલ ભાવો મારા હૃદયકમળમાં રમવા માંડ્યા. એ સ્થળ ત્યજી દઇ તરત જ હું આપના શિષ્યોની શોધમાં નીકળી પડ્યો. મેળાપ થતાં જ તેઓએ આપનાં તરફની દિશા બતાવી. આપનાં દર્શન થતાં જ અગાઉના કોઈ વખતના મેળાપનો અભાવ છતાં, મારા રોમાંચ ખડા થાય છે. જાણે કે એક માર્ગભૂલેલા પથિકને ભરજંગલમાં માર્ગદર્શક ભોમિયાની ભેટ થાય એથી અધિક આ આનંદ આપની કેવળ મુખાકૃતિ જોતાં થાય છે. આ મૂર્તિના દર્શનથી અહિંસામાં રહેલી અદ્ભુત શક્તિનો ખ્યાલ આવી ગયો હતો એમાં આપના આ સમાગમથી ઉમેરો થયો છે."

"ભટજી! મને પણ તમારું ભાળસ્થળ જોતાં જે માનસિક વિચાર જન્મ્યો હતો એ વાતચિત પરથી સાચો જણાય છે. તેજી તુખારને ઈસારો જ બસ થઇ પડે, એ ચાબુકના ઝપાટાને પાત્ર ન લેખાય. એમ તમારા સરખા વિદ્વાન દ્વિજને

જ્ઞાનનું સાચું ભાન કરાવવા સારુ આગાં શાસ્ત્રો ઉકેલવાનાં ન હોય. એકાદ વાક્યથી જ હૃદયદ્વાર ખુલી જાય કોઇ પણ ક્રિયા વંધ્ય નથી હોતી એ કોણ નથી જાણતું ?

> यूपं कृत्वा पशून् हत्वा,
> कृत्वा रुधिरकर्दमम् ।
> यद्येवं गम्यते स्वर्गे,
> नरके केन गम्यते ? ॥१॥

એ શ્લોકનો અર્થ અવધારતાં શું ફલિતાર્થ નીકળે છે એ વિચારણીય છે. જો અન્ય જીવનો વિનાશ કરી, લોહી માંસનાં ખાબોચિયાં ભરી, કરવામાં આવતાં એ પિશાચી કાર્યનો બદલો સ્વર્ગનાં સુખોમાં થતો હોય તો નરકમાં લઇ જનારી કરણી કેવા પ્રકારની સમજવી ? 'સારી કરણીનાં સારાં ફળ અને માઠીનાં માઠાં ફળ' એ તો અનુભવની એરણે ઘડાયેલી લોકોક્તિ છે. એથી ઊલટું માઠી ને હિંસાપૂર્ણ કરણીના ફળરૂપે સ્વર્ગ મળતું હોય તો નરક સ્થાને કોણ જશે ? પણ જ્યારે જ્ઞાનદષ્ટિ યથાર્થપણે ઊઘડે અને તર્કશુદ્ધ વાતની લાભાલાભની નજરે વિચારણા કરવામાં આવે ત્યારે આજના ભૂદેવોએ યજ્ઞ પાછળ જે હિંસાસમારંભ ગોઠવ્યો છે તે અર્થશૂન્ય જણાય છે એટલું જ નહિ પણ આત્માને અધોગતિનું ભાજન બનાવનાર લાગ્યા સિવાય રહેતો નથી. એટલે જ પરમાત્મા મહાવીર દેવને એ તત્ત્વ સમજાવવા કમર કસવી પડી. ઇંદ્રભૂતિ આદિ અગિયાર મહાપંડિતોને સૌથી પ્રથમ એ વાત ગળે ઉતરાવી. પ્રભુનો ઉપદેશ પામીને જે સૂત્રોની રચના એ ગણધરદેવોએ કરી એની સંખ્યા બારની છે. દ્વાદશાંગીના નામથી એની ખ્યાતિ સવિશેષ છે. આ મૂર્તિ થી શાન્તિનાથ ભગવાનની છે. તીર્થપતિ શ્રી મહાવીરની પૂર્વે એ થયેલા. તીર્થંકરના ક્રમમાં તેમનો અંક સોળમો આવે છે, જ્યારે શ્રી મહાવીર દેવનો ચોવીશમો યાને છેલ્લો છે. એ સંબંધી સવિશેષ જાણવાના જિજ્ઞાસુએ સંસારની લાલસા અને બંધન છોડીને સંયમપંથે પળવું જોઇએ; કેમ કે રાગી ને ત્યાગીના પંથ નિરાળા હોય છે. જિજ્ઞાસુવૃત્તિ એમાંના એક માર્ગને પકડે તો જ કાર્યસિદ્ધિ સત્વર થાય. ત્યાગી યાને સાધુનો માર્ગ અનુભવીને શીઘ્ર આગળ વધવાનો છે. શ્રાવક યાને રાગીનો માર્ગ ધીમેધીમે પ્રગતિ કરવાનો છે. તમે કયા માર્ગના અર્થી છો ?"

શય્યંભવ–"હું તો આપનો શિષ્ય થવા ઇચ્છું છું."

"પાછળનું કંઇ બંધન નડતરરૂપ હોય કિંવા દુન્યવી બાબતોની કંઇ તોડજોડ બાકી હોય તો એમાંથી પરવારીને આવો અમારાં દ્વાર સદા ઉઘાડાં જ છે"

"સાહેબ ! મારે કંઇ કરવાનું બાકી નથી."

(ચાલુ) **ચોકસી**

# પૂજ્ય પ્રવર્તક શ્રી કાંતિવિજયજી મહારાજનો સ્વર્ગવાસ

આચાર્ય શ્રી વિજયાનંદસૂરીશ્વરજી ( આત્મારામજી ) મહારાજના હસ્તદીક્ષિત અને ત્રેસઠ વર્ષ જેટલા દીર્ઘ સંયમધારી પ્રવર્તક શ્રી કાન્તિવિજયજી મહારાજ પાટણખાતે અશાડ શુદિ ૧૦ ને ગુરુવાર તા. ૨૩-૭-૪૨ ની રાત્રે સ્વર્ગવાસી થયાના સમાચાર બહાર આવતાં શોકની ઘેરી છાયા સમસ્ત જૈન આલમમાં પ્રસરી ગઇ.



તેમનો જન્મ વિ. સં. ૧૯૦૭ માં વડોદરામાં થયો હતો. તેમનું સંસારી અવસ્થાનું નામ છગનલાલ હતું. કુટુંબીજનોના આગ્રહથી પરિણીત જીવન શરૂ કર્યું, પરન્તુ ઉચ્ચ કોટિનો આત્મા હોવાથી તેમનું ચિત્ત જળકમળવત્ સંસારાસક્તિથી નિર્લેપ જ રહેવા લાગ્યું. ધીમે ધીમે વૈરાગ્યની ભાવના બળવત્તર બની અને વિ. સં. ૧૯૩૫ માં પંજાબખાતે આવેલા અંબાલા શહેરમાં જઈ પ્રાતઃસ્મરણીય શ્રી આત્મારામજી મહારાજ પાસે પાવની પ્રવ્રજ્યા સ્વીકારી.

તેમના સમગ્ર જીવન પરત્વે દૃષ્ટિપાત કરતાં તેમની સંયમરુચિ, વિશુદ્ધ આચારપ્રિયતા ઉપરાંત સાહિત્યોદ્ધાર અને સાહિત્યસંરક્ષણ એ એમના જીવનકાર્યનાં મુખ્ય કર્તવ્યો હતાં. સાહિત્ય ગમે ત્યાંથી પણ એકત્ર કરી તેનો સંગ્રહ કરવો તે તેમની અનુપમ ભાવના હતી, અને એ ભાવનાનું જ્વલન્ત દૃષ્ટાન્ત તેઓશ્રીનો વડોદરાનો ગ્રંથભંડાર પૂરું પાડે છે. તેઓશ્રીએ એકલું સાહિત્ય એકત્ર કરીને જ શાંતિ રાખી નહોતી, પરન્તુ આમ જનતા પણ તેનો લાભ લઈ શકે તે હેતુથી તે સારી રીતે શોધીને પ્રકાશિત કરાવ્યું. છેવટે તેમના તે ભગીરથ કાર્યને તેમનાં વિદ્વાન શિષ્ય સ્વ૦ મુનિરાજ શ્રી ચતુરવિજયજીએ તથા પ્રશિષ્ય મુનિરાજ શ્રી પુણ્યવિજયજીએ ઉપાડી લીધું. આજે જૈનસમાજ તેમની સાહિત્યસેવાથી અજ્ઞાત નથી.

પાટણ, લીંબડી, છાણી વિગેરે સ્થાનોના જ્ઞાનભંડારોને વ્યવસ્થિત કરવા માટે તેમણે અત્યંત ભોગ આપ્યો છે અને તેમની જ પ્રેરણાથી પાટણખાતે નવીન ઢબનું જ્ઞાનમંદિર ખુલ્લું મૂકવામાં આવ્યું છે.

આવા શાંત, તપસ્વી, ચારિત્રપાત્ર અને ઐક્યના ઇચ્છક મુનિરાજના આત્માની શાંતિ ઇચ્છતા તેમના પવિત્ર પરમાણુઓ જૈનસમાજને શાંતિ આપે એ જ અભ્યર્થના.

# શ્રી સિદ્ધક્ષેત્ર જૈન બાલાશ્રમ–પાલીતાણા

( સ્થાપના:—સં. ૧૯૬૨ ના ચૈત્ર શુદિ ૧૦ )

સં. ૧૯૯૮ : પ્રથમ જેઠ તથા દ્વિતીય જેઠની પત્રિકા



**ધાર્મિક પ્રવૃત્તિઓ:**—બંને માસમાં સામાયિક, દેવસી–પખ્ખી પ્રતિક્રમણ, ગુરુવંદન, તીર્થયાત્રા, તલાટી દર્શન તથા આયંબિલ વ્રત નિયમાનુસાર થયેલ છે. દ્વિ. જેઠ વ. ૧૪ ના રોજ આયંબિલ તથા પારણું અમદાવાદનિવાસી બેન સુભીના સ્મરણાર્થે હા. મયાભાઇ ત્રિકમલાલ તરફથી કરાવવામાં આવેલ છે.

| આવક:— | | પ્રથમ જેઠ | દ્વિ જેઠ |
|---|---|---|---|
| શ્રી જનરલ નિ. ફંડ | રૂા. | ૭૭–૬–૬ | ૧૦૩–૮–૦ |
| શ્રી ભોજન ફંડ | રૂા. | ૧૩૧–૭–૦ | ૨૬૨–૦–૦ |
| શ્રી કેળવણી ફંડ | રૂા. | ૧–૦–૦ | ૩૯–૦–૦ |
| શ્રી આંગી ફંડ | રૂા. | ૫૧–૦–૦ | ૦–૦–૦ |
| શ્રી દેરાસર ફંડ | રૂા | ૩–૦–૦ | ૧૨-૧૩ ૦ |
| શ્રી દૂધ ફંડ | | ૦–૦–૦ | ૩૦૩–૦–૦ |
| શ્રી સ્વા૦ ટ્રસ્ટ ફંડ | | ૦–૦–૦ | ૫૦૨–૦–૦ |

જમણવાર:—૧. સ્વ૦ ગાંધી ચંપકલાલ હરગોવિંદદાસના સ્મરણાર્થે
હા. ચતુરબેન.... શાંતાક્રુઝ.

૨. મદ્રાસના નવા દે. પંચ મહાજન .... .... .... મદ્રાસ

૩. ગાંધી પોપટલાલ હરગોવિંદદાસ .... ... .... શાંતાક્રુઝ.

ભેટ:—કપાસી ગોરધન જગજીવન–પાલીતાણા જ. સિ. થાળી ૧, ટબુડી ૧, બેરાંની પૂજાની જોડ ૧, પં. ભગવાનદાસ જૈન–જયપુર સિટી. ચોપડી ૨, ડૉ. બાલાભાઇ જમનાદાસ–અમદાવાદ. પહેરવાનાં કપડાં ૧૪, પ્રોપ્રાયટર ઊંઝા ફાર્મસી–ઊંઝા સુદર્શન વિગેરે દેશી દવાઓ આશરે રૂા ૨૦) ની.

**મેટ્રિકની પરીક્ષાનું પરિણામ:**—ગયા વરસે ૧૧ માંથી ૯ પાસ થયા હતા, તે મુજબ ચાલુ વરસે યુની૦ની મેટ્રિકની પરીક્ષામાં બેઠેલા ૧૩ વિદ્યાર્થીઓમાંથી ૧૨ જણા પાસ થયા છે.

**મુલાકાતે પધારનારા ગૃહસ્થો:**—શ્રી જનરલ કમિટિના મેમ્બરો-શેઠ રતિલાલ સારાભાઈ-અમદાવાદ, શ્રી પ્રસન્નમુખ સુરચંદભાઈ બદામી, બેરીસ્ટર-એટ-લૉ-સુરત, સમર વેકેશન દરમિયાન મુલાકાતે પધાર્યા હતા. તથા શેઠ રમણલાલ ઠાયાભાઈ-અમદાવાદ, શેઠ દેવચંદ ફકીરચંદ-મુંબઈ, શેઠ અમુલખ લાલચંદ-વળા, શેઠ ભીખાલાલ બેચરદાસ-હિંમતનગર, શેઠ ગોવિંદજી પુરુષોત્તમ-વેરાવળ, શેઠ વ્રજલાલ મગનલાલ-રૂપાલ, શેઠ છોટાલાલ અંદરજી માંગરોળ, શેઠ વાડીલાલ નાનચંદ-અમદાવાદ, ગં. સ્વ. કપુરબેન પીતાંબરદાસ સાવરકુંડલા, પોપટલાલ હરગોવિંદદાસ ગાંધી-શાંતાક્રુઝ તથા શ્રી મકનજી જૂઠાભાઇ મહેતા બેરીસ્ટર-એટ-લૉ-મુંબઈ, શેઠ મનસુખલાલ મણિલાલ-મુંબઇ.

**ખેદજનક અવસાન:**—પાલીતાણાનિવાસી શ્રીયુત પાનાચંદ ગાંડાભાઈ વોરા જેઓ સેવાભાવી હોઇને સ્થાનિક કેટલીક સંસ્થાઓમાં કાર્ય કરતા હતા તેમનું એકાએક અવસાન થતાં સંસ્થામાં શોકસભા ભરવામાં આવી હતી અને સદ્‌ગતના આત્માની શાંતિ ઇચ્છી હતી.

**અં. ધો. પહેલાનો નવો વર્ગ:**—સ્થાનિક હાઇસ્કૂલમાં એડમિશન માટે પડતી મુશ્કેલીના કારણે ચાલુ વર્ષે અં. ધો. પહેલાનો વર્ગ અત્રે ખોલ્યો છે. મોંઘવારીના આવા મુશ્કેલીવાળા સમયમાં ચાલુ ખર્ચના નિભાવની ફીકર ઊભી છે તે સમયે આ ખર્ચ સંસ્થાને માટે સાહસરૂપ ગણાય, પરંતુ વિદ્યાદાનની જરૂરિયાત સમજનાર સમાજની હરકોઇ વ્યક્તિ નવા વર્ગનો એક વર્ષનો ખર્ચ આપી અપૂર્વ લ્હાવો લઈ શકે છે.

## પર્વાધિરાજ પર્યુષણ પર્વ પ્રસંગે

મળેલી લક્ષ્મીનો સદ્‌વ્યય કરી દાનધર્મનું પાલન કરવાનો શુભ પ્રસંગ-પર્યુષણ પર્વ નજીક આવે છે. 'હાથે તે સાથે' અને દાન કરશો તે પુન્યની બેન્કમાં આવતા ભવ માટે જમા કરાવવા બરાબર છે. એ બાબત સુજ્ઞ જૈનોને ખ્યાલમાં જ હોય. તેથી પર્યુષણ પર્વની ખુશાલીમાં સંસ્થાને સ્મરણમાં લાવી ઉચિત મદદ અવશ્ય આપશો.

આજના અંકનો વધારો

જગપ્રસિદ્ધ, નવયુગ પ્રવર્તક, સ્વ. શાસ્ત્રવિશારદ-જૈનાચાર્ય
શ્રી વિજયધર્મસૂરિ મહારાજની ૨૦મી જયન્તીના
ઉપલક્ષમાં, સાધુ સાધ્વીઓને સુલભતાથી
મળી શકે, ગ્રંથ ભંડારોમાં થોડા ખરચે
અમૂલ્ય પુસ્તકો રાખી શકાય
એટલા માટે

શ્રી યશોવિજય જૈન ગ્રંથમાળા, ભાવનગરનાં પુસ્તકો
ઓછામાં ઓછી કિંમતે આપવાનો નિર્ણય કર્યો છે.

## આ લાભ સં. ૧૯૯૮ની દીવાળી સુધી ખરીદનારને મળશે.



### સંસ્કૃત વિભાગ

#### સેટ નં. ૧

| નામ | મૂળ કિં. | ઘ. કિં. |
|---|---|---|
| ૧ રત્નાકરાવતારિકા, ન્યાય | ૬-૦-૦ | ૬-૦-૦ |
| ૨ રત્નાકરાવતારિક ટિપ્પણ પંજિકા-બે પરિચ્છેદ. | ૧-૦-૦ | ૦-૮-૦ |
| ૩ સંમ્મતિતર્ક પ્રથમ ,, ભાગ ,, | ૧-૦-૦ | ૦-૮-૦ |
| ૪ ન્યાયાર્થ મંજૂષા. ,, | ૬-૦-૦ | ૪-૦-૦ |
| ૫ પ્રમાણ પરિભાષા. ,, | ૧-૦-૦ | ૦-૧૨-૦ |
| ૬ ધર્મદીપિકા (વ્યાકરણ) | ૨-૦-૦ | ૧-૮-૦ |
| ૭ સિદ્ધાન્ત રત્નિકા (,,) | ૦-૧૨-૦ | ૦-૧૦-૦ |
| ૮ સિદ્ધહેમ શબ્દાનુશાસન મૂળ ,, | ૦-૬-૦ | ૦-૪-૦ |
| ૯ સિદ્ધહેમ અકારાદિ સૂત્ર પાઠ ,, | ૦-૪-૦ | ૦-૨-૦ |
| ૧૦ છંદોનુશાસન. | ૧-૦-૦ | ૦-૧૨-૦ |
| ૧૧ સ્યાદિ સમુચ્ચય | ૦-૧૨-૦ | ૦-૧૨-૦ |
| ૧૨ કવિકલ્પદ્રુમ. | ૦-૪-૦ | ૦-૪-૦ |
| ૧૩ ષટ્દર્શન સમુચ્ચય | ૦-૪-૦ | ૦-૪-૦ |
| ૧૪ જૈનતત્ત્વ પ્રદીપ. | ૧-૦-૦ | ૦-૮-૦ |
| ૧૫ પ્રાચીન લેખ સંગ્રહ | ૨-૦-૦ | ૧-૦-૦ |
| ૧૬ ક્રિયારત્ન સમુચ્ચય, વ્યા. | ૨-૦-૦ | ૧-૦-૦ |
| | ૨૫-૧૦-૦ | ૧૮ ૧૨-૦ |

આ આખો સેટ ખરીદનારને રૂ. ૧૫-૦-૦ થી આપવામાં આવશે.

## સેટ નં. ૨

### સંસ્કૃત વિભાગ

| નામ | મૂ. કિં. | ઘ. કિ. |
|---|---|---|
| ૧ શાન્તિનાથ મહાકાવ્ય | ૩-૦-૦ | ૩-૦-૦ |
| ૨ ઉપદેશ તરંગિણી પત્રાકાર | ૩-૦-૦ | ૨-૦-૦ |
| ૩ નલાયન (કુબેર પુરાણ) | ૯-૦-૦ | ૬-૦-૦ |
| ૪ અભિધાન ચિંતામણિ કોશ. | ૧૦-૦-૦ | ૧૦-૦-૦ |
| ૫ ગુરુગુણ રત્નાકર કાવ્ય. | ૦-૮-૦ | ૦-૪-૦ |
| ૬ શીલદૂત. | ૦-૪-૦ | ૦-૩-૦ |
| ૭ ધર્મમહોદય | ૦-૪-૦ | ૦-૨-૦ |
| ૮ પૃથ્વીચંદ્રચરિત્ર (પદ્ય) | ૨-૦-૦ | ૧-૮-૦ |
| ૯ રત્નચૂડ કથા | ૦-૮-૦ | ૦-૬-૦ |
| ૧૦ પર્વકથા સંગ્રહ | ૦-૬-૦ | ૦-૪-૦ |
| ૧૧ મુદ્રિત કુમુદચંદ્ર પ્રકરણ | ૦-૮-૦ | ૦-૬-૦ |
| ૧૨ ગુર્વાવલી | ૦-૪-૦ | ૦-૩-૦ |
| ૧૩ જૈન સ્તોત્ર સંગ્રહ ભા. ૨ જો. | ૦-૧૨-૦ | ૦-૮-૦ |
| ૧૪ ત્રૈવિધ ગોષ્ઠી | ૦-૮-૦ | ૦-૪-૦ |
| ૧૫ સમસંધાન મહાકાવ્ય | ૧-૦-૦ | ૦-૮-૦ |
| ૧૬ હરિભદ્રસૂરિ ચરિત્ર | ૦-૮-૦ | ૦-૪-૦ |
| | ૩૨-૬-૦ | ૨૫-૧૨-૦ |

આ આખો સેટ ખરીદનારને રૂ. ૨૦-૦-૦ થી આપવામાં આવશે.

## સેટ નં. ૩

### હિન્દી વિભાગ.

| નામ. | મૂ. કિં. | ઘ. કિં. |
|---|---|---|
| ૧ સૂરીશ્વર ઔર સમ્રાટ્ | ૪-૮-૦ | ૩-૦-૦ |
| ૨ ધર્મદેશના | ૨-૮-૦ | ૧-૮-૦ |
| ૩ જૈન તત્ત્વ દિગ્દર્શન | ૦-૩-૦ | ૦-૨-૦ |
| ૪ આત્મોન્નતિ દિગ્દર્શન | ૦-૪-૦ | ૦-૨-૦ |
| ૫ તેરાપંથી હિતશિક્ષા | ૦-૮-૦ | ૦-૪-૦ |
| ૬ શિક્ષા શતક (કવિતા) | ૦-૧-૦ | ૦-૧-૦ |
| ૭ વિજય પ્રશસ્તિસાર | ૦-૬-૦ | ૦-૪-૦ |
| ૮ આદર્શ સાધુ | ૧-૪-૦ | ૦-૧૨-૦ |
| ૯ ગંગાધરજી કે અસત્ય આક્ષેપો કે ઉત્તર | ૦-૧-૦ | ૦-૧-૦ |
| ૧૦ અહિંસા દિગ્દર્શન | ૦-૮-૦ | ૦-૪-૦ |
| ૧૧ સુજન સમ્મેલન | ૦-૧-૦ | ૦-૧-૦ |
| ૧૨ જૈનધર્મ પ્રકાશ સ્તવનાવલી | ૦-૨-૦ | ૦-૧-૦ |
| ૧૩ બાળ નાટકો | ૦-૨-૦ | ૦-૧-૦ |
| ૧૪ શ્રાવકાચાર | ૦-૪-૦ | ૦-૪-૦ |
| ૧૫ વિજયધર્મસૂરિ અષ્ટ પ્રકારી પૂજા | ૦-૧-૦ | ૦-૧-૦ |
| ૧૬ બ્રહ્મચર્ય દિગ્દર્શન | ૦-૮-૦ | ૦-૬-૦ |
| | ૧૧-૫-૦ | ૭-૪-૦ |

આ આખો સેટ ખરીદનારને રૂ. ૬-૦-૦ થી આપવામાં આવશે.

## સેટ નં. ૪

### ગુજરાતી વિભાગ.

| નામ. | મૂ. કિં. | ઘ. કિં. |
|---|---|---|
| ૧ સૂરીશ્વર અને સમ્રાટ | ૩-૮-૦ | ૨-૮-૦ |
| ૨ પ્રાચીન શ્વેતામ્બર અર્વાચીન દિગમ્બર | ૦-૨-૦ | ૦-૨-૦ |
| ૩ સમયને ઓળખો ભા. ૧ લો. | ૧-૮-૦ | ૦-૮-૦ |
| ૪ ઐ. રાસસંગ્રહ ભા.૩ જો | ૨-૦-૦ | ૧-૦-૦ |
| ૫ ઐ. રાસસંગ્રહ ભા.૪ થો | ૨-૮-૦ | ૧-૮-૦ |
| ૬ પ્રાચીનતીર્થમાળાસંગ્રહ | ૨-૮-૦ | ૧-૮-૦ |
| ૭ જૈન શિક્ષા દિગ્દર્શન | ૦-૨-૦ | ૦-૨-૦ |
| ૮ ધર્મદેશના | ૧-૮-૦ | ૧-૦-૦ |
| ૯ ઇન્દ્રિય પરાજય દિગ્દર્શન | ૦-૬-૦ | ૦-૪-૦ |
| ૧૦ ધર્મ પ્રવચન | ૧-૦-૦ | ૦-૧૨-૦ |
| ૧૧ દેવકુલ પાટક | ૦-૧-૦ | ૦-૧-૦ |

| | | |
|---|---|---|
| ૧૨ તત્ત્વાખ્યાન પૂર્વાર્ધ | ૧-૦-૦ | ૦-૧૨-૦ |
| ૧૩ તત્ત્વાખ્યાન ઉત્તરાર્ધ | ૨-૦-૦ | ૧-૦-૦ |
| ૧૪ ધર્મપ્રદીપ | ૦-૬-૦ | ૦-૪-૦ |
| ૧૫ સમ્યક્ત્વ પ્રદીપ | ૦-૪-૦ | ૦-૨-૦ |
| ૧૬ સપ્તભંગી પ્રદીપ | ૦-૮-૦ | ૦-૮-૦ |
| ૧૭ ધર્મજીવન પ્રદીપ | ૧-૦-૦ | ૦-૮-૦ |
| ૧૮ વિહાર વર્ણન | ૧-૦-૦ | ૦-૧૨-૦ |
| ૧૯ બંગભાષોપદેશિકા ભા. ૨ જો | ૧-૦-૦ | ૦-૮-૦ |
| ૨૦ મહાક્ષત્રપરાજા રૂદ્રદામા | ૨-૦-૦ | ૧-૦-૦ |
| ૨૧ મથુરાનો સિંહધ્વજ | ૧-૦-૦ | ૦-૮-૦ |
| ૨૨ પ્રાચીન ભારતવર્ષનું સિંહાવલોકન | ૧-૦-૦ | ૦-૧૨-૦ |
| ૨૩ અશોકના શિલા લેખો ઉપર દૃષ્ટિપાત | ૦-૪-૦ | ૦-૩-૦ |
| ૨૪ જગત અને જૈનદર્શન | ૦-૨-૦ | ૦-૧-૦ |
| ૨૫ વિજયધર્મસૂરિ જીવન | ૦-૪-૦ | ૦-૨-૦ |
| | ૨૬-૧૫-૦ | ૧૬-૫-૦ |

આ આખો સેટ ખરીદ કરનારને કેવળ રૂ. ૧૦-૦-૦ માં આપવામાં આવશે.

## સેટ નં. ૫

### અંગ્રેજી વિભાગ

| નામ | મૂ. કિં. | ઘ. કિં. |
|---|---|---|
| ૧ રેમિનિસેંસીઝ ઓફ વિજયધર્મસૂરિ | ૨-૦-૦ | ૧-૦-૦ |
| ૨ સેઇંગ્ઝ ઓફ વિજયધર્મસૂરિ | ૦-૪-૦ | ૦-૨-૦ |
| ૩ જૈનધર્મનું ઉત્કૃષ્ટ સ્વરૂપ (ગુજરાતી સાથે) | ૦-૨-૦ | ૦-૧-૦ |
| ૪ ટીચર ઓફ હ્યુમિનીટી | ૦-૪-૦ | ૦-૨-૦ |
| ૫ કેલીડોસ્કોપ ઓફ જૈન વીસ્ડમ | ૦-૮-૦ | ૦-૪-૦ |
| ૬ ધી હેરીટેજ ઓફ ધી લાસ્ટ અર્હંત | ૦-૮-૦ | ૦-૪-૦ |
| ૭ એન ઇન્ટરપ્રીટેશન ઓફ લૉજીક | ૦-૮-૦ | ૦-૪-૦ |
| ૮ જૈનીઝમ-વોરનનું | ૧-૦-૦ | ૦-૮-૦ |
| ૯ જૈનીઝમ-લદ્દેનું | ૧-૦-૦ | ૦-૧૨-૦ |
| ૧૦ લાઇટ ઓફ ધી સોલ (ગુજરાતી સાથે) | ૦-૮-૦ | ૦-૪-૦ |
| ૧૧ લીટરેચર ઓફ ધી શ્વેતામ્બરાઝ ઓફ ગુજરાત | ૨-૦-૦ | ૨-૦-૦ |
| ૧૨ પંચાખ્યાન વાર્તિક | ૩-૧૨-૦ | ૩-૦-૦ |
| ૧૩ બરટક દ્વાત્રિંશિકા | ૩-૦-૦ | ૩-૦-૦ |
| ૧૪ ડીસ્કોરસીઝ | ૦-૧૨-૦ | ૦-૮-૦ |
| | ૧૬-૨-૦ | ૧૨-૧-૦ |

આ આખો સેટ ખરીદનારને રૂ. ૧૦-૦-૦ થી આપવામાં આવશે.

### અન્ય ગ્રંથો

| | | |
|---|---|---|
| ૧ વિશેષાવશ્યકભાષ્ય | | ૬-૦-૦ |
| ૨ ઉત્તરાધ્યયન સૂત્ર કમલસંયમી ભાગ ૨ જો | | ૩-૮-૦ |
| ૩ ,, ,, ભાગ ૩ જો | | ૩-૮-૦ |
| ૪ ,, ,, ભાગ ૪ થો | | ૩-૮-૦ |
| ૫ શૃંગાર વૈરાગ્ય તરંગિણી | | ૦-૨-૦ |
| ૬ આબૂ (ગુજરાતી) | | ૨-૮-૦ |
| ૭ અર્બુદ લેખ સંગ્રહ (આબૂ ભા. ૨ જો) | | ૩-૦-૦ |
| ૮ બ્રાહ્મણવાડા | | ૦-૪-૦ |
| ૯ સુભાષિત પદ્યરત્નાકર | ભા. ૧ | ૧-૪-૦ |
| ૧૦ ,, ,, | ભા. ૨ | ૧-૪-૦ |
| ૧૧ ,, ,, | ભા. ૩ | ૧-૪-૦ |
| ૧૨ ,, ,, | ભા. ૪ | ૧-૪-૦ |
| ૧૩ ,, ,, | ભા. ૫ | ૦-૧૦-૦ |
| ૧૪ હેમચંદ્ર વચનામૃત | | ૦-૮-૦ |

| | | | |
|---|---|---|---|
| જયન્તપ્રબંધ | ૦–૩–૦ | ૧૮ દીક્ષા–વ્રતવિધિ | ભેટ |
| પર્યુષણાષ્ટાહ્નિકા વ્યાખ્યાન | ભેટ | ૧૯ શંખેશ્વર પાર્શ્વનાથ | ૧–૪–૦ |
| ૭ વિજયધર્મસૂરિ વચન કુસુમ | ૦–૧–૦ | ૨૦ સંસ્કૃત પ્રાકૃત સ્તવન સંદોહ | ૦–૩–૦ |

## સૂચનાઓ



૧ છૂટક પુસ્તક પોસ્ટથી મંગાવનારને પોસ્ટ ખર્ચ ખરીદનાર ઉપર રહેશે.

૨ આખો એક કે એકથી વધારે સેટ ખરીદનારને રેલ્વે ચાર્જ ભરવો પડશે.

૩ કુલ પાંચ સેટોની મૂળ કિંમત રૂા. ૧૧૨–૬–૦ છે, ને ઘટાડેલી કિંમત ૮૦–૨–૦ છે. છતાં પાંચે સેટો એક સાથે ખરીદનારને ૭૫–૦–૦ની કિંમતથી આપવામાં આવશે.

૪ જો કોઇ પુસ્તક સેટમાં લખેલું સિલીકમાં નહિ હોય, તો તેટલી કિંમતનું બીજું પુસ્તક મૂકવામાં આવશે.

૫ અમારી ગ્રંથમાળા ઉપરાન્ત જૈન ધર્મ પ્રસારક સભા, જૈન આત્માનંદ સભા, વિજયધર્મસૂરિ જૈન ગ્રંથમાળા ઉજ્જૈન, ગાયકવાડ ઓરિયેંટલ સીરીઝ–વિગેરે સંસ્થાઓનાં પુસ્તકો પણ મેળવી આપવા પ્રયત્ન કરવામાં આવશે.

લખો:—

અભયચંદ ભગવાનદાસ ગાંધી
C/o શ્રી યશોવિજય જૈન ગ્રંથમાળા
હેરીસ રોડ. ભાવનગર.



## શ્રી પંચપ્રતિક્રમણ સૂત્ર-મૂળ ગુજરાતી

આપણી સભા તરફથી ઉપર જણાવેલી બુક ગુજરાતી મોટા ટાઈપમાં છપાવી સુંદર પાકા બાઇન્ડીંગથી બંધાવેલી છે. તેની અંદર પાંચ પ્રતિક્રમણ ઉપરાંત નવ સ્મરણ, તમામ પચ્ચખ્ખાણો, તમામ વિધિઓ, અનેક ચૈત્યવંદનો, સ્તવનો, સ્તુતિઓ તથા સજ્ઝાયો વિગેરેનો સમાવેશ કરવામાં આવ્યો છે. બુકના પૃષ્ઠ ૩૬૦ છે. વિદ્યાર્થીઓને અભ્યાસ કરવા માટે ખાસ ઉપયોગી છે. અમે તેની નકલો વધારે છપાવેલી હોવાથી હાલ કાગળની મોંઘવારીને લઈને બીજા ન છપાવી શકે તેમ હોવાથી સગવડને માટે તેમજ વિશેષ પ્રચાર નિમિત્તે સો અગર તો તેથી વધારે નકલો મંગાવનાર માટે કિંમત નકલ સોના રૂા. ૩૫) રાખવામાં આવેલ છે. રેલ્વે પાર્સલથી ઓછા ખર્ચે મોકલી શકાય છે. છૂટક નકલની કિંમત ૭ આના. પોસ્ટેજ સવા બે આના.

## શ્રી મહાવીર પરમાત્માનું સંક્ષિપ્ત જીવનચરિત્ર

કેવળીપણાના ૩૦ વર્ષના વિહારનું ક્રમસર ચોમાસાના સ્થળ સાથે વર્ણન, છદ્મસ્થાવસ્થાના ૧૨ાા વર્ષના વિહારનું વર્ણન, ઉપસર્ગોની હકીકત તથા વિહારવર્ણન ક્રમસર ચોમાસાના સ્થળો સાથે, ૧૨ાા વર્ષના તપનું વિસ્તૃત લીસ્ટ, ઉપસર્ગોની નોંધ વિગેરે તેમજ ગૃહસ્થપણાના ૩૦ વર્ષનુ સંક્ષિપ્ત ચરિત્ર-આ લઘુ બુકમાં દાખલ કરવામાં આવેલ છે. ઉપરાંત એ જ પરમાત્માના સત્તાવીશ ભવના તથા પંચકલ્યાણકના મોટા બબ્બે સ્તવનો દાખલ કર્યાં છે. આ પ્રમાણેની બુક તૈયાર કરીને છપાવવામાં આવી છે. ખાસ ઉપયોગી છે. કિંમત ચાર આના રાખી છે. સામટી નકલ મંગાવનારને ઓછી કિંમતે આપશું. નમૂનાની નકલ મંગાવો ને પસંદ પડે તો વધારે નકલો મંગાવી પર્યુષણ જેવા પવિત્ર પ્રસંગે પ્રભાવના કરો. આ બુક લખવા વિગેરેનો પ્રયાસ સભાના પ્રમુખ શ્રીયુત કુંવરજી આણંદજીએ કરેલો છે. એ સંબંધમાં વધારે લખવાની જરૂર નથી.

## શ્રી ત્રિષષ્ટિ શલાકા પુરુષ ચરિત્ર ભાષાંતર
### પર્વ ૧ થી ૧૦; વિભાગ ૫

આ આખા ગ્રંથમાં દશ પર્વ છે. કલિકાલસર્વજ્ઞ શ્રીમદ્ હેમચંદ્રાચાર્યની આ અપૂર્વ કૃતિ છે. મૂળના શ્લોક ૩૪૦૦૦ છે. અમે તેનુ ભાષાંતર જુદા જુદા પાંચ ભાગમાં પ્રસિદ્ધ કરેલ છે.

૧ પ્રથમ ભાગ-પર્વ ૧-૨. શ્રીઋષભદેવ, અજિતનાથ વગેરેનાં ચરિત્ર. કિં. રૂા. ૩-૪-૦
૨ બીજો ભાગ-પર્વ ૩-૪-૫-૬ શ્રીસંભવનાથથી શ્રીમુનિસુવ્રતસ્વામી સુધીનાં ચરિત્રો. કિં. રૂા. ૩-૪-૦
૩ ત્રીજો ભાગ-પર્વ ૭ મું. જૈન રામાયણ ને શ્રી નમિનાથ ચરિત્ર કિં. રૂા. ૧-૮-૦
૪ ચોથો ભાગ-પર્વ ૮-૯. શ્રી નેમિનાથ ને પાર્શ્વનાથ વગેરેનાં ચરિત્ર કિં. રૂા. ૩-૦-૦
૫ પાંચમો ભાગ-પર્વ ૧૦ મુ. શ્રી મહાવીર જિન સવિસ્તર ચરિત્ર કિં. રૂા. ૨-૮-૦

પાંચે ભાગની કિંમત રૂા. ૧૩-૮-૦ થાય છે, તેના પાંચે ભાગ ભેગા લેનાર પાસેથી રૂા. ૧૧-૮-૦ લેવામાં આવે છે. પોસ્ટેજ જુદું સમજવું.

---

* શ્રી રાધનપુરનિવાસી શેઠ ગિરધરલાલ ત્રિકમદાસ મુંબઈખાતે અશાડ વદિમાં સ્વર્ગવાસી થયા છે. તેઓ સભાના લાઇફ મેમ્બર હોવાથી તેમની અવસાન-નોંધ આવતા અંકમાં આપવામા આવશે.

Reg. No. B. 156




મુદ્રક: શાહ ગુલાબચંદ લલ્લુભાઇ-શ્રી મહોદય પ્રિન્ટિંગ પ્રેસ, દાણાપીઠ-ભાવનગર

मोक्षार्थिना प्रत्यहं ज्ञानवृद्धिः कार्या ।

श्री

# જૈન ધર્મ પ્રકાશ



પુસ્તક ૫૮ મું                અંક ૬ ઠ્ઠો

વીર સંવત ૨૪૬૮                વિક્રમ સંવત ૧૯૯૮

ભાદ્રપદ

પ્રગટકર્તા—

શ્રી જૈન ધર્મ પ્રસારક સભા

ભાવનગર

# શ્રી જૈન ધર્મ પ્રકાશ

બહારગામ માટે બાર અંક ને ભેટના પોસ્ટેજ સાથે વાર્ષિક લવાજમ રૂા. ૧-૧૨-૦

પુસ્તક ૫૮ મું } ભાદ્રપદ { વીર સં. ૨૪૬૮
અંક ૬ ઠ્ઠો } { વિક્રમ સં. ૧૯૯૮

## अनुक्रमणिका


૧ શ્રી મહાવીર જિન સ્તુતિ... ... ...( રાયચંદ મૂળજી પારેખ ) ૧૭૧

૨ આત્મભાવના પચ્ચીશી ... ... ... ( મુનિ ચરણવિજયજી ) ૧૭૨

૩ પર્યુષણ પર્વ-પદ્ય ... ... ... ( સુખલાલ રવજીભાઈ ) ૧૭૩

૪ શાંતસુધારસકુંડની સજ્ઝાય. અનુવાદ સાથે... ( અનુવાદક કુંવરજી ) ૧૭૫

૫ ગણધરકલ્પલતા ( ગૌતમસ્વામી )... ... ( આ. વિજયપદ્મસૂરિ ) ૧૮૨

૬ શ્રી આનંદઘનજીકૃત પદ ઓગણસાઠમું. વિવેચન સાથે ( મૌક્તિક ) ૧૮૭

૭ વિજ્ઞાન, ધર્મ ને તત્ત્વજ્ઞાન ...( રા. જીવરાજભાઈ ઓધવજી દોશી ) ૧૯૩

૮ પ્રશ્નોત્તર... ... ... ... ( પ્રશ્નકાર-મુનિ સુજ્ઞાનવિજયજી ) ૧૯૭

૯ પરમેષ્ઠિસ્તોત્રાંતર્ગત અરિહંતસ્તોત્ર...( ભગવાનદાસ મન સુખભાઈ મહેતા ) ૨૦૧

૧૦ સમભાવપ્રાપ્ત જીવ કેવો હોય? ... ... ( મુનિ પુણ્યવિજયજી ) ૨૦૪

૧૧ શ્રી મહાવીરસ્વામીના ભવ ૨૭ કે ૨૮? ... ... ( કુંવરજી ) ૨૦૫

૧૨ તત્ત્વનિશ્ચયરૂપ બોધિરત્નની દુર્લભતા ... ( મુનિ પુણ્યવિજયજી ) ૨૦૬

૧૩ ચક્ષુવાળાના ત્રણ પ્રકાર ... ... ... ... ( કુંવરજી ) ૨૦૬


### નવા સભાસદોના નામ

૧ શા ચંદુલાલ વીઠલદાસ પાંગોળવાળા. હાલ મેમાણા. વાર્ષિક મેમ્બર

૨ શા રતિલાલ નગીનદાસ. મુંબઈ ,,

૩ શા મંગળદાસ લલ્લુભાઈ વીજાપુરવાળા. હાલ મુંબઈ ,,

૪ આર. જે. કોઠારી. પોરબંદર ,,

૫ શા મનુભાઈ લલ્લુભાઈ ઘડીયાળી. અમદાવાદ લાઈફ મેમ્બર

---

सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः

# જૈન ધર્મ પ્રકાશ

પુસ્તક ૫૮ મું } ભાદ્રપદ { વીર સં. ૨૪૬૮
અંક ૬ ઠ્ઠો } { વિ. સં. ૧૯૯૮

मोक्षार्थिना प्रत्यहं ज्ञानवृद्धिः कार्या। (મુદ્રાલેખ)

## શ્રી મહાવીર સ્તુતિ



શ્રી મહાવીર શ્રી અરિહંત, તુંહી ગુણવંત તુંહી ભગવંત;
જૈન ધર્મનો તું પ્રીતિવંત, તુજ ગુણ ગાવા અમને ખંત શ્રી૦ ૧

ન મળે તુમ સરિખો ભગવંત, નિર્વિકારી શ્રી અરિહંત;
ધર્મતણા છો પાલણહાર, એહી ઉપદેશ જીવોને વારંવાર. શ્રી૦ ૨

પ્રસરાવ્યો અહિંસાતણો પ્રચાર, હિંસા અટકાવી કર્યો ઉદ્ધાર,
કાયાના છોડ્યા'તા મોહ, જીવ માત્ર ઉપર નહીં રોષ. શ્રી૦ ૩

સદ્‌ગુણના પ્રભુ આપ ભંડાર, તેજતણા છો આપ અંબાર,
સેવા કરવા ઇન્દ્રો તૈયાર, દેવ-દેવી મળી આવે સાર શ્રી૦ ૪

વાજતેગાજતે સરવે મળે, પ્રભુ જન્મમહોત્સવ મેરુપર્વતે કરે;
ભાવના ભાવે મનમાં ઘણી, તુમ જુગ જુગ જીવો ત્રિભુવન ધણી શ્રી૦ ૫

વીર! તું જગતનો તાત, સદ્‌બુદ્ધિ અમોને આપ;
હોજો મંગળ સઘળે સ્થળે, નમી નમી રાયચંદ તુજને વિનવે. શ્રી૦ ૬

રાયચંદ મૂળજી પારેખ

# આત્મભાવના પચ્ચીશી

એવો અવસર મારે કયારે આવશે, કયારે જઇશું જિનવર દેવ હજૂર જો;
આજ્ઞા શ્રી જિનવરની શિર પર ધારીને, વિચરશું પરભાવદશાથી દૂર જો. એવો૦ ૧

મોહ મહામદ છાક મને છકવે ઘણું, ઢાંકયું જેણે જીવતણું છે ભાન જો;
દૂર થશે કચરો કયારે એ જીવથી, પ્રાપ્ત થશે કયારે પોતાનું સ્થાન જો. એવો૦ ૨

ભવાભિનંદિતા ને પુદ્ગલનંદિતા, દોય દશાનો અનાદિ છે મુજ યોગ જો;
આત્માનંદદશા અમૃતના યોગથી, અળગો થાશે કયારે એ મુજ રોગ જો. એવો૦ ૩

આર્ત્ત રૌદ્રનું યુગ્મ અનાદિ કાળનું, ઊગ્યું છે મુજ આતમમાં વડભાવ જો;
ધર્મ શુકલ અગ્નિના અતિશય જોરથી, ભસ્મીભૂત થઈ જાશે કયારે સાવ જો. એવો૦ ૪

આશ્રવ પાંચ અનાદિ શત્રુ જીવના, હિંસા તેમાં સૌની મોટી બેન જો;
મૃષાવાદ ચોરી ને મૈથુન પરિગ્રહ, દૂર થશે કયારે મોહનું એ સેન જો. એવો૦ ૫

દાન શીલ તપ ભાવ જિનેશ્વર ભાખિયા, અમને મળશે કયારે એનો યોગ જો;
પ્રત્યેક કરણી કરશું જિનવચને ગ્રહી, મિટાવીશું કબ કર્મતણો મહારોગ જો. એવો૦ ૬

પ્રવચન માતા આઠે મુજ માતા થશે, આણા જિનની કરશે મુજ સહકાર જો;
ચરણ-કરણસિત્તરીઓ સહચારી થશે, વાસ કરીશું સંજમગુણ દરબાર જો. એવો૦ ૭

સમવસરણ જિનવરનું જોશું કઈ પળે, સ્થાન કરીશું તસ પર્ષદ કઇ વાર જો;
વાણી શ્રી જિનવરની સુણવા કારણે, શરીર વાણી સ્વાન્ત થશે એક તાર જો. એવો૦ ૮

કેવલજ્ઞાની મનપર્યવ ઓહી મુણિ, પૂર્વધર ને ગણધર લબ્ધિવંત જો;
ગૌતમસ્વામી સુધર્મા જંબૂ સમા, મળશે કયારે મુજને એવા સંત જો. એવો૦ ૯

શ્રી જિનવરની પાસે સંજમ આદરી, થઇશું કયારે અભ્યન્તર અણગાર જો;
મન વચ કાયા રત્નત્રયી રટતું હશે, નાસી જાશે કયારે દોષ અઢાર જો. એવો૦ ૧૦

ગીતારથ ગુરુવરનું શરણું આદરી, વિચરશું વિકથા ચારેથી દૂર જો;
સર્વ કાળ સ્વાધ્યાય સખા થઈને વળી, ધ્યાતા થઇશું ધર્મધ્યાનનું પૂર જો. એવો૦ ૧૧

બાહ્ય અભ્યન્તર ગ્રન્થી મુજ દૂરે થશે, પ્રશમ સુધાનું કરશું કયારે પાન જો;
સર્વ સંસારી સંયોગો દૂરે કરી, ગિરિગુહામાં ધરશું કયારે ધ્યાન જો. એવો૦ ૧૨

કાળ અનાદિ ચોકી સંજ્ઞા ચારની, અળગી થાશે મુજ આતમથી સાવ જો;
નંદન મુનિ જીવ જિનેશ્વર વીરના, સરખી તપસ્યા ભવ-અબ્ધિમાં નાવ જો. એવો૦ ૧૩

રૂપ ગન્ધ રસ સ્પર્શ શબ્દના વૃન્દનો, બાહ્ય અભ્યન્તર ત્યાગ થશે કઇ વાર જો;
ગજસુકુમાર સુકોશલ મેતારજ મુનિ, જેવા થઇ જીતશું ક્રોધાદિ ચાર જો. એવો૦ ૧૪

કાકંદિ નયરીના ધન્નો મુનિવરા, ધન્ના શાલી મુનિવર મેઘકુમાર જો,
બાહુબલી ને ઢંઢણ ખંધક ત્યાગીઆ, જેવાં વ્રત પાળીશું નિરતિચાર જો. એ૦ ૧૫
વનવગડે વીતરાગ મુનિના વૃન્દમાં, પ્રેતવનોમાં કરશું કયારે ધ્યાન જો ?
શત્રુ મિત્ર સુખ દુઃખમાં સમભાવી થઇ, સર્વ કાળ રહીશું કાઉસગ્ગ એકતાન જો એ૦ ૧૬
અપૂર્વકરણ ગુણઠાણું કયારે પામશું, ક્ષપકશ્રેણીનો કરશું કયારે સ્વાદ જો;
સહજાનંદ સ્વભાવ દશા મળશે કદા, યથાખ્યાતનો મેળવશું આહ્લાદ જો. એ૦ ૧૭
જન્મ અમોને જયારે જ્યાં ત્યાં જે મળે, પણ મળજો અપુનર્બન્ધક ભાવ જો;
સુખ દુઃખને સહવાની સાચી ધીરતા, સોહંપદનો રટન થજો આરાવ જો. એવો૦ ૧૮
અનિત્ય અશરણ આદિ બારે ભાવના, મૈત્રી પ્રમોદ આદિ ભાવના ચાર જો;
પંચ મહાવ્રતકેરી પણવીશ ભાવના, ભાવીને ઉતરશું કયારે પાર જો ? એવો૦ ૧૯
પાંચસો ત્રેસઠ ભેદ જિનેશ્વર ભાખિયા, ચાર ગતિના છ કાયકેરા સર્વ જો;
સૂક્ષ્મ બાદર ત્રસ ને થાવર જીવને, ત્રિવિધ ખામણા કરશું મૂકી ગર્વ જો. એવો૦ ૨૦
મરણ બધાં મારાં જિનવર જપતાં થજો, સિદ્ધ નિરંજનકેરું મળજો ધ્યાન જો;
સૂરિ વાચક ને મુનિવરથી નિર્યામણા, જિનવાણીમાં લાગી જાજો તાન જો. એ૦ ૨૧
સિંહ સમો થઇ સંજમ આરાધું સદા, સત્ય ભાવ મન વચ કાયા જો થાય જો;
કપૂરથકી પણ આતમ ઉજ્જ્વળતા વધે, ક્ષમા પ્રમુખ દશ મળે મનસુખદાયજો. એ૦ ૨૨
જિન ઉત્તમ પદ પદ્મતણી સેવા મળે, રૂપ નિરખવા રોજ મળે જિનરાજ જો;
શાસન કીર્તિ કસ્તૂરી ખુશબો મળે, ચિન્તામણિ સમ મળે ગુરુમહારાજ જો. એ૦ ૨૩
વીર વીર વીતરાગ પ્રભુના નામનો, પ્રતિરોમમાં થઇ જાજો મુજ વાસ જો;
સિદ્ધિસુખની વાંછા વિણ વાંછા બધી, મુજ સ્વાન્તેથી થઇ જાજો તસ નાશ જો. એ૦ ૨૪
વિનય જિનેશ્વર સંઘતણો મળજો મુને, ભક્તિ મળજો મુનિવર શ્રી જિનદેવ જો;
સુન્દર શાસન મળજો શ્રી વીતરાગનું, ભવભવ મળજો જિનચરણોની સેવ જો. એ૦ ૨૫

મુનિ ચરણવિજયજી

---

## શ્રી પર્યુષણ પર્વ

(રાગ—ઝેર ગયા વળી વેર ગયા, વળી કાળા કેર ગયા કરનાર.)

અનેક સાલ આવી ને આવે, વર્તમાનકાલીન વરતે,
ધર્મારાધન ધ્યાન સુધરીએ, પામી આર્ય ક્ષેત્ર ભરતે;
મનુષ્ય જન્મ મોંઘેરો મળિયો, સુકૃત્યો કરી સફળ કરો,
પુન્યવંત પર્યુષણ પર્વે, પુન્યકાર્યમાં પગલું ભરો ૧

કરણુ કરાવણુ ને અનુમોદન, સરીખા ફળ નીપજાવે છે,
શક્તિ બીનશક્તિનો વિષય, વિચાર અતિ ઉપજાવે છે;
છતી શક્તિએ વાહ વાહ કરીને, વાવરતાં વિત્ત ચિત્ત ન ડરો,
પુન્યવંત પર્યુષણ પર્વે, પુન્યકાર્યમાં પગલું ભરો. ૨

દાન અભય સુપાત્રે દીધું, કીર્તિ ઉચિત અનુકંપા જેહ,
સ્વદારા સંતોષી બનીને, શીલ વ્રત ઉપર રાખો નેહ;
કઠીણ કર્મ ખપાવા કારણ, તપ તપવા નિત્ય નિયમ ધરો,
પુન્યવંત પર્યુષણ પર્વે, પુન્યકાર્યમાં પગલું ભરો. ૩

ભવનાશની જ ભાવના ભાવો, સદા શુભ કરણી અનુસરીએ,
સુદેવ સુગુરુ સુધર્મ ઉપર, શ્રદ્ધા રાખી શીઘ્ર તરીએ;
ધર્મ પ્રાસાદનો પાયો સમકિત, મજબૂત મેળવી આદર કરો,
પુન્યવંત પર્યુષણ પર્વે, પુન્યકાર્યમાં પગલું ભરો. ૪

ઉભય ટંક આવશ્યક કરવું, સામાયિક સમતા સારી,
પર્વ દિવસે પૌષધ કરવો, આતમને એ ઉપકારી;
દેવ દર્શન ગુરુ વંદન પચ્ચખ્ખાણ, કરી સંસાર તરો,
પુન્યવંત પર્યુષણ પર્વે, પુન્યકાર્યમાં પગલું ભરો. ૫

ઉપધાન ને ઉજમણું અઠ્ઠાઇ-મહોત્સવ બહુવિધ કીજીએ,
લક્ષ્મીની ગતિ અથિર વિચારી, નરભવ લાહો લીજીએ;
શાસનના વરઘોડા સારા, કાઢીને પર પ્રીતિ વરો,
પુન્યવંત પર્યુષણ પર્વે, પુન્યકાર્યમાં પગલું ભરો. ૬

પાઠશાળામાં ભણવું ગણવું, વિનયી થઇ વિદ્યા વરજો,
દેવ ગુરુની ભક્તિ કરીને, પુન્ય ભંડાર પૂરો ભરજો;
રાગ દ્વેષ ઓછા કરી રહેતાં, ફેરો ભવોદધિ ન ફરો,
પુન્યવંત પર્યુષણ પર્વે, પુન્યકાર્યમાં પગલું ભરો. ૭

અરસપરસ ખમાવો ખમજો, ખંત ધરી સહુ નરનારી,
કેણી સરખી રેણી રાખવી, ઉભય લોકમાં હિતકારી;
આરાધના ઉત્તમ અંતિમ કરી, પંડિતમરણ સમાધિ મરો,
પુન્યવંત પર્યુષણ પર્વે, પુન્યકાર્યમાં પગલું ભરો. ૮

કલ્યાણકારી કલ્પસૂત્રને, સાંભળી કર્ણ પવિત્ર કરો,
છઠ્ઠ અઠ્ઠમ અઠ્ઠાઇ માસક્ષપણ, તપસ્યા રૂડી આદરો;
ચૈત્યપ્રવાડી યાત્રા વિધિએ, કરવા વડાલયકી વિચરો,
પુન્યવંત પર્યુષણ પર્વે, પુન્યકાર્યમાં પગલું ભરો. ૯

શ્રી સકળચંદજી ઉપાધ્યાયકૃત

## શ્રી શાંતસુધારસકુંડની સજઝાય

[ અનુવાદ સાથે ]

શાંતસુધારસ કુંડમાં, તું રમે મુનિવર હંસ રે;
ગારવ-રેણુશું મત રમે, મૂકજે તું શિથિલ મુનિ સંગ રે. શાંત૦ ૧

ભાવાર્થઃ—હે મુનિરાજ હંસ ! હંસ સમાન કૃત્યાકૃત્યનો ભેદ સમજનાર ! તું શાંતસુધારસથી ભરેલા કુંડમાં ( સરોવરમાં ) સ્નાન કરજે-રમજે. ગારવ-રસગારવ, ઋદ્ધિગારવ ને સાતાગારવ તદ્રૂપ રેણુમાં-ધૂળમાં રમીશ નહીં અને શિથિળાચારી મુનિનો સંગ કરીશ નહીં. એનો સંગ કરવાથી તને શિથિળાચારીપણું પ્રાપ્ત થશે. ૧.

સ્વહિત કર મ કર ભવપૂરણા, મ કર તું ધર્મમાંહિ ક્રુદ્ધ રે;
લોકરંજન ઘણું મત કરે, જાણતો હોઈ એમ મુગ્ધ રે. શાંત૦ ૨

હે મુનિ ! તું આત્મહિત કર. નિષ્ફળ ભવ પૂર્ણ ન કર. ધર્મનાં કાર્યમાં તું ક્રોધ ન કર. લોકરંજન પણ બહુ ન કર. લોકો બધા મુગ્ધ છે એમ તું ન જાણ. ૨.

જો યતિવર થયો જીવડો, પ્રથમ તું આપને તાર રે;
આપ સાખે મુનિ જો તર્યો, તો પછી લોકને તાર રે. શાંન૦ ૩

હે જીવડા ! જો તું શ્રેષ્ઠ મુનિ થયો છે તો તું પ્રથમ તારા આત્માને તાર. હે મુનિ ! જો તું પોતે તરે-તર્યો છુ એમ ખાત્રી આત્માની સાક્ષીએ થાય તો પછી તું બીજાને તારજે. ૩.

તુજ ગુણવંત જાણી કરી, લોક દીયે આપણા પુત્ત રે;
અશનવસનાદિ ભરી દીએ, ખોટડું-મ ધર મુનિસુત્ત રે. શાંત૦ ૪

હે મુનિ ! તને ગુણવંત જાણીને લોકો પોતાના પુત્રોને સોંપે છે અને અન્નપાન તેમ જ વસ્ત્રાદિવડે તને ભરપૂર કરે.છે માટે તું ખોટું મુનિપણું ધારણ કરીશ નહીં. ૪.

નાણદંસણચરણગુણ વિના, તું કિમ હોઈશ સુપાત્ર રે;
પાત્ર જાણી તુજ લોક દીયે, મ ભરીશ તું નિજ ગાત્ર રે. શાંત૦ ૫

પર પ્રાણીના પ્રાણ, પોતાની સરીખા જે જન ધારે છે,
પુન્યબંધ પવિત્ર કરીને, અશુભ ગતિને વારે છે;
સુખલાલ સર્જન જન સહુ સમજો, જૈન ધર્મ જગમાં છે ખરો,
પુન્યવંત પર્યુષણ પર્વે, પુન્યકાર્યમાં પગલું ભરો. ૧૦

 સુખલાલ રવજીભાઈ

હે મુનિ ! જ્ઞાન, દર્શન ને ચારિત્રરૂપ ગુણ વિના તું સુપાત્ર શી રીતે થઇ શકીશ ? લોકો તો તને પાત્ર જાણીને અન્નવસ્ત્રાદિ આપે છે તો તું તેના વડે તારા ગાત્રને-શરીરને ફોગટ ભરીશ નહીં-ભારે કરીશ નહીં; પરંતુ એ અન્નાદિથી પોષાયેલા શરીરવડે પરોપકાર કરજે-સાધુધર્મનું શ્રેષ્ઠ પ્રકારે પાલન કરજે. ૫.

**સુધી સમિતિ ગુપતિ નહીં, નહીં તપ એષણા શુદ્ધિ રે;**
**મુનિગુણવંતમાંહી મૂળગો, કિમ હોયે લબ્ધિ ને સિદ્ધિ રે. શાંત૦ ૬**

હે મુનિ ! જેવી જોઈએ તેવી શુદ્ધ સમિતિ ને ગુપ્તિ તારામાં નથી, શુદ્ધ તપ નથી, શુદ્ધ-દોષ રહિત એવી એષણા નથી. ગુણવંત મુનિમાં તું મૂળથી ગણાય છે, પરંતુ તેથી તને લબ્ધિ કે સિદ્ધિની પ્રાપ્તિ કેમ થશે ? એ તો શુદ્ધ સમિતિ, ગુપ્તિ, તપ વિગેરે હોય તો જ પ્રાપ્ત થઇ શકે છે. ૬.

**વ્યાપ માંડચો ઘણો ગુણ વિના, ભૂરિ આડંબર ઈચ્છી રે;**
**ઘર તજી માન માયા પડચો, કિમ હોયે સિંહગતિ રીંચ્છ રે. શાંત૦ ૭**

હે મુનિ ! તેં મુનિપણામાં ગુણ વિના ઘણો વ્યાપાર આદર્યો અને ઘણો આડંબર પણ ઇચ્છયો-કર્યો, ઘર તજ્યું પણ પાછો માન ને માયામાં પડ્યો, એટલે હે રીંચ્છ ! તુચ્છ ! તને સિંહ સદૃશ ગતિ-તેના જેવું સામર્થ્ય કયાંથી પ્રાપ્ત થાય ? ૭.

**ઉપશમ અંતરંગે નહીં, હોયે તુજ શબળ આચાર રે;**
**નતિ શુતિ પૂજ તું અભિલખે, મ કર અણુમાની પર ખાર રે. શાંત૦ ૮**

તારા અંતરંગમાં ઉપશમ-શાંતભાવ નથી, તારા આચાર શબળ એટલે દોષવાળા છે, છતા તું નતિ, શુતિ ને પૂજા અર્થાત્ તારી નમસ્કાર, સ્તવના અને પૂજા થાય એમ ઇચ્છે છે, પણ તને તારા આચાર ઉપરથી અણુમાને-ન માને તેના પર ખાર-દ્વેષ કરીશ નહીં, કારણ કે ગુણ વિના તારા ઇચ્છેલા નમસ્કારાદિ લોકો કેમ કરે ? ૮.

**ઉદરભરણાદિ ચિંતા નહીં, સ્વજન સુત કલત્ત ઘરબાર રે;**
**રાજચૌરાદિક ભય નહીં, તો હિ તુજ શિથિળ આચાર રે. શાંત૦ ૯**

હે મુનિ ! તારે ઉદર ભરવાની ચિંતા નથી, તેમ જ સ્વજન, પુત્ર, સ્ત્રી અને ઘરબાર વિગેરે નથી કે જેની સંભાળ રાખવી પડે અથવા પોષણ કરવું પડે. વળી રાજાનો કે ચોર વિગેરેનો ભય નથી, છતાં તું શિથિલાચારીપણે રહે છે-શુદ્ધ આચારવાળો થતો નથી. ૯.

**વિવિધ સુખ દેખીને લોકના, તું કિશ્યું ચિંતે મુનિરાજ રે ?**
**તું જનાવર્જનાદિક પડચો, ચૂક મા આપણું કાજ રે. શાંત૦ ૧૦**

હે મુનિરાજ ! લોકોના અનેક પ્રકારના સુખો દેખીને તું મનમાં શું વિચારે છે ? એની ચાહના કરે છે ? તું તો લોકનું આવર્જન કરવામાં-તારે વશ કરવાના

પ્રયત્નમાં પડ્યો છો, પણ હે મુનિ! તુ પોતાના આત્માનુ કાર્ય ચૂકીશ નહીં-તારું આત્મ-આરાધન કર્યા કરજે. ૧૦.

આપણું પારકું મમ કરે, મૂક મમતા પરિવાર રે;
ચિત્ત સમતારસે સીંચજે, મ કર બહુ બાજી વિસ્તાર રે. શાંત૦ ૧૧

હે મુનિ! તું 'આ મારા ને આ પારકા' એવો ભેદભાવ છોડી દે, તારા પરિવાર ઉપરની મમતા મૂકી દે-તજી દે અને તારા ચિત્તને સમતારસવડે સીંચજે-તેમાં સ્નાન કરાવજે અને સસારની બાજીનો વિસ્તાર કરીશ નહીં. તેને સકેલજે-જો વિસ્તારતો જઇશ તો પાછળથી સંકેલવી ભારે પડશે ૧૧.

લોક સત્કાર પૂજે સ્તવે, મુજ મિલે લોકના વૃંદ રે;
મુજ જસ નામ બહુ વિસ્તરે, ઇશો અભિમાન મુનીંદ રે. શાંત૦ ૧૨

હે મુનિ! તું તારા મનમાં એવુ અભિમાન ન કરીશ કે લોકો મને સત્કારે-મારો સત્કાર કરે, પૂજા કરે, સ્તવના કરે, મારી પાસે લોકોના સમૂહ ભેળા મળે અને મારો યશ બહુ વિસ્તાર પામે. આ બધી તારી કલ્પના નિરર્થક છે, કારણ કે ગુણ વિના તેની પ્રાપ્તિ થતી નથી. એ અભિમાન ત્યાજ્ય છે. ૧૨.

પૂર્વ મુનિ સારિખી નહી કીસી, આપણી લબ્ધિ ને સિદ્ધિ રે;
અતિશય પણ તેહવા નહીં, તોહી તુજ માન એ બુદ્ધિ રે. શાંત૦ ૧૩

હે મુનિ! પૂર્વે થઇ ગયેલા મુનિમહારાજા જેવી આપણામાં-તારામાં લબ્ધિ ને સિદ્ધિ નથી, તેમજ તેવા અતિશય પણ નથી છતાં પણ માન મેળવવાની બુદ્ધિ તને થાય છે એ આશ્ચર્ય છે ૧૩.

પૂર્વે પ્રભાવિક મુનિ હુવા, તેટલો નહીં તુજ તોલ રે;
આપ હીણું ઘણું ભાવજે, મુખે ઘણું ઘણું મત બોલ રે. શાંત૦ ૧૪

પૂર્વે અનેક પ્રભાવિક મુનિરાજો થઇ ગયા છે, તેમના જેવો તારો તોલ-તારું વજન નથી, તેથી તું પોતાનું હીનપણું મનમાં સમજજે-આત્મનિંદા કરજે. તારે મોઢે ઘણું ઘણું આત્મપ્રશંસારૂપ બોલીશ નહીં, તેથી તો ઉલટી તારી નિંદા થશે. ૧૪.

નિઅડી કરી જે જન રંજીયા, વશ કર્યા બહુ જન લોક રે,
પૂંઠ દીધે ન તે તાહરા, ગૃહી મુનિ નાતરુ ફોક રે. શાંત૦ ૧૫

હે મુનિ! તેં નિઅડી એટલે કપટ-પ્રપંચ કરીને જે લોકરંજન કર્યું છે અને બહુ લોકોને વશ કર્યા છે પણ તારી પૂંઠ થતાં તે તારા નથી એમ સમજજે, કારણ કે ગૃહી( ગૃહસ્થ )ને મુનિનું નાતરું એટલે સંબંધ ફોક છે-મિથ્યા છે-હોઇ શકે નહીં એવો છે એમ સમજી લેજે. ૧૫.

ગુરુપ્રસાદે ગુણહીનને, હુએ અછે ગુણઋદ્ધિ રે;
તું ગુણમત્સરી મત હુએ, કર નિજ જીવ એ શુદ્ધિ રે. શાંત૦ ૧૬

હે મુનિ ! ગુરુમહારાજની કૃપાથી ગુણહીનને પણ ગુણની ઋદ્ધિ પ્રાપ્ત થાય છે. તે જોઇને તું ગુણનો-ગુણીનો મત્સરી-ઇર્ષ્યાળુ ન થઇશ. તું તારા આત્માને એવો શુદ્ધ કરજે-એવી શુદ્ધિ મેળવજે કે જેથી તને ગુરુકૃપાથી તેવી ઋદ્ધિ પ્રાપ્ત થાય. ૧૬

**સંયમ યોગ મૂકી કરી, વશ કર્યાં જે જનલોક રે;**
**શિષ્ય ગુરુભક્તિ પુસ્તક ભર્યાં, અંત દીએ સાન વિણ શોક રે. શાંત૦૧૭**

હે મુનિ ! સંયમયોગને વિસારી દઇને અર્થાત્ સંયમના યોગથી ચૂકી જઇને તેં જે જનોને વશ કર્યા છે અને ગુરુભક્તિ બતાવીને શિષ્ય ને પુસ્તકોથી ભરપૂર બન્યો છે પણ તે સઘળું ખરી સાન એટલે સમજણ વિના અંતે શોક આપે છે-શોક ઉત્પન્ન કરે છે. ૧૭

**પરમ સમતા સુખજલધિમાં, સુરનર સુખ એક બિંદુ રે;**
**તેણે તું સેવ શમવેલડી, મૂકી દે અવર સબ ધંદ રે. શાંત૦ ૧૮**

પરમ સમતાના સુખરૂપી સમુદ્રમાં દેવોના અને મનુષ્યના સુખો તો એક બિંદુ માત્ર છે, તેથી હે મુનિ ! તુ ઉપશમરૂપ વેલડીને સેવ અને બીજા બધા ધંધ-ધાંધલ છોડી દે. એક ઉપશમની પ્રાપ્તિ થશે તો પછી સમતા સંબંધી સર્વ સુખની પ્રાપ્તિ થશે. ૧૮

**એક ક્ષણ વિશ્વ જંતુ પરે, તું ધરે જીવ સમભાવ રે;**
**સર્વ મૈત્રી સુધાપાનથી. સકળ સુખ સન્મુખે લાવ રે. શાંત૦ ૧૯**

સર્વ જગત જંતુ ઉપર તું હે જીવ ! એક ક્ષણવાર પણ ખરા સમભાવને ધારણ કર, એટલે સર્વ જીવો સાથેની મૈત્રીરૂપી અમૃતના પાનથી તું સર્વ પ્રકારના સુખને સન્મુખ લાવી શકીશ ૧૯

**અલ્પ ગુણવંત ગુણ રંજીઓ, દીન દુઃખી દેખી દુઃખ ઝૂર રે;**
**નિર્ગુણી દ્વેષ વિરતિ રહી, સકલમુનિ સુખ ચિત્ત પૂર રે. શાંત૦ ૨૦**

અલ્પગુણી છતાં અન્યમાં ગુણો દેખીને રાજી થતા અને અન્ય અનેક દીન-દુઃખી જીવોને દુઃખવડે ઝૂરતા દેખીને દયા લાવતા તેમ જ નિર્ગુણી ઉપર પણ દ્વેષનો ત્યાગ કરતા એવા હે મુનિ ! તું મુનિના સર્વ સુખોથી ચિત્તને ભરપૂર બનાવી શકીશ. ( આમ સકળચંદ્ર મુનિ કહે છે )* ૨૦

અનુવાદક-કુંવરજી

* આ સજ્ઝાય શ્રાવણના અંકમાં ( મૂળ ) આપેલ છે, પરંતુ એક બંધુની પ્રેરણાથી આ અંકમાં તે અર્થ સાથે આપેલ છે. તેની મૂળ ગાથામાં એક બે જગ્યાએ સુધારો કરવો પડ્યો છે તે મેળવવાથી સમજાશે. આ સજ્ઝાયમાં ખાસ મુનિરાજને માટે ઉપદેશ છે, પરંતુ તેમાંથી મુનિપદ પામવાને ઇચ્છતા સર્વે જીવોએ સાર ગ્રહણ કરવા યોગ્ય છે.

# શ્રી ગણધરકલ્પલતા

(૨)

( અનુસંધાન પૃષ્ઠ ૧૪૫ થી )

ઇંદ્રભૂતિના છાત્રો પૈકી કેટલાકના હાથમાં પુસ્તકો શોભી રહ્યાં હતાં, કેટલાએકે હાથમાં કમંડલુ રાખ્યું હતું, અને કેટલાએકે હાથમાં દર્ભ રાખ્યા હતા. આવા પ્રકારના પાંચસો શિષ્યો તેની સાથે ચાલતાં ચાલતાં તેની આ પ્રમાણે બિરુદાવળી બોલી રહ્યા હતા. "હે સરસ્વતીકંઠાભરણ! એટલે સરસ્વતી છે કંઠનું આભૂષણ જેનું એવા આપ છો. હે વાદિમદગંજન! એટલે આપ વાદીઓના મદને ઉતારનાર છો! હે વાદિતરૂન્મૂલનહસ્તિન્! એટલે વાદીઓરૂપી વૃક્ષોને ઉખેડી નાખવામાં હાથી જેવા આપ છો, હે વાદિગજસિંહ! એટલે વાદીરૂપી હાથીનો નાશ કરવામાં સિંહ જેવા આપ છો, હે વિજિતાનેકવાદ! એટલે જીતેલા છે અનેક વાદ જેણે એવા આપ છો, હે વિજ્ઞાતાખિલપુરાણ! એટલે જાણેલા છે સમગ્ર પુરાણ જેણે એવા આપ છો, હે કુમતાન્ધકારનભોમણે! એટલે કુમતરૂપી અંધકારને નષ્ટ કરવામાં સૂર્ય જેવા આપ છો, હે વિનતાનેકનરપતિ! એટલે નમેલા છે અનેક રાજાઓ જેને એવા આપ છો, હે શિષ્યીકૃતબૃહસ્પતિ! એટલે શિષ્ય જેવો બનાવ્યો છે બૃહસ્પતિને જેણે એવા આપ છો, હે સરસ્વતીલબ્ધપ્રસાદ! એટલે સરસ્વતીથી મળેલો છે પ્રસાદ જેને એવા આપ છો! એવી રીતે બિરુદાવલીથી ગજવી દીધેલ છે દિશાઓ જેમણે એવા પાંચસો શિષ્યોથી પરિવરેલો ઇન્દ્રભૂતિ ચાલતોચાલતો વિચારવા લાગ્યો કે–" અરે! આ ધીઠા માણસને આવું તે શું સૂઝયું કે તેણે સર્વજ્ઞ હોવાનો આડંબર કરીને મને છંછેડ્યો! જેમ સર્પને લાત મારવા દેડકો તૈયાર થાય, બીલાડાની દાઢ પાડવા ઉંદર મહેનત કરે, ઐરાવણને પ્રહાર કરવા બળદ ઇચ્છે, પર્વતને પાડી નાખવા હાથી યત્ન કરે અને કેશરીની કેશવાળી ખેંચવા સસલો તૈયાર થાય તેમ મારા દેખતાં આ વાદી વળી લોકોની આગળ પોતાનું સર્વજ્ઞપણું પ્રસિદ્ધ કરે છે! એ તેની કેવી મૂર્ખાઇ? અહો! આણે તો વાયરાની સામે ઊભા રહી અગ્નિ સળગાવ્યો અને શરીરના સુખ માટે કૌંચાને આલિંગન કર્યું (ચાળ્યો). ઠીક છે, પણ એથી શું થયું? તેનો આવો ખોટો ઘમંડ ક્યાં સુધી ટકવાનો છે? હું હમણાં જ જઇ તેને વાદમા નિરુત્તર (મૌન) કરી નાખું છું. આગીઓ જીવડો ત્યાં સુધી જ ચળકાટ મારે અને ચંદ્રમા પણ ત્યાં સુધી જ પ્રકાશને ફેલાવે કે જ્યાંસુધી સૂર્યનો ઉદય ન થયો હોય, પણ સૂર્યનો ઉદય થતાં તો ક્યાં આગીઓ અને ક્યાં ચન્દ્રમા? બંને જરૂર નિસ્તેજ (ફીક્કા) થઈ જાય છે.

મદોન્મત્ત હાથી વનમાં ત્યાંસુધી જ ગર્જના કર્યા કરે છે કે જ્યાં સુધી કેસરીની ગર્જના ન સાંભળે. અથવા મારા ભાગ્યથી જ આ વાદી આવી પહોંચ્યો છે,

મારાથી વાદીઓ દૂર દૂર નાસતા હોવાથી ઘણા વખતથી વાદી મળ્યો નહોતો, તેથી મને વાદી મેળવવાની તાલાવેલી લાગી રહી હતી તે ઇચ્છા આજે પૂરી થઈ છે. ભૂખ્યાને ભોજન મળે તેમ મને આ વાદી મળવાથી ઘણો આનંદ થયો છે. આજે તો વાદ કરી ઘણા વખતની મારી જીભની ખરજને દૂર કરીશ, કારણ કે હું વ્યાકરણમાં બહુ જ હોંશિયાર છું, સાહિત્યમાં મારી બુદ્ધિ અસ્ખલિત છે, અને તર્કશાસ્ત્રમાં તો હું પારગામી છું. મેં કયા શાસ્ત્રમાં પરિશ્રમ નથી કર્યો ? અરે વાદી ! હું દરેક શાસ્ત્રમાં તને પરાસ્ત કરી શકું તેમ છું."

આ પ્રમાણે અહંકારના તરંગોમાં મગ્ન થયેલો ઇન્દ્રભૂતિ ચાલતો ચાલતો શ્રીમહાવીર પ્રભુના સમવસરણ પાસે આવ્યો, ત્યાં ચોત્રીશ અતિશયોથી શોભી રહેલા, સુવર્ણના સિંહાસન પર બેઠેલા, સુરેન્દ્રોથી પૂજાતા, સુર-નરોથી પરિવરેલા અને અમૃતમય વાણીથી દેશના આપી રહેલા જગત્પૂજ્ય મહાવીર પ્રભુનું તેજસ્વી અને ભવ્ય મુખારવિંદ જોઇ ઇન્દ્રભૂતિ ચકિત થઈ ગયો અને પગથિયા ઉપર જ ઊભો ઊભો આ પ્રમાણે વિચાર કરવા લાગ્યો કે—

॥ शार्दूलविक्रीडित वृत्तम् ॥

चन्द्रः किं ? स न यत् कलङ्ककलितः सूर्योऽपि नो तीव्ररुक् ।
मेरुः किं ? न स यद् नितान्तकठिनो विष्णुर्न यत् सोऽसितः ॥
ब्रह्मा किं ? न जरातुरः स च जराभीरुर्न यत् सोऽतनु-
र्ज्ञातं दोषविवर्जितोऽखिलगुणाकीर्णोऽन्तिमस्तीर्थकृत् ॥ १ ॥

" અહો શું આ ચન્દ્ર હશે ? ના, ચન્દ્ર તો નથી; કારણ કે તે તો કલંક યુક્ત છે અને આ તો કલંક રહિત છે. ત્યારે શું આ સૂર્ય હશે ? ના, તે પણ નથી; કારણ કે સૂર્ય તો સામું પણ જોઇ ન શકાય એવી તીવ્ર કાંતિવાળો હોય છે અને આ તો સૌમ્ય કાંતિવાળા છે. ત્યારે શું આ મેરુ હશે ? ના, તે પણ નથી; કારણ કે મેરુ તો અત્યંત કઠણ છે અને આ તો કોમલ છે. ત્યારે શું આ કૃષ્ણ હશે ? ના, તે પણ નથી, કારણ કે કૃષ્ણ તો કાળા છે, અને આ તો સુવર્ણ જેવા દેદીપ્યમાન વર્ણવાળા છે. ત્યારે શું આ બ્રહ્મા હશે ? ના, તે પણ નથી, કારણ કે બ્રહ્મા તો વૃદ્ધ છે અને આ તો યુવાન છે. ત્યારે શું આ જરાભીરુ એટલે કામદેવ હશે ? ના, તે પણ નથી; કારણ કે કામદેવ તો શરીર વગરનો છે અને આ તો શરીરવાળા છે. હા, હવે માલૂમ પડ્યું કે આ તો દોષ રહિત અને સર્વગુણસંપન્ન એવા છેલ્લા તીર્થંકર છે. ૧.

પ્રભુ સાથે વાદ કરવાને આવેલા ઇન્દ્રભૂતિના હવાઇ તરંગો ઊડી ગયા, ઊલટો તે ચિંતામાં પડી ગયો અને વિચારવા લાગ્યો કે—" અરેરે ! અત્યાર સુધી જગતના વાદીઓને છતી, વિજયપતાકા ફરકાવી ને મેળવેલી મોટાઈનું હવે

મારે શી રીતે રક્ષણ કરવું ? ખરેખર, હું અહીં ન આવ્યો હોત તો જ ઠીક હતું, કારણ કે સમગ્ર જગતને જીતનાર હું આ એકને જીતવા માટે ન આવ્યો હોત તો તેમાં મારી માનહાનિ શી થવાની હતી ? એવો તે કોણ મૂર્ખ હોય કે એક ખીલી માટે આખા મહેલને પાડવાની ઇચ્છા કરે ? અહો ! મારું વગરવિચાર્યું સાહસ કેવું ? અરે ! મારી દુર્બુદ્ધિ કેવી કે હું આ જગદીશના અવતારને જીતવા આવ્યો ? હું આ તેજસ્વી મહાજ્ઞાની પ્રભુની આગળ કેવી રીતે બોલી શકીશ ? અરે ! બોલવું તો દૂર રહ્યું, પરંતુ એમની પાસે પણ કેવી રીતે જઈ શકીશ ? અત્યારે તો હું પૂરેપૂરો સંકટમાં સપડાયો છું, હે શંકર ! મારા યશનું રક્ષણ કરજો. કદાચ ભાગ્યોદયથી અહીં મારો જય થાય તો હું ત્રણે જગતમાં પંડિતશિરોમણિ કહેવાઉં " વિગેરે ચિંતવતા ઇન્દ્રભૂતિને શ્રીજિનેશ્વર પ્રભુએ અમૃત જેવી મધુર વાણીથી નામ અને ગોત્ર જણાવવાપૂર્વક બોલાવ્યો કે—" હે ગૌતમ ઇન્દ્રભૂતિ ! તું અહીં ભલે આવ્યો. "

આ પ્રમાણે પ્રભુની વાણી સાંભળી તે પુનઃ વિચારવા લાગ્યો કે-" અરે ! આ શું મારું નામ પણ જાણે છે ? અથવા બાળકથી લઇને વૃદ્ધ સુધી ત્રણે જગતમાં વિખ્યાત મારા નામને કોણ ન જાણે ? સૂર્ય વળી કોઇથી છાનો હોય ? પણ આને હું ત્યારે જ સર્વજ્ઞ માનું કે જો તે મારા મનમાં રહેલા ગુપ્ત સંશયને પ્રકાશિત કરે. " આ પ્રમાણે ચિંતવતા ઇન્દ્રભૂતિને મથન કરતા સમુદ્રના જેવા અથવા ગંગાના પૂર જેવા, અથવા આદિબ્રહ્માના ધ્વનિ જેવા ગંભીર ધ્વનિથી શ્રી મહાવીર પ્રભુએ કહ્યું કે-" હે ઇન્દ્રભૂતિ ! તમને એવો સંશય છે કે ' આત્મા છે કે નહિં ? '. આ સંશય તમને પરસ્પર વિરુદ્ધ અર્થને જણાવનારા વેદ-વાક્યોને વાંચવાથી થયો છે.

" विज्ञानघन एवैतेभ्यो भूतेभ्यः समुत्थाय
तान्येवाऽनु विनश्यति, न प्रेत्यसंज्ञास्ति " इति

ઉપરના વેદવાક્યથી તમે જાણો છો કે આત્મા નામનો પદાર્થ નથી. તેનો અર્થ તમે આ પ્રમાણે કરો છો:-[ विज्ञानघन एव ] એટલે વિજ્ઞાનોનો સમુદાય જ [एतेभ्यो भूतेभ्यः समुत्थाय] આ ભૂતોમાંથી ઉત્પન્ન થઇને [तान्येवाऽनु विनश्यति] પાછો તે ભૂતોમાં જ લય-વિનાશ પામે છે; [ न प्रेत्यसंज्ञाऽस्ति ] તેથી પરલોકની સંજ્ઞા નથી; અર્થાત્ પૃથ્વી, જલ, તેજ, વાયુ અને આકાશ એ પાંચ ભૂતો શરીરરૂપે પરિણમ્યા હોય, ત્યારે શરીરરૂપે પરિણમેલા એ પાંચ ભૂતોમાંથી ' આ ઘડો છે, આ ઘર છે, આ મનુષ્ય છે. ' ઇત્યાદિ વિવિધ પ્રકારના જ્ઞાનનો સમુદાય ઉત્પન્ન થાય છે; પણ આત્માને માનવાવાળા જ્ઞાનનો આધાર જે આત્મા નામનો પદાર્થ માને છે તે આત્મા નામનો પદાર્થ નથી, કેમ કે પાંચ ભૂતોમાંથી જ્ઞાન ઉત્પન્ન થાય છે, તેથી જ્ઞાનનો આધાર પાંચ ભૂતો માનવા જોઇએ. જેમ

મદિરાના અંગોમાંથી મદશક્તિ ઉત્પન્ન થાય છે તેમ શરીરરૂપે પરિણમેલા પાંચ ભૂતોમાંથી જ્ઞાનશક્તિ ઉત્પન્ન થાય છે. આવી રીતે શરીરરૂપે પરિણમેલા પાંચ ભૂતોમાંથી વિજ્ઞાનનો સમુદાય ઉત્પન્ન થઇને, પછી જ્યારે શરીરરૂપે પરિણમેલા તે પાંચ ભૂતોનો વિનાશ થાય છે ત્યારે તે વિજ્ઞાનનો સમુદાય પણ જલમાંથી ઉપજેલા પરપોટાની પેઠે તે ભૂતોમાં જ લય પામે છે. આવી રીતે આત્મા નામનો પદાર્થ નથી, તેથી પ્રેત્યસંજ્ઞા એટલે પરલોકની સંજ્ઞા નથી અર્થાત્ મરીને પુનર્જન્મ લેવો પડતો નથી; કેમ કે જ્યારે આત્મા નથી તો પછી પરલોક કોનો ? માટે અહીંથી મરીને કોઇ પરલોકમાં જતું નથી અને પરલોકથી અહીં કોઇ આવતું નથી.

"હે ઇન્દ્રભૂતિ ! વળી તું માને છે કે—ઉપર પ્રમાણે વેદવાક્યનો અર્થ યુક્તિથી પણ ઠીક લાગે છે, કેમકે પ્રત્યક્ષ પ્રમાણથી આત્મા જણાતો નથી એટલે આત્મા દેખવામાં આવતો નથી, તેમ સ્પર્શાદિના અનુભવથી જણાતો નથી; તો આત્મા છે તેની શી સાબિતી ? જો આત્મા હોય તો જેમ ઘટપટાદિ પદાર્થો જણાય છે તેમ જણાવો જોઇએ. જો કે પરમાણુઓ પણ અપ્રત્યક્ષ છે, છતાં તેના ઘટ વિગેરે પદાર્થો કાર્યરૂપે પરિણમેલા પ્રત્યક્ષ જણાય છે; તેથી પરમાણુઓ માનવા જ જોઇએ. પરંતુ આત્મા તો તેવા કાર્યરૂપે પણ પરિણમેલો પ્રત્યક્ષ જણાતો નથી. અનુમાનથી પણ આત્માની સિદ્ધિ થઇ શકતી નથી, કેમકે અનુમાન પ્રત્યક્ષપૂર્વક જ પ્રવર્તે છે. એટલે હેતુનું પ્રત્યક્ષ જ્ઞાન થયું હોય તો તે સાધ્યને સાબિત કરે. અહીં દૃષ્ટાંત એ કે-જેણે પહેલા રસોડા વિગેરે ઠેકાણે ધૂમાડા અને અગ્નિનો સંબંધ પ્રત્યક્ષ દેખ્યો હોય તે માણસ પર્વત પર ધૂમાડો નીકળતો દેખી પહેલાં પ્રત્યક્ષ જાણેલા ધૂમાડા અને અગ્નિના સંબંધને સંભારે છે કે-રસોડાના દૃષ્ટાંતે (રસોડા વિગેરે સ્થળે) પૂર્વે (પહેલાં) જ્યાં જ્યાં ધૂમાડો હોય ત્યાં ત્યાં અગ્નિ દેખ્યો હતો, તે પ્રમાણે આ પર્વત પર ધૂમાડો દેખાય છે તેથી અગ્નિ હોવો જોઇએ. આવી રીતે પ્રત્યક્ષપૂર્વક અનુમાન થાય છે. આત્માની સાથે તો કોઇનો પણ સંબંધ પ્રત્યક્ષથી જણાતો નથી, તો પછી આત્માની સિદ્ધિ અનુમાનથી કેવી રીતે થઇ શકે ? આગમથી પણ આત્માનો નિશ્ચય થઈ શકતો નથી, કેમકે કોઈ શાસ્ત્ર જણાવે છે કે આત્મા છે અને કોઇ શાસ્ત્ર જણાવે છે કે આત્મા નથી. આવી રીતે પરસ્પર વિરુદ્ધ અર્થને જણાવતા શાસ્ત્રોમાં કયું સાચું અને કયું જૂઠું ? ઉપમાન પ્રમાણથી પણ આત્માની સિદ્ધિ થઈ શકતી નથી, કેમકે ઉપમાન પ્રમાણ તો નજીકના પદાર્થમાં સાદૃશ્ય બુદ્ધિ ઉત્પન્ન કરે છે. જેમ ગાયને ઓળખનાર માણસ જંગલમાં ગયો હોય ત્યાં રોઝ નામના જંગલી પશુને દેખી તે માણસને સાદૃશ્યબુદ્ધિ થાય છે કે જેવી ગાય હોય તેવો આ પશુ છે, પણ જગતમાં આત્મા જેવો તો કોઇ પદાર્થ દેખાતો નથી, તો પછી કોના જેવો આત્માને માનવો ? આવી રીતે કોઇ પણ પ્રમાણથી આત્માની સિદ્ધિ થઈ શકતી નથી, તેથી આત્મા નથી એમ માનવું જોઇએ. વળી ઘી, દૂધ વિગેરે ઉત્તમ પદાર્થ વાપરી શરીર પુષ્ટ બન્યું

હોય, તો તેમાંથી સતેજ જ્ઞાન ઉત્પન્ન થાય છે એમ અનુભવીએ છીએ, માટે માનવું જોઇએ કે શરીરરૂપે પરિણમેલા પાંચ ભૂતોમાંથી જ જ્ઞાન ઉત્પન્ન થાય છે; તેથી જ્ઞાન એ પૃથ્વી વિગેરે પાંચ ભૂતનો ધર્મ છે, પણ આત્માનો ધર્મ નથી અને તેથી સાબિત થાય છે કે આત્મા નામનો પદાર્થ નથી. વળી તું આ પ્રમાણે પણ માને છે કે-જો કે 'વિજ્ઞાનઘન' ઇત્યાદિ વેદપદોથી તથા પ્રત્યક્ષાદિ પ્રમાણોથી આત્માની સિદ્ધિ થઇ શકતી નથી, તેથી આત્મા નામનો પદાર્થ ન માનવો જોઇએ. પરન્તુ 'આત્મા છે' એમ જણાવનારાં બીજાં વેદવાક્યોને દેખીને તું સંશયમાં પડ્યો છે કે 'આત્મા છે કે નથી?' પરંતુ હે ગૌતમ ઇન્દ્રભૂતિ! તારો આ સંશય અયુક્ત છે, કેમ કે—

" विज्ञानघन एवैतेभ्यो भूतेभ्यः समुत्थाय
तान्येवाऽनु विनश्यति, न प्रेत्यसंज्ञाऽस्ति "

એ વેદવાક્યનો અર્થ તું સમજ્યો નથી, તેથી એ વાક્યનો અર્થ તું જે ઉપર મુજબ કરે છે તેવો તેનો અર્થ નથી. પણ એ વાક્યનો અર્થ આ પ્રમાણે છે, સાંભળ-[ विज्ञानघन एव ] વિશિષ્ટ જ્ઞાન એટલે જ્ઞાન-દર્શનનો ઉપયોગ તે વિજ્ઞાન કહેવાય, તે વિજ્ઞાન સ્વરૂપવાળો આત્મા [ एतेभ्यो भूतेभ्यः समुत्थाय ] જ્ઞેયપણે પ્રાપ્ત થયેલા આ પૃથ્વી વિગેરે ભૂતોથકી, અથવા ઘટ પટ વિગેરે ભૂતોના વિકારોથકી-'આ પૃથ્વી છે, આ ઘટ છે, આ પટ છે' ઇત્યાદિ પ્રકારે તે તે ભૂતોના ઉપયોગરૂપે ઉત્પન્ન થઇને, [ तान्येवाऽनु विनश्यति ] તે ઘટ વિગેરે ભૂતોના જ્ઞેયપણે અભાવ થયા પછી આત્મા પણ તેઓના ઉપયોગરૂપે વિનાશ પામે છે, અને બીજા પદાર્થના ઉપયોગરૂપે ઉત્પન્ન થાય છે, અથવા સામાન્ય સ્વરૂપે રહે છે. તેથી [ न प्रेत्यसंज्ञाऽस्ति ] આવી રીતે પૂર્વના ઉપયોગરૂપે આત્મા ન રહેલો હોવાથી તે પૂર્વના ઉપયોગરૂપ સંજ્ઞા રહેતી નથી. અર્થાત્-આત્માના દરેક પ્રદેશે જ્ઞાન-દર્શનના ઉપયોગરૂપ અનંતા પર્યાયો રહેલા છે, તે વિજ્ઞાનના સમુદાયથી આત્મા કથંચિત્ અભિન્ન છે; એટલે વિજ્ઞાનમય આત્મા હોવાથી 'विज्ञानघन एव' એટલે વિજ્ઞાનના સમુદાયરૂપ જ છે.

જ્યારે ઘટ પટ વિગેરે ભૂતો જ્ઞેયપણે પ્રાપ્ત થયા હોય ત્યારે તે ઘટ-પટાદિરૂપ હેતુથી 'આ ઘડો છે, આ વસ્ત્ર છે' ઇત્યાદિ પ્રકારના ઉપયોગ (પર્યાય)-રૂપે આત્મા પરિણમે છે, એટલે તે તે વિજ્ઞાન પર્યાયે ઉત્પન્ન થાય છે; કારણ કે આત્માને તે ઉપયોગરૂપે પરિણમવામાં તે ઘટાદિ વસ્તુનું સાપેક્ષપણું છે. પછી જ્યારે ઘટ-પટાદિ વસ્તુ વચ્ચે આંતરું પડી જાય, અથવા તેઓનો અભાવ થાય, અથવા બીજા પદાર્થમાં મન ચાલ્યું જાય વગેરે કોઇ પણ કારણથી આત્માનો ઉપયોગ તે વસ્તુથકી ખસી જાય છે, અને બીજા પદાર્થમાં ઉપયોગ પ્રવર્તે છે, ત્યારે પહેલાં જે ઘટ-પટાદિ પદાર્થો જ્ઞેયપણે હતા તે

પદાર્થો જ્ઞેયપણે રહેતા નથી, પણ બીજા જે પદાર્થોમાં ઉપયોગ પ્રવર્ત્યો હોય તે પદાર્થો જ્ઞેયપણે પ્રાપ્ત થાય છે. આવી રીતે જ્યારે તે ઘટ-પટાદિ પદાર્થો જ્ઞેયપણે રહેતા નથી ત્યારે આત્મા પણ 'આ ઘડો છે, આ વસ્ત્ર છે.' ઇત્યાદિ પ્રકારના ઉપયોગમાં રહેતો નથી, એટલે પૂર્વના ઉપયોગરૂપે રહેતો નથી. તેથી જ વેદવાક્યમાં કહ્યું છે કે-'न प्रेत्यसंज्ञाऽस्ति' એટલે પૂર્વના ઉપયોગરૂપ સંજ્ઞા રહેતી નથી. આત્માના ત્રણ સ્વભાવ છે-જે પદાર્થનું વિજ્ઞાન પ્રવર્તતું હોય તે વિજ્ઞાન પર્યાયરૂપે આત્મા ઉત્પન્ન થાય છે, તે સમયે પહેલાંના પદાર્થના વિજ્ઞાનપર્યાય નષ્ટ થયેલા હોવાથી તે પહેલાંના વિજ્ઞાન પર્યાયરૂપે આત્મા વિનશ્વરરૂપ છે, અને અનાદિ કાળથી પ્રવર્તેલી વિજ્ઞાનસંતતિની અપેક્ષાએ દ્રવ્યરૂપે આત્મા અવિનશ્વર છે. આવી રીતે પર્યાય નયની અપેક્ષાએ આત્મા ઉપજે છે અને વિનાશ પામે છે અને દ્રવ્યરૂપે નિત્ય છે.

"વળી હે ગૌતમ ઇન્દ્રભૂતિ! પ્રત્યક્ષથી પણ આત્માની સિદ્ધિ થાય છે. જે તને ઘટ પટ વિગેરેનું જ્ઞાન હૃદયમાં સ્ફુરે છે, તે જ્ઞાનરૂપ જ આત્મા છે; કેમ કે અભેદ નયની અપેક્ષાએ જ્ઞાન આત્માથી અભિન્ન છે, તેથી આત્મસ્વરૂપ જ છે. જ્ઞાન તો દરેકને પોતાના અનુભવથી સિદ્ધ હોવાથી સ્વપ્રત્યક્ષ જ છે, અને જ્યારે જ્ઞાન પ્રત્યક્ષ છે તો પછી તે જ્ઞાનથી અભિન્ન એવો આત્મા પણ પ્રત્યક્ષ જ છે એમ કેમ ન મનાય? વળી 'હું બોલ્યો, હું બોલું છું, હું બોલીશ' ઇત્યાદિ પ્રકારે ત્રણે કાળના વ્યવહારમાં 'હું' એવી જે પ્રતીતિ થાય છે તે પ્રતીતિથી પણ આત્મા પ્રત્યક્ષ સિદ્ધ છે. જો તું આત્માને નહિ માને તો 'હું' શબ્દથી કોને ગ્રહણ કરીશ? કદાચ 'હું' શબ્દથી શરીરને ગ્રહણ કરવાનું કહે, એટલે 'હું બોલ્યો' ઇત્યાદિ તેવી પ્રતીતિ શરીરને થાય છે એમ કહે, તો મૃતકને પણ 'હું બોલ્યો' ઇત્યાદિ પ્રતીતિ-થવી જોઇએ, કારણ કે તે મૃતક અવસ્થામાં પણ શરીર તો છે જ, છતાં મૃતકને પ્રતીતિ થતી નથી, તેથી માનવું જોઇએ કે 'હું બોલ્યો, હું બોલું છું' ઇત્યાદિ પ્રતીતિ શરીરથી જુદા એવા શરીરીને (શરીરને ધારણ કરનાર આત્માને) થાય છે, અને તે આત્મા છે. વળી જેના ગુણ પ્રત્યક્ષ હોય તે ગુણી પણ પ્રત્યક્ષ જ મનાય છે. સ્મરણ, ઇચ્છા, સંશય વિગેરે ગુણો દરેકને પોતાના જ અનુભવથી પ્રત્યક્ષ સિદ્ધ છે, તેથી તે ગુણોનો આધાર આત્મારૂપ ગુણી પણ સ્વપ્રત્યક્ષસિદ્ધ માનવો જોઇએ. તે સ્મરણ, ઇચ્છા, સંશય વિગેરે ગુણોનો આધાર શરીર તો ન જ કહેવાય, કારણ કે જેવા ગુણ હોય તેવો જ તેઓનો ગુણી હોવો જોઇએ. તે ગુણો અમૂર્ત અને ચૈતન્યરૂપ છે, અને શરીર તો મૂર્ત અને જડરૂપ છે; આવી રીતે અમૂર્ત અને ચૈતન્યરૂપ ગુણોનો આધાર જડરૂપ એવું શરીર કેમ સંભવે? માટે અમૂર્ત અને ચૈતન્યરૂપ એવા તે ગુણોનો આધાર-ગુણી અમૂર્ત અને ચૈતન્યરૂપ એવો આત્મા જ સ્વીકારવો જોઇએ. તથા અનુમાનથી પણ આત્માની સિદ્ધિ થઈ શકે છે. તે આ પ્રમાણે-જે ભોગ્ય હોય તેનો ભોક્તા અવશ્ય હોય છે. જેમ ભોજન

વસ્ત્ર વિગેરે ભોગ્ય પદાર્થો છે, તો તેનો ભોક્તા મનુષ્ય છે; તેમ શરીર પણ ભોગ્ય છે, તો તેનો ભોક્તા શરીરી હોવો જોઇએ; અને તે આત્મા છે. વળી આગમથી પણ આત્માની સિદ્ધિ થઇ શકે છે. જુઓ, વેદમાં જ કહ્યું છે કે—

**'स वै अयमात्मा ज्ञानमयः** તે આત્મા જ્ઞાનમય છે.' વળી **'दद्द-दमो दानं दया इति दकारत्रयं यो वेत्ति स जीवः,** દદદ એટલે દમ, દાન અને દયા એ ત્રણ દકારને જે જાણે છે તે જીવ છે.' આ વેદવાકયોથી પણ આત્મા છે એમ સિદ્ધ થાય છે. વળી તું જે માને છે કે-'ઘી દૂધ વિગેરે ઉત્તમ પદાર્થો વાપરી પુષ્ટ બનેલા શરીરનું ચૈતન્ય સતેજ અનુભવાય છે, તેથી ભૂતોના સમુદાયરૂપ શરીરમાંથી તે ચૈતન્ય ઉત્પન્ન થાય છે.' આ પણ તારું માનવું ઠીક નથી, કારણ કે-એ વખતે પુષ્ટ થયેલું શરીર ચૈતન્યને સહાયક બને છે, પણ શરીર માત્ર સહાયક થવાથી તે શરીરમાંથી ચૈતન્ય ઉત્પન્ન થાય છે એમ માની શકાય નહિ. જેમ અગ્નિવડે સુવર્ણમાં દ્રવતા થાય છે, તે દ્રવતા થવામાં અગ્નિ સહાયકારી છે; પણ એથી એમ તો ન જ કહેવાય કે અગ્નિમાંથી દ્રવતા ઉત્પન્ન થઇ, પરંતુ એમ જ મનાય છે કે સુવર્ણમાંથી દ્રવતા ઉત્પન્ન થઇ અને તેથી તે દ્રવતાધર્મ સુવર્ણનો છે; તે પ્રમાણે ચૈતન્ય સતેજ થવામાં પુષ્ટ શરીર મદદગાર બને, તેથી એમ ન જ કહેવાય કે શરીરમાંથી ચૈતન્ય ઉત્પન્ન થયું, પરંતુ તે ચૈતન્ય આત્મામાંથી પ્રકટ થાય છે, અને તેથી તે આત્માનો ધર્મ છે. વળી ઘણા માણસો પુષ્ટ શરીરવાળા હોવા છતાં તેમનું જ્ઞાન થોડું હોય છે અને ઘણા કૃશ શરીરવાળા હોવા છતાં તેમને જ્ઞાન ઘણું હોય છે, એમ આપણે ઘણી વાર અનુભવીએ છીએ. તેથી પુષ્ટ શરીરવાળાને ઘણું જ્ઞાન હોય છે એવો નિયમ કયાં રહ્યો? અને જ્યારે એવો નિયમ રહ્યો નહિ ત્યારે શરીરમાંથી ચૈતન્ય ઉત્પન્ન થાય છે એમ કેવી રીતે મનાય? વળી શરીરમાંથી ચૈતન્ય ઉત્પન્ન થતું હોય તો મૃત્યુ થયા પછી પણ શરીર તો છે, તો તે મૃતકને ચૈતન્ય કેમ થતું નથી? વળી જેનો વિકાર થતાં જેને વિકાર થાય તેનું તે કાર્ય કહેવાય. એટલે તેમાંથી તે ઉત્પન્ન થયું કહેવાય. જેમ સફેદ તાંતણાથી બનેલા વસ્ત્રને લાલ રંગથી રંગીએ, તે વખતે તાંતણા પણ લાલ રંગના થઇ જાય છે, તેથી મનાય છે કે તાંતણાથકી વસ્ત્ર બન્યું. પણ શરીર અને ચૈતન્યમાં તેમ અનુભવાતું નથી, કેમકે-ગાંડા થઇ ગયેલા માણસનું ચૈતન્ય વિકાર પામેલું હોય છે, છતાં તેનું શરીર તો પ્રથમ જેવું જ હોય છે, તે શરીરમાં કાંઇ વિકાર દેખાતો નથી; તો પછી શરીરમાંથી ચૈતન્ય ઉત્પન્ન થાય છે એમ કેવી રીતે મનાય? વળી જેની વૃદ્ધિ થતાં જેની વૃદ્ધિ થાય તેથકી તે ઉત્પન્ન થયું કહેવાય. જેમ માટી ઘણી હોય તો ઘડો મોટો થાય છે, તેથી મનાય છે કે માટીમાંથી ઘડો થાય છે; પણ શરીર અને ચૈતન્યમાં તેવું અનુભવાતું નથી, કારણ કે હજારો યોજનના શરીરવાળા માછલાઓને જ્ઞાન ઘણું થોડું હોય છે, અને તેઓથી નાના શરીરવાળા મનુષ્યોનું જ્ઞાન તેઓથી વધારે હોય છે. આવી રીતે કોઇ પણ પ્રકારે 'ભૂતોના

સમુદાયરૂપ શરીરમાંથી જ્ઞાન ઉત્પન્ન થાય છે ' એમ સિદ્ધ થઇ શકતું નથી માટે માનવું જોઇએ કે-શરીરથકી જ્ઞાન ઉત્પન્ન થતું નથી, પણ શરીરથી જુદા એવા કોઇ પદાર્થથી જ્ઞાન ઉત્પન્ન થાય છે, અને તે પદાર્થ આત્મા છે. હે ઇન્દ્રભૂતિ! આ પ્રમાણે 'વિજ્ઞાનઘન૦' ઇત્યાદિ વેદપદોથી તથા પ્રત્યક્ષાદિ પ્રમાણોથી 'આત્મા છે' એમ બરોબર સાબિત થાય છે. વળી—

" क्षीरे घृतं तिले तैलं, काष्ठेऽग्निः सौरभं सुमे ।
चन्द्रकान्ते सुधा यद्वत्, तथात्माऽङ्गगतः पृथक् ॥ १ ॥ "

જેમ દૂધમાં ઘી, તલમાં તેલ, કાષ્ઠમાં અગ્નિ, પુષ્પમાં સુગંધ અને ચન્દ્રકાન્તમણિમાં અમૃત રહેલું છે તેમ શરીરથકી જુદો એવો આત્મા પણ શરીરમાં રહેલો છે. ૧.

આ પ્રમાણે પ્રભુનાં વચનો સાંભળી ઇન્દ્રભૂતિને આત્માનો જે સંશય હતો તે નષ્ટ થયો, તેમને નિર્ણય થયો કે 'આત્મા છે.' એ સંશય નષ્ટ થતાં ગૌતમ ઇન્દ્રભૂતિએ પોતાના પાંચસો શિષ્યો સાથે તેજ વખતે પ્રભુની પાસે પરમ-ઉલ્લાસથી સમ્યગ્દર્શનાદિ ગુણરત્નોની ખાણ જેવી દીક્ષા લીધી.

## ગણધરપદ અને ચાર જ્ઞાનની પ્રાપ્તિ—

શ્રી ઇંદ્રભૂતિએ પોતાનો સંદેહ દૂર થવાથી પચાસ વર્ષ પૂરા થયા બાદ એકાવનમા વર્ષે વૈશાખ શુદિ ૧૧ ના દિવસે પૂર્વભાગમાં સંયમ ગ્રહણ કર્યું. (એ પ્રમાણે બાકીના દશ બ્રાહ્મણોએ પણ પોતાનો સંશય દૂર થવાથી તે જ દિવસે ઇન્દ્રભૂતિની માફક દીક્ષા ગ્રહણ કરી.) અહીં એ ધ્યાનમાં રાખવું જોઇએ કે પોતપોતાનો સંદેહ દૂર થતાં શ્રી ઇન્દ્રભૂતિ વગેરે બ્રાહ્મણોની મિથ્યા પરિણતિ પણ દૂર થઇ અને સમ્યકત્વની પરિણતિ પ્રકટ થઇ. પ્રભુએ લાયક જાણી તેમને ગણધરપદવી આપી અને મસ્તક ઉપર વાસક્ષેપ કર્યો. એટલે એ જ વખતે તેઓ બધા સમ્યગ્દર્શન ઉપરાંત ચાર જ્ઞાન( મતિ, શ્રુત, અવધિ અને મનઃપર્યવ )ના ધારક બન્યા. ખરેખર પ્રભુના વાસક્ષેપનો પ્રભાવ અલૌકિક હોય છે. થોડા જ વખત પહેલાં જેઓને સમ્યગ્જ્ઞાનની ગંધ પણ ન હતી, જેઓ મિથ્યાજ્ઞાનરૂપી કાદવમાં ખૂતેલા હતા અને તેથી તેઓ પ્રભુને ઉદ્દેશીને 'ઇન્દ્રજાલીયો' વગેરે વગેરે શબ્દો કહેતા હતા, તેઓ થોડા જ વખતમાં આવા જ્ઞાની બન્યા અને ઉચ્ચ કોટિમાં મૂકાયા. ખરેખર, સત્પુરુષોનો સમાગમ પણ નિશ્ચયે અપૂર્વ લાભને આપે છે.

આ. શ્રી વિજયપદ્મસૂરિ

## મહાન્ યોગી શ્રી આનંદઘનજીકૃત
# પદ ઓગણસાઠમું

અનુસંધાન પૃ. ૧૪૦ થી

૨. ત્યારપછી પદનો આગળનો અર્થ સીધો અને સરળ છે. હે પ્રભુ! હે શુદ્ધાત્મા! હવે તો હું તારે શરણે આવ્યો છું, હવે મારે તારું જ કામ છે, મારી સંસારદશા ખલાસ થઇ ગઇ છે અને તેથી રાગ, દ્વેષ વિગેરે કોઇ મનોવિકારો મને ધક્કો મારે એવી સ્થિતિ જ રહી નથી. આત્મામાં જ્યારે ચેતનધર્મની મસ્તી આવે છે ત્યારે એના સ્થિતિ અને એના સંવ્યવહારમાં ભારે મોટા ફેરફાર થઇ જાય છે. સંસારદશામાં–બહિરાત્મદશામાં એ વર્તતો હોય ત્યાં સુધી તો રાગ, દ્વેષ, ક્રોધ, માન, માયા, લોભ, ઇર્ષ્યા, કલહ, મૃષાવાદ, દંભ વિગેરે મનોવિકારો એને ચારે તરફથી ધક્કા મારી એને ઢીલો બનાવી દે છે, એને માલ વગરનો પરાધીન બનાવી મૂકે છે, પણ જેવો આત્મા મનોવિકારના કબજામાંથી તરત જ છટકે છે કે તેને રાગદ્વેષજન્ય ધક્કાઓ લાગતા જ નથી.

અહીં 'પ્રભુ' એટલે શુદ્ધ આત્મા સમજવો, અસલ આદર્શ આત્મતત્ત્વના ધ્યેયે પહોંચવાનું છે. એ ધ્યેય નજર સન્મુખ રહે તેને 'પ્રભુ' નું સ્થાન આપવું ઉચિત છે. જેવા થવું હોય તેને નજર સન્મુખ રાખવામાં આવે, એનું ધ્યેય પદ વારંવાર ધ્યાવવામાં આવે ત્યારે જ તેવા થવાના માર્ગનું સેવન થઇ શકે છે અને ધ્યાતા, ધ્યાન અને ધ્યેયની એકતા થાય ત્યારે જ સાચી કાર્યસિદ્ધિ થાય છે; એટલે અહીં શુદ્ધાત્માને પ્રભુ તરીકે ઉદ્દેશીને કહે છે કે–' હે પ્રભુ! હું તમારે શરણે આવ્યો છું, મારે ખરો આધાર તમારા સિવાય કોઇનો નથી અને તમારા ટેકા પર મને એટલો બધો વિશ્વાસ છે કે હવે મને રાગ દ્વેષ કોઇ પ્રકારનો ધક્કો મારે એવો ભય રહેતો નથી.' જ્યારે એક માણસને અન્ય તરફથી બીક લાગતી હોય છે ત્યારે તે કોઇના રક્ષણ તળે જાય છે અને તે રક્ષણકર્તાના શરણાગતના પાલનપણામાં પૂર્ણ વિશ્વાસ હોય તો પછી એને ભય આપનાર તરફથી ભવિષ્યમાં થવાની ઉપાધિની ચિંતા રહેતી નથી. સંસારમા રખડતા મલિન આત્માને અત્યાર સુધી કષાય વિગેરે મલિન ભાવોથી વારંવાર ધક્કા લાગતા હતા. એ જરા ઊંચો આવવા જાય ત્યાં કાં તો અભિમાનથી, ગૌરવથી કે દંભથી કે એવા બીજા મનોવિકારથી એ પડી જતો, એની પરિણતિમાં મોટા ધક્કો લાગી જતો અને એ પાછો સંસાર તરફ સરી જતો. પણ હવે તો એણે પોતાનું સ્વરૂપ જાણ્યું છે, પોતાનું સાચું સ્થાન પીછાન્યું છે, પોતાનું ધ્યેય સદ્દહ્યું છે અને એ શુદ્ધ ભાવ સાથે પ્રેમ લગાડી એમાં જ પોતાનું સર્વસ્વપણું સ્વીકાર્યું છે, એટલે એના અંતરાત્મભાવમા નિર્ણય થઇ ગયો છે કે હવે બહારના મનોવિકારો તરફથી કોઇ જાતનો માર પડવાનો સંભવ નથી. એની આત્મદશા જાગેલી હોઇ એને પતનની ચિંતા રહી નથી, એનામાં હૃદયબળ ખૂબ જાગેલું હોઇ, એની ગૂંચવણો મોટે ભાગે ખલાસ થઇ ગઇ છે અને એવા પ્રભુશરણમાં એને પૂરતો વિશ્વાસ બેસી ગયો છે. આવા સંયોગોમાં કદાચ કષાયનો ઉદય થઇ જાય તો તેથી પણ એને ધક્કાનો ભય

રહેતો નથી. એ કષાયની પરિણતિ થવાની સાથે એનામાં આત્મજાગૃતિ પણ થાય છે અને એને લઇને એ ઉદયમાં આવેલા કષાયોને નિષ્ફળ બનાવી દે છે.

એક પ્રાણજીવન પર પ્રીતિ લગાડવાને પરિણામે શુદ્ધાત્મભાવ પ્રાપ્ત કરવાના પ્રબળ નિશ્ચયને અંગે એનામાં રાગદ્વેષના ધક્કાની બીક જતી રહે છે, એટલું જ નહિ પણ એ બહારના સર્વને-સર્વ બહિરાત્મ મનોવિકારોને આહ્વાન ( ચેલેંજ ) કરીને અને હાથ ઊંચા કરીને જોરપૂર્વક કહે છે કે-' હવે તમારાથી જે થાય તે કરી લો.' હવે મને એક એવા તત્ત્વની પ્રાપ્તિ થઇ છે અને મારો પ્રેમ એક એવા પ્રભુ-પરમાત્મા પ્રત્યે લાગ્યો છે કે જેથી તમારો ભય દૂર નાસી ગયો છે, તેથી તમને હાથ ઊંચા કરીને આહ્વાન કરું છું કે ' આવો, તમારું જોર હોય એટલું વાપરી નાખો અને થાય તે કરી લો.' મનોવિકાર બહુ આકરી ચીજ છે, એ ન દેખાય કે ન કલ્પી શકાય તેવી જગ્યાએથી ઘુસી જાય છે અને અંદર દાખલ થયા પછી પુષ્કળ ખુવારી કેળવી દે છે. અતિ વિશિષ્ટ જ્ઞાનીને લેશ માત્ર અભિમાન થઇ જાય તો મહાપાત થઈ જાય છે, કામદેવ એક બાણ ફેંકે તેને વશ પડી જવાય તો મેળવેલ સર્વ પ્રગતિ પર ફટકો પડે છે અને મીઠા મનોવિકારો તો મોટું ધમસાણ કરી મૂકે છે.

પણ જ્યારે શુદ્ધાત્મદશા જાગૃત થાય છે, આંતરપ્રેરણા અસાધારણ જોર કરે છે, પ્રગતિના માર્ગેથી પાત થવાના પ્રસંગો પર વિજય મેળવવાનું આત્મબળ પ્રાપ્ત થઇ જાય છે અને અસાધારણ આત્મવિશ્વાસ સાંપડે છે ત્યારે એને મનોવિકારોનો-રાગદ્વેષ કષાયોનો ભય ઊડી જાય છે અને એના આત્મબળથી એ પોકારીને-હાથ લાંબા કરીને એ સર્વને કહે છે કે-' હવે તેને આંતરિક શત્રુનો ભય નથી, તેઓમાં હોય તેટલું જોર તેઓ પણ વાપરી લે, તેનો સામનો કરવા પોતે તૈયાર છે.'

પોતે કોણ છે ? આ દૃષ્ટ જગત શું છે ? તેનો અને પોતાનો સંબંધ કેટલો છે ? કેટલો વખત રહેવાનો છે ? આ સર્વ બાબતનો વિચાર કરી તેમાં ત્યાગ કરવા યોગ્ય અને આદરવા યોગ્ય ભાવોનો વિવેક કરી તેની સાથેના પોતાના સંબંધની ચોખવટ એક વાર આ પ્રાણી કરી નાખે અને તદનુસાર પોતાનો જીવનક્રમ ગોઠવી નાખે તો પછી એને દુનિયાની ઓશિયાળ તો મટી ગયેલી હોય જ છે, પણ આંતરરિપુનો ભય પણ નાશ પામે છે. જીવન સફળ કરવા માટે ભગવાનને શરણે જવાની જરૂર છે અને ભગવાનનું શરણ એટલે શુદ્ધાત્મદશાની પ્રાપ્તિની વાત સમજવાની છે. બહારના ભગવાન તો માત્ર આદર્શ પૂરો પાડે છે, બાકી આપણા ખરા ભગવાન-પ્રભુ તો અંદર બેઠા છે. એને મુખ્ય સિંહાસને બિરાજમાન કર્યા એટલે ભવની ભાવઠ ભાંગી જાય છે, સંસારના ફેરા મટી જાય છે અને શુદ્ધ આત્મભાવની આંતર ઉજ્જ્વલદશા પ્રકટ થાય છે.*

* આ ગાથાનો અર્થ પં. શ્રી ગંભીરવિજયજી મહિએ લખાવ્યો છે તે તદ્દન જુદા પ્રકારનો છે. ઉપર અર્થ લખ્યો છે તે મને એક નોટ-ટબ્બો મળ્યો હતો તેને આધારે તૈયાર કરેલ છે. પં. શ્રી ગંભીરવિજયજીએ કરેલ અર્થ વિચારવા લાયક હોઇ તે પણ અહીં નોંધી લીધો છે. ઉપર મૂળમાં કરેલ અર્થ આગળપાછળનો સંબંધ વિચારતાં વધારે મેળ ખાતો હોય

૩. જ્યાંસુધી ચિત્તમાં રાગદ્વેષ વિગેરે હોય છે ત્યાંસુધી તેમાં શુદ્ધાત્માનું પ્રતિબિંબ અથવા આત્માનુભવ પડતા નથી, થતા નથી અને તેથી તેવા ચિત્તવાળાઓનું સ્થાન સંસાર જ છે. ઉપર ઉપરની ગમે તેટલી ક્રિયાઓ કરવામાં આવે, પણ મનની અંદરના રાગ, દ્વેષ જ્યાંસુધી ગયા નથી ત્યાંસુધી ચિત્ત-મન તો અપરાધી જ છે અને અપરાધી મનનું-અપરાધી આત્મતત્ત્વનું સ્થાન સંસાર જ છે. મનમાં આત્મતત્ત્વની જાગૃતિ ન થાય અને સ્થૂળ સંસારના વિષયભોગમાં કે રાગ, દ્વેષ, કષાય, નોકષાયની પરિણતિમાં મન ભટકયા કરે ત્યાંસુધી તે ગમે તેટલી મોટી વાતો કરે, પણ એનું સ્થાન સસાર જ છે, એનું ક્રીડાંગણ સંસાર છે, એની રમણભૂમિ સંસાર છે, એનો પ્રસાર સંસારમાં જ છે અને પ્રગતિ સંસારને વધારનાર જ છે.

**'मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः'** મોક્ષનું કે સંસારબંધનનું કારણ મન જ છે. આ તો જાણીતી વાત છે. મન સંસારવાસનામા પ્રસાર કરે ત્યારે તે 'અપરાધી' ગણાય છે, કારણ કે એમાં 'મળ' ભરેલો છે અને મળવાળા મનનો અપરાધ ઉઘાડો છે. આવું સસાર મન્મુખ મન હોય ત્યારે તે સસારને વધારે છે, અનેક પ્રકારના કર્મોને આત્મા સાથે જોડી દે છે અને અનેક પ્રકારની વિક્રિયા કરી એને સોનાના કે લોઢાના બધનમાં વધારે મજબૂત કરતું જાય છે. આવા પ્રકારના મનનું સ્થાન સંસાર જ છે, એ સંસારને વધારે છે અને રખડપટ્ટીમાં વધારે બળ આપે છે, જોર આપે છે અને પ્રસાર કરી આપે છે. જ્યાંસુધી મનમાં રાગદ્વેષ છે ત્યાસુધી તેમા શુદ્ધ આત્મદશાનું પ્રતિબિંબ કદી પડતું નથી, એમાં આત્માનુભવના શુદ્ધ દર્શન થતા નથી અને એના માલેકની ખરી પ્રગતિ થતી નથી.

---

એમ મને લાગ્યું છે. પં. શ્રી ગંભીરવિજયજીના અર્થ પ્રમાણે 'ભુર્જન' માં 'ન' નકામો છે. (આ 'ન' ને નકામો માનવાની જરૂર નથી. ન બહુવચનનો પ્રત્યય છે અને તેથી તે ઠીક જ છે. 'ન' નો અર્થ નિષેધાત્મક થાય છે તે લેવાની અત્રે જરૂર નથી.) હે પ્રભુ! હું તો તમારે શરણે આવેલ છું, માટે રાગદ્વેષાદિ કોઇનો મને હવે ધક્કો લાગે તેમ નથી. અને એ ઔરનસૂં એટલે જે રાગદ્વેષાદિ છે તેમને બે હાથ ઊંચા કરીને કહું છું કે 'જ' કર હી સકો' એટલે જખ મારીને રહો, એટલે શાંત પડ્યા રહો. અર્થાત્ સત્તામાં રાગદ્વેષાદિને રહેવું હોય તો રહી શકશે, પણ ઉદયમાં નહિ રહેવા દઉં-આ પ્રમાણે સમતા રાગાદિકને કહે છે. આ અર્થમાં 'કરહુ' નો અર્થ 'કરો' એમ થાય છે.

'જક' જેવો શબ્દપ્રયોગ ગુજરાતીમાં નથી. 'જખ મારવી' નો અર્થ પસ્તાવો કરવો અથવા વાંકા રહીને ઠેકાણે આવવાનો થાય છે. એટલે તમારે હજુ પણ વાંકા થઇને રહેવું જ હોય તો અંદર પડ્યા રહો. સમતા અત્યારે જોરમાં આવી ગઇ છે એટલે આ પ્રમાણે બોલે છે.

આ પ્રમાણે અર્થ કરવામાં 'આગો' ના પુલ્લિંગ પ્રયોગને વાંધો આવે છે, સમતા અને ચેતનના પ્રયોગની ભેળસેળ થાય છે અને અર્થ તાણી ખેંચવો પડે છે. પૂજ્ય પંન્યાસજીએ કરેલ અર્થ પણ વિચારવા યોગ્ય હોઇ અત્ર તેને સ્થાન આપ્યું છે. રાગદ્વેષાદિને જોર કરીને કહેવાની સ્થિતિમાં સમતા આવે તે ઘણી સુંદર પણ આકરી વાત છે, ઉદયમાં ન આવવા દેવાનો નિશ્ચય પ્રશંસાપાત્ર છે, પણ એ સ્થિતિ પ્રાપ્ત કરવી ઘણી મુશ્કેલ છે એ પણ સાથોસાથ ધ્યાનમા રહે.

એટલા માટે અંતે આત્માનો વિજય તો એના આત્મિક ભાવમાં જ છે. એ જ્યારે અંતરાત્મદશામાં વર્તતો હોય છે ત્યારે એને કોઇનાથી ડરવાનું રહેતું નથી અને પછી તો એનામાં એટલું જોર આવી જાય છે કે એ વિકારોને કહી દે છે કે 'તમારાથી થાય તે કરી લો.' આ સ્થિતિ ક્યારે પ્રાપ્ત થાય છે તે ધ્યાનમાં રાખવું. જ્યારે ચેતન માત્ર આત્મભાવમાં વર્તે, જ્યારે બીજા દુન્યવી લોકો એને માટે કાંઇ વાત કરે તો એ તો માત્ર બકવાટ કરે છે એવું કહેવાની એનામાં હિંમત આવી ગઇ હોય, જ્યારે એ મળવાળા મનને ઓળખી શકે છે અને સાફ મન પર ભાત પાડી શકે છે એમ સમજતો હોય છે એટલું જ નહિ પણ એવા પ્રકારનું મન કરવાની, મન પર અસાધારણ કાબૂ મેળવવાની એનામાં આંતરશક્તિ પ્રાપ્ત થઇ ગઇ હોય છે ત્યારે બાહ્યાત્મભાવ અને શુદ્ધાત્મભાવ વચ્ચે એકતા થાય છે, પછી એની દશા તદ્દન જુદા પ્રકારની થઇ જાય છે, પછી એ વ્યવહાર અને નિશ્ચય વર્તન વચ્ચે સમન્વય કરી શકે છે અને પછી જગત વ્યવહારની ઉપરવટ જઇ ખરી આંતરવિભૂતિનું પાન કરતાં મન પર ભાત પાડતો જાય છે અને ચેતનાને અવિરત આનંદ આપી વિરહકાળનો છેડો નજીક લાવતો જાય છે.

આ સર્વ પરિસ્થિતિ નીપજાવવા માટે ચેતનને નિડર કરવાની જરૂર છે. અંદર જ્યારે 'અભયતા' પ્રાપ્ત થઇ જાય, એટલે માર્ગ સરળ થઇ જાય છે, દુનિયાની આશા મરી જાય છે, વ્યવહારુ પ્રશંસા પ્રાપ્ત કરવાની દશાનો છેડો આવે છે અને એટલું થયું એટલે બાકીનો માર્ગ તો સીધો અને સ્પષ્ટ છે માટે 'ઇહ જન રાવરો થકો'–આ જન–હું પોતે તમારાથકી છું, તમારામય છું, તમારી સાથે અભેદભાવે વર્તનાર છું. એમ થવું જોઇએ અને એ માટે એ દશા પ્રાપ્ત કરવાની ખૂબ તાલાવેલી અને તમન્ના આવવી જોઇએ.

કષાયો કે મનોવિકારોને બરાબર સમજવા જોઇએ, તેઓ અસાવધ અવસ્થામાં ભારે આક્રમણ કરી ઘૂસી જનારા છે તે સમજવું જોઇએ અને આ આંતરવિકારોથી જેમ ગભરાવાની જરૂર નથી તેમ તેની સાથે ઢીલાપણાથી કામ લેવા જેવું નથી. અનંત શક્તિનો ચેતન આત્મદશામાં વર્તે ત્યારે એનો માર્ગ જરૂર મોકળો થાય છે એની ના નથી, પણ એ માર્ગે દૃઢ નિર્ણય, પૂર્ણ આત્મશ્રદ્ધા અને યોગો પર અસાધારણ સંયમની જરૂર છે અને એ જ અંતરાત્મભાવ છે, એ જ પ્રાણજીવન પર એકાંત પ્રેમ છે અને એ જ દુનિયાના અભિપ્રાય તરફની બેદરકારી છે. ખૂબ પ્રયાસ કરીને આ સ્થિતિ મેળવવા યોગ્ય છે અને મેળવ્યા પછી જમાવવા યોગ્ય છે અને જમાવ્યા પછી અનંતકાળ સુધી જીવવા યોગ્ય છે. બાકી 'ઇહ જન રાવરો થકો'–એવું વચન બોલવાની લાયકાત પણ સાધારણ રીતે આવતી નથી અને આવી છે તેમ માને તે હજુ અંતર્યામીને બરાબર સમજ્યા નથી. એ દશા અશક્ય નથી, મુશ્કેલ છે, પણ ચીવટથી સુસાધ્ય પણ છે. એ હદની વચ્ચે એના સંબંધમાં વિહરવા જેવું છે અને એ દશા પ્રાપ્ત ન થાય ત્યાંસુધી નિસ્તાર નથી એ નિરંતર ધ્યાનમાં રાખવા યોગ્ય છે.

મૌક્તિક



# વિજ્ઞાન, ધર્મ અને તત્ત્વજ્ઞાન

## ( Science, Religion and Philosophy )

હિંદુસ્તાનના મહાન તત્ત્વવેત્તા સર સર્વપલ્લી રાધાકૃષ્ણના The Reign of Religion in Contemporary Philosophy—'આધુનિક તત્ત્વજ્ઞાનમાં ધર્મનું સામ્રાજ્ય' નામના પુસ્તક ઉપરથી સંક્ષિપ્ત અવતરણ આ લેખમાં કરવામાં આવેલ છે. તેમાં વિજ્ઞાન, ધર્મ અને તત્ત્વજ્ઞાનને અંગે દર્શાવેલ મનનીય વિચારો જૈન ધર્મ અને જૈન દર્શનને કેટલે અંશે અનુકૂળ અને કેટલે અંશે પ્રતિકૂળ છે તેની વિચારણા સુજ્ઞ વાચકવર્ગે કરવાની છે. વખત મળશે તો મારા વિચારો પણ દર્શાવવા ઉમેદ છે.

તત્ત્વજ્ઞાન એટલે શું ? સદ્વસ્તુના અંતિમ સ્વરૂપનો ( Ultimate nature of reality ) બુદ્ધિદ્વારા પદ્ધતિસર અભ્યાસ. વિજ્ઞાનશાસ્ત્રનો વિષય પણ સદ્વસ્તુનો પદ્ધતિસર અભ્યાસ છે, પણ તેમાં સદ્વસ્તુના સમગ્ર અંશનો સમાવેશ થતો નથી. વિજ્ઞાન સત્પદાર્થના અમુક અંશોને વિચારણામાં લે છે, જ્યારે તત્ત્વજ્ઞાન–અનુભવજ્ઞાનમાં આવતા સંપૂર્ણ સત્પદાર્થને વિચારણામાં લે છે. વિજ્ઞાનની જુદી જુદી શાખાઓ છે; જેવી કે રસાયનવિદ્યા, પદાર્થવિદ્યા, જીવનવિદ્યા, માનસવિદ્યા વિગેરે. આ બધા વિજ્ઞાનશાસ્ત્રોના પરિણામોનો એકંદર સમૂહ માત્ર કરવામાં તત્ત્વજ્ઞાનની મર્યાદા પૂરી થતી નથી, પરંતુ જુદા જુદા વિજ્ઞાનશાસ્ત્રોના નિર્ણયોનો સમન્વય કરવો, અનુભવમાં આવતા જુદા જુદા વિરોધોનું સંશોધન કરવું, સંબંધ વિનાના દેખાતા વસ્તુના ભાવોને વ્યવસ્થિત એકત્રતામાં ગોઠવવા, સદ્વસ્તુના દરેક અંશોને ગ્રહણ કરી સમન્વય કરવો–આ તત્ત્વજ્ઞાનનો વિષય છે. વિજ્ઞાનશાસ્ત્રી વસ્તુના જુદા જુદા ગુણો તથા ભાવોનો પદ્ધતિસર અભ્યાસ કરે છે; પ્રયોગદ્વારા તેમાંથી નીકળતા નિર્ણયો નોંધે છે, પણ અનુભવજ્ઞાનમાં આવતુ વસ્તુનું સંપૂર્ણ સ્વરૂપ તેના વિષયની બહાર રહે છે. જગતમાં દેખાતી અમુક વસ્તુ પ્રથમ દર્શને કબૂલ રાખી વિજ્ઞાન આગળ ચાલે છે, ત્યારે દેખાતી અમુક વસ્તુ સદ્ છે કે કેમ તેની વિચારણા તત્ત્વજ્ઞાન કરે છે. દા. ત. પ્રકૃતિ ( matter ) જગતમાં સત્રૂપે છે એવું સ્વીકારી વિજ્ઞાનશાસ્ત્ર આગળ ચાલે છે, ત્યારે તે દેખાતી વસ્તુ પરમાર્થપણે સદ્ છે કે કેમ તેની વિચારણા તત્ત્વજ્ઞાનને કરવાની રહે છે. એટલે તત્ત્વજ્ઞાન અને વિજ્ઞાનના વિષયોમાં ફેર છે પણ અભ્યાસની પદ્ધતિ તો બંનેમાં સરખી છે. બુદ્ધિ અને તર્ક ઉપર બનેનો અભ્યાસ અવલંબે છે.

વસ્તુનું સંપૂર્ણ સ્વરૂપ જાણવા જેમ તત્ત્વજ્ઞાન મથે છે તેમ ધર્મ પણ મથે છે, પણ બંનેના ધ્યેયો જુદા છે. આત્માની મુક્તિ ધર્મશાસ્ત્રનું ધ્યેય છે, સત્યની શોધ તત્ત્વજ્ઞાનનું ધ્યેય છે. બંનેમાં પોતાના ધ્યેયને પ્રાપ્ત કરવાના માર્ગો જુદા જુદા છે. જો કે ખરા ધર્મો વચન–આગમ માત્રને પ્રમાણ માનતા નથી પણ જ્ઞાનધ્યાનથી ઉદ્ભવેલ અંતર્જ્ઞાન( Intuition )ને પ્રમાણભૂત માને છે, છતાં ધર્મના મોટા ભાગના અનુયાયીઓ તો વચનને જ પ્રમાણ માને છે, અંતર્જ્ઞાનદશા જાગ્રત કરવા ભાગ્યે જ યત્ન કરે છે. એટલે તત્ત્વજ્ઞાન જ્યારે બુદ્ધિ ઉપર વધારે ભાર રાખે છે ત્યારે ધર્મ શ્રદ્ધા ઉપર

મદાર બાંધે છે; પરિણામે ધર્મવૃત્તિ તાત્ત્વિકવૃત્તિને દબાવી દે છે. આવી ધર્મવૃત્તિથી ભાવના જાગ્રત થાય છે, પણ માનસિક સ્વતંત્રતા હણાય છે. જ્યારે તત્ત્વચિંતક વિચારણા કરે છે–દલીલો કરે છે ત્યારે ધર્મપુરુષ શ્રદ્ધાથી માની લઇ તે પ્રમાણે વર્તે છે અને જીવન ચલાવે છે. ધર્મ મનુષ્યની ભાવનાઓને પોષે છે, તેથી તેના અનુયાયીઓ તત્ત્વજ્ઞાનના અનુયાયીઓ કરતાં ઘણા વધારે હોય છે, લૌકિક ધર્મ ઉપરનો ભાવ તત્ત્વજ્ઞાનના હિતને નુકશાનકર્તા છે. જે સિદ્ધાંત બુદ્ધિગમ્ય ન હોય તે સિદ્ધાંત વિચારશક્તિનો હ્રાસ કરનાર છે. તત્ત્વજ્ઞાનના વિષયમાં શ્રદ્ધાની દખલગીરી માઠાં પરિણામ લાવે છે. 'ઈશ્વર જગત્કર્તા છે' આવા ધર્મના મંતવ્યનું બુદ્ધિ અને તર્કથી સમર્થન ન થતું હોય તો તેનો વિરોધ કરવો એ તત્ત્વજ્ઞાનનું ક્ષેત્ર છે. ન્યાય અને તર્કશાસ્ત્રના નિયમોથી ધર્મની માન્યતાઓની જો ચકાસણી ન થાય તો જુદા જુદા ધર્મોની જુદી જુદી અનેક વિરોધવાળી માન્યતાઓ ઊભી રહે અને સત્ય અને જ્ઞાનનો વિકાસ રુંધાય. સ્વતંત્ર વિચારણા એ સત્ય શોધવાનો સાચો માર્ગ છે. હાલના જમાનામાં તત્ત્વજ્ઞાન અને ધર્મનો પણ દુરુપયોગ રાજ્યો પોતાના સ્વાર્થ માટે કરે છે, આવી ખૂનખાર લડાઇ સામે યુરોપના તત્ત્વવેત્તાઓ કે ધર્મપુરુષો શબ્દ પણ બોલતા નથી. ઊલટા પોતાના રાજ્યની નીતિનો બચાવ કરવા નીકળે છે. ધર્મ અને તત્ત્વજ્ઞાનની આથી વધારે અધોગતિ શું હોઇ શકે? તત્ત્વચિંતનમાં સત્યની શોધ આપણું ધ્યેય છે અને તેમાં તર્કશાસ્ત્ર ( Logic ) રસ્તો બતાવનાર છે. કોઈ વ્યવહારિક વચલો માર્ગ કાઢવો તે તત્ત્વજ્ઞાનનું કામ નથી. લાભ મેળવવો કે કીર્તિ મેળવવી તેની તેને પરવા નથી. તેનું તો એક જ ધ્યેય હોય છે કે સત્ય શોધવું અને અસત્યનો પ્રતિકાર કરવો. ખરો તત્ત્વવેત્તા સત્યનો ઉપાસક હોય છે અને સત્ય સિવાયની બીજી કોઈ વસ્તુને તે કિંમત વિનાની ગણે છે. સત્ય શું છે તે કહેવાથી બીજા ખુશી થાય કે નારાજ થાય તેની તત્ત્વવેત્તાને પરવા ન જોઇએ. જગતની મોટામા મોટી આશા માનસિક સ્વતંત્રતા ઉપર છે.

તત્ત્વજ્ઞાનની વિચારણામાં બુદ્ધિને અગ્રસ્થાન આપવામાં આવે છે તેનો અર્થ એવો કરવાનો નથી કે પરમાર્થ–સત્ય શોધવામાં આત્માની બીજી શક્તિઓની ઉપેક્ષા કરવાની છે. આત્માને જેવી વિચારવાની શક્તિ ( reason ) છે તેવી જ ભાવના ને ઇચ્છાશક્તિ ( Emotion and will ) છે. બુદ્ધિ, ભાવના અને ઇચ્છાદ્વારા થતા સમગ્ર અનુભવનો બુદ્ધિદ્વારા સમન્વય કરવો તે તત્ત્વજ્ઞાનનો પ્રયાસ છે, પરંતુ ભાવના અને ઇચ્છાદ્વારા મળતા અનુભવને સત્ય માનતા પહેલાં તેના પૂરતા કારણો શોધવાનો તત્ત્વચિંતકને પ્રયાસ કરવાનો રહે છે, ધર્મની ભાવનાને પણ તાત્ત્વિક બુદ્ધિની કસોટીમાં ઉતરવું પડે છે. તત્ત્વજ્ઞાન અનુભવ ઉપર રચાયેલું હોવું જોઇએ, પણ અનુભવ ઉપર રચાયેલ તત્ત્વજ્ઞાન ( empiricism ) જો ફક્ત ઇન્દ્રિયદ્વારા દેખાતા બહિર્જગતના અનુભવને જ લક્ષમાં લે, અને વસ્તુના ઊંડાણમાં રહેલ સત્યની ઉપેક્ષા કરે તો, તે અનુભવજ્ઞાનવાદ વાસ્તવિક નથી. ખરા અનુભવવાદમાં તો દશ્યમાન જગતના ભાવોનો જેટલો સમાસ થાય છે તેટલો જ તેના અંતરમાં રહેલ ધાર્મિક ભાવનાઓનો સમાસ થાય છે. બહારની વસ્તુઓને પરમ સત્ય માનવામાં આવે તો જડવાદ આવે છે, ફક્ત ભાવનાઓને સત્ય માનવામાં આવે તો શ્રદ્ધાવાદ અને વચનપ્રમાણવાદ આવે છે. 'અનુભવ' એ સંદિગ્ધ શબ્દ છે. વિજ્ઞાનવાદી પણ અનુભવજ્ઞાનને પ્રમાણ

માને છે; પણ તેની મર્યાદા બહિર્જગત-જ્ઞેય પૂરતી બાંધે છે. આત્મિક તત્ત્વ-જ્ઞાતાની વિચારણાનો તેમાં સમાવેશ થતો નથી. અધ્યાત્મની વિચારણા ધર્મનો વિષય થાય છે. પ્રકૃતિના નિયમોની વિચારણા વિજ્ઞાન કરે છે, જ્યારે આત્માની મુક્તિની વિચારણા ધર્મ કરે છે. વૈજ્ઞાનિક નિયમોને બંધબેસતા પદાર્થજ્ઞાનના અભ્યાસથી વિજ્ઞાનશાસ્ત્રી સંતોષ માને છે, જ્યારે મનુષ્યોનાં હૃદયોની લાગણીઓ અને ભાવનાઓના અભ્યાસથી ધર્મને સંતોષ મળે છે. અંતર્ભાવો અને બહિર્ભાવો અનુભવજ્ઞાનમાં સરખા આવે છે, માટે ભૌતિક વસ્તુને ધર્મે અસત્ ન માનવી જોઇએ, તેમ વિજ્ઞાને આત્મિક વસ્તુને અસત્ ન ગણવી જોઇએ. તત્ત્વજ્ઞાનની વિચારણામાં તો સમગ્ર અનુભવ એટલે ભૌતિક અને આધ્યાત્મિક આવે છે. નિરીક્ષણ વિજ્ઞાનનું સાધન છે, ધ્યાન ધર્મનું સાધન છે. નિરીક્ષણ અને ધ્યાન બંને તત્ત્વજ્ઞાનના ક્ષેત્રમાં આવે છે. વાસ્તવિક અનુભવજ્ઞાનવાદ( radical empiricism )માં અનુભવમાં આવતા સમગ્ર જ્ઞાનના વિષયનો સમાવેશ થવો જોઇએ. તેમાં ધાર્મિક શ્રદ્ધાનો, નીતિની ભાવનાઓ અને આધ્યાત્મિક અનુભવોને બહિર્જગતની રચના-આકાશના તારા અને પૃથ્વીના પડની વિચારણા જેટલો જ અવકાશ આપવો જોઇએ.

બીજા અનુભવની માફક ધર્મ પણ તત્ત્વજ્ઞાનની પરીક્ષાનો વિષય છે. બુદ્ધિથી મનુષ્ય સ્વભાવનો જે અંશ પ્રતીત થાય છે તેથી વધારે ઊંડો અંશ ધાર્મિક શ્રદ્ધાથી પ્રતીત થાય છે. ધર્મ આગમપ્રણીત મંતવ્યો રજૂ કરે છે અને મનુષ્યની ભાવનાઓ ઉપર તેની સાબિતીનો આધાર રાખે છે. જ્યારે તત્ત્વજ્ઞાન તેની કિંમત તાર્કિક બુદ્ધિથી આંકી નક્કી કરે છે. જીવન પ્રત્યે મનુષ્યોમાં જુદી જુદી વ્યવહારવૃત્તિઓ હોય છે. ધર્મ એક વૃત્તિ છે. નાસ્તિકતા બીજી વૃત્તિ છે; જડવાદ ત્રીજી વૃત્તિ છે. કોઇ ઇશ્વરને માને છે, કોઇ ઇશ્વરને માનતા નથી, કેટલાકને ઇશ્વરના અસ્તિત્વ વિષે પ્રમાણિક શંકાઓ હોય છે. મનુષ્યની આ જુદી જુદી વૃત્તિઓની સમાલોચના કરવી તે તત્ત્વજ્ઞાનનો વિષય છે. બુદ્ધિગમ્ય ન હોય એવી કોઇ ધાર્મિક માન્યતાને તત્ત્વજ્ઞાન સ્વીકારતું નથી. ધાર્મિક વૃત્તિને સાચી માનથી તત્ત્વ-ચિંતક જુએ છે, છતાં બુદ્ધિની સખત પરીક્ષામાં પસાર થયા વિના તે સ્વીકારવા ના પાડે છે.

તત્ત્વવેત્તા એક શુષ્ક તર્કવાદી નથી, કલ્પિત સિદ્ધાંતોનો વાદ કરનાર નથી, પણ જીવનને સ્પર્શતા સિદ્ધાંતોનું ચિંતવન કરનાર છે. નીતિ અને ધર્મનાં મંતવ્યો તત્ત્વજ્ઞાનની વિચારણામાં બાધનકર્તા નથી એવું તત્ત્વવેત્તા કહે છે, તેનો એવો અર્થ નથી કે નીતિ અને ધર્મના સિદ્ધાંતોને તત્ત્વજ્ઞાન સાથે કાંઇ સંબંધ નથી. ગમે તેમ તો પણ આપણે જીવવા માટે વિચાર કરીએ છીએ, વિચાર કરવા માટે જીવતા નથી. તત્ત્વજ્ઞાનના વિચારો માણસના જીવન અને વર્તન ઉપર અસર કરે છે. ધર્મનો અંતિમ આધાર તત્ત્વજ્ઞાન ઉપર છે, માટે ધર્મ અને તત્ત્વજ્ઞાનને જુદા ન કરવા જોઇએ. ધાર્મિક મંતવ્યો તાત્ત્વિક વિચારણાને અનુકૂળ હોવા જોઇએ. તત્ત્વજ્ઞાનને ધર્મ સાથે અનુરૂપ કરવા કરતાં ધર્મને તત્ત્વજ્ઞાન સાથે અનુરૂપ કરવો તે હિતકર છે. આપણા ધાર્મિક મંતવ્યોને તાત્ત્વિક વિચારણાનો આધાર ન મળતો હોય તો તેના આધાર માટે આપણી લાગણીઓ, ઇચ્છા, પ્રત્યક્ષ અનુભવ, અથવા અંતર-જ્ઞાન( intuition )ને ન શોધવા જોઇએ, ધર્મ આપણી ઇચ્છા પ્રમાણેનો નહિ પણ બુદ્ધિગમ્ય હોવો જોઇએ.

તત્ત્વજ્ઞાનના વિકાસ સાથે ધર્મમાં ફેરફાર થયા છે, એટલે ધર્મની સામાન્ય લાગણીઓ સત્ય પારખવાના સાધનો છે એવું માની લેવું વ્યાજબી નથી. ધાર્મિક વિકાસના ઇતિહાસમાં જે મહાન ફેરફારો થયા છે તેના મુખ્ય કારણોમાં ધર્મને બુદ્ધિગમ્ય કરવાના મનુષ્યના પ્રયાસ છે. જે ધાર્મિક સંપ્રદાયને તત્ત્વજ્ઞાનનો આધાર નથી તેનો હ્રાસ થતો જાય છે. ધર્મમાં રહેલ બુદ્ધિગમ્યતા અને વિરોધાભાવ સંપ્રદાયના પ્રચાર, વિકાસ અને જીવન માટે આવશ્યક છે, અગ્નિઆદિ ભૂત તત્ત્વોને દેવ માનવાની જંગલી લોકોની ભાવનાથી શરૂ થયેલ, ચરાચર જગતને વ્યાપી રહેલ એક પરમતત્ત્વ સુધી પહોંચેલ ભાવનાના બીજ મનુષ્યસ્વભાવમાં સત્ય શોધવાની વૃત્તિમાં રહેલ છે. ખરું તત્ત્વજ્ઞાન ખરા ધર્મમાં પરિણમે છે. કારણ અંતમાં શ્રદ્ધા અને જ્ઞાનમાં કાંઇ વિસંવાદનો સંભવ નથી.

પરમસત્ય ( reality ) યોગીને અને જ્ઞાનીને જુદા જુદા આકારમાં પ્રત્યક્ષ થાય છે, પણ અંતમાં તો બંને એક રૂપ જ થવા જોઇએ: ખરા ધર્મને ખરા જ્ઞાન સાથે એકતા અને સુમેળ હોવા જોઇએ. તત્ત્વજ્ઞાન તેના ખરા સ્વરૂપમાં ધર્મમય થશે, અને ધર્મ તેના ઊંડા રહસ્યોમાં તત્ત્વમય થશે

ધર્મનો પાયો શ્રદ્ધા છે અને તત્ત્વજ્ઞાનનો પાયો તર્ક અને બુદ્ધિ છે એવું જે કહીએ છીએ તેનો અર્થ એવો નથી કે ધર્મની કાંઇ કિંમત નથી. માણસને કેળવવામાં, ઉચ્ચ બનાવવામાં અને તેના ધંધા રોજગારની જંજાળમાંથી કેટલેક અંશે શાંતિ આપી આગળ વધારવામાં ધર્મ મદદગાર થાય છે. દુઃખી આત્માને મનની શાંતિ અને હૃદયનો દિલાસો આપવામાં ધર્મ એક સુગંધીદાર લેપનું, અથવા મગજતંતુને સ્વસ્થ કરનાર ઔષધનું કામ કરે છે. ધર્મોએ કેટલીક વખત જડ નાખેલ સત્તાનો અને ખોટા રીતરિવાજોનો સામનો કરેલ છે. કેટલીક વખત ધર્મને નામે અનેક અત્યાચારો પણ થયા છે. તેનું કારણ એટલું જ છે કે માણસો અંધશ્રદ્ધામાં ખરાખોટાનો વિચાર કરતા નથી. સત્ય શોધવાનો તત્ત્વજ્ઞાનનો પ્રયાસ વ્યવહારમાં પણ હિતકર્તા છે, કારણ કે સત્ય માણસની બુદ્ધિને સંતોષ આપે છે. વ્યગ્ર અને અસ્તવ્યસ્ત દેખાતા જગતમાં આશા-તૃષ્ણાથી મુક્ત માણસો ભાગ્યે જ હોય છે. તેમાંથી છૂટવા આપણે ધર્મ અને તત્ત્વજ્ઞાનને શરણે જઇએ છીએ. આ જગત માણસની ભાવના પોષવાને અપૂર્ણ જણાય છે. તે માટે માણસ પૂર્ણતાની શોધમાં ધર્મને શરણે આવે છે. તત્ત્વજ્ઞાન ઉપર રચાયેલ ધર્મ જ માણસને સંતોષ આપે છે. વિચારશક્તિ મનુષ્યનો સ્વભાવ છે અને તેમાંથી તત્ત્વ શોધવાની પ્રેરણા ઉદ્ભવે છે. પશુજીવનથી ઊંચી કક્ષામાં આવેલ વિચાર કરનાર માણસને જગતના પ્રશ્નો વ્યવસ્થિત ખુલાસો ન મળે ત્યાંસુધી તેને નિરાંત વળતી નથી, માણસ ફક્ત રાજદ્વારી પ્રાણી નથી, પણ તત્ત્વચિંતક અને ધર્મપરાયણ પ્રાણી છે, સ્વભાવથી જ તેનામાં તાત્ત્વિક વૃત્તિ રહેલી છે. પશુની માફક ફક્ત ચાલતા પ્રવાહમાં રહી ઇન્દ્રિયોનાં સુખો ભોગવવામાં માણસને સંતોષ નથી; પણ પરમાત્મતત્ત્વના પ્રકાશથી પોતાના જીવનને ઉજાળવા માણસમાં સતત્ અંતઃપ્રેરણા થાય છે. આ બધી દેખાતી વસ્તુઓમાં સત્ય શું છે તે પૂછ્યા વિના માણસ જીવી શકતો નથી.

જીવરાજ ઓધવજી દોશી

# प्रश्नोत्तर

(પ્રશ્નકારઃ—મુનિ સુજ્ઞાનવિજયજી)

**પ્રશ્ન ૧**—અઢીદ્વીપની બહારના જ્યોતિષી દેવો અઢીદ્વીપમાં કોઇ કારણે આવે છે ? અને તે કોઇ મનુષ્યને ઉપદ્રવ કરે છે ?

**ઉત્તર**—તીર્થંકરના જન્માદિ કલ્યાણકપ્રસંગે ત્યાંના સૂર્યચંદ્રાદિ જ્યોતિષીના ઇંદ્રો અહીં આવે છે, તેથી જ 'ઇંદ્ર અસંખ્ય કરે સેવા' એમ કહેલ છે. અસંખ્ય ઇંદ્રો જ્યોતિષીના જ છે ત્યાંના જ્યોતિષી દેવો અહીંના મનુષ્યોને ઉપદ્રવ કરવા આવતા હોય એમ જાણ્યું નથી.

**પ્રશ્ન ૨**—કોઇ પણ મંત્રનો બે હજાર જાપ કરવો હોય તેને માટે વીશ નવકારવાળી ગણીએ તો જાપની સંખ્યા વધે છે તેનું કેમ ?

**ઉત્તર**—વધે એમા વિરોધ જેવું નથી, ઓછો થવો ન જોઇએ.

**પ્રશ્ન ૩**—ધર્મી જીવોને સમકિતદષ્ટિ દેવ ઉપસર્ગ કરે ?

**ઉત્તર**—ન કરે સમકિતદષ્ટિ દેવો કોઇને પણ પ્રાયે ઉપદ્રવ કરતા નથી.

**પ્રશ્ન ૪**—અંતરદ્વીપના યુગલિકો મિથ્યાદષ્ટિ જ હોય ?

**ઉત્તર**—સમકિતદષ્ટિ ને મિથ્યાદષ્ટિ બને પ્રકારના હોય

**પ્રશ્ન ૫**—ત્રેશઠ શલાકા પુરુષોનું કોઇ પ્રકારના ઉપઘાતથી મૃત્યુ થાય ?

**ઉત્તર**—ઉપઘાત લાગે પણ અકાળે મૃત્યુ ન થાય, આયુ પૂર્ણ થયે જ મૃત્યુ પામે; કારણ કે તેમનુ આયુષ્ય અનપવર્તનીય હોય છે.

**પ્રશ્ન ૬**—નારદ દીક્ષા લેય ?

**ઉત્તર**—દીક્ષા લેય, કેવળજ્ઞાન પામે ને મોક્ષે પણ જાય

**પ્રશ્ન ૭**—સિદ્ધાચળ ઉપર ત્રેવીશ તીર્થંકર આવ્યાં ને નેમિનાથજી થોડેથી પાછા વળ્યા એમ કહેવાય છે તે બરાબર છે ?

**ઉત્તર**—એ દંતકથા છે. શાસ્ત્રાધારવાળી વાત નથી

**પ્રશ્ન ૮**—દશ પ્રકારના કલ્પવૃક્ષોમાં મદ્યાંગ જાતિના કલ્પવૃક્ષો છે તે યુગલિકોને મદિરા આપે છે ને યુગલિકો પીવે છે તે બરાબર છે ?

**ઉત્તર**—બરાબર છે, પરંતુ તે મદિરા જેવી સ્વાદુ ને પ્રવાહી હોવાથી મદિરા કહેવાય છે તે અભક્ષ્યમા ગણેલી મદિરા જેવી ત્રસજીવસક્ત હોતી નથી

**પ્રશ્ન ૩૧**—યુગલિક ક્ષેત્રમાં જિનચૈત્યાદિ ધર્મના સાધનો હોય ?

**ઉત્તર**—ન હોય. અસી, મષી, કૃષી ન હોય તેમ ધર્મના સાધન પણ ન હોય. માત્ર વિષયકષાયની મંદતા હોવાથી તે દેવગતિ પામે છે.

**પ્રશ્ન ૩૨**—યુગલિયાઓ આ ભરતક્ષેત્રમાં અવસર્પિણીના પેલા, બીજા, ત્રીજા આરામાં શત્રુંજય તીર્થની યાત્રા કરતા હશે ?

'**ઉત્તર**—એને યાત્રા કરવાપણું નથી. વળી શત્રુંજય ઉપર તે કાળે ચૈત્યાદિ કાંઈ ન હોય તેથી શેની યાત્રા કરે ?

**પ્રશ્ન ૩૩**—યુગલિયાને જાતિસ્મરણ ને અવધિજ્ઞાન હોય ?

**ઉત્તર**—જાતિસ્મરણ હોય. નવું સમકિત પ્રાયે જાતિસ્મરણાદિથી જ પામે છે. અવધિજ્ઞાન ન હોય

**પ્રશ્ન ૩૪**—અવધિજ્ઞાની ને અવધિદર્શનીની જેમ વિભંગજ્ઞાનવાળા રૂપી પદાર્થોને જાણે દેખે ?

**ઉત્તર**—મિથ્યાત્વ સંયુક્ત હોવાથી જ વિભંગજ્ઞાન કહેવાય છે, પરંતુ તેનો વિષય અવધિજ્ઞાનીની જેમ રૂપી પદાર્થોને જાણવા દેખવાનો છે.

**પ્રશ્ન ૩૫**—અવધિજ્ઞાન ને વિભંગજ્ઞાન ગર્ભાવાસમાં થાય છે તે બધા જીવોને થાય કે કોઈકને જ થાય ? અને તે કયારે થાય ?

**ઉત્તર**—ગર્ભાવાસમાં નવું અવધિજ્ઞાન કે વિભંગજ્ઞાન થવાનું જાણ્યું નથી. પરભવથી લઈને આવે તેને હોય. એ જ્ઞાન કોઈક જીવને જ હોય. એની સંખ્યા અતિ અલ્પ જાણવી.

**પ્રશ્ન ૩૬**—મુનિરાજને વંદણા ૧૦૦૮ વાર લખવાનું કારણ શું ?

**ઉત્તર**—એ એક જાતની લખવાની પ્રણાલિકા છે. એ સંખ્યાનું કોઈ ખાસ કારણ જાણ્યું નથી.

**પ્રશ્ન ૩૭**—હોળીમાં કેટલાક મારવાડી ભાઈઓ દેરાસરમાં ગુલાલ ઉડાડે છે, પ્રભુ ઉપર પણ ઉડાડે છે એ વ્યાજબી છે ?

**ઉત્તર**—એ રિવાજ અજ્ઞાનજન્ય છે. ઉચિત નથી.

**પ્રશ્ન ૩૮**—નવતત્ત્વ પ્રકરણના કર્તા કોણ ?

**ઉત્તર**—અનેક વિદ્વાનોએ નવતત્ત્વ રચ્યા છે. તેનો સંગ્રહ છપાયો છે. ખાસ તત્ત્વાર્થાધિગમ ગ્રંથ નવતત્ત્વને માટે જ છે.

કુંવરજી

# શ્રી પરમેષ્ઠિ સ્તોત્ર

અંતર્ગત

## અરિહંત સ્તોત્ર

( ૯ )

( અનુસંધાન ગત વર્ષના પૃ૪ ૪૧૦ થી )

ઉપર શ્રીજિનનું આપ્તત્વ વીતરાગતાને આભારી છે એમ દર્શાવ્યું. હવે વીતરાગતાનું વિશેષ વર્ણન કરે છે.—

ચામર છંદ

રાગ-રંગ લાગતો ન જેહ વીતરાગને,
જ્યું સ્ફટિક નીરુપાધિ લે ન ઉપરાગને;
નિર્મલા અવસ્થિતા ત્યજે ન શુદ્ધ મૂર્ત્તિને,
વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વંદું એ વિભૂતિને. ૩૬

શબ્દાર્થ—જે વીતરાગને રાગનો રંગ લાગતો નથી, જેમ નિરુપાધિક સ્ફટિકને ઉપરાગ લાગતો નથી તેમ; અને તેથી નિર્મલ અવસ્થિત શુદ્ધ મૂર્ત્તિને જે છોડતા નથી, એવા તે વિશ્વના વિશિષ્ટ શ્રેષ્ઠ વિભૂતિસ્વરૂપ શ્રીઅરિહંત દેવને હું વંદું છું.

### વિવેચન—

**विगतो रागो यस्य स वीतरागः ।** જેનો રાગ ગયો છે તે વીતરાગ, એવા વીતરાગને રાગનો-રંગ લાગતો નથી; કારણ કે રાગાદિરૂપ પરભાવ ઉપાધિનો-વિભાવનો તેમણે સર્વથા પરિત્યાગ કર્યો છે. અત્રે સ્ફટિકનું દૃષ્ટાંત ઘટાવે છે. પુષ્પરૂપ બાહ્ય ઉપાધિ હોય તો તે પુષ્પના વર્ણની ઝાંઇ-છાયા-ઉપરાગ સ્ફટિકમાં પડે છે; પણ તેવી બાહ્ય ઉપાધિના અભાવે તેવી કોઇ પણ છાયા તેમાં પડતી નથી, જેમ સ્ફટિક પોતાના નિર્મળ સ્વભાવમાં અવસ્થિત રહે છે તેમ વીતરાગને પણ રાગાદિ બાહ્ય ઉપાધિરૂપ પરભાવ વિગત થયા છે, દૂર થયા છે, તેથી તેની છાયા-રંગ-વર્ણિકા તેમને સ્પર્શતી નથી; તે તો પોતાના નિર્મળ શુદ્ધ યથાસ્થિત આત્મસ્વરૂપમાં જ અવસ્થિત રહે છે, મૂર્ત-પ્રગટ સહજાત્મસ્વરૂપને પ્રાપ્ત થયા છે, શુદ્ધ ચૈતન્યસ્વામી બન્યા છે.

" जह फलिहमणी सुद्धो ण सयं परिणमइ रायमाईहिं । "
एवं णाणी सुद्धो ण सयं परिणमइ रायमाईहिं ॥ "

—શ્રી કુંદકુંદાચાર્યજીપ્રણીત શ્રીસમયસાર

" જેમ નિર્મલતા રે રત્ન સ્ફટિકતણી, તેમ જ જીવ સ્વભાવ. "
" જેમ તે રાતે રે ફૂલે રાતડું, શ્યામ ફૂલથી રે શ્યામ. "

—શ્રીમાન્ યશોવિજયજીવિરચિત સવાસો ગાથાનું સ્તવન

" ण य रायदोसमोहं कुव्वदि णाणी कसायभावं वा ।
सयमप्पणो ण सो तेण कारगो तेसिं भावाणं ॥ " —શ્રી સમયસાર

અર્થાત્—

" यथोक्त वस्तुस्वभावं जानन् ज्ञानी शुद्धस्वभावादेव न प्रच्यवते, ततो रागद्वेषमोहादिभावैः स्वयं न परिणमते, न परेणापि परिणम्यते, ततष्टंकोत्कीर्णैकज्ञायकस्वभावो ज्ञानी रागद्वेषमोहादिभावानामकर्त्तैवेति नियमः ॥ "

—શ્રી અમૃતચંદ્રાચાર્યજીકૃત ટીકા

" યથોક્ત વસ્તુસ્વભાવને જાણતા જ્ઞાની શુદ્ધ સ્વભાવથી પ્રચ્યુત થતા જ નથી; તેથી રાગ-દ્વેષ-મોહ આદિ ભાવે સ્વયં પરિણમતા નથી, પરથી પણ પરિણમાવાતા નથી; તેથી ટંકોત્કીર્ણ એક જ્ઞાયકસ્વભાવી જ્ઞાની રાગ-દ્વેષ-મોહાદિ ભાવોના અકર્ત્તા જ છે, એમ નિયમ છે. "

" શુદ્ધ સ્યાદ્વાદ નિજ ભાવ ભોગી જિકે, તેહ પરભાવને કેમ ચાખે ? "

—તત્ત્વરંગી મુનિવર્ય દેવચંદ્રજી

એવી તે વીતરાગસ્વરૂપ વિશ્વની વિશિષ્ટ અને શ્રેષ્ઠ વિભૂતિને હું વંદુ છું.

હવે વીતરાગતાના કારણભૂત સમતા બતાવે છેઃ—

જે સમાન, સ્વર્ણ-લોષ્ઠ વાંસી-ચંદનાદિમાં,
નિંદનાર વંદનાર શત્રુ મિત્ર આદિમાં;
ઊંચ-નીચ રાય-રંક ના ગણે વિભક્તિને,
વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વંદું એ વિભૂતિને. ૩૭

શબ્દાર્થઃ—જે સુવર્ણ કે ઢેફા પ્રત્યે, વાંસીથી છેદનાર કે ચંદનથી વિલેપનાર પ્રત્યે, નિંદનાર કે વંદનાર પ્રત્યે, શત્રુ કે મિત્ર પ્રત્યે સમાન છે, અને ઊંચ-નીચ, રાય-રંક આદિ વિભાગને જે ગણતા નથી—એવા તે વિશ્વના વિશિષ્ટ શ્રેષ્ઠ વિભૂતિસ્વરૂપ શ્રી અરિહંતદેવને હું વંદુ છું.

## વિવેચન—

શ્રી વીતરાગને સર્વત્ર સમભાવ વર્તે છે. સોનું હોય કે ઢેફું હોય તે બન્ને તેને સરખા છે. બન્ને પુદ્ગલસ્વરૂપ છે.

" રજકણ કે ઋદ્ધિ વૈમાનિક દેવની, સર્વે માન્યા પુદ્ગલ એક સ્વભાવ જો. "

—શ્રીમદ્ રાજચંદ્રજી

કોઈ વાંસીથી છેદન કરે તો તે ખીજતા નથી, કે કોઈ ચંદનથી વિલેપન કરે તો તે રીઝતા નથી, કારણ કે તેઓનો તેમણે સર્વથા પરિહાર કર્યો છે.

કોઈ કઠોર વચનોથી નિંદા કરે કે કોઈ મધુર વચનોની પ્રશસ્તિપૂર્વક વંદન કરે, તે બન્નેમાં તેમને પ્રિયાપ્રિય કે ઇષ્ટાનિષ્ટ ભાવની ઉત્પત્તિ થતી નથી, તુલ્ય ભાવ જ વર્તે છે. શત્રુ હોય કે મિત્ર હોય, બન્ને પ્રત્યે તે સમભાવભાવી રહે છે...

ઊંચ-નીચનો, રાય-રંકનો વિભાગ-ભેદ તે ગણતા નથી. તેમને તો સર્વ આત્મા પ્રત્યે સમદષ્ટિ જ હોય છે.

"શત્રુ મિત્ર પ્રત્યે વર્તે સમદર્શિતા, માન અમાને વર્તે તે જ સ્વભાવ જો;
જીવિત કે મરણે નહિં ન્યૂનાધિકતા, ભવ મોક્ષે પણ વર્તે શુદ્ધ સમભાવ જો.
—અપૂર્વ અવસર એવો ક્યારે આવશે ?"

—શ્રીમદ્ રાજચંદ્રજી

"માન અપમાન ચિત્ત સમ ગણે, સમ ગણે કનક પાષાણ રે;
વંદક નિંદક સમ ગણે, એવો હોય તું જાણ રે.
સર્વ જગજંતુને સમ ગણે, સમ ગણે તૃણમણિભાવ રે.
મુક્તિ સંસાર બેહુ સમ ગણે, મુણે ભવજલનિધિ નાવ રે."

—શ્રીમાન્ આનંદઘનજી

"ધન્ય તે મુનિવરા રે, જે ચાલે સમભાવે;
ભવસાયર લીલાએ ઉતરે, સંયમ કિરિયા નાવે. ધન્ય૦"

—શ્રીયશોવિજયજીકૃત સાડાત્રણસો ગાથાનું સ્તવન

"નિજ સત્તાએ શુદ્ધ સહુને લેખતા હો લાલ;
પરપરિણતિ અદ્વેષપણે ઉવેખતા હો લાલ."

—મુનિવર્ય શ્રીદેવચંદ્રજી

એમ સર્વત્ર સમભાવ ભજીને જેણે વીતરાગપણું સાધ્યું છે એવા તે વિશ્વના વિશિષ્ટ શ્રેષ્ઠ વિભૂતિરૂપ અરિહંતને હું વંદું છું.

હર્ષ શોક સુખ દુઃખ દ્વંદ્વથી અતીત જે,
નિર્વિકલ્પ બોધરૂપ પ્રાજ્ઞને પ્રતીત જે;
જે ધરે સમાધિવંત નિત્ય સામ્યવૃત્તિને,
વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વંદું એ વિભૂતિને. ૩૮

શબ્દાર્થ:—હર્ષ-શોક, સુખ-દુઃખ આદિ દ્વંદ્વોથી જે અતીત છે-પર છે; નિર્વિકલ્પ બોધસ્વરૂપ જે પ્રાજ્ઞજનને પ્રતીત-જાણીતા છે; અને જે નિત્ય સમાધિવંત સામ્યવૃત્તિ ધારણ કરે છે,—એવા તે વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વિભૂતિરૂપ અરિહંતને હું વંદું છું.

## વિવેચન—

જ્ઞાની વીતરાગને ઇષ્ટસંયોગ કે અનિષ્ટવિયોગથી હર્ષ ઉપજતો નથી, ઇષ્ટવિયોગથી કે અનિષ્ટસંયોગથી ખેદ-શોક થતો નથી, ઇંદ્રિયજન્ય બહિરંગ સુખ-દુઃખની મિથ્યા કલ્પના તે કરતા નથી, શુભાશુભ વિષયોનું પ્રિયાપ્રિયપણું તેઓને હોતું નથી, ઇત્યાદિ અનેક પ્રકારના દ્વંદ્વોથી-પરસ્પર વિરોધીભાવોથી તે પર હોય છે, અતિક્રાંત હોય છે.

# સમભાવપ્રાપ્ત જીવ કેવો હોય ?

પ્રિય અને અપ્રિય એવા ચેતન અને અચેતન પદાર્થમાં જેનુ મન મોહ પામતુ નથી તે સમભાવને પ્રાપ્ત થયેલો છે, એમ જાણવુ. કોઇ પોતાના હાથવતી ગોશીર્ષચન્દનનુ વિલેપન કરે કે કોઇ વાંસલાથી છેદન કરે તો પણ બન્નેમા સમાનવૃત્તિ હોય ત્યારે સર્વોત્તમ સમભાવ પ્રાપ્ત હોય છે કોઇ પ્રસન્ન થઇને સ્તુતિ કરે કે કોઇ ગુસ્સે થઇને અપમાન કરે તો પણ જેનુ ચિત્ત તે બન્નેમાં સરખુ વર્તે છે તે સમભાવમા મગ્ન છે પ્રયત્નથી થતા અને કલેશજનક એવા રાગાદિની ઉપાસના શા માટે કરવી ? તેને બદલે વગર પ્રયત્ને મળી શકે એવા અનેક ખાવા યોગ્ય, ચાટવા યોગ્ય, ચૂસવા યોગ્ય અને પીવા યોગ્ય એમ ચાર પ્રકારના સુખ આપનારા મનોહર પદાર્થોમા સમભાવનો આશ્રય કરવો યોગ્ય છે. ખાવા યોગ્ય, ચાટવા યોગ્ય ને ચૂસવા યોગ્ય પદાર્થોથી વિમુખ ચિત્તવાળા યોગીઓ પણ સમભાવરૂપ અમૃત વારવાર પીવે છે આમા કંઇ ગુપ્ત નથી તેમ કોઇ ગુપ્ત રહસ્ય નથી, પરન્તુ અજ્ઞ અને બુદ્ધિમાનોને માટે એક જ ભવવ્યાધિને શમન કરનારુ સમભાવરૂપ ઔષધ છે જેનાથી પાપીઓ પણ ક્ષણમાત્રમા શાશ્વત પદ પામી શકે છે તે આ સમભાવનો પરમ પ્રભાવ છે જે સમભાવ પ્રાપ્ત થતા રત્નત્રય સફળ થાય છે અને જેના વિના નિષ્ફળતા પામે છે તે મહાપ્રભાવયુક્ત સમભાવને નમસ્કાર કરુ છુ હું ( ભગવાન્ હેમચન્દ્રસૂરિજી ) સર્વ શાસ્ત્રના રહસ્યને જાણી પોકાર કરીને કહું છુ કે આ લોક અને પરલોકમા સમભાવથી બીજી કોઇ સુખની ખાણ નથી જ્યારે ઉપસર્ગો આવી પડે છે અને મૃત્યુ સામે ઊભુ હોય છે ત્યારે તે કાળને ઉચિત સમભાવથી બીજુ કંઇ પણ ઉપયોગી નથી રાગદ્વેષાદિ શત્રુઓનો નાશ કરનાર સમભાવરૂપ સામ્રાજ્યની લક્ષ્મી ભોગવીને પ્રાણીઓ શુભ ગતિને પ્રાપ્ત થાય છે, તેથી જો આ મનુષ્યજન્મ સફળ કરવો હોય તો અમર્યાદ સુખથી પૂર્ણ સમભાવને પ્રાપ્ત કરવામા જરા પણ પ્રમાદ ન કરવો. મુનિપુણ્યવિજયજી

---

તે તો નિર્વિકલ્પ બોધસ્વરૂપ-જ્ઞાનસ્વરૂપ, ટંકોત્કીર્ણ શુદ્ધ એક જ્ઞાનસ્વભાવી છે એમ મહામતિ પ્રાજ્ઞજનોએ પ્રતીત કર્યું છે, સુનિશ્ચિત કર્યું છે

તે યોગની ઉત્કૃષ્ટ ભૂમિકાને, આઠમી પરાદષ્ટિને, પરમ સમાધિયોગને પ્રાપ્ત થયા છે, અને સદા ય સામ્યભાવને-સમતાભાવને ધારણ કરે છે.

> " દૃષ્ટિ આઠમી સાર સમાધિ, નામ પરા તસ જાણું જી;
> આપસ્વભાવે પ્રવૃત્તિ પૂરણ, શશિ સમ બોધ વખાણું જી."

—શ્રીયશોવિજયજીકૃત યોગદૃષ્ટિ સજ્ઝાય

એવા પરમ સમાધિવંત સમભાવભાવી શ્રીરાજચંદ્ર જે વિશ્વની વિશિષ્ટ-શ્રેષ્ઠ વિભૂતિ છે તેને હું વંદુ છુ. ( અપૂર્ણ )

—ડૉ. ભગવાનદાસ મનઃસુખભાઈ મહેતા

# શ્રી મહાવીરસ્વામીના ભવ ૨૭ કે ૨૮?

શ્રી સપ્તતિશતસ્થાન પ્રકરણમાં શ્રી મહાવીરસ્વામીના ૨૭ ભવો પૈકી પાંચમા ભવમાં કૌશિક નામે બ્રાહ્મણ ત્રિદંડી અને છઠ્ઠે ભવે સુધર્મ દેવલોકે દેવ થઇ પછી અસંખ્ય ભવ-ભ્રમણ કર્યું એમ કહેલ છે. આગળ ૨૧ મે ભવે સિંહ થઇ, ૨૨ મે ભવે ચોથી નરકે જઇ, બહુ ભવભ્રમણ કરી ૨૩ મે ભવે મૂકાનગરીમાં પ્રિયમિત્ર ચક્રી થયા એમ કહેલ છે.

શ્રી કલ્પસૂત્ર સુબોધિકામાં પાંચમા ભવે કૌશિક બ્રાહ્મણ ત્રિદંડી થઇ, ભવભ્રમણ કરીને છઠ્ઠે ભવે પુષ્પ નામે બ્રાહ્મણ થયાનું જણાવેલ છે. એ પ્રમાણે એક ભવ ઘટવાથી ૨૦ મે ભવે સિંહ ને ૨૧ મે ભવે ચોથી નરકે, પછી ૨૨ મે ભવે સામાન્ય મનુષ્ય થઇ, પુણ્યકર્મ ઉપાર્જન કરી ૨૩ મે ભવે મૂકા રાજધાનીમાં પ્રિયમિત્ર નામે ચક્રવર્તી થયા એમ કહેલ છે.

સપ્તતિશતસ્થાન પ્રકરણમાં છઠ્ઠો ભવ દેવલોકનો કહ્યો છે અને ૨૨ મો સામાન્ય મનુષ્યનો ભવ કહ્યો નથી એટલે છેવટે ભવની સંખ્યા ૨૭ ની થઇ રહે છે.

શ્રી ત્રિષષ્ટિશલાકાપુરુષ ચરિત્રના પર્વ દશમામાં શ્રી મહાવીરસ્વામીના પૂર્વના ભવોમાં ઉપર પ્રમાણે છઠ્ઠો ભવ સૌધર્મ દેવલોકનો કહ્યો નથી અને ૨૨ મો ભવ સામાન્ય મનુષ્યનો કહ્યો છે. તે ભવમાં તેણે શુભ કર્મ ઉપાર્જન કર્યું જેથી ૨૩ મે ભવે ચક્રવર્તી થયા એમ કહેલ છે.

શ્રી પ્રશ્નોત્તર રત્નાકર ગ્રંથમાં ૯૨ મા પ્રશ્નના ઉત્તરમાં કહેલ છે કે—મહાવીર પ્રભુ ૧૯ મે ભવે ત્રિપૃષ્ઠ વાસુદેવ, ૨૦ મે ભવે સાતમી નરકે, ૨૧ મે ભવે સિંહ, ૨૨ મે ભવે ચોથી નરકે, ત્યારપછી અસંખ્ય ભવભ્રમણ કરીને શ્રી દેવભદ્રસૂરિકૃત શ્રી વીરચરિત્રને અનુસારે ૨૩ મે ભવે રથનૂપુરનગરે પ્રિયમિત્ર રાજા, વિમળા રાણી, તેના પુત્ર વિમળશ્રી નામે થયા. તેને રાજાએ રાજ્ય આપ્યું. એકદા વનમાં ક્રીડા કરવા જતાં પાસમાં બંધાયેલ હરણને છોડાવ્યો. એ અનુકંપાગુણવડે તેમજ ભદ્રિકપણાવડે મનુષ્યનું આયુષ્ય બાંધ્યું. પ્રાંતે દીક્ષા ગ્રહણ કરી, ઉગ્ર તપ કરી, ચક્રવર્તી પદ્વીને યોગ્ય એવું પુણ્ય ઉપાર્જી, મહિનાની સંલેખના કરી મરણ પામીને ૨૪ મે ભવે પશ્ચિમ મહાવિદેહ ક્ષેત્રે મૂકાપુરીમાં ધનંજય નામે રાજા, ધારિણી રાણી, તેના પુત્ર પ્રિયમિત્ર નામે ચક્રવર્તી થયા. ત્યાંથી ૨૫ મે ભવે દેવપણું પામી ૨૬ મે ભવે નંદનમુનિ થયા. તે ભવમાં તીર્થંકરનામકર્મ નિકાચિત કરી ૨૭ મે ભવે દશમા દેવલોકે દેવ થયા ને ૨૮ મે ભવે શ્રી મહાવીર પ્રભુ થયા. આ પ્રમાણે ભવ ગણતા ૨૮ થાય છે આમાં ત્રિપૃષ્ઠનો ભવ ૧૯ મો કહ્યો છે ને ઉપર જણાવેલા એ ગ્રંથમાં ૧૮ મો કહ્યો છે. આમાં છઠ્ઠો સુધર્મ દેવલોકનો ભવ ગણેલ હોવાથી ત્રિપૃષ્ઠનો ભવ ૧૯ મો થયેલ છે.

આ બાબતનો નિર્ણય બહુશ્રુત કરે તે પ્રમાણ.

કુંવરજી



## તત્વનિશ્ચયરૂપ બોધિરત્નની દુર્લભતા

રાજ્ય, ચક્રવર્તીપણું કે ઇન્દ્રપણું પ્રાપ્ત થવું દુર્લભ નથી, પણ બોધિની પ્રાપ્તિ અત્યન્ત દુર્લભ છે એમ શ્રી જિનપ્રવચનમાં કહ્યું છે. સર્વ જીવોએ બધા ભાવો પૂર્વે અનંતવાર પ્રાપ્ત કર્યા છે, પરન્તુ તેને કદાપિ બોધિની પ્રાપ્તિ થઇ નથી, તેથી જ સંસારમાં પરિભ્રમણ કરે છે. સર્વ જીવોને અનંત પુદ્ગલપરાવર્ત વ્યતીત થયા, પરન્તુ જ્યારે કંઇક ન્યૂન અર્ધ પુદ્ગલપરાવર્ત સંસાર બાકી રહેતાં આયુ સિવાયના સાત કર્મની સ્થિતિ અન્તઃકોટાકોટી સાગરોપમની બાકી રહે ત્યારે કોઇક જીવ ગ્રન્થિભેદથી ઉત્તમ બોધિરત્ન પામે છે અને બીજા જીવો યથાપ્રવૃત્તિકરણથી ગ્રંથિની મર્યાદામાં આવેલાં છતાં પાછા વળે છે અને પુનઃ સંસારમાં ભમે છે. કુશાસ્ત્રશ્રવણ, મિથ્યાદષ્ટિનો સંગ, કુવાસના અને પ્રમાદશીલતા એ બધા બોધિના વિરોધી છે. જો કે ચારિત્રની પ્રાપ્તિ દુર્લભ છે, તો પણ બોધિ પ્રાપ્ત થયે ચારિત્રની સફળતા છે, અન્યથા નિષ્ફળતા છે. અભવ્યો પણ ચારિત્ર પ્રાપ્ત કરી ઉત્કૃષ્ટ દ્રવ્યક્રિયાના બળે નવમા ગ્રૈવેયક સુધી જાય છે પણ બોધિ ન હોવાથી નિર્વાણ પ્રાપ્ત કરી શકતા નથી. જેને બોધિરત્ન પ્રાપ્ત થયું નથી તે ચક્રવર્તી હોવા છતાં પણ રંક જેવો છે, પરન્તુ જેણે બોધિરત્ન પ્રાપ્ત કર્યું છે તે રંક પણ ચક્રવર્તી કરતાં અધિક છે. **જેમને બોધિરત્ન પ્રાપ્ત થયેલ છે તે જીવો સંસારમાં ક્યાંય આસક્ત થતા નથી, પરન્તુ મમત્વ રહિત થઇને એક માત્ર મુક્તિમાર્ગની** જ ઉપાસના કરે છે. જેઓ પરમપદ પામ્યા છે, પામશે અને પામે છે તે બધા બોધિ પામીને જ તે પામી શકે છે માટે બોધિની જ ઉપાસના કરો. **મુનિ પુણ્યવિજયજી**

---

## ચક્ષુવાળાઓના ત્રણ પ્રકાર.

( એક ચક્ષુવાળા, બે ચક્ષુવાળા, ત્રણ ચક્ષુવાળા )

ચક્ષુના બે પ્રકાર દ્રવ્યચક્ષુ ને ભાવચક્ષુ—દ્રવ્યચક્ષુ તે ચર્મચક્ષુ અને ભાવચક્ષુ તે જ્ઞાનચક્ષુ.

એક ચક્ષુવાળા તે વિશિષ્ટ જ્ઞાન વિનાના ચર્મચક્ષુવાળા.

બે ચક્ષુવાળા તે ચર્મચક્ષુવાળા ને વિશિષ્ટ અવધિજ્ઞાનવાળા દેવાદિ.

ત્રણ ચક્ષુવાળા તે ચર્મચક્ષુ, પરમશ્રુતરૂપ ચક્ષુ અને અવધિજ્ઞાનરૂપ ચક્ષુ અથવા મનઃપર્યવજ્ઞાનરૂપ વિશિષ્ટ જ્ઞાનચક્ષુ જેને હોય તે.

કેવળજ્ઞાનીને કેવળજ્ઞાન ને કેવળદર્શનરૂપ બે ચક્ષુવાળા જાણવા. તેમને ચર્મચક્ષુ છે પરંતુ તેનો ઉપયોગ ન હોવાથી તે ચક્ષુને ગણ્યા નથી. દ્રવ્યચક્ષુની અપેક્ષાએ તો તેમને પણ ત્રણ ચક્ષુવાળા કહેવાય.

પ્રથમના ત્રણ ભેદવાળા છદ્મસ્થ જીવો સમજવા. તેમને શ્રુતજ્ઞાનાવરણ, અવધિજ્ઞાનાવરણ અને મનઃપર્યવજ્ઞાનાવરણના ક્ષયોપશમથી તે તે જ્ઞાન પ્રાપ્ત થાય ત્યારે પરમશ્રુત ને અવધિજ્ઞાન અથવા મનઃપર્યવજ્ઞાનવાળા મુનિ બે અથવા ત્રણ ચક્ષુવાળા કહેવાય છે. બીજા ચૌરેંદ્રિય વિગેરે જીવો એકચક્ષુવાળા કહેવાય છે. એકેંદ્રિય, બેઇંદ્રિય ને ત્રીંદ્રિય જીવો ચક્ષુ વિનાના છે. કુંવરજી

# જૈન જનતાને જાહેર વિજ્ઞપ્તિ

**સદ્‌ગત શ્રી. સારાભાઈ મગનભાઈ મોદીની ઉદાર સખાવતથી શરૂ કરવામાં આવેલ "ઉચ્ચ અભ્યાસ શિષ્યવૃત્તિ ફંડ" તથા "લોન સ્કોલરશીપ ફંડ"ને ટેકો આપો.**

સદ્‌ગત શ્રી. સારાભાઇ મોદીએ વિ. સ. ૧૯૮૪ માં રૂા. ૩૧૦૦૦)ની સખાવત જાહેર કરીને અંગ્રેજી ચોથા ધોરણથી અંગ્રેજી સાતમા ધોરણ સુધી તેમજ હિસાબી જ્ઞાન, હોસ્પીટલ એસીસ્ટંટ, મીડવાઇફ, નર્સીંગ, ટ્રેનીંગ સ્કૂલ વિગેરે લાઇનમાં ભણુતા વિદ્યાર્થીઓને તથા વિદ્યાર્થીનીઓને નાનીમોટી મદદ લોનરૂપે આપવાની યોજના શ્રી મહાવીર જૈન વિદ્યાલય મારફત શરૂ કરી હતી. આ ફંડ "શ્રી. સારાભાઇ મગનભાઇ મોદી લોન સ્કોલરશીપ ફંડ"ના નામથી ઓળખાય છે અને એ ફંડદ્વારા તા. ૩૧-૫-૪૨ સુધીમાં વ્યાજ અને પાછી મળેલી રકમ મળી કુલ રૂા. ૫૭૬૯૦-૨-૯ ખરચાયા છે અને ૪૨૫ વિદ્યાર્થીઓને મદદ આપવામાં આવી છે.

એવી જ રીતે જુદી જુદી કોલેજોમાં ભણુતા વિદ્યાર્થીઓને નાની મોટી શિષ્યવૃત્તિઓ આપવાના હેતુથી વિ. સ. ૧૯૩૨ માં સદ્‌ગત શ્રી. સારાભાઇ મગનભાઇ મોદીએ શ્રી મહાવીર જૈન વિદ્યાલયને રૂા. ૩૭૦૦૦)ની રકમ અર્પણ કરી હતી અને તે રકમનું "શ્રી સારાભાઇ મગનભાઈ મોદી ઉચ્ચ અભ્યાસ શિષ્યવૃત્તિ ટ્રસ્ટ" નામ રાખવામાં આવ્યું હતું. આ યોજના મારફત વ્યાજ અને પાછી મળેલી રકમ મેળવતાં તા. ૩૧-૫-૧૯૪૨ સુધીમાં કુલ રૂા. ૫૪૫૦૭-૮-૦ ની લોનરૂપે ૨૧૪ વિદ્યાર્થીઓને મદદ પહોંચાડવામાં આવી છે.

હવે આ બન્ને ફંડો ખલાસ થવા છે. આ બન્ને યોજનાની કેટલી બધી ઉપયોગિતા છે તેનો ખ્યાલ આજે મદદની માંગણી માટે આવી પડેલી ઢગલાબંધ અરજીઓ ઉપરથી સર્વ કોઇને આવી શકે તેમ છે. નાનો સરખો આર્થિક ટેકો આપવાથી આ બન્ને યોજનાદ્વારા અનેક વિદ્યાર્થીઓ મેટ્રિકની પરીક્ષા પસાર કરી શકેલ છે અને જુદી જુદી લાઇનમાં પ્રવેશ કરીને પોતાનો ઉદ્ધાર સાધી શકેલ છે. ફંડ ખલાસ થવાના કારણે ચાલુ વર્ષમાં ૯૮ વિદ્યાર્થીઓની અરજીઓ પાછી ઠેલવી પડી છે. ભણુનારાની સંખ્યા વર્ષપ્રતિવર્ષ વધતી જ જાય છે અને તેમને મદદ આપવાના સાધનો બહુ જ અલ્પ છે. સદ્‌ગત શેઠ સારાભાઇ મોદી મોટી મોટી રકમો આપીને જે સમાજોપયોગી યોજનાની શુભ શરૂઆત કરી ગયા છે તેને જરૂરી આર્થિક જળસિંચન કરીને ચાલુ રાખવી, એટલું જ નહિ પણ વધારવી એ તેમની માફક ગરીબાઇમાંથી સારી સ્થિતિએ પહોંચેલા શિક્ષિત બંધુઓની તેમજ કેળવણીની કદર કરતા શ્રીમાનોની ખાસ ફરજ છે. આ કાર્ય માટે હાલ તુરત એક પંચવર્ષીય યોજના હાથ ધરવામાં આવી છે. પાંચ વર્ષ સુધી દર વર્ષે ચોક્કસ રકમ આપવાની કબુલાત આપનાર સજ્જનો તથા સદ્‌ગૃહસ્થોના નામ નોંધવા અને એ રીતે એકત્ર થયેલી રકમદ્વારા પ્રસ્તુત યોજના પાછળ રહેલું વિદ્યાર્થીઓને મદદ આપવાનું સેવાકાર્ય ચાલુ રાખવું એવો પ્રબંધ કરવામાં આવ્યો છે. જૈન જનતા પ્રસ્તુત યોજનાને નાનામોટા ફાળાવડે ટકાવી રાખશે એવી આશા રાખવામાં આવે છે.

શ્રી મહાવીર જૈન વિદ્યાલયના વાર્ષિક રિપોર્ટમાં દર વર્ષે આ બન્ને ફંડોના કાર્યનો સવિસ્તર અહેવાલ આપવામાં આવે છે. આ વિજ્ઞપ્તિ ધ્યાનમાં લેતાં જે કોઇ સજ્જનની કે સદ્‌ગૃહસ્થની ઇચ્છા થાય તેણે નીચેના ઠેકાણે પાંચ વર્ષ સુધી પ્રત્યેક વર્ષે મન વધે તેટલી રકમની કબુલાત લખી જણાવવા કૃપા કરવી.

શ્રી મહાવીર જૈન વિદ્યાલય, ગોવાલીયા ટેંક રોડ, મુંબઇ નં. ૭.

મોતીચંદ ગિરધરલાલ કાપડીઆ
ચંદુલાલ સારાભાઇ મોદી
ઑ૦ મંત્રીઓ.

# શ્રી સિદ્ધક્ષેત્ર જૈન બાલાશ્રમ-પાલીતાણા

## સં. ૧૯૯૮ ના અશાડ માસની પત્રિકા



**ધાર્મિક પ્રવૃત્તિઃ**—આ માસમાં સામાયિક, આઠમ ચાદશ પ્રતિક્રમણ, ગુરુવંદન, દર સોમવારે વ્યાખ્યાનશ્રવણ વિગેરે નિયમ મુજબ યોજવામાં આવ્યાં હતાં. અશાડ શુદિ ૧૪ના રોજ બધા વિદ્યાર્થીઓ યાત્રાએ ગયા હતા. અશાડ વદિ ૧૩ ના રોજ બધાએ સાથે આયંબિલ તપ કર્યું હતું.

| આવક :— | રૂ. આ પા. | | રૂ. આ. પા. |
|---|---|---|---|
| શ્રી જ. નિર્વાહ ફંડ | ૧૪૭-૦-૦ | શ્રી કેલવણી ફંડ | ૧૨-૪-૦ |
| શ્રી ભોજન ફંડ | ૫૩૦-૪-૦ | શ્રી દે. સાધારણ ફંડ | ૮૧-૭-૦ |
| શ્રી સ્વા૦ ટ્રસ્ટ ફંડ | ૨૫૦૬-૦-૦ | શ્રી દેરાસર ફંડ | ૧૦૨-૪-૦ |
| શ્રી વાર્ષિક મદદ ફંડ | ૧૩૬-૦-૦ | શ્રી આંગી ફંડ | ૧૦૧-૦-૦ |

**જમણવારઃ**—૧. શેઠ ત્રિભુવનદાસ ભાણજી ભાવનગર
૨. શેઠ પાનાચંદ નવલચંદ સુરત

**ભેટઃ**—કમળાબેન અમરચંદ નાશીક, તોરણ-ચંદરવો-પુંઠીયું જોડ ૧. જ. સિ. વાટકી ૧, રકેબી ૧. બાઇ કેસર તે શેઠ દેવચંદ કલ્યાણજીની પુત્રી ગામ પ્રભાસપાટણ, ઘઉં ગુણી ૧. ભોગીલાલ અમૃતલાલ ઝવેરી મુંબઇ, જુના કપડાં ૪૫. શા. ગુલાબચંદ નાથાલાલ મ્હેસાણા, જ. સિ. મોટો વાટકો ૧.

**મુલાકાતઃ**—ગાંધી વાડીલાલ ચતુર્ભુજ મુંબઇ, શેઠ બચુભાઇ નગુભાઇ, અમદાવાદ, ગાંધી પ્રાણજીવન હરગોવિંદ મુંબઇ, ગાંધી ચતુર્ભુજ મોતીલાલ મુંબઇ, શાહ વીરચંદ મેલાપચંદ સુરત, બનીબેન ધીરજલાલ પાનાચંદ શ્રોફ અમદાવાદ, અમરચંદ કુંવરજી શાહ, કપુરબેન પિતાંબરદાસ કુંડલા.

**દિલગીરીઃ**—ઉક્ત સંસ્થાના એક ટ્રસ્ટી અને શુભેચ્છક રાંધનપુર-નિવાસી શ્રી ગિરધરલાલ ત્રિકમલાલ શેઠનું અવસાન થતાં તે અંગે શોકસભા ભરી મર્હુમના આત્માની શાંતિ ઇચ્છી હતી અને દિલગીરીદર્શક ઠરાવ મર્હુમના સગાવહાલા પર મોકલ્યો હતો.

મોંઘવારી અને મુશ્કેલીભર્યા સમયે થોડું દાન પણ અનેકગણું પુન્ય આપે છે. આપ થોડામાંથી થોડું આ સંસ્થાને આપી સુપાત્રદાનનો લ્હાવો જરૂર લેશોજી.

## બે સભાસદ બંધુનો ખેદકારક સ્વર્ગવાસ.

### ૧. રાધનપુરનિવાસી શેઠ ગિરધરલાલ ત્રિકમલાલ

સામાન્ય સ્થિતિમાં જન્મી તેઓ આપબળે આગળ વધ્યા હતા. મુંબઇખાતે શે તરીકે તેમણે સારી સુવાસ ફેલાવી હતી અને સને ૧૯૩૭ તથા ૧૯૩૮માં તો તે બજારને પોતાના હાથમા રમાડવા શક્તિશાળી બન્યા હતા. તેઓ સ્વભાવે મિલ ધાર્મિકવૃત્તિવાળા અને શ્રદ્ધાળુ હતા. તેમને તીર્થભક્તિનો સારો શોખ હતો તેથી તીર્થયાત્રાઓ કરતા હતા. ઉપરાંત કેળવણીની સંસ્થાઓ પ્રત્યે પ્રેમ ધરાવતા હતા અને શ્રી જૈન બાલાશ્રમ–પાલીતાણા વિગેરે સંસ્થાઓના તેઓ ટ્રસ્ટી અને સહાયક હતા સભાના કાર્યથી આકર્ષાઇ સભાના આજીવન સભાસદ થયા હતા. તેઓ ૫૧ વર્ષની વયે વાસ પામ્યા છે અમો તેમના ત્રણ પુત્રો, બે પુત્રીઓ અને તેમના ધર્મપત્ની વિગેરે સ્નેહીઓને અંતઃકરણથી દિલાસો આપતા સ્વર્ગસ્થના આત્માની શાંતિ ઇચ્છીએ માનમા માનમા મુંબઇખાતે શેરબજાર બંધ રાખવામા આવેલ અને રાધનપુરમ બજારો બંધ રહ્યા હતા.

---

### ૨. શા છોટાલાલ હીરાચંદ—ભાવનગર

આ મૂળ ઘોઘાનિવાસી બંધુ સ્વભાવે માયાળુ, ધાર્મિક વૃત્તિવાળા અને ઉદાર હતા સભા પ્રત્યે તેમને સારો પ્રેમ હતો અને સભાના કાર્યોમા રસ ધરાવતા હોઇ તેઓ આજીવન સભ્ય થયા હતા. તેઓ થોડા દિવસની બીમારી ભોગવી શ્રાવણ વદિ ૯ ને શુ રોજ સીત્તેર વર્ષની વયે સ્વર્ગવાસી થયા છે તેઓના પુત્ર અનોપચંદ તથા પુત્રી બેન વિગેરેને દિલાસો આપતા સ્વર્ગસ્થના આત્માની શાંતિ ઇચ્છીએ છીએ અને તેમના વડીલના શુભ પગલે ચાલી ધર્મકાર્યોમાં સદા પ્રયત્નશીલ રહે તેમ ઇચ્છીએ છીએ

---

## શ્રી મહાવીર પરમાત્માનું સંક્ષિપ્ત જીવનચરિત્ર

કેવળીપણાના ૩૦ વર્ષના વિહારનું ક્રમસર ચોમાસાના સ્થળ સાથે વર્ણન, વસ્થાના ૧૨॥ વર્ષના વિહારનું વર્ણન, ઉપસર્ગોની હકીકત તથા ક્રમસર ચો સ્થળો સાથે, ૧૨॥ વર્ષના તપનું વિસ્તૃત લીસ્ટ, ઉપસર્ગોની નોંધ વિગેરે ગૃહસ્થપણાના ૩૦ વર્ષનું સંક્ષિપ્ત ચરિત્ર–આ લઘુ બુકમાં દાખલ કરવામા આ ઉપરાંત એ જ પરમાત્માના સત્તાવીશ ભવના તથા પંચ કલ્યાણકના મોટા બબ્બે દાખલ કર્યા છે. આ પ્રમાણેની બુક તૈયાર કરીને છપાવવામા આવી છે. ખાસ ( ઉ. કિંમત ચાર આના રાખી છે આગાઉ નકલ મંગાવનારને ઓછી કિંમતે નમૂનાની નકલ મંગાવો ને પસંદ પડે તો વધારે નકલો મંગાવી પર્યુષણ જેવા પ્રસંગે પ્રભાવના કરો. આ બુક લખવા વિગેરેનો પ્રયાસ સભાના પ્રમુખ શ્રીયુત આણંદજીએ કરેલો છે.

---

Reg. No. B. 156



મુદ્રક: શાહ ગુલાબચંદ લલ્લુભાઇ–શ્રી મહોદય પ્રિન્ટિંગ પ્રેસ, દાણાપીઠ–ભાવનગર

मोक्षार्थिना प्रत्यहं ज्ञानवृद्धिः कार्या ।

# શ્રી જૈન ધર્મ પ્રકાશ





પુસ્તક ૫૮ મું    અંક ૭ મો

વીર સંવત ૨૪૬૮    વિક્રમ સંવત ૧૯૯૮

આશ્વિન

પ્રગટકર્તા—

શ્રી જૈન ધર્મ પ્રસારક સભા

ભાવનગર

# શ્રી જૈન ધર્મ પ્રકાશ

બહારગામ માટે બાર અંક ને ભેટના પોસ્ટેજ સાથે વાર્ષિક લવાજમ રૂા. ૧-૧૨-૦

પુસ્તક ૫૮ મું } આશ્વિન { વીર સં. ૨૪૬૮
અંક ૭ મો } { વિક્રમ સં. ૧૯૯૮

## अनुक्रमणिका


૧ ક્ષમાપના ( પદ્ય ) ... ... ... ( પરી રાયચંદ મૂળજી ) ૨૦૭
૨ શ્રી મહાવીર જન્મ ( પદ્ય ) ... ... ( કવિ બાલચંદ હીરાચંદ ) ૨૦૮
૩ આત્મા ને દેહાદિ પદાર્થની ભિન્નતા ... ( મુનિ પુણ્યવિજયજી ) ૨૦૮
૪ આત્મનિંદાગર્ભિત શ્રી સીમંધર જિન વિનતિ ( સં. મુનિ પુણ્યવિજયજી ) ૨૦૯
૫ જયવંત વીરશાસન ( પદ્ય ) ... ... ...( રાજમલ ભંડારી ) ૨૧૧
૬ શ્રી આનંદઘનજીકૃત પદ ૬૦ મું વિવેચન સાથે... ( મૌક્તિક ) ૨૧૨
૭ ગણધરકલ્પલતા ( ગૌતમસ્વામી ૩ ) ... ( આ. વિજયપદ્મસૂરિ ) ૨૧૮
૮ શ્રી ભાવનગરના મૂળ મંદિરની પ્રતિષ્ઠાતિથિનો નિર્ણય. બે પ્રાચીન
સ્તવનો-અર્થ વિવેચન સાથે ... ... ... ...( કુંવરજી ) ૨૨૬
૯ પ્રશ્નોત્તર ... ... ( પ્રશ્નકાર—શા. વાડીલાલ રામજી-નોંધણવદર ) ૨૩૦
૧૦ પ્રશ્નકાર—ભાઇ ઝવેરચંદ છગનલાલના પ્રશ્નોના ઉત્તરો ... ... ૨૩૧
૧૧ પ્રભાવિક પુરુષો ( શય્યંભવસ્વામી ૬ ) ...( મોહનલાલ દીપચંદ ચોકસી ) ૨૩૨
૧૨ પુસ્તકોની પહોંચ ... ... ... ... ...( કુંવરજી ) ૨૩૭
૧૩ નીતિકારક હિતવચનો... ... ... ( મુનિ વિદ્યાનંદવિજયજી ) ૨૪૧
૧૪ ભૂલનો સુધારો ... ... ... ... ...( કુંવરજી ) ૨૪૨


### નવા કાર્તિકી જૈન પંચાંગ

ચૈત્રીને બદલે કાર્તિકી જૈન પંચાંગ અમે છપાવીએ છીએ તે આસો વદિમાં બહાર પડશે અને કાર્તિક શુદિ બીજે બહાર પડનારા આઠમા અંક સાથે વહેંચવામાં આવશે. કાર્તિક માસમાં શુદિ ૬ નો ક્ષય છે, નવું વર્ષ સંવત ૧૯૯૯ નું શુદિ ૧ સોમવારે શરૂ થશે. જ્ઞાનપંચમી શુદિ ૫ શુક્રવારે છે. અઠ્ઠાઇ શુદિ ૭ શનિવારે શરૂ થશે.

### નવા સભાસદોનાં નામ

૧ શા. કાંતિલાલ મનજીલાલ ભાવનગર લાઇફ મેમ્બર
૨ શા. હકમચંદ હીરાચંદ ,, ,,
૩ શા. મણિલાલ દુર્લભજી ,, ,,
૪ શા. નાનાલાલ પ્રેમચંદ ,, પહેલા વર્ગના મેમ્બર





પુસ્તક ૫૮ મું } આશ્વિન { વીર સં. ૨૪૬૮
અંક ૭ મો } { વિ. સં. ૧૯૯૮


मोक्षार्थिना प्रत्यहं ज्ञानवृद्धिः कार्या । ( મુદ્રાલેખ )

# ક્ષમાપના

મનવા દેહ મળ્યો માનવનો, સફળ કરી લેને આજે;
નહીં મળે ફરી અવસર આવો, પ્રભુ પૂજન કરી લે આજે. ૧
વરસનું સરવૈયું મેળવો સહુ સાથે, વેર-ઝેર તજી દીઓને આજે;
ચતુર થઇ કાં ખોટ ખાઓ છો? ક્રોધ માન માયાને છોડો આજે. ૨
નમન કરવા સહુ ચાલોને સાથે, પર્વ પર્યુષણ છે આજે;
નેમ પ્રભુ જેવા બાલબ્રહ્મચારીનું, હેતે પૂજન કરીએ આજે. ૩
કામ ક્રોધ લોભ મોહ દૂર કરીને, ખમો ખમાવો સહુ સાથે;
યાવત ખમજો ક્ષમાને આપજો, ખમતખામણા કરો શુભ ભાવે. ૪
થીરે કરી મન-વચ-કાયા ને દૃષ્ટિ, દોષો અઢારે બંધ કરવા આજે;
ક્ષણભંગુર નથી દેહનો ભરૂંસો, માયા-મમતાને દૂર ફેંકો આજે. ૫
માન-માયાના પાસમાં પડવાથી, નથી સૂઝતો રસ્તો આજે;
પચ્ચખ્ખાણ વ્રત ન ઉદયે આવે, તો કર્મનાં બંધન કેમ જાયે? ૬
નામ સાચું છે શ્રી મહાવીરનું, ભક્તિ કરો તેની શુભ ભાવે;
યાવત શરણું સાચું શ્રી વીરનું, સંસાર-નાવ તરવા કાજે. ૭
ચૂકશો નહી ચતુર હો ચેતન! કેટલું કહું હું તને આજે?
છું હું સેવક દાસ તમારો, કહે શાઇચંદ ક્ષમા આપો આજે. ૮

પારેખ શાઇચંદ મૂળજી

# શ્રી મહાવીર જન્મ

કવિ આશચંદ હીરાચંદ

આવો આવો વેગે આવો આજ મહોદય ધર્મતણો;
સજ્જન મનમાં આનંદોર્મિ કોલાહલ સંચાર ઘણો. ૧
મગધ દેશમાં કુંડપુરીમાં નૃપ સિદ્ધાર્થ ઘરે આવ્યો;
ત્રિશલા કૂખે દિવ્ય ધુરંધર જગદોદ્ધારક નર ભાવ્યો. ૨
પતિતોદ્ધારક દીન જનોનો આત્મોદ્ધારક એ આવ્યો;
જગનો તારક દુ:ખ નિવારક સાર્થવાહ જગનો આવ્યો. ૩
દયાદિવાકર હિંસાતમનો એહ નિવારક છે આવ્યો;
સમતા સુમતિનો સંસ્થાપક નરકુંજર સહુને ભાવ્યો. ૪
ક્ષમા દયા જલ સુગંધ ભરીને સિંચન સહુ દિશિમાં કરજો;
અશુચિ નિવારી શુભમતિ ધારી સ્હેજે ભવ-સિંધુ તરજો. ૫
પુષ્પલતાઓ! સુગંધ કુસુમો વિવિધ રંગના પ્રભુ ચરણે;
ધરવા માલણને બહુ આપો હાર ગુંથવા આભરણે. ૬
વિવિધ મનોહર સ્વાદયુક્ત ફળ વર્ધમાન આગળ ધરવા;
વૃક્ષો! થાઓ સજ્જ વીંઝણા પર્ણ ગુચ્છના શ્રમ હરવા. ૭
કવિઓ! આવો ભાટ ઠાઠ શાબ્દિક રચના મનહર કરવા;
પ્રતિભા જાગો કાવ્ય અલંકૃતિ સુંદર કંઠ વિષે ધરવા. ૮
ગોરી! ગાઓ લળી લળી તાલી પાડી રાગ વિવિધ ગાઓ;
ગર્જાવો ચૌટા ચૌટાને આનંદોર્મિ ઉલસાવો. ૯
નાટક ખેલ મનોરંજક બહુ તાલબદ્ધ સહુ કો ખેલો;
ઉત્સવ ઘર ઘર સત્વર ,માંડો ખેદ ચિત્તથી સહુ ટાળો. ૧૦
સાધુ સજ્જન સંત મહંતા ત્રિશલા ઘર વેગે આવો;
જગના તારક વીર પ્રભુના દર્શ કરી ગુણને ગાવો. ૧૧

---

## આત્મા અને દેહાદિ પદાર્થોની ભિન્નતા (ભેદજ્ઞાન)

આત્માથી દેહાદિ પદાર્થોનો અન્યતરૂપ ભેદ સ્પષ્ટ પ્રતીત થાય છે. દેહાદિ પદાર્થો ઇન્દ્રિયગ્રાહ્ય છે અને આત્મા અનુભવગોચર છે. જો આત્મા અને દેહાદિ પદાર્થોનું અન્યપણું છે તો શરીરને પ્રહારાદિ થતાં દુ:ખ કેમ થાય છે! એ શંકા કરવા યોગ્ય નથી, કારણ કે જેઓને શરીરાદિમાં ભેદબુદ્ધિ નથી, તેઓના દેહને પ્રહારાદિ થતાં આત્માને પીડા થાય છે, પરન્તુ જેઓને દેહ અને આત્માનું ભેદજ્ઞાન થયું છે તેઓના દેહને પ્રહારાદિ થતાં સ્વપરનો ભેદ જાણ્યો હોવાથી તેના આત્માને પીડા થતી નથી. નમિરાજર્ષિને આત્મા અને દેહનું ભેદજ્ઞાન થયું હતું તેથી મિથિલા નગરી બળતી સાંભળીને તેને થયું કે મારૂં કાંઇ બળતું નથી. જે બળે છે તે મારૂં નથી.

મુનિ પુણ્યવિજયજી

# આત્મનિંદાગર્ભિત શ્રી સીમંધરસ્વામીને વિનતિ

શ્રી સીમંધર સાહિબા જી, શરણાગત પ્રતિપાળ;
સમરથ જગજન તારવા જી, કર માહરી સંભાળ. ૧

કૃપાનિધિ સુણ મોરી અરદાસ, હું ભવોભવ તુમચો દાસ, કૃપા૦
તારો છે વિશ્વાસ કૃપાનિધિ, પૂરો અમારી આશ. કૃપા૦ સુ૦ ૨

હું અવગુણનો રાશિ છું જી, તિલ તુષ નહિ ગુણ લેશ;
ગુણીની હોડી કરું જી, એહિજ સબળ કલેશ. કૃપા૦ સુ૦ ૩

મત્સર ભય કે લાલચે જી, કરતા કિરિયા લેશ;
તે પણ પરજન રંજવા જી, ભલો ભજવ્યો વેશ. કૃપા૦ સુ૦ ૪

છઠ્ઠા ગુણઠાણા ધણી જી, નામ ધરાવું રે સ્વામ;
આગમ વયણે જોવતાં જી, ન ગયો કષાય ને કામ. કૃપા૦ સુ૦ ૫

રસના રામા ને રમા જી, એ ત્રણ પાતક મૂળ;
એહની અહોનિશ ચિંતના જી, કરતાં ભવ થયા ધૂળ. કૃપા૦ સુ૦ ૬

વ્રત મુખપાઠે ઉચ્ચરી જી, દિવસમાંહિ કેઇ વાર;
લહીને તુર્ત વિરાધતાં જી, નાણી શંકા લગાર. કૃપા૦ સુ૦ ૭

ધૂળતણા દેવળ કરે જી, જેમ પાવસમાં રે બાળ;
ઓ ભૂલા મુખ એમ વદે જી, તેમ વ્રત મેં કર્યાં આળ. કૃપા૦ સુ૦ ૮

આપ અશુદ્ધ પરને કર્યા જી, દેઈ આલોયણ શુદ્ધ;
માસાહસ પંખી પરે જી, પાડું ફંદે મુદ્ધ. કૃપા૦ સુ૦ ૯

અછતા ગુણ નિસુણી મને જી, હરખું અતિ સુવિશેષ;
દોષ છતાં પણ સાંભળી જી, તસ ઉપરે ધરું દ્વેષ. કૃપા૦ સુ૦ ૧૦

પરિભવ પરપરિવાદના જી, પરે પરે દાખું રે પાપ;
નિજ ઉત્કર્ષ કરું ઘણો જી, એહી જ મુજ સંતાપ. કૃપા૦ સુ૦ ૧૧

નિશ્ચય પંથ ન જાણીઓ જી, વ્યવહરીઓ વ્યવહાર;
મદમસ્તે નિઃશંકથી જી, થાપ્યો અસદાચાર. કૃપા૦ સુ૦ ૧૨

સમય સંઘયણાદિ દોષથી જી, નાવે શુકલધ્યાન;
સુહણે પણ નવિ આવીઓ જી, નિરાશંસ ધર્મધ્યાન. કૃપા૦ સુ૦ ૧૩

આર્ત્ત રૌદ્ર બિહું અહનિશે જી, સેવાકાર ખવાસ;
મિથ્યારાજા જિહાં હોયે જી, તૃષ્ણા લોભ વિવાસ. કૃપા૦ સુ૦ ૧૪

જિનમત વિતથ પ્રરૂપણા જી, કીધી સ્વારથ બુદ્ધિ;
જાડ્યપણાના જોરથી જી, ન રહી કાંઈ શુદ્ધિ. કૃપા૦ સુ૦ ૧૫

હિંસા અલીક અદત્તશું જી, સેવ્યાં ત્રિવિધ કુશીલ;
મમતા પરિગ્રહ મેળવી જી, કીધી ભવની લીલ. કૃપા૦ સુ૦ ૧૬

અક્રિય સાધે જે ક્રિયા જી, તે નાવે તિલમાત;
મદ અજ્ઞાન ટળે જેહથી જી, તે નહિ નાણુની વાત. કૃપા૦ સુ૦ ૧૭

દરિસણુ પણુ ફરસ્યા ઘણા જી, ઉદરભરણુને કામ;
પણુ તુમ તત્ત્વ પ્રતીતશું જી, ન ધરું દર્શન નામ. કૃપા૦ સુ૦ ૧૮

સુવિહિત ગુરુબુદ્ધે લોકમાં જી, હું વંદાવું આપ;
આચરણા નવિ તેહવી જી, એ મોટો સંતાપ. કૃપા૦ સુ૦ ૧૯

મિથ્યા દેવ પ્રશંસીઆ જી, કીધી તેહની રે સેવ;
અહાચ્છંદના વયણુની જી, ન ટળી મુજને ટેવ. કૃપા૦ સુ૦ ૨૦

કોરે ચિત્ત ચૂના પરે જી, ધર્મકથા મેં કીધ;
આપ વંચી પર વંચીઆ જી, એકે કાજ ન સિદ્ધ. કૃપા૦ સુ૦ ૨૧

રાતો રમણી દેખીને જી, જેમ અણુનાથ્યો સાંઢ;
ભાડ ભવાયાની પરે જી, ધર્મ દેખાડું માંડ. કૃપા૦ સુ૦ ૨૨

ક્રોધ દાવાનળ પ્રબળથી જી, ઊગે ન સમતાવેલ;
માન મહીધર આગળે જી, ન ચલે ગુણુનદી રેલ. કૃપા૦ સુ૦ ૨૩

માયા સાપણુ પાપણી જી, મન બીલ મૂકે નાંહિ;
કોમળ ગુણુને તે ડસે જી, લોભ વિલાસ અથાહી. કૃપા૦ સુ૦ ૨૪

ધર્મતણે દંભે કર્યા જી, પૂર્યા અર્થ ને કામ;
તેહથી ત્રણ ભવ હારીઓ જી, બોધિ હોય વળી વામ. કૃપા૦ સુ૦ ૨૫

વસ્ત્ર પાત્ર જન પુસ્તકે જી, તૃષ્ણા કીધી અનંત;
અંત ન આવ્યો લોભનો જી, કહું કેતો વૃતંત ? કૃપા૦ સુ૦ ૨૬

કલ્પ્યાકલ્પ્ય વિચારણા જી, રાખી કાંઈ ન શંક;
અનેષણીય પરિભોગથી જી, રૂલ્યો ચઉગતિ જિમ રંક. કૃપા૦ સુ૦ ૨૭

હવે તુમ ધ્યાન સનાથતા જી, આડો વાળ્યો રે આંક;
કરુણા કરીને રાખીએ જી, મત ગણજો મુજ વાંક. કૃપા૦ સુ૦ ૨૮

મુજને કહેતાં નાવડે જી, નાણે જે તુજ દીઠ;
હું અપરાધી તાદરો જી, ખમજો અવિનય ધીઠ. કૃપા૦ સુ૦ ૨૯

તુમે જિમ જાણો તિમ કરો જી, હું નવિ જાણું રે કાંય;
દ્રવ્ય ભાવ સવિ રોગના જી, જાણો સર્વ ઉપાય. કૃપા૦ સુ૦ ૩૦

## जयवन्त वीरशासन।

प्रभु महावीर जिनशासन, जगत जयवन्त कहलाया।
नहीं सम इसके सानी तो, नजर कोई और ही आया ॥ १ ॥
अहिंसा सत्य का तत्त्व, जगत में इसने फैलाया।
इसी कारण से ही झंडा, जगत में इसका फहराया ॥ २ ॥
लिया था धर्म का ठेका, पशुवध यज्ञ में करते।
और देते पास स्वर्गों की, उसीको शिघ्र हटवाया ॥ ३ ॥
हुई थी पुन्यभूमि यह, नरक हो हवसी उस युगमें।
बढ़ी थी वृत्ति पैशाची, उसे विध्वंस करवाया ॥ ४ ॥
हृदय से येही चाहते थे, निवासी सर्व भारत के।
कोई यहां वीरवर आकर, हटादे सर्व यह माया ॥ ५ ॥
रसातल जाती है नैया, हमारी मात भारत की।
रवि-सा नंद त्रिशला के, प्रभु महावीर जब आया ॥ ६ ॥
दशा को देखे भारत की, हृदय करुणा से भर आया।
हटाउं भार भारत का, मिटाउं पाप जो छाया ॥ ७ ॥
धुरन्धर यज्ञयागों के, शिरोमणि श्रेष्ठ कहलाया।
उन्हीं का मान मर्दन कर, रसिक शासन का बनवाया ॥ ८ ॥
प्रकट कर सत्यरवि को फिर, सभी मिथ्यात्व हटवाया।
अहिंसा ही परम धर्म का, जगत में राज फैलाया ॥ ९ ॥

राजमल भंडारी-आगर

---

હું એક જાણું તાહરું જી, નામ માત્ર નિરધાર;
આલંબન મેં તે કર્યું જી, તિણથી લહું ભવપાર. કૃપા૦ સુ૦ ૩૧
માતા સત્યકી નંદનો જી, રૂખમણી રાણી કંત;
તાત શ્રેયાંસ નરેસરુ જી, વિચરતા ભગવંત. કૃપા૦ સુ૦ ૩૨
ચિત્તમાંહી અવધારશો જી, તોહે કેતી વાત ?
લહી સહાય તુમારડી જી, પ્રગટે ગુણ અવદાત કૃપા૦ સુ૦ ૩૩
પરમપુરુષ પરમેસરુ જી, પ્રાણાધાર પવિત્ર;
પુરુષોત્તમ હિતકાર તું જી, ત્રિભુવન જનના મિત્ર. કૃપા૦ સુ૦ ૩૪
જ્ઞાનવિમળ ગુણથી લહો જી, મારા મનની હુંશ-
પૂરી શિશુ સુખીઓ કરો જી, મુજ માનસસર હંસ. કૃપા૦ સુ૦ ૩૫

સં. મુનિ પુણ્યવિજય

## મહાન્ યોગી શ્રી આનંદઘનજીકૃત
# પદ સાઠમું
## અંતરાત્મદશાના ગુંજન

(રાગ–સારંગ)

અબ મેરે પતિ ગતિ દેવ નિરંજન, ભટકૂં કહા કહા સિર પટકૂં;
કહા કરું જનરંજન. અબ૦ ૧

ખંજન દૃગન દૃગ ન લગાવૂં, ચાહૂં ન ચિતવિત અંજન;
સજન ઘટ અંતર પરમાતમ, સકલ દુરિત ભયભંજન. અબ૦ ૨

એહિ કામગવિ એહિ કામઘટ, એહિ સુધારસ મંજન;
'આનંદઘન' પ્રભુ ઘટવન કે હરિ, કામ મતંગ ગજગંજન. અબ૦ ૩

૧. હવે તો મારા સ્વામીનાથ મારો આધાર છે, મારા દેવ છે, મારા મળ વગરના (નાથ) છે (હવે) (જ્યાં ત્યાં) શા માટે ભટકતી ફરું? શા માટે માથું ફોડું? અને શા માટે લોકોને રાજી કરું?

૨. ખંજન પક્ષી જેવી ચકોર આંખને (પરમાત્મસ્વરૂપ જોવા માટે) ન લગાવું અને ચિત્તનું ધન ચિંતવન છે તે કાજળની પણ ચાહના ન કરું; (કારણ કે) સર્વ પાપ અને ભયને દૂર કરવાવાળા સજ્જન–મહાપુરુષ પરમાત્મા (મારા) શરીરની અંદર બિરાજમાન થયેલા છે, સજ્જ થઈને (મોક્ષ જવા માટે) બેઠા છે.

૩. એ (ઘટની અંદર રહેલા પરમાત્મા) કામદુધા ગાય છે, એ જ કામઘટ છે અને અમૃતરસમાં સ્નાન પણ એ જ છે, મારા શરીરરૂપ વનમાં રહેલા સિંહ પણ એ જ છે અને કામદેવરૂપ મદોન્મત્ત હાથીને અંકુશમાં રાખનાર પણ એ જ છે.

વિવેચન—અંતર આત્માની સાથે પરિચય થઈ જાય, બાહ્ય ભાવ ખરેખર ત્યાગવા યોગ્ય છે એવી હૃદયમાં જમાવટ થઈ જાય અને પરનો ત્યાગ કરી સ્વનો આદરનો દૃઢ નિર્ણય થઈ જાય ત્યારે હૃદયની અંદર એક જાતનું મસ્તપણું આવે છે. કોઈ વખત અણધારી મદદ આવી પડે ત્યારે મનની નિર્બળતા તો ઊડી જ જાય, પણ અંદરથી ખરેખરું જોમ જાગી ઊઠે છે, તે વખતે અંદરના સાચા ભાવો ઉદ્‌ગારરૂપે નીકળી પડે છે. આવો હૃદય ગુંજારવ આપણે બેતાળીશમા પદમાં અનુભવ્યો હતો. 'અબ હમ અમર ભયે ન મરેંગે' આવી વાત સાધારણ ચેતનથી થઈ શકતી નથી, દુનિયાની ધમાલમાં લપટાયેલા ચેતનને એની કલ્પના પણ આવી શકતી નથી. અને એવા મનોરાજ્યમાં વિહાર કરવાની ગંધ પણ ઘેરે ભાગે નજરમાં આવતી નથી.

અસાધારણ આત્મમસ્તી બતાવનાર પૂરી યોગીની વિભૂતિ જેવું આ પદ છે એવી મસ્તીને વર્ણવનાર પણ ભાગ્યે જ જોવામાં આવશે, એવી મસ્તીને માણનાર તો તેથી પણ

ઓછા છે અને છતાં આ ભવ્ય મનોરાજ્ય વિચારતાં એ જરૂર ઈચ્છવા યોગ્ય અસાધારણ આત્મવિભૂતિ છે એમ લાગ્યા વગર નહિ રહે. શુદ્ધ આત્માનું સ્વરૂપ યોગિરાજે જોયું ત્યારે તેમને અપૂર્વ આનંદ થયો અને તે વખતે શુદ્ધ ચેતનાએ વિશુદ્ધ ચેતનરાજ પતિને અંગે જે ઉદ્ગારો કાઢ્યા તે આપણે પ્રથમ વિચારી જઈએ. પછી એ ઉદ્ગારને આત્મવિકાસમાં શું સ્થાન છે તે પર છેવટે ચર્ચા કરશું.

૧. ચેતનાનો પતિ સાથે મેળાપ થયો, એનો વિરહકાળ ભાંગ્યો, એની મોટામાં મોટી ઈચ્છા પૂરી થઈ અને એને નાથનો મેળાપ થયો. તે શુદ્ધ આત્મદશા-વિશુદ્ધ ચેતના કહે છે કે હવે તો મારા નાથ એ જ મારો સાચો આધાર છે. મારે ગમે તેવી અગવડ-અડચણ હોય તો તે વખતે મારે બીજા કોઈની સલાહ કે સહાયની જરૂર નથી, મારો કુલ આધાર મારા નાથજી છે.

---

૧. અબ=હવે, હવેથી
મેરે=મારે પતિ=સ્વામી
ગતિ=હાલવા ચાલવાની શક્તિ, આધાર, આશ્રય
દેવ=પ્રભુ
નિરંજન=મળ રહિત
ભટકૂં=રખડું
કહા=શા માટે સિર=માથું
પટકૂં=ફોડું કહા=શા માટે
જનરંજન=લોકોને ખુશી કરવા

૨. ખંજન=ખંજન, લાંબી આંખવાળું પક્ષી; ચકલાની જાત, ચક્રવાક જેવું હોય છે અને શરદથી શીત ઋતુ સુધી દેખાય છે.
દગન=આંખો
ખંજનદગ=ખજવા જેવી લાંબી આંખ છે જેને તેના ઉપર
દગ=આંખો ચાહું=ઈચ્છું
લગાવૂં=લગાડું, મિલાવું, મેળવું
ચિંતવન=વિચાર કરવો તે
ચિતવિત=ચિત્તનું ધન, ચિંતવન ચિત્તનું ધન છે
અંજન=આંજણ, કાજળ
મજન=ઉત્તમ જન
સજ્જન=સજ્જ થયેલા. તૈયાર થયેલા
ઘટ અંતર=શરીરની અંદર. અંતર્યામી
પરમાતમ=પરમાત્મા.
સકલ=સર્વ. ભય=બીક
દુરિત=પાપ, દારિદ્ર.
ભંજન=દૂર કરવાવાળા, ભાંગવાવાળા.

૩. એહિ=એજ, ઘટ અંતર રહેલા પરમાત્મા.
કામગવિ=કામદુધા ગાય.
કામઘટ=કામકુંભ, કામકળશ
સુધારસ=અમૃતરસ.
મંજન=સ્નાન કરવું તે.
આનંદઘન પ્રભુ=આનંદ સમૂહના સ્વામી.
ઘટ=શરીર, હૃદય.
વન=જંગલ-તેના, તેમાં
હરિ=સિંહ. કામ=કામદેવ.
મતંગ=મદોન્મત્ત,
ગજ=હાથી.
ગંજન=(તેને) જીતનાર, હરાવનાર, હઠાડનાર, અંકુશમાં રાખનાર.

પાઠાંતરો:—

૧. જનરંજન સ્થાને 'જિનરંજન'

૨. 'ચિતવિત' સ્થાને 'ચિંનવન' 'સજંન' સ્થાને 'સંજન' 'દુરિત' સ્થાને 'દુરિત્ત.'

૩. 'કામગવિ' સ્થાને 'કામગ્રહ' 'કામ' સ્થાને 'કાંમ' લખે છે. 'મતંગ' સ્થાને 'મત્ત'

શુદ્ધ નયની અપેક્ષાએ આત્મા અનંત જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય, ઉપયોગ આદિ અનેક ગુણોથી ભરેલો છે અને ચેતનાને જ્યારે જ્યારે જરૂર પડે છે ત્યારે ત્યારે તેનો પતિરાજ સાથે અભેદ હોઇ એ જ એની ગતિ છે. પતિપ્રિય પતિવ્રતા સ્ત્રીને અંતે સર્વ બાબતમાં ગતિ તો એના પતિ જ હોય અને પતિરાજમાં એટલા ગુણો ભરેલા છે કે એમાં ફેરફાર થાય જ નહિ. એ મારા નાથ એ જ મારી ગતિ છે, એ જ મારા દેવ છે અને કોઈ પણ પ્રકારના મેલ વગરના એ મારા નિરંજન નાથ છે.

દેવતત્ત્વમાં મલિનતા ન હોય ત્યારે તે તરફ ખરો ભાવ આવે છે. અંજન એટલે મશ, કાજળ. મારા નાથ તો કોઇ પણ પ્રકારના મળ-મેલ વગરના છે, એનામાં કોઇ વાતની કમીના નથી, એ મારા પ્રાણપતિ છે, મારા દેવ છે અને મારા આધાર છે.

અથવા બીજી રીતે જોઇએ તો યોગિરાજે આત્માનું ખરેખરું સ્વરૂપ જોયું ત્યારે તેમને અપૂર્વ આનંદ થયો અને તે આનંદમય સ્થિતિમાં નિશ્ચય નયને આગળ કરીને તેઓએ આ આખા પદમાં કવન કરેલું ઉદ્ગાર પ્રવચન ગાઇ નાખ્યું. તે કહે છે કે: મેં મારું આત્મસ્વરૂપ અનુભવ્યું છે અને તેથી મને માલૂમ પડે છે કે મારો આત્મા જ મળ રહિત છે, તેમાં અસલ રૂપે કર્મરૂપ મળ નથી અને તેથી તે નિરંજન છે, તેમ જ તે દેવ છે, કારણ કે લોકાલોકને પ્રકાશ કરે તે દેવ કહેવાય અને તે મારા પતિરાજનો સ્વભાવ જ છે ( અનંત જ્ઞાનમય હોઇ લોકાલોકપ્રકાશનું દેવકાર્ય તે કરે છે ) અને મારો કુલ આધાર છે. આ અસાધારણ ઉચ્ચ કોટિના ઉદ્ગાર ચેતન પોતે કાઢે તો તેમાં પણ વાંધો નથી.

આ પ્રમાણે હોવાથી હું હવે જ્યાં ત્યાં શા માટે આંટા મારું ? પ્રાણી પોતાના દેવને શોધવા અનેક સ્થાને જાય છે, દરરોજ દેવદર્શન કરવા મંદિરે જાય છે, તીર્થોએ ભટકે છે, કેટલાક એને નદી સમુદ્રને કાંઠે શોધે છે, કોઇ એને ઊંચા ડુંગરની ટોચે શોધે છે. પણ મારા પતિ પોતે જ દેવ છે, પોતે અશરીરી છે, પોતે મળ રહિત પવિત્ર છે અને પોતે આનંદમય છે, તો મારા દેવને શોધવા હું જ્યાં ત્યાં ક્યાં ભટકું ? એને બહાર શોધવા જવા પડે તેમ નથી. અને એને મળવા કે શોધવા માટે જેની તેની પાસે માથું પટકવું પડે તેમ નથી, શીર ઝુકાવવું પડે તેમ નથી, મસ્તક નમાવવું પડે તેમ નથી.

લોકોનું રંજન કરી તે દ્વારા આત્મપ્રગતિ સાધવા શા માટે પ્રયત્ન કરું ? જનરંજન કરતાં 'જિનરંજન' પાઠ એક રીતે વધારે બંધબેસતો છે. હું જિન-પ્રભુને રીઝવવા પણ શાં માટે પ્રયત્ન કરું ? મારા ચેતનરાજ મારામાં બેઠા છે, મારી અંદર છે, હું પોતે જ છું. તો પછી અહીં જ્યાં ત્યાં આંટા મારવાને બદલે મારા હૃદયકમળમાં સ્થપાયેલા મારા દેવાધિદેવ ચેતનરાજને હું શા માટે ન રીઝવું ? જેને શોધવા હું મંદિરે મંદિરે આંટા મારું છું, ધામનાં ધામ ફરું છું અને જેમને ચરણે માથું નમાવું છું તે મારી બહાર નથી, તે મારામાં જ છે, મારી અંદર છે, મારામય છે, હું પોતે જ છું. આ સંબંધમાં આનંદઘનજીએ પોતે જ લખ્યું છેઃ-

દોડત દોડત દોડત દોડિયો, જેતી મનની રે દોડ. જિનેશ્વર૦
પ્રેમ પ્રતીત વિચારો ઢુંકડી, ગુરુગમ લેજયો રે જોડ. જિનેશ્વર૦

દોડી દોડીને દોડ્યો, જ્યાંસુધી મનની દોડ પહોંચી શકી ત્યાંસુધી દોડી ગયો અને તે શા માટે ? પ્રભુને શોધવા માટે, પણ એ તો પ્રેમમય છે તારી નજીક જ છે, તારામાં જ છે તેને શોધવા માટે દોડાદોડ કરવી પડે તેમ નથી માત્ર એને ઓળખવા માટે ગુરુ ગમની જરૂર પડે તેમ છે આત્માની આવી સ્થિતિ બતાવનાર એ જ યોગિરાજના અન્ય અનેક કથનો છે તેમાંના નમૂના બે ત્રણ અહીં જોઈ લઈએ —

બંધ મોખ નિહુચૈ નહિ, પુન નિશ્ચૈ સાર અનંત;
અચલ અબાધિત દેખતુ હો, પ્રેમ શરીર લખંત.

× × ×

નિજ સરૂપ નિશ્ચય નય નિરખું, શુદ્ધ પરમપદ મેરો;
હું હી અકલ અનાદિ સિદ્ધ હૂં, અજરન અમર અનેરો.

× × ×

બંધ મોખ નહિ હમરે કબહી, નહિ ઉપપાત વિનાસ;
શુદ્ધ સરૂપી હમ સબ કાલે, ગ્યાનસાર પદ વાસ.

આવા અનેક ટાંચણોથી આત્મરાજનું સાચું સ્થાન આનંદઘન મહારાજે બતાવ્યું છે શ્રી શાંતિનાથ ભગવાનના સ્તવનમાં અનેક યોગની વાત કર્યા પછી બોલી નાખે છે —

અહો અહો હું મુજને કહું, નમો મુજ નમો મુજ રે

આ રીતે પોતે પોતાને જ નમવાની વાત કોને સૂઝે ? ક્યારે સૂઝે ? અને એ વાત જેને સૂઝે તેને પછી જ્યાં ત્યાં ભટકવાનું રહેતું નથી, ગમે ત્યાં શીર પટકવાનું રહેતું નથી અને પોતાને જે જોઈએ છે તે અંદર જ છે ઘટ અંતરમાં જ છે એનો એને અનુભવ થઈ જાય છે અને એ કક્ષાએ પહોંચેલા યોગિરાજને પછી જિનરંજન કરવા માટે જ્યાં ત્યાં ભટકવું પડતું નથી યોગસિંહાસન પર ચેતનરાજ બેઠા હોય ભવ્ય ભાવનાની સુવાસ ચોમેર બહેકતી હોય, અનંત આત્મનાદના ગુંજારવ ચાલતા હોય, અજપાજાપનો અંતર ઉચ્ચાર જામતો જતો હોય, ધ્યાતા ધ્યાન અને ધ્યેયની એકતા થતી જતી હોય ત્યાં પછી અનેક સ્થાને દેવને શોધવા જવા પડતા નથી સાડત્રીશમાં પદમાં જે યોગમાં ચિત્ત પરોવવાનું જણાવ્યું છે તે યોગપ્રાપ્તિ થઈ જાય અને યોગસિંહાસન પર બિરાજમાન થઈ જવાય એટલે એનું સ્થાન ઘણું વધી જાય છે દેવ સિંહાસને બેસે યોગીના ઇંદ્ર હોય તે યોગ સિંહાસને બેસે, અને યોગીનું સ્થાન દેવના સ્થાન કરતાં ઘણું ઉચ્ચ હોય ત્યારપછી એ કલિ( કઠન )માં તો ન જ આવે

યોગની આ મહત્તા છે આનંદઘનજીની શૈલીની આ વિશિષ્ટતા છે 'આત્મારામ રમણતાનો આ મહાન લ્હાવો છે એમાં કોઈને નિશ્ચયનયની વાસ આવે તો તેનો જવાબ એક જ શક્ય છે કે જે અધિકારીને ઉદ્દેશીને આ વાત કરી છે તેને જ્યાં ત્યાં ભટકવાનું ન હોય કે ગમે ત્યાં માથું પટકવાનું ન હોય જેણે પોતાના પતિદેવ નિરંજનનો આશ્રય લીધો છે, જેને પતિ સિવાય બીજી વસ્તુ તરફ આકર્ષણ નથી, જેને પુદ્ગળનો પરાભવ

બરાબર સમજાઈ ગયો છે, જેને અંતર્યામી તરફથી સીધો જવાબ મળી શકે છે એને જ્યાં ત્યાં માથું મારવું પડે નહિ, મંદિરે મંદિરે ભટકવું પડે નહિ, તીર્થે તીર્થે ગમન કરવું પડે નહિ અને ગમે તેની પાસે રોદણાં રડવાં પડે નહિ.

વ્યવહાર અને નિશ્ચયનો સમન્વય કરવો, બન્ને વચ્ચે દેખાતો વિરોધ ટાળવો અને બન્ને વિશુદ્ધ માર્ગમાંથી પોતાના અધિકાર પ્રમાણે પોતાનો માર્ગ શોધી લેવો એ જૈન તત્ત્વજ્ઞાન અને ખાસ કરીને નયજ્ઞાનથી સુવાસિત થયેલ બુદ્ધિનો વિકાસ છે અને બુદ્ધિ કે અભ્યાસના પ્રસંગ ન હોય તેને નૈસર્ગિક રીતે પણ આ સ્થિતિ પ્રાપ્ત થાય છે. એ દશા પ્રાપ્ત થઈ ન હોય અને વ્યવહાર માર્ગોનો ધ્વંસ કરવા વૃત્તિ થઈ આવે તો કોઈ વાર બન્નેમાંથી ભ્રષ્ટ થવાનું બને છે; પણ એ અતિ ઉપયોગી વિષયની ચર્ચા કોઈ પ્રસંગે કરવા જેવી છે અને અન્યત્ર જરૂર કરવાની ઇચ્છા છે. અહીં વાત કહેવાની એ છે કે—આત્મા પોતે જ દેવ છે, એ વાત એ અત્યારસુધી ભૂલી ગયો હતો, હવે એ પોતાને ઓળખતો થયો છે એટલે એને પોતાની ઓળખાણ માટે બીજાને રાજી રાખવા પડે તેમ નથી, બીજે આંટા મારવા પડે તેમ નથી, બીજા એને આપી દેશે એવી ગેરસમજુતી હતી તે હવે તેનામાં રહી નથી અને આવા સંયોગોમાં એની વિશુદ્ધ ચેતના પોતાનો કુલ આધાર નિરંજન દેવ પર છે અને એનું જ પોતે ધ્યાન કરે છે અને જ્યાં ત્યાં ફેરા ખાવાની જરૂરીઆત નથી એ વાતનો સ્વીકાર કરે છે. આ ભાવ સમજતાં એક વાતનો ખ્યાલ રાખવો; યોગીની આ ભવ્યદશા છે, અતિ ઉન્નત આત્મસંપત્તિ છે અને એને પ્રાપ્ત કરવાનો આદર્શ જરૂર રાખવા યોગ્ય છે, પણ એ બે ચાર યોગની વાતો કરવાથી યોગપ્રાપ્તિ પોતાને થઈ છે એમ માની લઈ વ્યવહારને વિસારી મૂકવાની ભૂલમાં પડવા જેવું નથી.

શુદ્ધ ચેતનાની આ દશા ખૂબ સમજવા યોગ્ય છે, દોડાદોડ કરવા યોગ્ય નથી, ઘરમાં દટાયેલ પુંજીને સમજવા યોગ્ય છે અને એનો ખ્યાલ બરાબર ન આવે તો વિશિષ્ટ પુરુષો ગુરુમહારાજનો આશ્રય કરી તેની પાસેથી એ પરિસ્થિતિનું જ્ઞાન કરવા યોગ્ય છે. બાકી જેઓ અધિકાર વગર નિશ્ચય માર્ગનો આશ્રય કરી બેસે અથવા વગર લાયકાતે પ્રગતિ માની વ્યવહાર ક્રિયા મૂકી દે તેની શી દશા થઈ છે તે ચોમેર નજર કરવાથી સહજ સમજાઈ જાય તેવું છે, જેઓ નિરાલંબન ધ્યાનની અવસ્થાએ પહોંચ્યા વગર આલંબનને મૂકી દે છે તેઓ બન્નેમાંથી ભ્રષ્ટ થાય છે, કારણ કે નિરાલંબનતત્ત્વની દઢ તેમણે પ્રાપ્ત કરી નથી અને ચાલુ પ્રવાહ છોડી દેવાને પરિણામે તેઓ આખા દિવસમાં આત્મતત્ત્વ વિચારવાનો કે પરમાત્માને કાંઈ નહિ તો દૃષ્ટિ સમીપ રાખવાનો પ્રસંગ પણ દૂર કરી મૂકે છે અને તેમની સ્થિતિ આત્મપ્રગતિને અંગે ખાસ પસંદ કરવા યોગ્ય નથી એ વાત સમજી રાખવી. આ વાત અત્રે કહી છે તે ચેતનમાં ઉતરી ગયેલા, સ્વપરનો ભેદ સમજનાર અને બાહ્ય ભાવને તજી અંતર આત્મતત્ત્વ ખોળનાર માટે છે. આત્મસ્વરૂપનું તીવ્ર સંવેદન થાય અથવા તેને પ્રાપ્ત કરવાની ઊંડી ભારી તમન્ના થાય ત્યારે જ આવા અંતરના ઉદ્‌ગાર નીકળી પડે છે. એ ભાવને સમજીને પચાવવા જેવો છે અને જેમ બને તેમ મોટા પ્રમાણમાં જમાવવા જેવો છે. એ ભાવ જેમ સહજ પ્રાપ્ત થાય તેવો નથી

તેમજ અપ્રાપ્ય પણ નથી. એ ભાવ નિશ્ચય નયનો આશ્રય કરે છે એમ કહી તેવી સાર વસ્તુ દૂર કરવા યોગ્ય નથી, તેમજ એ સામાન્ય વાતો કરવાથી પ્રાપ્ત થઇ જાય તેવો ભાવ છે એમ મનને મનાવી લેવા યોગ્ય નથી. આગલા પદમાં બતાવ્યું કે 'ઇહ જગત રાવરો થકો.' આવું જે બોલી શકે તેમ હોય, એવા ઉદ્ગારમાં જરાપણ દંભ કે માયા ન હોય, જેને બાહ્ય પરિણતિમાં ભાગ લેતાં અંદરથી કમકમાં આવતા હોય, જેને ચેતન અને ચેતના વચ્ચે અભેદ સમજાયો હોય, જેને ભાવના આત્મિક જીવન સન્મુખ થઇ હોય અથવા થતી જતી હોય, જેને દુનિયાની પ્રશંસા કે અભિપ્રાયની દરકાર ન હોય, એવાં ઉન્નત જીવોને એનો અંતર્યામી ચેતનરાજ ખરો પતિ છે, એ એની ગતિ છે, એ એનો આશરો છે, એ એનો દેવ છે અને એ એનો મેલ કે દોષ વગરનો આદર્શ છે. એવા વિશુદ્ધ માર્ગે ચઢેલા આત્મજ્યોત જગાડનાર મહાપુરુષને પછી દેવની શોધમાં મંદિરે મંદિરે ભટકવું પડતું નથી અને જે તે ઉંબરમાં કે પગમાં માથું નમાવવું પડતું નથી કે એને લોકરંજન કરી નામના મેળવવી પડતી નથી. એનાં મનોરાજ્યો જ અનેરાં હોય છે.

આવા ચેતનની ચેતનાનો આ ગુંજારવ છે, આ ગર્જારવ છે, આ શાંત પણ મક્કમ નિર્ણય છે અને આ એનો અવિચલિત આદર્શ છે. જનરંજન અને જિનરંજન. બન્ને પાઠો એક રીતે સમીચીન છે. આ દશાએ જે પ્રાણી પહોંચેલ હોય છે તે પછી જનરંજન ઇચ્છતો નથી, એને એની પરવા કે ચાહના રહેતી નથી. એને લોકો માન આપે કે એને માટે ખરાબ બોલે એની દરકાર આ દશાનો પ્રાણી ભાગ્યે જ કરે, અને વસ્તુતઃ ખરું છે કે '**જન મનરંજન ધર્મનું, મૂલ ન એક બદામ.**' લોકો પાસે વાહવાહ બોલાવવા માટે કરેલ ધર્મ કે સ્વીકારેલ ક્રિયામાર્ગની વસ્તુતઃ કાંઇ કિંમત નથી. આત્મપ્રગતિની નજરે એ શૂન્યમાં પરિણમે છે. લોકો તમારી વાહવાહ બોલે, પાંચમાં પૂછાવા યોગ્ય તમે થાઓ, સભામાં તમને અગ્રસ્થાન મળે, પણ ત્યાં એનો છેડો આવી જાય છે. ચેતનની સાધ્ય તરફ પ્રગતિની નજરે જોઇએ તો એવા ધર્મની કે એવી ક્રિયાની કાંઇ કિંમત નથી. આવા પ્રગત આત્માને જિનરંજનની ચાહના કે જરૂર પણ રહેતી નથી. એ સમજે છે કે જિન ભગવાન પોતે તો રાગદ્વેષ રહિત છે, એને રંજન કે વિરાગ હોય નહિ અને એ તો માત્ર તેના આદર્શ સ્થાનને યોગ્ય છે અને ત્યાં તે બિરાજમાન થયેલ છે. એને રંજન કરવાનું હોય નહિ અને એ રંજન થાય પણ નહિ. આ રીતે બન્ને પાઠ સમીચીન જણાય છે. આત્મા પોતે પરમાત્મા નિશ્ચય નયમતે હોઇ આ અર્થ બરાબર સમજાય તેવો છે.

આત્મા પોતાનું સ્વરૂપ ભૂલી જઇ, બીજે ભટકતાં જ્યારે પોતાપણું પામે છે ત્યારે તેને જેવા પ્રકારના વિચારો આવે છે તે અત્ર ( આ પદમાં ) સ્પષ્ટ દર્શાવ્યા છે અને તે ખાસ મનન કરવા યોગ્ય છે, એ દષ્ટિ ધ્યાનમાં રાખી એ જ લયમાં આપણે આગળ વધીએ.

( ચાલુ )　　મૌક્તિક

# શ્રી ગણધરકલ્પલતા

( ૩ )

## ગણધરપદ ને તીર્થંકરપદનો ટૂંક વિચાર

( અનુસંધાન પૃષ્ઠ ૧૮૬ થી )

તીર્થંકર પદ સિવાયના બીજા બધાં પદોમાં ગણધરપદ પ્રધાન છે. અનેક ગ્રંથો ઉપર સરલ ટીકા બનાવનાર અને સરસ્વતીના વરદાનવાળા આચાર્ય શ્રી મલયગિરિજી મહારાજે પંચસંગ્રહની ટીકામાં કહ્યું છે કે–" કષાયની મંદતાવાળા અને સમ્યગ્દર્શન સહિત છતાં મોહરૂપ તિમિરથી ઢંકાએલા નેત્રવાળા, જે બિચારા સંસારીજીવો; આશ્ચર્ય છે કે મહાદેદિપ્યમાન, શ્રી તીર્થંકરના ધર્મરૂપી દીપક હયાત છતાં અનેક કષાયાદિ સ્વરૂપ કાંટાઓથી ભરેલા સંસારમાં આથડે છે." આવી ભાવદયાથી પ્રેરાઇને જે ભવ્યજીવો સર્વ જીવોને ઉદ્ધારવાનો પ્રયત્ન કરે છે, તેઓ તીર્થંકરનામકર્મ બાંધે છે. અને એ પ્રમાણે સ્વજનવર્ગનો ઉદ્ધાર કરવાની ભાવના ભાવનારા અને તે પ્રમાણે વર્ત્તનારા ભવ્ય જીવો ગણધરપદને બાંધે છે. મહાપુણ્યશાલી જીવો જ આ સ્થિતિને પામી શકે છે, તેથી તેમની રૂપસંપદા પણ બીજા જીવો કરતાં ચઢિયાતી હોય છે, એટલે આહારક શરીરના રૂપસૌંદર્યથી પણ ગણધરદેવોનું રૂપ અધિક ( ચઢિયાતું ) હોય છે અને તેથી ચઢિયાતું રૂપ શ્રી તીર્થંકર પ્રભુનું હોય છે. અહીં જાણવા જેવી દ્વાદશાંગી રચનાની બીના છેવટે જણાવશું, કારણ કે તે કલ્પ અગિયારે ગણધરોનો એકસરખો હોય છે.

### શક્તિ, ગુણો, તપ અને ગુરુભક્તિ—

સર્વ ગણધરોમાં શ્રી ગૌતમ ગણધર મહાપ્રભાવશાલી ગણાય છે, કારણ કે તેઓશ્રી અનેક પ્રભાવિક લબ્ધિઓના નિધાન હતા. સાથેસાથે તેઓ નિરભિમાન પણ તેટલા જ હતા, તે આનંદ શ્રાવકના અવધિજ્ઞાનની બાબતમાં પોતાની ભૂલ જણાતા તેમણે તેને ' મિચ્છામિ દુક્કડં ' દીધો તે ઉપરથી જાણી શકાય છે. આવી ઊંચી હદે પહોંચ્યા છતાં તેઓને ગુરુભક્તિમાં અપૂર્વ પ્રેમ હતો. ગુરુની આજ્ઞા પ્રમાણે વર્તવામાં તેઓ આનંદ અનુભવતા હતા અને ખરી મોટાઇ પણ તેમાં જ સમજતા હતા. વસ્તુતત્ત્વનો નિષ્ટંક નિર્ણય મેળવવા સાથે, બીજાઓને બોધ પમાડવા માટે અને સ્વશિષ્યોનો શ્રદ્ધાગુણ વધારવા માટે પણ શ્રી ગૌતમ મહારાજે વારંવાર પ્રભુશ્રી મહાવીરદેવને અનેક પ્રશ્નો પૂછ્યા છે અને તેથી જ શ્રી ભગવતી સૂત્રમાં ૩૬ હજાર વાર શ્રી ગૌતમ મહારાજનું નામ આવે છે. આવા પ્રકારની પ્રશ્નશૈલીને અપૂર્વ બોધદાયક જાણીને શ્રી શ્યામાચાર્યભગવંતે શ્રી પ્રજ્ઞાપનાસૂત્રમાં પણ એ શૈલી કાયમ રાખી છે. અણાહારી પદની વાનકી અને નિકાચિત કર્મોને તોડવાનું અપૂર્વ સાધન ક્ષમાપ્રધાન તપશ્ચર્યા છે એમ સમજીને શ્રી ગૌતમ

સ્વામી છઠ્ઠને પારણે છઠ્ઠ કરવારૂપ આકરી તપશ્ચર્યા પણ કરતા હતા; છતાં તેઓનું શરીર મહાતેજસ્વી અને પુષ્ટ દેખાતું હતું.

**કેવળજ્ઞાનની પ્રાપ્તિની શંકા અને તેનું નિવારણ—**

પૃષ્ઠચંપાનગરીના શાલ અને મહાશાલ નામના રાજપુત્રોએ, પ્રભુ શ્રી મહાવીરદેવની દેશનાથી વૈરાગ્ય પામીને પોતાના ભાણેજ ગાગલીને રાજ્ય સોંપીને દીક્ષા ગ્રહણ કરી હતી. તેઓ અગિયાર અંગો ભણ્યા અને ગીતાર્થ બન્યા. પછી ગાગલીકુમારાદિને પ્રતિબોધ કરવા માટે પ્રભુની આજ્ઞા લઇને શ્રી ગૌતમસ્વામીની સાથે તે બંને ( શાલ-મહાશાલ ) પૃષ્ઠચંપાનગરીમા પધાર્યા ત્યાં ગાગલી રાજાએ ગણધર શ્રી ગૌતમ મહારાજની દેશના સાંભળી, વૈરાગ્ય પામી, સ્વપુત્રને રાજ્ય સોંપી, માતાપિતા સહિત શ્રી ગૌતમસ્વામીની પાસે દીક્ષા ગ્રહણ કરી પછી સપરિવાર ગૌતમસ્વામીજી પ્રભુ વીરની પાસે આવતા હતા ત્યા રસ્તામાં સંસારની અનિત્યતા વિચારતાં, ક્ષપકશ્રેણિએ ચઢતા પાચેને કેવલજ્ઞાન થયું. આ બીના પ્રભુ શ્રી વીરની પાસે આવ્યા બાદ પ્રભુશ્રીના કહેવાથી જ્યારે શ્રી ગૌતમમહારાજે જાણી ત્યારે તેઓ વિચાર કરવા લાગ્યા કે 'શું મને કેવલજ્ઞાન નહિ થાય ?' આ વાતનો ખુલાસો દેવોએ કર્યો કે-" આજે જ પ્રભુએ ફરમાવ્યું છે કે 'જે ભવ્ય જીવ સ્વ-લબ્ધિવડે અષ્ટાપદ પર્વત ઉપર જઇને જિનેશ્વરોને વંદન કરે તે આત્મા તે જ ભવે સિદ્ધિપદને પામે " એ પ્રમાણે સાંભળીને તેઓ પ્રભુની આજ્ઞા લઇ ચારણલબ્ધિથી વાયુ જેવા વેગથી અષ્ટાપદ પર્વત ઉપર ચઢી, તીર્થવંદના કરી, અશોકવૃક્ષની નીચે બેઠા. ત્યાં વજ્રસ્વામીના જીવ તિર્યગ્જૃંભક દેવને સંસારની વિચિત્રતાગર્ભિત દેશના સંભળાવી છેવટે તે દેવને શંકાશીલ જાણીને પુંડરીક અને કંડરીકનું દૃષ્ટાન્ત કહી તેને નિઃસંદેહ બનાવ્યો

**પંદરસો તાપસોને દીક્ષા, ભોજન અને કેવલજ્ઞાન—**

રાત ત્યાં રહી તેઓ સવારે નીચે ઉતરવાની તૈયારી કરતા હતા ત્યારે પહેલા, બીજા ને ત્રીજા પગથિયે પૂર્વે આવેલા પંદરસો તાપસો ગૌતમસ્વામીની (પર્વત ઉપર ચઢતા હતા તે વખતની ) અપૂર્વ શક્તિ જોઇને આશ્ચર્ય પામીને ""ઉપરથી તેઓ ઉતરશે ત્યારે તેમના શિષ્ય થઇશું" આવા ઈરાદાથી તેમની રાહ જોઇ રહ્યા હતા. એટલે જ્યારે ગૌતમસ્વામીને આવતા જોયા ત્યારે તેઓએ દીક્ષાની પ્રાર્થના કરી. ગૌતમસ્વામીએ બધા તાપસોને દીક્ષા આપી, પછી બધા પ્રભુની પાસે જવા ચાલ્યા. વચમા એક ગામ આવ્યું ત્યાં શ્રી ગૌતમસ્વામીએ અક્ષીણમહાનસી લબ્ધિના પ્રભાવે એક પાત્રમાં થોડી ખીર છતા બધા તાપસોને તૃપ્ત કરી વિસ્મય પમાડ્યા

એ પંદરસો તાપસોમાથી પાંચસોને આહાર કરતાં, પાચસોને પ્રભુની પ્રાતિહાર્યાદિ ઋદ્ધિ જોતા અને પાચસો તાપસોને પ્રભુનાં દર્શન થતાની સાથે જ કેવલજ્ઞાન પ્રગટ થયુ. આ વાતની શ્રી ગૌતમસ્વામીને ખબર ન હોવાથી

તેમણે તાપસોને કહ્યું કે-"હે મુનિવરો ! તમે પ્રભુને વંદન કરો !" ત્યારે પ્રભુશ્રી મહાવીરદેવે કહ્યું કે-"હે ગૌતમ ! આ બધા કેવલી છે, તેથી તેમને વંદન કરવાનું ન કહેવાય." એમ સાંભળી તરત જ શ્રી ગૌતમમહારાજે કેવળી તાપસોને ખમાવ્યા. ધન્ય છે શ્રી ગૌતમસ્વામીના નમ્રતા ગુણને !

## ફરીને કેવલજ્ઞાનની પ્રાપ્તિની શંકા અને તેનું સમાધાન—

આ અવસરે ફરી શ્રી ગૌતમસ્વામીએ વિચાર્યું કે "જરૂર હું આ ભવમાં મુક્તિમાં જઇશ નહિ; કારણ કે મેં જેઓને દીક્ષા આપી તેઓ કેવલજ્ઞાન પામ્યા અને હું ન પામ્યો." એટલે પ્રભુએ પૂછયું-"હે ગૌતમ ! તીર્થંકરોનું વચન સાચું કે મિથ્યા કલ્પના કરનાર દેવોનું વચન સાચું ?" આ પ્રશ્નનો શ્રી ગૌતમે વિનયથી જવાબ આપ્યો કે-"હે પ્રભુ ! નક્કી તીર્થંકરનું વચન સત્ય છે." પ્રભુએ ગૌતમને આશ્વાસન પમાડવા માટે વધુમાં કહ્યું કે—"હે ગૌતમ ! આમ અધીરતા કરીશ નહિ. લાંબા કાળના પરિચયથી તને મારી ઉપર દૃઢ પ્રશસ્ત રાગ છે, તે દૂર, થતાં જ તને કેવલજ્ઞાન થશે." ગૌતમસ્વામીને પ્રભુના આ વચનથી શાંતિ થઇ.

શ્રી ગૌતમમહારાજ મહાવીરદેવની પાસે, બહુ દૂર નહિ અને બહુ પાસે નહિ તેમ ઉભડક પગે વિનયપૂર્વક બેસતા હતા, અને ધર્મધ્યાનવડે પાંચ ઇન્દ્રિયો અને મનને સ્થિર રાખતા હતા. તેમજ સંયમ અને તપવડે આત્માને નિર્મલ બનાવી રહ્યા હતા. ગૌતમગોત્રમાં જન્મેલા, સાત હાથની કાયાવાળા, સમચતુરસ્ર સંસ્થાનના ધારક અને વજ્રઋષભનારાચ સંઘયણ-વાળા શ્રીગૌતમસ્વામી મહાતપસ્વી, શુદ્ધ બ્રહ્મચર્યના પાલક તેમજ વિપુલ તેજોલેશ્યાને ધારણ કરનારા હતા. વળી તેઓ ચૌદ પૂર્વના જ્ઞાતા, ચાર જ્ઞાનના ધારક અને સર્વાક્ષરસંયોગોના જાણકાર હતા, છતાં તેમને જ્યારે જ્યારે જિજ્ઞાસારૂપ સંશય થાય ત્યારે ત્યારે વિનયપૂર્વક કયા કારણોથી કયું કર્મ બંધાય ? કર્મથી મુક્ત થવાનો શો ઉપાય ? તેમજ "चलमाणे चलिये" બાબતો વગેરેના શ્રીમહાવીર પ્રભુને પ્રશ્નો પૂછી તેનો ખુલાસો મેળવતા હતા.

## પ્રભુને પ્રશ્નો પૂછવાનો હેતુ—

આ પ્રસંગે એ શંકા થાય કે-શ્રી ગૌતમસ્વામી તો દ્વાદશાંગીના રચનાર અને ચાર જ્ઞાનના ધારક હોવાથી સર્વજ્ઞ જેવા હતા, તો પછી પ્રભુદેવને તેઓશ્રી પ્રશ્નો પૂછે એમ કેમ બને ? આના ઉત્તરમાં સર્વાનુયોગમય-પંચમાંગ શ્રી ભગવતીસૂત્રના ટીકાકાર પૂજ્ય આચાર્ય મહારાજશ્રી અભયદેવસૂરિ જણાવે છે કે-(૧) ઉદયમાં વર્તતા જ્ઞાનાવરણીયાદિ કર્મોના પ્રતાપે છદ્મસ્થજીવોને અનુપયોગ ભાવ (ઉપયોગ રહિતપણું) હોય છે તેથી, અને (૨) જાણતાં છતાં પોતાના જ્ઞાનના સંવાદ (નિર્ણય) માટે એટલે બાજુનારા શિષ્યો એમ જાણે કે શ્રી ગૌતમસ્વામીજી પ્રભુદેવના વચનોને અનુસારે જ પદાર્થોનું સ્વરૂપ જણાવે છે.

આ ઇરાદાથી, ( ૩ ) વળી બીજાઓને બોધ પમાડવા માટે, ( ૪ ) સ્વશિષ્યોને ગુરુના વચન ઉપર દૃઢ શ્રદ્ધા થાય એવા ઇરાદાથી અને ( ૫ ) સૂત્રરચનાની વિધિ સાચવવા માટે-એમ પાંચ કારણોમાંના કોઇ પણ કારણથી શ્રી ગૌતમ મહારાજા પ્રભુને વારંવાર પ્રશ્નો પૂછતા હતા.

**કેશી ગણધર સાથેનો પ્રસંગ—**

શ્રીગૌતમસ્વામીમાં અપૂર્વ વિનય ગુણ વર્ત્યો હતો, શ્રી કેશી ગણધર મહારાજા એ પ્રસંગની સાક્ષી પૂરે છે. ત્રેવીશમા તીર્થંકર શ્રી પાર્શ્વનાથ ભગવાનની પરંપરામાં થએલા, ત્રણ જ્ઞાનના ધારક, મહાધુરંધર, શ્રી કેશી ગણધર મહારાજા અને શ્રી ગૌતમમહારાજા એક વખત શ્રાવસ્તી નગરીની નજીકમા પધાર્યા. ત્યાં શ્રીકેશી ગણધર તિન્દુક વનમાં પધાર્યા અને શ્રી ગૌતમ ગણધર કોષ્ઠક નામના ઉદ્યાનમાં રહ્યા હતા. એટલે જ્યેષ્ઠકુળનુ માન સાચવીને વિનયનિધાન શ્રી ગૌતમ મહારાજા કેશી ગણધરને મળવા પધાર્યા. શ્રી કેશી મહારાજે તેમનું યોગ્ય સન્માન સાચવ્યું. માહોમાંહે એકબીજાએ સુખશાતાના સમાચાર પૂછ્યા અને બને પૂજ્ય પુરુષો ઘણા જ ખુશી થયા અવસર જોઇને શ્રી ગૌતમગણધરે કેશી ગણધરના મહાવ્રતોની સંખ્યા, ચેલક અચેલક ધર્મ ઇત્યાદિ બાબતોના તમામ પ્રશ્નોના શાંતિપૂર્વક, મીઠી ભાષામા ઉત્તર આપ્યા, જે સાભળી શ્રી કેશી ગણધર ઘણા ખુશી થયા. દેવાદિની સભાને પણ આ વાત સાંભળી ઘણો જ આનંદ થયો. પછી શ્રી કેશીગણધરે " આપશ્રી મહાજ્ઞાની અને ગાંભીર્યાદિ ગુણરત્નોના સમુદ્ર છો " એમ સ્તવીને શ્રી ગૌતમ મહારાજની પાસે પંચ મહાવ્રતરૂપ ધર્મ અંગીકાર કર્યો આ પ્રસંગમાથી બોધ એ મળે છે કે સરલતા અને કદાગ્રહ રહિત સ્વભાવ એ બે મુખ્ય ગુણોથી મોટાઈ મળે છે મોટા પુરુષોના શુદ્ધ વર્તનની છાપ શિષ્યાદિવર્ગની ઉપર અવશ્ય પડે છે, કારણ કે વડીલોના સદ્વર્તનમા જ ભવી જીવોનું અને આશ્રિત સમુદાયનુ હિત સમાએલુ હોય છે.

**દ્વાદશાંગીની રચના—**

પૂર્વે કહ્યા પ્રમાણે ચૌદ વિદ્યાના પારગામી, ક્ષાયોપશમિક સમ્યગ્દર્શનવાળા શ્રી ગૌતમ મહારાજ ( આદિ ૧૧ ગણધરો ) સર્વે લબ્ધિનિધાન હતા. ગુણ પ્રત્યયિક જે શક્તિ તે લબ્ધિ કહેવાય, તે લબ્ધિઓના સ્વરૂપ સાથે નામો ટૂંકામા આ પ્રમાણે જાણવા

## બુદ્ધિ લબ્ધિના ૧૮ ભેદો

૧. **કેવલજ્ઞાનલબ્ધિ**—આનાથી લોકાલોકમાં રહેલા તમામ દ્રવ્યાદિ જણાય છે.

૨. **મનઃપર્યવજ્ઞાનલબ્ધિ**—આના પ્રતાપે મનના ભાવ ( વિચાર ) જણાય છે.

૩. **અવધિજ્ઞાનલબ્ધિ**—આથી આત્મા રૂપી દ્રવ્યોનુ જ્ઞાન મેળવી શકે છે.

૪. **બીજબુદ્ધિલબ્ધિ**—આનાથી પૂજ્ય શ્રી ગણધરાદિ મહાત્માઓ સૂત્રનો એક અર્થ સાંભળે, તો પણ બુદ્ધિબળથી ભણ્યા વગર ઘણા અર્થો કરવાને સમર્થ થાય, આખા ગ્રંથનું રહસ્ય સમજી જાય અને સૂત્રરચના કરી શકે.

૫. **કોષ્ઠબુદ્ધિલબ્ધિ**—જેમ કોઠારની અંદર રહેલું ધાન્ય વિખરાય નહિ, તેમ આ લબ્ધિવાળા મહાત્માઓ ભણેલું ભૂલે નહિ.

૬. **પદાનુસારિણીલબ્ધિ**—આથી જેનો અભ્યાસ કર્યો નથી, તથા જે સાંભળવામાં પણ આવ્યું નથી એવા સૂત્રનું એક પદ સાંભળીને તે સૂત્રના પહેલા પદથી માંડીને છેલ્લા પદ સુધીનું જ્ઞાન થાય. ( આના ત્રણ ભેદો છે. ૧. અનુશ્રોતપદાનુસારિણી, ૨. પ્રતિશ્રોતપદાનુસારિણી અને ૩. ઉભયપદાનુસારિણી. )

૭. **સંભિન્નશ્રોતોલબ્ધિ**—આ લબ્ધિના પ્રભાવે સ્પર્શનાદિ પાંચે ઇન્દ્રિયોના વિષયોને કોઇ પણ એક ઇન્દ્રિયથી જાણી શકાય. જેમ આંખથી વસ્તુનું રૂપ જોવાય તેમ આ લબ્ધિવાળા મહાત્માઓ ગમે તે ઇન્દ્રિયથી પદાર્થનું રૂપ જોઈ શકે. એ પ્રમાણે શબ્દાદિ ચારેમાં પણ સમજવું.

૮. **દૂરાસ્વાદન સામર્થ્ય**—આ લબ્ધિથી દૂર રહેલી વસ્તુનો સ્વાદ જણાય.

૯. **દૂરસ્પર્શન સામર્થ્ય**—આ લબ્ધિથી દૂર રહેલી વસ્તુના સ્પર્શનું જ્ઞાન થાય.

૧૦. **દૂરદર્શન સામર્થ્ય**—આ લબ્ધિથી દૂર રહેલી વસ્તુ જોઇ શકાય.

૧૧. **દૂરઘ્રાણ સામર્થ્ય**—આ લબ્ધિથી દૂર રહેલી વસ્તુના ગંધનું જ્ઞાન થાય.

૧૨. **દૂરશ્રવણ સામર્થ્ય**—આ લબ્ધિથી છેટેનો શબ્દ સંભળાય.

૧૩. **દશપૂર્વીપણું**—આથી દશ પૂર્વોનું જ્ઞાન મેળવી શકાય. આ લબ્ધિવાળાને નિશ્ચયે સમ્યગ્દર્શન હોય છે. જુઓ સાક્ષીપાઠ "चउदस दस य अभिन्ने नियमा सम्मंतु सेसए भयणा ।."

૧૪. **ચતુર્દશપૂર્વીપણું**—આથી વિશાલ તત્ત્વમંત્રાદિ ગર્ભિત-૧૪ પૂર્વોનું જ્ઞાન મેળવી શકાય.

૧૫. **અષ્ટાંગ મહાનિમિત્ત કૌશલ્ય**—આથી જુદા જુદા નિમિત્તોદ્વારા શુભાશુભનો ચોક્કસ નિર્ણય કરી શકાય.

૧૬. **પ્રજ્ઞાશ્રમણપણું**—જેમ ચૌદપૂર્વી અર્થની પ્રરૂપણા કરે તેમ આ લબ્ધિવાળા વિશિષ્ટ બુદ્ધિના પ્રભાવે જીવાદિ તત્ત્વોના અર્થની પ્રરૂપણા કરી શકે

૧૭. **પ્રત્યેકબુદ્ધપણું**— અને, ૧૮. **વાદીપણું**—

### ક્રિયા વિષયક લબ્ધિના બે પ્રકાર

**૧ ચારણપણું અને ૨ આકાશગામીપણું**—તેમાં ચારણલબ્ધિના જંઘાચારણ અને વિદ્યાચારણ એવા બે ભેદ કહ્યા છે. જંઘાચારણલબ્ધિ-આ લબ્ધિના પ્રભાવે સૂર્યના કિરણોની મદદથી એક જ ઉત્પાતે (ફલંગે) તેરમા રુચકવરદ્વીપ સુધી તિર્છી (વાંકી) ગતિ કરી શકાય. પાછા ફરતાં બે ઉત્પાતે સ્વસ્થાને આવે અને ઊર્ધ્વગતિમાં મેરૂપર્વત ઉપર જવા ચાહે ત્યારે એક જ ઉત્પાતે પાંડુકવન પર જાય, અને પાછા ફરે ત્યારે એક ઉત્પાતે નંદનવનમાં આવે અને બીજા ઉત્પાતે સ્વસ્થાને આવે. વિદ્યાચારણલબ્ધિ-વિદ્યાચારણ મુનીશ્વરો નંદીશ્વરદ્વીપ સુધી સૂર્યના કિરણ આદિના આલંબનથી જઈ શકે છે. તેઓ બે ઉત્પાતે નંદીશ્વરદ્વીપે જાય અને પાછા ફરતાં એક જ ઉત્પાતે સ્વસ્થાને આવવા સમર્થ થાય છે; અને ઊર્ધ્વગતિ કરે ત્યારે મેરુની ઉપર જતાં, પહેલા ઉત્પાતે નંદનવનમાં અને બીજા ઉત્પાતે પાંડુકવનમાં જાય. ત્યાં ચૈત્યવંદનાદિ કરી પાછા ફરે ત્યારે એક જ ઉત્પાતે સ્વસ્થાને આવી શકે.

પ્રશ્ન—જંઘાચારણને પાછા ફરતાં વધારે વખત લાગે તેનું શું કારણ?

ઉત્તર—જંઘાચારણ મુનિઓને પાછા ફરતાં લબ્ધિની શક્તિનું ઓછાપણું સંભવે છે માટે વધારે વખત લાગે છે, અને જંઘાના બળથી તેઓ ગતિ કરે છે, માટે પાછા ફરતાં જવાના પરિશ્રમને લઈને પણ તેમ (વધુ વખત) સંભવે છે અને વિદ્યાચારણ મુનિઓને તેમ નથી. તેઓ તો વિદ્યાના બળે ગતિ આગતિ કરે છે. પાછા ફરતી વખતે તેમની વિદ્યા સતેજ હોય, તેથી સમય ઓછો લાગે છે.

ચારણલબ્ધિના જલચારણાદિ બીજા પણ અનેક ભેદો સમજવા.

આકાશગમનલબ્ધિ—આથી પર્યંકાસને બેઠા બેઠા અથવા કાયોત્સર્ગાદિ સ્વરૂપે, પગ ઉપાડ્યા વિના અદ્ધર આકાશમાં ચાલી શકાય છે.

**૩. વૈક્રિયલબ્ધિ**ના અનેક ભેદો છે. તે આ પ્રમાણે—અણિમા, લઘિમા, ગરિમા, મહિમા, પ્રાપ્તિ, પ્રાકામ્ય, ઈશિત્વ, વશિત્વ વગેરે.

**૪. તપોલબ્ધિ**ના ઉગ્ર તપસ્યાલબ્ધિ વગેરે સાત ભેદો છે.

**૫. બળલબ્ધિ**—૧ મનોબલીપણું, ૨ વચનબલીપણું અને ૩ કાયબલીપણું—એમ બલલબ્ધિ ત્રણ પ્રકારે જાણવી.

**૬. ઔષધિલબ્ધિ**ના ભેદો—૧ આમર્ષૌષધિલબ્ધિ, ૨ ખેલૌષધિલબ્ધિ, ૩ જલ્લૌષધિલબ્ધિ, ૪ મલૌષધિલબ્ધિ, ૫ વિપ્રુડૌષધિલબ્ધિ, ૬ સર્વૌષધિલબ્ધિ.

**૭. આશીવિષલબ્ધિ, ૮. દૃષ્ટિવિષલબ્ધિ.**

**૯. રસલબ્ધિ**ના ક્ષીરાશ્રવ, મધ્વાશ્રવ, અમૃતાશ્રવ, ઘૃતાશ્રવ વગેરે ૬ ભેદો સમજવા.

૧૦. ક્ષેત્રલબ્ધિના બે ભેદ--૧ અક્ષીણમહાનસીલબ્ધિ અને ૨ અક્ષીણમહાલયત્વલબ્ધિ. શ્રી ગૌતમ મહારાજાને અક્ષીણમહાનસીલબ્ધિ પણ હતી આ લબ્ધિના પ્રભાવે તેમણે એક પાત્રમાં ગ્હેલી થોડી ખીરથી પણ ૧૫૦૩ તાપસોને પારણું કરાવ્યું હતું શ્રી ગૌતમસ્વામીએ બીજબુદ્ધિના પ્રતાપે બારે અંગોની રચના કરી આ રીતે બીજા ૧૦ ગણધરો પણ કરે છે

## હાલિક ખેડૂતનો પ્રસંગ તથા પૂર્વ સંસ્કારોનુ પ્રાબલ્ય—

શરૂઆતમા કહ્યા મુજબ શ્રી ગૌતમ મહારાજે ( ત્રિપૃષ્ઠભવના સારથીએ ) જે સિંહને મરતી વખતે આશ્વાસન આપ્યું હતું તે સિંહ મરીને અનેક ભવ ભમી ખેડૂત થયો હતો. તેને જોઇને પ્રભુ શ્રીવીરે કેવલજ્ઞાનથી જાણ્યું કે--મે ત્રિપૃષ્ટ વાસુદેવના ભવમાં આને મારેલ હોવાથી મારી ઉપર તેને જો કે દ્વેષ છે તો પણ તેનો હું ઉદ્ધાર કરુ તેથી મહાવીર પ્રભુએ ગૌતમ ગણધરને કહ્યું કે-' હે વત્સ ! આ સામે ખેતરમાં ખેડ કરતા ખેડૂતને પ્રતિબોધ કરવા જા !' એટલે શ્રી ગૌતમસ્વામીએ ત્યા જઇ તેને ઉપદેશ આપ્યો અને દીક્ષા દીધી પછી તેને સાથે લઇને ગૌતમ ગણધર પ્રભુની પાસે આવ્યા પ્રભુને જોતાંની સાથે જ તેને દ્વેષ જાગવાથી વેષ મૂકીને તે ખેડૂત ચાલ્યો ગયો

અહી સસ્કારનો સિદ્ધાત સમજવા જેવો છે જેવા સસ્કાર આ ભવમાં પડ્યા હોય તેવા સંસ્કારને લઇને જીવ ભવાતરમાં જાય છે. પાછલા ભવના સયમાદિની આરાધનાના ઉચ્ચ સસ્કારના પ્રતાપે જ શ્રીવજ્રસ્વામી આદિ મહાપુરુષોને નાની ઉમરમા પણ સંયમસાધનાનો ઉત્તમ અવસર મળ્યો હતો. સાથે સાથે એ પણ યાદ રાખવુ કે-પાછલા ભવમા ખરાબ સંસ્કાર પડ્યા હોય તો તેવા જ સસ્કારનો ગોશાલા વિગેરેના દૃષ્ટાતે ભવાતરમા અનુભવ થાય છે. હાલિકના પૂર્વ-(દ્વેષ)ના અશુભ સસ્કારોએ જોર કર્યું તેથી તે પ્રભુ વીરને જોઇને સંયમ છોડી નાશી ગયો.

## શ્રીવીરનિર્વાણ અને શ્રી ગૌતમસ્વામીને કેવલજ્ઞાનની પ્રાપ્તિ—

શ્રીગૌતમ મહારાજે પચાસ વર્ષની ઉમર વીત્યા બાદ એકાવનમા વર્ષે દીક્ષા ગ્રહણ કરીને ત્રીશ વર્ષ સુધી એટલે ૮૦ વર્ષની ઉમર થઇ ત્યાં સુધી છદ્મસ્થ ભાવે પ્રભુ શ્રીવીર પરમાત્માની સેવા કરી અને આત્માને નિર્મલ કર્યો. ૮૧ મા વર્ષના પ્રારંભમા તેમને કેવલજ્ઞાન પ્રગટ થયું તે પ્રસંગની બીના ટૂંકમાં આ પ્રમાણે છે-પોતાનો નિર્વાણસમય નજીક જાણીને પ્રભુ શ્રીમહાવીરદેવે " ગૌતમને મારી ઉપર અત્યત રાગ છે, માટે મારાથી દૂર થશે તો જ તેને કેવલજ્ઞાન થશે. " એમ જાણીને શ્રીગૌતમને નજીકના કોઇક ગામમાં રહેના દેવશર્મા નામના બ્રાહ્મણને પ્રતિબોધ કરવા જવાની આજ્ઞા ફરમાવી તે પ્રમાણે ત્યા જઇ તેને

પ્રતિબોધ પમાડી પાછા ફરતા રસ્તામા તેમણે પ્રભુનો નિર્વાણ કલ્યાણક માટે આવેલા દેવોના કહેવાથી પ્રભુ શ્રી મહાવીરના નિર્વાણના સમાચાર જાણ્યા. તેથી તેમને અસહ્ય ખેદ થયો અને તે સ્તબ્ધ થઇ ગયા તેઓ ખિન્ન હૃદયે "મહાવીર" "મહાવીર" શબ્દનો મોટે સ્વરે જાપ કરવા લાગ્યા પછી "વીર" "વીર" એમ બોલતાં બોલતાં કંઠ અને તાળુ સુકાવા લાગ્યા. એટલે છેવટે એકલો "વી" શબ્દ જ બોલવા લાગ્યા પોતે દ્વાદશાંગીના જાણકાર હોવાથી "વી" શબ્દથી શરૂ થતા અનેક સ્તુતિવાચક શબ્દો તેમને યાદ આવ્યા. છેવટે વીતરાગ શબ્દની વિચારણા કરતા તેમણે જાણ્યુ, કે-પ્રશસ્ત સ્નેહ પણ મોક્ષ પામવામા વિઘ્ન કરે છે, એમ જાણી શ્રીગૌતમ મહારાજા વિચારવા લાગ્યા કે-'ખરેખર હું ભૂલ કરું છુ. પ્રભુ તો વીતરાગ છે એમને મારી ઉપર રાગ હોય જ શેનો? ખરેખર હું જ મોહમા પડ્યો છું. મારા આ એકપક્ષી સ્નેહને ધિક્કાર છે. હું એકલો છુ મારું કોઇ નથી તેમ હુ કોઇનો નથી' એમ વૈરાગ્ય ભાવના ભાવવાપૂર્વક ક્ષાયિક સમ્યગ્દષ્ટિવાળા શ્રી ગૌતમસ્વામી લોકાલોકપ્રકાશક કેવલજ્ઞાન પામ્યા વ્યાજબી જ છે કે-મોક્ષમાર્ગમાં પ્રવર્તેલા ભવ્ય જીવોને વજ્રની સાંકલ સમાન કોઇ પણ હોય તો તે એક સ્નેહ જ છે સવારે ઇન્દ્રાદિક દેવોએ શ્રી ગૌતમસ્વામીના કેવલજ્ઞાનનો મહિમા કર્યો

## અનશન અને નિર્વાણની પ્રાપ્તિ—

સર્વજ્ઞ શ્રી ગૌતમસ્વામીજી બાર વર્ષો સુધી જગતીતલની ઉપર વિચરી, ઘણાં ભવ્ય જીવોને પ્રતિબોધીને અંતિમ સમયે શ્રી રાજગૃહી નગરીની બહારના વૈભારગિરિ ઉપર આવ્યા અને ત્યા પાદપોપગમન અનશનમાં એક મહિનાના ઉપવાસ કરી, સુધર્માસ્વામીને ગણ સોંપીને, ૯૨ વર્ષનુ આયુષ પૂરું થતા બાકીના ચાર અઘાતી કર્મોનો ક્ષય કરી, અવ્યય અવ્યાબાધ સુખમય મુક્તિપદને પામ્યા વર્તમાન ચોવીશીના ચોવીશ તીર્થંકરોના બધા ગણધરોમાં શ્રી ગૌતમ ગણધર મહાપ્રભાવશાલી ગણાય છે તેમના ક્ષમા, નમ્રતા, સરળતા લબ્ધિસપન્નતા આદિ અનેક ગુણોથી આકર્ષાઇને શ્રીસંઘ દીવાળીના દિવસે ચોપડામા શારદા પૂજન કરતી વખતે "શ્રી ગૌતમસ્વામીની લબ્ધિ હોજો" એમ લખે છે અને કાર્તિક શુદિ એકમના દિવસે સવારમા તેમના સ્તોત્ર રાસ વિગેરે ગણે છે-સાભળે છે એવા મહાગુરુશ્રી ગૌતમસ્વામીજી શ્રી સંઘનુ કલ્યાણ કરો

આ૦ શ્રી વિજયપદ્મસૂરિ

# શ્રી ભાવનગરમાં મુખ્ય જિનમંદિરની

# પ્રતિષ્ઠાતિથિનો નિર્ણય

અશાડ માસના 'જૈનધર્મપ્રકાશ'માં 'એક લઘુમંદિરની બસોમી વર્ષગાંઠ' એ મથાળાનો લેખ આપેલો છે. તેમાં મુખ્ય જિનમંદિરની પ્રતિષ્ઠાનો સંવત વિગેરે જાણવામાં આવ્યા નથી એમ લખેલ છે અને લઘુ જિનમંદિર સૌથી પ્રાચીન છે એમ જણાવ્યું છે, પરંતુ હાલમાં શ્રી પાટણથી ભોજક મોહનલાલ ગિરધરલાલે એક સ્તવન પ્રાચીન પં. શ્રી જિનવિજયજીનું કરેલું અને સં. ૧૮૩૧ માં એક પ્રતમાં લખાયેલું મોકલ્યું છે તે ઉપરથી મૂળ જિનમંદિરની પ્રતિષ્ઠા સં. ૧૭૯૩ ના માહ વદિ પાંચમે (આપણા પોસ વદિ પાંચમે) થયાનું જણાવેલું છે. તે ઉપરથી સિદ્ધ થાય છે કે મૂળ મંદિર જ પ્રાચીન છે અને ચોવીશીવાળું લઘુમંદિર ત્યારપછી પાંચ વર્ષે એટલે સં. ૧૭૯૮ માં થયેલ છે. આ સ્તવન અમે નીચે પ્રગટ કર્યું છે તે ઉપરથી ઉપર જણાવેલી હકીકત સત્ય સાબિત થશે.

શ્રી શંખેશ્વરપાર્શ્વનાથાય નમઃ

## ભાવનગર મંડન શ્રી આદિજિન સ્તવન

આવો આવો ને રાજ, સહિયર સરખી ટોળી;
ઇણે સંસારે ભમતાં પામ્યાં, નરભવ સુકૃત ઓળી. આવો૦ ૧

સમકિત દાતન કરી મુખ પાવન, આળસ ઉંઘ ઉતારી;
પ્રવચન પાણી અંગ પખાળી, મિથ્યા મેલ નિવારી. આવો૦ ૨

દેશવિરતિ શુચિ ચીવર પહેરો, જિનથુતિ હાર સોહાવો;
સન્મુખ ભાવે તિલક બનાવો, આણા સીસ ચઢાવો. આવો૦ ૩

મૈત્રી ભાવન કનક કચોળી, મુદિતા કેસર ઘોળી;
ઉપશમ સરસ બરાસને ભેળી, પ્રભુ પૂજો રંગ રોળી. આવો૦ ૪

ભાવનગરમાં આદિમ અરિહા, આતમ અભેદે નિરખો(ખો);
વસ્તુ સ્વભાવે ચેતન સત્તા, સહુમાં સરખી પરખો. આવો૦ ૫

વીરથી પણસય સિત્તેર વરસે, જાવડ પુણ્ય વિલાસી;
તેણે સિદ્ધાચળ ઉપર થાપ્યા, મૂળનાયક સુહરાસી. આવો૦ ૬

અનુક્રમે ભાવનગરમાં દેવળ, સુંદર સ્વર્ગ વિમાન;
ઘોઘામાંથી તે પ્રભુ આણી, થાપ્યા સુગુણ નિધાન. આવો૦ ૭

**લાધા લિંબાસુત સુવિવેકી, કુંવરજી કુળદીવો;**
**જિનશાસન પરભાવક શ્રાવક, ધ્રુમ ડળ ચિરંજીવો. આવો૦ ૮**
**જાસ સહાયે સંઘ મનોરથ; ચૈત્ય સરાડે ચઢીઓ;**
**સત્તર ત્રાણુ મહાવદ પંચમી, ઊંચો અંબર અડીઓ. આવો૦ ૯**
**પ્રભુપૂજાથી પ્રભુપદ પાવે; ઇલી ભમરી ન્યાયે;**
**સદ્ગુરુ ખિમાવિજય સુપસાયે, સેવક જિન ગુણ ગાયે. આવો૦ ૧૦**

**સ્તવનનો ભાવાર્થ**

સરખી વયવાળી હે સખીઓ ! તમે આવો, આવો. (આપણે પ્રભુ-ગુણ ગાઈએ) કારણ કે આ સંસારમાં પરિભ્રમણ કરતાં સુકૃતશ્રેણીરૂપ-ઘણા સુકૃતના સંચયથી આ નરભવ પ્રાપ્ત થયો છે. ૧

હવે પ્રાત:કાળનું કૃત્ય કહે છે કે-સમકિતરૂપ દાતણ કરીને મુખને પાવન કરો. આળસ-પ્રમાદને તજવારૂપ ઉલ ઉતારો. પછી પ્રવચન-જૈનશાસનની આજ્ઞાઓરૂપ જળવડે શરીરને પખાળીને પવિત્ર કરી શરીર ઉપરથી મિથ્યાત્વરૂપ મેલ ઉતારો. ૨.

પછી દેશવિરતિ ગ્રહણ કરવારૂપ પવિત્ર વસ્ત્રો પહેરો અને પરમાત્માની સ્તુતિ કરવારૂપ હાર કંઠમાં ધારણ કરો. પછી શાસનની સન્મુખ રહેવારૂપ તિલક ભાળમાં કરો અને પ્રભુની આણા મસ્તકે ચઢાવો. ૩. પછી મૈત્રી ભાવનારૂપ સુવર્ણની કચોળીમાં-વાટકીમાં મુદિતા (પ્રમોદ) ભાવનારૂપ કેશરને ઘોળીને તેમાં ઉપશમરૂપ બરાસ ભેળવો અને પછી તેનાવડે પરમાત્માની પૂજા કરો. ૪

ભાવનગર શહેરમાં આદિમ અરિહા-પ્રથમ તીર્થંકર શ્રી ઋષભદેવને આત્માના અભેદપણે જુઓ; કારણ કે વસ્તુસ્વભાવે ચેતનની સત્તા સર્વ જીવમાં સરખી છે. ૫.

વીર પરમાત્માથી ૫૭૦ વર્ષે પુણ્યવિલાસી-પુણ્યને ભોગવનારા **શ્રી જાવડશાએ** શ્રી સિદ્ધાચળ ઉપર સુખના રાશિતુલ્ય મૂળનાયક ઋષભદેવ સ્થાપન કર્યા. અનુક્રમે ભાવનગરમાં સ્વર્ગના વિમાન તુલ્ય દેરાસર ણે ધાર્યું ત્યારે ગોઘા બંદરથી લાવીને સુગુણનિધાન એવા તે પ્રભુને મૂળનાયકપણે સ્થાપન કર્યા. ૬-૭

આ પ્રતિષ્ઠા શેઠ લાધા લીંબાના પુત્ર કુળમાં દીપક સમાન શેઠ કુંવરજીએ કરી અને જિનશાસનની પ્રભાવના કરી. એ ઉત્તમ શ્રાવક ધ્રુવના મંડળની જેમ ચિરંજીવ થાઓ. તે શેઠની સહાયવડે ચૈત્ય બાંધવાનું કામ સરાડે ચડ્યું અને સત્તરશે ત્રાણુંના મહા વદિ પાંચમે આકાશને અડે-સ્પર્શે તેવું ઊંચું જિનમંદિર તૈયાર થયું અર્થાત તેની પ્રતિષ્ઠા તે તિથિએ થઈ. ૮-૯

પરમાત્માની પૂજા કરવાથી ભવ્ય જીવો ઇળ જેમ ભમરીના ધ્યાનથી ભમરી થાય છે તે પ્રમાણે પ્રભુના પદને-સ્થાનને-તીર્થંકરપણાને પામે છે. આ પ્રમાણે સદ્ગુરુ શ્રી ક્ષમાવિજયજીના પસાયથી-તેમની કૃપાથી તેમના સેવક (શિષ્ય) જિનવિજયે પ્રભુના ગુણનું ગાન કર્યું છે. ૧૦

આ સ્તવનના કર્તા પંન્યાસ જિનવિજયજીએ વર્તમાન ચોવીશીના ચોવીશ તીર્થંકરોના સ્તવનરૂપ બે ચોવીશીઓ તેમ જ વીશ વિહરમાન જિનના સ્તવનરૂપ એક વીશી બનાવી છે. વીશીના છેલ્લા સ્તવનમાં કહ્યું છે કે-' સત્તર નવ્યાસી-રાજનગર ચઉમાસી, મુનિ દીપવિજયના કહેણથી-કરી વીશી. ' એટલે સંવત ૧૭૮૯ માં એમણે વીશી બનાવી છે ઉપર જણાવેલી પ્રતિષ્ઠા સંવત ૧૭૯૩ માં થઇ છે એટલે આ પ્રતિષ્ઠા વખતે તેઓ હયાત હતા. એ પ્રસંગે અથવા ત્યારપછી પણ તેમણે ભાવનગરમાં આવીને શ્રીઆદીશ્વર પ્રભુના દર્શન કરીને આ સ્તવન બનાવ્યું હોય એમ જણાય છે

આ સ્તવનમાં વીરપ્રભુથી ૫૭૦ વર્ષે જાવડશાએ સિદ્ધાચળ ઉપર ઉદ્ધાર કર્યાનું અને મૂળનાયકપણે શ્રીઋષભદેવની પ્રતિમા સ્થાપન કર્યાનું કહ્યું છે, તે વીરપ્રભુથી ૪૭૦ વર્ષે વિક્રમ રાજાનો સંવત શરૂ થયો ને તેના સંવત ૧૦૮ મા જાવડશાએ ઉદ્ધાર કર્યો છે એમ શત્રુંજય મહાત્મ્ય વિગેરેમાં કહ્યું છે તેથી વર્ષ લગભગ મળતા આવે છે. ત્યારપછી અનુક્રમે એ પ્રતિમા કયા ગઇ ને ક્યાં રહી તે કાંઇ જાણવામા આવ્યું નથી, ફક્ત સંવત ૧૭૯૩ મા પ્રતિષ્ઠા વખતે ગોઘાથી આ પ્રતિમા લાવીને પધરાવ્યાનું કહ્યુ છે એટલે ભાવનગરમાં બિરાજતા આદીશ્વર પ્રભુ તે સિદ્ધાચળમાં જાવડશાએ મૂળનાયક તરીકે બિરાજમાન કરેલા તે જ હોવાનું નીકળે છે આવા નાના બિંબ મૂળનાયક કેમ હોય ? એવી શંકા ઉત્પન્ન થઇ શકે તેવુ છે, પરંતુ તેનું નિરાકરણ આપણાથી થાય તેમ નથી.

પ્રતિષ્ઠાની તિથિ તો માહ વદિ ૫ એટલે આપણા પોષ વદિ ૫ છે. વર્ષગાંઠ એ પ્રમાણે પોષ વદિ પાચમે બહુ વર્ષોથી થતી જ આવે છે.

આ સ્તવન સં. ૧૮૩૧ મા લખેલી એક પ્રત ઉપરથી ઉતારીને મોકલ્યાનું ભોજક મોહનલાલ ગિરધર લખે છે એટલે તે પણ પ્રતિષ્ઠા થયા પછી થોડા જ વર્ષોમાં લખાયેલું જણાય છે

આ મુખ્ય દેરાસરમાં એક ઘંટ છે તેની ઉપર ' સં. ૧૮૧૭ ના માગશર શુદિ ૧ મે શેઠ કુંવરજી લાધાએ બાંધ્યો છે ' એવો ઢાળામાં લેખ છે.

શહેરના મધ્ય ભાગમાં રાજમહેલની પાસે જ આ જિનમંદિર બંધાણું છે તે શેઠ કુંવરજી લાધાનુ રાજમાન્યપણું સૂચવે છે. ભાવનગર શહેરના કિલ્લાની સાથે જ આ જિનમંદિરની શરૂઆત થયેલી જણાય છે ભાવનગર શહેર સંવત ૧૭૭૯ મા વસ્યું ને આ જિનમંદિરની પ્રતિષ્ઠા સંવત ૧૭૯૩ માં થઇ છે તેની વચ્ચેના ૧૪ વર્ષ જિનમંદિર બંધાવવામાં વ્યતીત થયા જણાય છે

## ભાવનગરમંડન શ્રીઆદીશ્વરજિન સ્તવન ( બીજું )

( રાગ દેશાખ તથા વેલાઉલ )

**ભાવનગરમાં ભેટીએ, વિમળાચળ સામી;**
**આણંદી આદિમ પ્રભુ, નિજ સંપદ રામી. ભા૦ ૧**

ધ્યેયપણે ત્રિહું લોકમાં, ધ્યાતાને પ્યારા;
જળ ભાજન રવિ બિંબશું, નિશ્ચયથી ન્યારા. ભા૦ ૨

ધ્યાતા ધ્યેયપણું ભજે, ધ્યાનાંતર ભ્રાજે;
ઇલી ભમરી સંગતિ, ભમરી થઈ રાજે. ભા૦ ૩

સંસારી સિદ્ધાતમા, થાય પાપ પખાળી;
રસવેધી કંચન યથા, ત્રાંબું મળ ગાળી. ભા૦ ૪

સંગી રંગી અનાદિનો, તજી કર્મ ત્રિયોગી;
ખમાવિજય જિનરાજથી, હોય અચળ અયોગી. ભા૦ ૫

ઇતિ ઋષભજિન સ્તવન. સંવત ૧૮૩૧ વર્ષે ચૈત્ર વદિ ૧૩ શે લખેલ તે ઉપરથી જિનગુણગાયક ( ભોજક ) મોહન ગિરધરે લખ્યું છે શ્રીપાટણ

## આ સ્તવનનો અર્થ

જે પ્રભુ વિમળાચળમાં સ્વામી એટલે મૂળનાયકપણે બિરાજતા હતા તેને ભાવનગરમાં ભેટીએ તે આદિમ પ્રભુ આનંદી-સહજાનંદી છે અને પોતાની સંપત્તિને-આત્મસંપત્તિને પામેલા છે, તેમાં આરામ કરનારા છે. ૧

તે પ્રભુ ત્રણે લોકના જીવોને ધ્યેયપણે વર્તે છે અને ધ્યાતા એવા ભવ્ય જીવોને પ્યારા છે જળના ભાજનમાં સૂર્યનું પ્રતિબિંબ પડે તે સૂર્ય જેવું દેખાય પણ નિશ્ચયથી ન્યારું જ છે-જુદું જ છે તેમ ભવ્યાત્માઓના હૃદયમાં તે ( પ્રભુ ) વર્તે છે પણ નિશ્ચયથી ન્યારા છે. ૨.

ધ્યાતા ધ્યેય એવા પરમાત્માને ભજવાથી ધ્યેયપણાને ઇળ જેમ ભમરીના સંગતથી ભમરી થઇ જાય છે તેમ પામે છે. અને ધ્યાનાંતરપણે ( તેરમે ગુણઠાણે ) શોભે છે. સંસારી જીવો પાપને પખાળીને-કર્મમળને દૂર કરીને જેમ ત્રાંબું તેમાંથી રસવેધી રસવડે મેલ નીકળી જવાથી કંચનપણાને પામે છે તેમ સિદ્ધાત્મા થાય છે. ૩-૪.

અનાદિ કાળથી સંસારનો સંગી અને તેનો રંગી-તેમાં રંગાયેલો આત્મા જે ત્રણ યોગવાળો છે તે કર્મોને તજીને ક્ષમાનો વિજય કરનારા જિનરાજની સેવાથી અચલ ને અયોગી થાય છે અર્થાત્ સિદ્ધાવસ્થાને પામે છે. ૫.

છેલ્લી કડીમાં કર્ત્તાએ પોતાનું ને પોતાના ગુરુનું (ક્ષમાવિજય ને જિનવિજય) નામ સૂચવેલ છે.

કુંવરજી

# प्रश्नोत्तर

( પ્રશ્નકાર—શા. વાડીલાલ રામજી-નોંધણવદર. )

પ્રશ્ન ૧—રાઇ પડિક્કમણામાં સિદ્ધાચળના ચૈત્યવંદનને પ્રસંગે શ્રી આદીશ્વર પ્રભુ, પુંડરીકસ્વામી અથવા અન્ય તીર્થોના ચૈત્યવંદનાદિ કહી શકાય ?

ઉત્તર—એ પ્રસંગ ખાસ સિદ્ધાચળનો જ હોવાથી આદીશ્વરપ્રભુ, પુંડરીકસ્વામી, રાયણપગલા વિગેરેના ચૈત્યવંદનાદિ કહેવાય, કારણ કે તે બધા સિદ્ધાચળના અંગભૂત છે. સ્તવન બીજા તીર્થનું કહેવું હોય તો પ્રથમ સિદ્ધાચળનું કહીને પછી વધારા તરીકે કહેવું. ચૈત્યવંદન ને સ્તુતિ તો સિદ્ધાચળના જ કહેવા.

પ્રશ્ન ૨—સામાયિક પ્રતિક્રમણાદિ ક્રિયા કઇ દિશા સન્મુખ રહીને કરવી ?

ઉત્તર—એને માટે દિશાનો નિરધાર નથી. ચારે દિશા તરફ કરી શકાય.

પ્રશ્ન ૩—પ્રતિક્રમણમાં સજઝાય એક જ જણ બોલે કે વધારે માણસો સાથે બોલી શકે ?

ઉત્તર—સજઝાયમા પ્રાયે મુનિરાજના ઉપસર્ગાદિની અથવા વૈરાગ્યની હકીકત હોય છે, તેથી તે એક જણ મધુર સ્વરે શાંતિથી બોલે ને બીજા સાંભળે તે જ વધારે યોગ્ય છે. સ્તવનમાં પ્રભુપ્રાર્થના હોય છે તેથી તેમાં વધારે જણ સાથે બોલે તો વાંધો જણાતો નથી.

પ્રશ્ન ૪—પ્રતિક્રમણ કે સામાયિકમાં તમાકુ સુંઘાય ?

ઉત્તર—ન સુંઘાય.

પ્રશ્ન ૫—રાઇ પડિક્કમણ ઊભા ઊભા કરવું જોઇએ કે બેસીને થાય ?

ઉત્તર—પાંચે પ્રતિક્રમણમાં જેટલી ક્રિયા ચૈત્યવંદનાદિ બેસીને કરવાની છે તે સિવાયની બધી ક્રિયા ઊભા રહીને કરવી જોઇએ. જે બેસીને કરે છે તેને તેટલા પૂરતો દોષ લાગે છે.

પ્રશ્ન ૬—દેરાસરમાં સીમંધરસ્વામીનું કે સિદ્ધાચળ આદિ તીર્થોનું સ્તવન બોલી શકાય ?

ઉત્તર—સીમંધરસ્વામીનું બોલાય. તીર્થોનું ન બોલાય અને તિથિઓનું તો પ્રતિક્રમણાદિમાં જ બોલાય.

પ્રશ્ન ૭—પ્રતિક્રમણમાં કોઇ પણ કાયોત્સર્ગમાં છીંક આવે તો તે કાયોત્સર્ગ ફરીને કરવો પડે ?

**ઉત્તર**—દુઃખક્ષય કર્મક્ષયના કાયોત્સર્ગમાં છીંક આવે તો તે ફરીને કરવો પડે એમ જાણવામાં છે.

**પ્રશ્ન ૮**—ન્યુસપેપરોનો બુકના પૂંઠા માટે ઉપયોગ થઇ શકે ?

**ઉત્તર**—એમાં વિરોધ લાગતો નથી. જૈન ન્યુસપેપરોનો તેમાં ઉપયોગ ન કરવો. જૈન માસિક ન્યુસપેપર વિગેરે પસ્તીમાં વેચવા નહીં, વધારે થાય તો જળશરણ કે ભૂમિશરણ કરવા.

( ૨ )

( પ્રશ્નકારઃ-**ભાઇશ્રી ઝવેરચંદ છગનલાલ-સુરવાડા** )

તેમના પ્રશ્નોના ઉત્તરો જ લખ્યા છે.

ક્ષાયિક સમકિત જીવ શી રીતે ને કયારે કેવી સ્થિતિમાં પામે ? તે આ પ્રમાણે-દર્શનમોહનીય કર્મની સાત પ્રકૃતિનો સર્વથા ક્ષય કરે ત્યારે જીવ ક્ષાયિક સમકિત પામે છે, પરંતુ તેની પ્રાપ્તિ જિનેશ્વરના કાળમાં જ અને મનુષ્યને જ થાય છે. તે જો અબદ્ધ આયુષ્ય હોય તો તે જ ભવમાં મોક્ષે જાય. અને બદ્ધાયુષ્ય હોય તો દેવ કે નારકીનું આયુષ્ય બાંધ્યું હોય તો ત્રીજે ભવે અને યુગલિક મનુષ્ય કે તિર્યંચનું આયુષ્ય બાંધ્યું હોય તો ચોથે ભવે મોક્ષે જાય. કૃષ્ણ કે દુપ્પસહસૂરિની જેમ કોઇ જીવ પાંચમે ભવે પણ મોક્ષે જાય. મનુષ્ય કે તિર્યંચનું અસંખ્યાત વર્ષનું (યુગલિકનું) આયુષ્ય બાંધ્યું હોય તો જ ક્ષાયિક સમકિત પામે છે. સંખ્યાત વર્ષનું આયુષ્ય બાંધ્યું હોય તો ક્ષાયિક સમકિત પામતા જ નથી, વળી તે સમકિતના પ્રસ્થાપક-શરૂ કરનાર મનુષ્ય કહ્યા છે, પરંતુ સાત પ્રકૃતિ ખપાવવાનું અપૂર્ણ રહ્યું હોય તો નિષ્ઠાપક-ક્ષાયિકને પૂર્ણ કરનાર ચારે ગતિમાં લાભે છે, અર્થાત્ ચારે ગતિમાં જઇને તેને પૂર્ણ કરે છે.

અસ્પર્શ્ય સંબંધી હકીકત વિવાદગ્રસ્ત છે તેથી તેનો નિર્ણય તમારે કોઇ આચાર્ય પાસેથી લેવો.

કૃષ્ણ વાસુદેવ અવિરતિ હતા, પરંતુ મૌન એકાદશીનું આરાધન કર્યું હતું. અવિરતિ સમકિતદષ્ટિ જીવ કાંઇ પણ વિરતિ કરી જ ન શકે એમ ન સમજવું. અત્યારે બહોળે ભાગે સમકિત પામ્યા વિનાના જીવો હોય છે, તેઓ પણ વ્રત-તપ-જપ વિગેરે વિરતિ સ્વીકારે છે. ચોથા ગુણઠાણાવાળા અવિરતિ જીવો રીતસર શ્રાવકના બાર વ્રતો ઉચ્ચરે નહીં એટલે તે અવિરતિ કહેવાય. બાકી વિરતિના અંગની કાંઇ પણ ત્યાગાદિ ક્રિયા ન જ કરે એમ ન સમજવું. કુંવરજી

# પ્રભાવિક પુરુષો

## શય્યંભવસ્વામી (૬)

( અનુસંધાન પૃષ્ઠ ૧૦૦ થી )

"વત્સ મનક ! મધ્યાહ્ન કાળ વીતી ગયાને લગભગ સાતેક ઘટિકા થઇ ચૂકી છતાં હજી તું સુસ્ત દશામાં કેમ પડી રહ્યો છે ? રોજ તો ભોજન પછી માત્ર અર્ધો કલાક આરામ લીધો ન લીધો ને તરત જ અભ્યાસ કરવામાં લીન થઇ જતો, વળી પાઠશાળામાં જવા સારુ બે વાગ્યામાં ઘર છોડતો અને આજે તો એ ચાલુ ક્રમથી તદ્દન ઊલટી રીતે વર્તી રહ્યો છે. આચાર્યે કંઇ ઠપકો તો નથી આપ્યો ને ? અથવા તો શરીર અસ્વસ્થ બન્યું છે કે શું ? શાળામાં જવા માંડ્યા પછી આટલા વર્ષોમાં હું પહેલી જ વાર તારામાં આ જાતનો પ્રમાદ અને ચહેરા પર નિસ્તેજતા જોવા પામી છું."

"માતુશ્રી ! તારી વાત સો એ સો ટકા સાચી છે. એ પાઠશાળાને અને મારા એ નિત્યક્રમને, મેં આજે છેલ્લા રામરામ કર્યા છે."

"પણ ! એનું કંઇ કારણ ? બ્રાહ્મણના દીકરાને જ્ઞાનાર્જન વિના ચાલે જ નહીં. 'વિદ્યા વિનાના નર પશુ સમાના' એ લોકોક્તિ લાગુ તો સૌને પડે છે, છતાં દ્વિજવર્ગને તો ખાસ."

"ભણ્યો એટલું બસ છે. મને આજે પડી રહેવા દે. પ્રશ્નો પૂછી કંટાળો ન આપ. રોજ મને તારી વાતમાં રસ પડતો હતો પણ આજે એથી ઊલટું દુઃખ થાય છે."

"પુત્ર ! આમ અકળાઇ ન જા, જે કંઇ બન્યું હોય તે મને બરાબર કહે. તે જાણ્યા વગર ઉપાય શી રીતે થાય ? આચાર્યને કહેવા જેવું હશે તો તેમને પણ કહી શકાશે. બાકી આજે તબિયત સારી ન હોય તો ભલે પાઠશાળાએ ન જતો. સવારે તો જઇ આવ્યો છો અને બપોર પછીનો એકાદ પાઠ જશે તો એમાં કંઇ ખાસ હાનિ નથી થવાની.

"મનક ! મારા વહાલા બાલુડા ! આજે તું મારા પ્રત્યે આવા ઉદ્વેગજનક વચનો શા સારુ બોલી રહ્યો છે ? કેવી આશાઓવડે મેં તને ઉછેર્યો છે એ મારું મન સમજે છે. આપણા કુળની કીર્તિ બનીબની રહે અને શ્વસુરની અંતિમ આશા પૂર્ણ થાય એ જોવા સારુ તો હું સંસારના કપરા સંયોગોને પણ ગળી ગઇ છું. તને વિદ્વાન જોવાના મને કોડ છે. પિતામહની માફક વેદમાર્ગના એક ચુસ્ત અનુયાયી તરીકે તારી પ્રતિષ્ઠા આર્યગણમાં જામે અને નાલંદાના શ્રીધરશાસ્ત્રી માફક તું પણ એક મહાપંડિત બને એ જોવા હું

ઉત્સુક છું, તેથી જ તારા અભ્યાસ પાછળ વધારે કાળજી રાખું છું. ધન તો છે, એની ખાસ તૃષ્ણા નથી. તું વિદ્વાન થઈ એક પુરાણા વંશનું નામ દીપાવે એવી મારી ચિરકાળસંચિત અભિલાષા છે. અત્યાર સુધીના તારા ચીવટભર્યા અધ્યયનથી એ પૂર્ણ થવાની આશા પણ બંધાઈ હતી. પણ અચાનક આજે શું બન્યું કે તું પહેલાનો 'મનક' જ નથી એમ લાગે છે. થોડા વર્ષ–અરે ગણત્રીના વર્ષ બાકી છે એટલા ખાતર ભણવાના કાર્યને તિલાંજલિ દેવા તત્પર બન્યો છે, એવું તે તને શું થયું છે કે નથી તો પૂર્વવત્ વિવેકથી વાત કરતો કે નથી તો ગમગીન બનવાનું કારણ બતાવતો? તારું આ વર્તન જોઈ હું તો તદ્દન હતાશ થઈ ગઈ છું. મારી આશાનું જાણે જડમૂળથી ઉન્મૂલન થઈ ગયું છે. કોઈ શત્રુએ મારી ગોદમાંથી મારા પ્યારા બાળકને ઝુંટવી લીધો હોય એવું મને લાગી રહ્યું છે, માટે ભાઈ! જે કંઈ મનદુઃખ થયું હોય તે મને શાંતિથી સંભળાવ."

"માતાજી! આજના બનાવે મારું સર્વ સાન-ભાન ભૂલાવ્યું છે. માતા! બધું સહન થાય પણ 'નબાપા'નું સંબોધન તો ન જ સહી શકાય?"

"બાલુડા! તારા રોગનું કારણ સમજાયું. તું ગભરાઈશ નહિ. એનું નિવારણ મારા હાથમાં જ છે, પણ મને જરા કહી સંભળાવ કે તને 'નબાપો' કોણે કહ્યો? અને શા કારણે કહ્યો?"

"સવારની શાળાનો વખત પૂર્ણ થતાં અમે સૌ વિદ્યાર્થીઓ ઘર તરફ પાછા ફરતા હતા. બાલોચિત ઠઠ્ઠા-મશ્કરી ચાલુ હતી. મધ્યાહ્નનો સૂર્ય તપવાને વાર હતી એટલે માર્ગ પણ સુખે કપાતો હતો ત્યાં, એકે કહ્યું કે–'આચાર્ય આ મનક પ્રતિ પક્ષપાત દાખવે છે.' બીજાએ ઉમેર્યું કે–'વાત સાચી છે. આચાર્ય અને મનકના દાદા વચ્ચે ગાઢ દોસ્તી હતી. બાકી મનકને શું વધારે આવડે છે કે વારંવાર આપણા સર્વમાં રોજ ગુરુજી એના વખાણ કરે છે?' મેં કહ્યું–'મિત્રો! આ રીતે ગુરુદેવના અવર્ણવાદ ન બોલો. વિનાકારણ તેમના જેવા વિદ્વાન ઉપર પક્ષપાતનો આરોપ ન મૂકો. તમે બરાબર પાઠ કરી લાવતા હો તો ઠપકાનું કારણ ન રહે. તમારી પાછળ તેમને રોજ લોહીઉકાળો કરવો પડે છે તે ન થાય.' એક વિદ્યાર્થી બોલ્યો–'અમે બધા ઠોઠ ને તું એકલો આવડતવાળો! મિત્રતાના નાતાથી જ આચાર્યે તારા જેવા 'નબાપા'-ને આટલો ચઢાવી દીધો છે!'

મેં કહ્યું–'જરા સંભાળીને બોલ મને 'નબાપો' શા ઉપરથી કહે છે?'

તેણે કહ્યું કે–'તારો બાપ હોય તો બતાવને? આખું ગામ જાણે છે કે તું જન્મ્યો તે પૂર્વેનો તારો બાપ કાંઈક ચાલ્યો ગયેલ છે, એટલે જ્યાં લગી તું તારો બાપ નહીં બતાવે ત્યાં લગી અમે તો તને 'નબાપો' કહેવાના.'

"માતાજી! માત્ર મારી વાત તો

આટલી જ છે, પણ ત્યારથી જ મારું અંતર વલોવાઇ જાય છે. ભાણે બેઠો છતાં આજે મને ખાવું ભાવ્યું નથી! બિછાના પર લેટ્યો છતાં આંખ મળી નથી. કેવલ એક જ વિચાર મગજને કોરી રહ્યો છે. મેં મારા બાપને જન્મ્યા પછી આટલા વર્ષોમાં એક પણ વાર જોયા નથી. તારા મુખે એ સંબંધમાં કંઇ સાંભળ્યું પણ નથી. ઘણીએ વાર તેં દાદાનું નામ સંભાર્યું છે પણ મારા પિતાના સંબંધમાં એક હરફ પણ નથી ઉચ્ચાર્યો. કેવા સંજોગોમાં તે ગયા છે તેની વાત પણ કરી નથી. આ દુઃખ સહ્યું કેમ જાય? એની મૂંઝવણમાં હું પડ્યો છું ત્યારથી જાણે મારું જીવન જ પલટાઇ ગયું છે."

માતા બોલી-"બસ કર દીકરા! હું તારા શોકનું કારણ સમજી ગઇ. વત્સ! તારા પિતા સંબંધી વ્યતિકર હું ઉકેલવા ઇચ્છતી નહોતી પણ આજે ઉકેલું છું.

"બાલુડા! તું 'નબાપો' નથી તારા પિતા આજે મોજુદ છે કેવા સંયોગોમાં એ ચાલી ગયા અને શા કારણે આ ભૂદેવો એમના ગમન પાછળ બનાવટી જાળ રચે છે એ તું મૂળ વાત જાણીશ એટલે સહજ સમજાશે.

"તારા દાદા પ્રખર વેદાંતી ને કર્મકાંડી બ્રાહ્મણ હતા. પ્રતિષ્ઠા વંશઉતાર ચાલી આવતી હતી અને લક્ષ્મી એની સખીરૂપે હતી. બાળપણથી જ તારા પિતા લાડકોડમાં ઉછરેલા છતાં તેનામાં અવગુણનું નામ નહોતું. અધ્યયનમાં એક્કા હોવાથી થોડા સમયમાં વેદજ્ઞાનપારંગત બન્યા. એક જૈનધર્મી વણિક જોડે તેમની ગાઢ મિત્રતા થઇ. ઉભય વચ્ચે કેટલી ય વાર ધર્મચર્ચા ચાલતી. પરસ્પર દલીલો થતી. એના પરિણામે કહો કે ઊંડા અભ્યાસના અનુશીલનથી કહો પણ તારા પિતાને યજ્ઞ-યાગ પર અપ્રીતિ જન્મી-જીવતાં પ્રાણીના બળિદાનવાળી એ ક્રિયા સાચી ન લાગી. વળી વેદમાં દર્શાવેલ 'નિયોગ' પદ્ધતિ પણ નૈતિક નજરે દોષપૂર્ણ જણાઇ. જાતે સત્ત્વશાળી આત્માસત્યના ઉપાસક એટલે પોતાની એ માન્યતા કોઇથી છુપાવતા નહીં. કેટલી ય વાર કહી નાંખતા કે—

'યજ્ઞ' એટલે શાસ્ત્રિય દૃષ્ટિની ઓથે માંસ ખાવાનું પર્વ અને 'નિયોગ' એટલે વ્યભિચાર સેવવાની સ્વતંત્રતા. 'અપુત્રસ્ય ગતિર્નાસ્તિ' જેવા વચન પર તેમને જરા પણ શ્રદ્ધા નહોતી. એક વાર હું બહારના ભાગમાં હતી તે વખતે બાપ દીકરા વચ્ચે અંદરના કમરામાં જે વાતચિત થઇ તે આજે પણ મને યાદ છે. સસરાજી બોલ્યા-'જો ને ભાઇ! તને પરણ્યાને લગભગ પંદર વર્ષો વીતી ગયા છતાં પુત્રમુખ જોવાનો પ્રસંગ ન લાધ્યો. પુત્ર વિના શ્રાદ્ધ કોણ કરે અને સ્વર્ગપ્રાપ્તિ તો અપુત્રીયાના ભાગ્યમાં સંભવે જ શાની? માટે તું ફરીથી લગ્ન કર.'

'પિતાજી! તમે સમજુ થઇને આ શું બોલો છો? બ્રાહ્મણ એટલે 'બ્રહ્મચર્યનું મૂર્તિમંત સ્વરૂપ.' જ્ઞાન-અર્જન અને

પરમાર્થ કાર્ય એ એનો જીવનમંત્ર. એ સંસાર માણે પણ હરગીજ રાચીમાચીને નહીં. પુત્ર હોય તો જ સ્વર્ગ મળે એ હંબગ વાત છે. તમારું શ્રાદ્ધ કરનાર તો હું બેઠો છું, બાકી મારા શ્રાદ્ધની મને ફીકર નથી. નામ કંઇ પુત્રોથી નથી રહેતું. જો કામ સારા કરીએ તો જગતમાં જીવ્યા લેખે ગણાય. બાકી કોના વંશ અચળ રહ્યા છે? એક પ્રેમાળ ને શીળવતી પ્રિયાના સાચા સ્નેહને લાત મારી કેવલ સંતાન–આશાથી હું તેની સામે બીજી પત્ની લાવી શોકયનું સાલ ઊભું કરું; કિંવા આ ઉમરે એક ઊગતી કળિનો ભવ બગાડું એ કદી પણ બનનાર નથી. જો પુત્રનો યોગ સર્જિત હશે તો તમારી આ પુત્રવધુનો ખોળો અવશ્ય ભરાશે. વાનપ્રસ્થ થવાનો સમય સમિપ ભાસતો હોય ત્યાં આપ ગૃહસ્થાશ્રમના પાઠ પઢવાની સલાહ આપો એ ઉચિત કેમ લેખાય?'

"એ પછી ઘરમાં ફરીથી કોઈ વાર બીજા લગ્ન કરવાની વાત નીકળી નથી મારી સાથેનો તારા પિતાનો સ્નેહ પણ પૂર્વવત્ ચાલુ જ રહ્યો. આજે પણ સંભારું છું ત્યારે મારું હૃદય ભરાઇ જાય છે. સસરાજીની અભિલાષા પૂરી થતી નિરખવાની ઈચ્છા જોર ન કરતી હોત તો કયારનીએ હું તેમની સમિપ પહોંચી ગઇ હોત.

"એક વાર મહેશના પિતા અહીં આવી જૈનદર્શન માટે ગમે તેમ બોલતા હતા અને તીર્થંકર વર્ધમાનસ્વામીને માટે કહેતા હતા કે 'આપણા પૂર્વના ગૌતમ ગોત્રી ઇંદ્રભૂતિ આદિ ભાઇઓને તેમજ સુધર્મ–પ્રભાસ મળી અગિયાર પંડિતોને પોતાની વાક્ચાતુરીથી ભોળવી લઇ, વૈદિક ધર્મથી પરાઙ્મુખ બનાવી વર્ધમાનસ્વામીએ એકદમ મુંડી નાંખેલ છે. સાથે સાથે એ બધાના વિદ્યાર્થીઓને પણ સાધુ બનાવી દીધેલ છે. કોઇના માબાપની અનુમતિ મેળવવા પણ થોભ્યા નથી. નિર્ગ્રંથોનો માર્ગ વિચિત્ર અને અવ્યવહારુ છે. એ ત્યાગ પર ભાર મૂકી ગૃહસ્થાશ્રમનો મૂળથી ઉચ્છેદ કરનારા છે. તમારો આ શય્યંભવ એના વણિકમિત્રના છંદે ચઢી આપણા સનાતનધર્મની પ્રચલિત વિધિઓમાં છીંડા શોધવા લાગ્યો છે. આ કંઇ ઠીક થતું નથી. એ નાસ્તિકવાદીઓના ફંદમાંથી જલ્દી છૂટે તો ઠીક છે, નહિ તો આપણામાંના કેટલાક એનો બહિષ્કાર કરવાનું ધારે છે."

"એ વેળા તારા પિતાએ ધીરજથી ઓજસભરી વાણીમાં જે ઉત્તર આપ્યો હતો તે આજે પણ મારી સ્મૃતિમાં રમી રહેલ છે.

'કાકાશ્રી! તમારા બહિષ્કારની વાતથી ડરી જાય એ બીજા. આવું અગડંબગડંમ્ સમજાવી તમે કદાચ તમારા મહેશને ભરમાવી શકશો પણ મને નહીં જ. યુક્તિથી જે વાત ટકી શકે તેને જ હું તો ગ્રહણ કરનારો. તમે કહો છો તે પ્રમાણે પણ જ્યારે તમારા અગ્રેસર વિદ્વાનો મહાવીરના પંથમાં ભળી ગયા ત્યારે કયાં તો તમારી. માન્યતાઓમાં વિકળતા છે કિંવા એ મોટેરા-

મોમાં નબળાઈ હતી. એ બે વાતમાંથી એક તો સહજ પૂરવાર થાય છે સામે મલેને ભુરકી નાંખે પણ એ સામે ટકવા સારુ સ્વસત્વ તો ફોરવવું જ જોઇએ. ઓછા જ એ જોરજુલમથી મુંડી નાંખવાના હતા. બાકી મારા મિત્રના મુખે એ બનાવ મેં જે રીતે સાંભળ્યો છે એ જોતાં તો શ્રી મહાવીરની પ્રણાલિકા ન્યાયયુક્ત છે. દરેકના મનમાં રહેલા સંશયનું છેદન કરી, ખૂદ વેદવાકયોના પૂરાવા આપી નિરુત્તર કરવામાં અપૂર્વ શક્તિ દાખવી છે પચાસ વર્ષના ઇંદ્રભૂતિને. કોની રજા લેવાની હતી? શું એ વાનપ્રસ્થ અવસ્થાથી દૂર હતા? અને વિદ્યાર્થીઓ તો બ્રહ્મચર્યાશ્રમમાં હતા. બાકી એ કેવલજ્ઞાની મહાવીરને દરેક વાતનું જ્ઞાન જ્યાં હસ્તામલકવત્ હતું ત્યા અન્યને પૂછવાની કે સંમતિ જાણવાની વાતનું પ્રયોજન ન જ સંભવે. કેવળ કાદવ ઉડાડવાની વૃત્તિ છોડી દઇ દેશકાળ મુજબ સુધારણા કરો તો જ ટકી શકશો. 'બાબાવાકયં પ્રમાણમ્' વા 'પીછે સેં ચલી આતી હૈ' નો યુગ વહી ગયો છે.'

સસરાજીએ કહ્યું–' જવા દો એ ચર્ચા. એક જ વાકય યાદ રાખો કે ' स्वधर्मे निधनं श्रेयः, परधर्मो भयावहः ।'

"વહાલા અર્ભક! તારા પિતા સંબંધી આવા કેટલા ય પ્રસંગો મારી ચક્ષુ સામે રમે છે. એથી મારી છાતી ફુલાય છે. પણ યજ્ઞના અંતિમ દિને એ ચાલ્યા ગયા તે ગયા જ. ત્યારપછી કંઇ સમાચાર તેમના તરફથી નથી. કર્ણોપકર્ણ સાંભળ્યું છે કે એ જૈનધર્મના મોટા આચાર્ય બન્યા છે. ત્યારથી મેં ગાંઠ વાળી છે કે હવે તે પાછા ફરી રહ્યા! એમનામાંથી સ્નેહ ને સ્વધર્મ બન્ને લુપ્ત થયા છે.

"તે ગયા ત્યારે હું ગર્ભવતી હતી. મહેશનું કુટુંબ એ વાત જાણે છે એમ નહીં પણ સારી દ્વિજજ્ઞાતિ પણ એ જાણે છે." દાદાજીની મરણપથારીથી આરંભી યજ્ઞના અંતિમ દિન સુધીનો વૃત્તાન્ત એ પછી મનકે જ્યારે માતાના મુખદ્વારા સાંભળ્યો ત્યારે એના ચક્ષુ ખુલી ગયા, ગમગીની ઓસરી ગઇ અને પોતાને ' નબાપો ' કહેવા પાછળ ભૂદેવગણનો કેવો છળ છે તે સ્પષ્ટ જણાયો. ' પાડાના વાંકે પખાલીને ડામ દેવાની વૃત્તિ ' નું જબરું દર્શન થયું. એકાએક આત્મજાગૃતિ થઇ.

મનક બોલ્યો–"માતા! રંચમાત્ર ગભરાવાની જરૂર નથી. સાચને આંચ આવતી જ નથી ગમે તેમ કરી એ સાધુ થયેલા પિતાને હું એક વાર અહીં તેડી લાવી આ લોકોના મોઢા જરૂર બંધ કરીશ."

"દીકરા! તારી ઉમર કઇ? તું એમને કયાં શોધીશ? મને ખાત્રી હતી કે તું વાત સાંભળી ઝાલ્યો નહિ રહે પૂરું ભણીને પછી શોધવા જજે."

"માતા! એ નહીં બને. તારી પવિત્રતા પહેલી; પછી બીજું સર્વ." ચોકસી

—⊰⊱—

# પુસ્તકોની પહોંચ

૧. **શ્રી વાસુપૂજ્ય ચરિત્ર-સંસ્કૃત ગદ્યબંધ.** શ્રી વર્ધમાનસૂરિકૃત સંસ્કૃત પદ્યબંધ ઉપરથી પંડિત પામે તેનું ગદ્ય કરાવીને આચાર્ય શ્રી વિજયલાવણ્યસૂરિની શિષ્યા સાધ્વીજી દર્શનશ્રીની શિષ્યા સાધ્વી દિવ્યશ્રીની પ્રેરણાથી પ્રકાશક શા નાગરદાસ પ્રાગજી, અમદાવાદ, દોશીવાડાની પોળવાળાએ પ્રગટ કરેલ છે. કિંમત રૂા. ૫) ખાસ વ્યાખ્યાનમા વાચવા લાયક અપૂર્વ ચરિત્ર છે પદ્યબંધનુ ગદ્યબંધ કરાવવાથી સરલતા થયેલી છે

૨. **શ્રી જિનધર્મભક્તિકંચનમાળા. દ્વિતીય વિભાગ**—( ધાર્મિક શ્લોક-સંગ્રહ ) સુમારે એક હજાર શ્લોક ને ગાથા અર્થ સાથે આપેલા છે કેટલાક શ્લોક ને ગાથા કઠણ અર્થવાળા હોવાથી શાસ્ત્રી પાસે ભાષાંતર કરાવેલ છે સંગ્રહ બહુ સારો કર્યો છે. મુનિ મહારાજા અવકાશનો ઉપયોગ આવા કાર્યમા કરે તો એનડો ઉપકાર થાય જુદા જુદા વિષયના શ્લોક ને ગાથાઓ હોવાથી તેના વિષય પણ જણાવ્યા છે અનુક્રમણિકા પણ સારી આપી છે. પ્રયાસ સ્તુત્ય છે કિં રૂા ૪) વધારે હોવાથી લાભ લેનારા વધારે મળવા મુશ્કેલ છે. ઓછી કિંમતે જ વધારે ખપે છે સંગ્રાહક પં શ્રી કંચનવિજયજી મહારાજ.

૩. **શ્રી યશોવિજય વાચક ગ્રંથસંગ્રહ**—શાસનસમ્રાટ્ આચાર્ય શ્રી વિજયનેમિસૂરીશ્વરના વિદ્વાન શિષ્ય આચાર્ય શ્રી વિજયોદયસૂરિના અત્યંત પ્રયાસથી તૈયાર કરવામા આવેલા ૬ ગ્રંથો ને પાચ સ્તોત્રો કુલ ૧૧ વસ્તુનો અપૂર્વ સંગ્રહ છે. પ્રારંભમા પાતંજલ યોગદર્શનની ઉપાધ્યાયે કરેલી વ્યાખ્યાનો ગ્રંથ છે પૂરા પ્રયાસનુ આ ફળ છે. પ્રકાશક શ્રી અમદાવાદ જૈન ગ્રંથ પ્રકાશક સભાના કાર્યવાહક શેઠ ઇશ્વરલાલ મૂળચંદ. કિંમત લખી નથી ખાસ ઉપયોગી સંગ્રહ છે.

૪. **શ્રી અષ્ટાહ્નિકા વ્યાખ્યાન**—કર્ત્તા શ્રી ક્ષમાકલ્યાણજી પ્રગટકર્ત્તા વીઠ્ઠલજી હીરાલાલ હંસરાજ, જામનગર-કિંમત આઠ આના પૃષ્ઠ ૨૧ ના પ્રમાણમા વધારે છે. પર્યુષણ પર્વના પ્રથમના ૩ દિવસમા વાચવા યોગ્ય છે

૫. **શ્રી યોગશાસ્ત્ર ( અનુવાદ સહિત )** આખા યોગશાસ્ત્રના શ્લોકોનુ ગુજરાતી ભાષાંતર સંપાદક ખુશાલદાસ જગજીવનદાસ ન્યાયતીર્થ સંગ્રાહક શ્રી મહાવીર જૈન વિદ્યાલય-મુંબઇ. પ્રાંતે પૃષ્ઠ ૩૦ માં આ ગ્રંથમા આવેલી કથાઓ સંક્ષિપ્તમા આપવામા આવી છે. છેવટે યોગશાસ્ત્રના શ્લોકોનો અકારાદિ ક્રમ આપેલો છે. કિંમત આઠ આના અભ્યાસ કરનારાઓને ઉપયોગી છે.

૬. **શ્રમણ ભગવાન મહાવીર**—વોલ્યુમ ૧, પાર્ટ ૧ ( ઇંગ્રેજી ) અર્ધમાગધી, ગુજરાતી, સંસ્કૃત ભાષામા શ્રમણ ભગવાન મહાવીરનુ જીવનચરિત્ર ઉપલબ્ધ થાય છે, પરન્તુ એક માત્ર ઇંગ્લીશ ભાષા જ જાણનારાઓને ખાસ ઉપયોગી થઇ શકે તેવા હેતુથી આ. શ્રી વિજયનેમિસૂરીશ્વરજી મહારાજના શિષ્ય મુનિ રત્નપ્રભવિજયે આ પ્રયાસ કર્યો છે સમગ્ર જીવનચરિત્રને ચાર વોલ્યુમ અને તેના વિભાગોમા વહેંચી નાખવામા આવ્યુ છે પહેલા વોલ્યુમમા પૂર્વના છવીશ ભવ, બીજા વોલ્યુમમા સતાવીશમો ભવ, ત્રીજા વોલ્યુમમા ગણ-

ધરવાદ અને ચોથા વોલ્યુમમાં સ્થવિરાવલી આપવાનું આયોજન કરવામાં આવ્યું છે. પહેલા વોલ્યુમના પહેલા આ વિભાગમાં પૂર્વના પંદર ભવોનું વર્ણન આપવામાં આવ્યું છે. રોયલ આઠપેજી ૨૪૦ પૃષ્ઠ. ગ્રંથની કિંમત રૂા. અઢી. પ્રકાશક–શ્રી જૈન ગ્રંથ પ્રકાશક સભા–અમદાવાદ. પ્રયાસ સ્તુત્ય છે.

૭. આચાર્ય શ્રી વિજયપદ્મસૂરિપ્રણીત અર્થ, ભાવાર્થ વિગેરે યુક્ત જૈન કવિશ્રી પદ્માનંદવિરચિત **વૈરાગ્ય શતક વિગેરે ચાર ગ્રંથોનો સંગ્રહ**. આવૃત્તિ બીજી. આર્થિક સહાયક શા. લક્ષ્મીચંદ પ્રેમચંદ–રાંધણપુર. પ્રકાશક શ્રી જૈનગ્રંથ પ્રકાશક સભા–અમદાવાદ. પૃષ્ઠ ૬૪૨ પાકા બાઇન્ડીંગવાળી આ બુકમાં આપેલ વસ્તુઓ ખાસ ઉપયોગી છે. સંગ્રહ સારો કર્યો છે. કિંમત લખી નથી.

૮. **શ્રી ખંભાત શાંતિનાથ પ્રાચીન તાડપત્રીય જૈન જ્ઞાનભંડારનું સૂચીપત્ર**–પ્રકાશક મોહનલાલ દીપચંદ ચોકસી વિગેરે. બહુ પ્રયાસપૂર્વક તૈયાર કરેલ છે. એથી ઉપયોગી પુસ્તકો લભ્ય થઇ શકે તેમ છે.

૯. **શ્રી નવકાર મહામંત્રકલ્પ**—( નવકારના પ્રાચીન મંત્રોનો સંગ્રહ. ) સંપાદક ને પ્રકાશક અર્હનમલજી નાગોરી, ગાદડી ( મારવાડ ). કિં. રૂા. ૧ાા બુકના પ્રમાણમાં વધારે છે, સંગ્રહ કરવાનો પ્રયાસ સારો કર્યો છે.

૧૦. **શ્રી પાતંજલ યોગદર્શન** ઉપર **યોગાનુભવસુખસાગર** તથા શ્રી હરિભદ્રાચાર્યકૃત **યોગવિંશિકા** ગુર્જર ભાષાનુવાદ સાથે. વિવેચનકાર આચાર્ય ઋદ્ધિસાગરસૂરિ. યોગના અભ્યાસીને તેમજ અભ્યાસ કરવાના ઇચ્છકને ખાસ વાંચવા તેમજ વિચારવા યોગ્ય છે. પ્રયાસ ઘણો કર્યો છે. કિંમત લખી નથી. મળવાનું ઠેકાણું શ્રી બુદ્ધિસાગરસૂરિ જૈન જ્ઞાનમંદિર–વીજાપુર. ( ગુજરાત ).

૧૧. **માધુકરી**—( પ્રવચનો કથા વિગેરેનો સંગ્રહ ) પ્રકાશક આ. શ્રી વિજયદાનસૂરિ જૈનજ્ઞાનમંદિર, પ્ર જયંતિલાલ બેચરદાસ દોશી, માવરકુંડલા. કિંમત ચાર આના.

૧૨. **શ્રમણ ભગવાન મહાવીર**—વોલ્યુમ ૪ થું, પાર્ટ ૧ ( ઇંગ્રેજી ) ઉપર જણાવી ગયા. મુજબ સ્થવિરાવલીના આ વિભાગમા અગિયારે ગણધરોનું વિસ્તૃત જીવનચરિત્ર, ત્યારબાદ જંબુસ્વામી, પ્રભવસ્વામી તેમજ શય્યંભવસૂરિનું વૃત્તાંત છે. ૨૦૦ પૃષ્ઠવાળા પાકા બાઇડીંગના આ ગ્રંથની કિંમત રૂા. અઢી. લેખક મુનિરાજ શ્રી રત્નપ્રભવિજયનો પ્રયાસ સ્તુત્ય છે. પ્રકાશક જૈન ગ્રંથપ્રકાશક સભા–અમદાવાદ.

૧૩. **શંખેશ્વર મહાતીર્થ**—ભાગ પહેલો–બીજો. લેખક ને સંગ્રાહક મુનિરાજ શ્રી જયંતવિજયજી. પ્રકાશક શ્રી દીપચંદજી બાંઠીયા–શ્રી વિજયધર્મસૂરિ જૈન ગ્રંથમાળા–ઉજ્જૈન ( માળવા ) કિંમત રૂા. ૧–૪–૦. આ બુકમાં શું શું છે તે લખતાં પણ વિસ્તાર થઇ જાય તેમ છે. લેખકનો પ્રયાસ અત્યંત છે, અનેક શિલાલેખોની નકલો ઉતરાવીને તેનું ગુજરાતી ભાષાંતર કરીને છપાવવું તે સાધારણ વાત નથી. બીજા પણ સંસ્કૃત, માગધી ને ગુજરાતી ગદ્ય ને પદ્યમાં શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ સંબંધી જે જે રચનાઓ થયેલી છે તેનો છપાયેલ ને

વગર છપાયેલનો સંગ્રહ કર્યો છે. બીજી હકીકતો પણ બહુ આપી છે. લાંબા વખતના એક સરખા પ્રયાસનું પરિણામ છે.

**૧૪. શ્રમણ ભગવાન મહાવીર**—કર્તા ઇતિહાસવેત્તા પં. કલ્યાણવિજયજી ગણિ. પ્રકાશક શ્રી ક૦ વિ૦ શાસ્ત્રસંગ્રહ સમિતિ–જાલોર. કિં. રૂા. ૩) પ્રસ્તાવના બહુ વિસ્તારથી લખી છે. આ બુકમાં બે ખંડ છે. પ્રથમ ચરિતખંડમાં ત્રણ પરિચ્છેદ છે. પૃષ્ઠ ૨૧૦ છે. બીજા પરિશિષ્ટખંડમાં છ પરિચ્છેદ છે તેમાં પૃષ્ઠો ૧૪૦ રોકયા છે અને ઘણી હકીકતોનો સમાવેશ કર્યો છે. ૪૨ વર્ષના શ્રમણપર્યાયમાં વિહારને અંગે ઘણી બાબતો આપેલી છે. પરિશિષ્ટમાં ઘણી બાબતો વિસ્તારથી આપી છે. દિશાકુમારીકૃત જન્મોત્સવ, ઇંદ્રકૃત જન્મોત્સવ, સમવસરણની રચના વિગેરે કેટલીક બાબતો બહુ સંકોચથી નામ માત્ર જ લખી છે. બીજી પણ કેટલીક જરૂરી બાબતોનો ગમે તે કારણથી સંકોચ કર્યો છે. કાંઇક સ્વતંત્રતા વાપરી હોય એવો ભાસ થાય છે. લેખક વિદ્વાન હોવાથી પ્રાયે આવશ્યક સૂત્રની પ્રાચીન ટીકા વિગેરેનો આશ્રય વધારે લેવામાં આવ્યો છે એમ જણાવે છે. આખી બુક વાંચવાથી મહાવીરસ્વામીના જીવનને અંગે ઘણો પ્રકાશ પડે તેમ છે. ગણધરવાદ અને પ્રભુ સાથે થયેલા પરિવ્રાજકો, પાર્શ્વાપત્યમુનિઓ અને અન્ય મુનિઓ તથા શ્રાવકોના પ્રશ્નોત્તર બહુ વિસ્તારથી આપેલા છે. હિંદી ભાષામાં આવું પ્રકાશન આ પ્રથમ જ છે.

**૧૫ પાલીતાણામાં ઉશ્કેરણી ફેલાવવાના સાગરાનંદજીના પ્રયાસ.**

**૧૬. આ. શ્રી રામચંદ્રસૂરિજીને સણસણતો જવાબ.**

આ બંને બુક વાંચતાં અમને અંતઃકરણમાં થયેલો ખેદ અહીં શું દર્શાવીએ ? કેવળ કર્મબંધનાં કારણો શરૂ કર્યાં હોય એમ લાગે છે.

**૧૭. નિત્યજિનગુણમણિમાળા** ( ભાગ ૨ જો. ) પૂજ્યપાદ આ. શ્રી નીતિવિજયજીપ્રણીત સ્તવનાદિનો સંગ્રહ. પૃષ્ઠ ૬૪. કિંમત રાખી નથી. સંગ્રાહક આ. શ્રી વિજયકુમુદસૂરિજીના શિષ્ય મુનિ મેરુવિજયજી.

**૧૮. સાધુ સાધ્વી યોગ્ય આવશ્યક ક્રિયાના સૂત્રો ને વિધિઓ**—ગુજરાતીમાં, પ્રકાશક મુનિ દોલતવિજયજી જૈન જ્ઞાનભંડારના વ્યવસ્થાપકો. કિંમત ત્રણ આના. કેટલીક અશુદ્ધિ રહેલી છે.

**૧૯. જીવવિચાર પ્રકરણ, પદ્યબંધ,** અનુવાદ ટિપ્પણીઓ યુક્ત—અનુવાદક મુનિરાજશ્રી દક્ષવિજય. મૂલ્ય બે આના. પ્રયાસ સ્તુત્ય છે.

**૨૦. સદ્‌ગુણાનુરાગી શ્રી કર્પૂરવિજયજી લેખસંગ્રહ ભાગ છઠ્ઠો**—પ્રકાશક શ્રી કર્પૂરવિજયજી સ્મારક સમિતિ-મુંબઇ. આ વિભાગમાં શ્રી જૈનધર્મપ્રકાશમાં છપાયેલા ઉપાધ્યાય શ્રી યશોવિજયજીકૃત જ્ઞાનસાર( ૩૨ અષ્ટક )ના સામાન્ય અર્થ, વિશેષ અર્થ, વિવેચન સહિત પ્રગટ કરવામાં આવેલ છે. ઉપાધ્યાયજીનો પોતાનો કરેલ અર્થ પણ આપ્યો છે. અષ્ટકના અભિલાષી માટે આ બુક ખાસ ગ્રહણ કરવા લાયક છે. કિંમત બુકના પ્રમાણમાં ઓછી રાખી છે. કાચા પૂંઠાના અગ્યાર આના ને પાકા પૂંઠાના બાર આના પૃષ્ઠ ૫૮૦.

૨૧. શ્રીરત્નશેખરસૂરિકૃત દિનશુદ્ધિદીપિકા-વિસ્તૃત વિવેચન સહિત તથા મુનિ દર્શનવિજયજીકૃત વિઘ્નપ્રભા અને ગુરુણી મહારાજશ્રી સૌભાગ્યશ્રીજીનું જીવનચરિત્ર. કિં. રૂા. ૨-૮-૦ સંપાદક મુનિ જ્ઞાનવિજય. જ્યોતિષના પ્રેમવાળાને માટે ઉપયોગી છે. કિંમત વધારે છે.

૨૨. શ્રીઅર્હદ્દાસ ચરિત્ર-લેખક મુનિશ્રી શિવલાલજી મહારાજ. પ્રકાશક છબીલદાસ હરખચંદ કોઠારી, જામનગર ( હાલ ભાવનગર ). કિંમત રાખી નથી. ચરિત્ર વાંચવા યોગ્ય છે. અંદર સમકિતને લગતી તેમ જ બીજી કથાઓ બહુ અસરકારક છે.

૨૩. મારી કચ્છયાત્રા-લેખક વિદ્વાન મુનિરાજશ્રી વિદ્યાવિજયજી ઘણા પ્રયાસપૂર્વક તૈયાર કરેલ આ યાત્રાવૃત્તાંત ઘણા ફોટા સાથે પ્રગટ કરવામાં આવેલ છે. વાંચવા યોગ્ય છે. તેમાંથી ઘણું જાણવાનું મળી શકે તેમ છે. કિંમત આઠ આના બહુ ઓછી રાખી છે. પ્રથમ પણ આ મુનિરાજે મેવાડયાત્રા ને સિંધયાત્રા બહુ સુંદર લખેલ છે. કમાયેલી કલમથી લખાયેલ બુક માટે વધારે શું લખવું ? પ્રકાશક દીપચંદજી બાંઠીયા-ઉજ્જૈન (માળવા.)

૨૪. ધર્મવીર ઉપાધ્યાયજી મોહનવિજયજીની જીવનરેખા-લેખક ફૂલચંદ હરિચંદ દોશી. મહુવાકર. પ્રકાશક શ્રીઆત્માનંદ જૈન સભાના મંત્રીઓ-મુંબઇ. કિંમત રાખી નથી. ભેટ મળે છે. આચાર્ય શ્રીવિજયાનંદસૂરીશ્વરના પટ્ટધર આચાર્ય શ્રીવિજયવલ્લભસૂરિના શિષ્ય ઉપાધ્યાય મોહનવિજયજી જેઓ આ. શ્રી લલિતવિજયજીના ગુરુભાઇ હતા તેમના આ જીવનચરિત્રમાં ઘણું જાણવા, સમજવા ને અનુસરવા જેવું મળે તેમ છે. પ્રથમ હિંદીમાં છપાયેલ ચરિત્રનો આ કેટલાક વધારા સાથે ગુજરાતી અનુવાદ છે.

૨૫. નેચર ક્યોર યાને કુદરતી ઉપચાર-લેખક ગોપાળજીભાઇ ભગવાનદાસ મહેતા. પ્રકાશક વિનયચંદ ગુલાબચંદ શાહ બી એ. મહોદય ગ્રંથમાળા ભાવનગર. કિં. રૂા. ૨) આ બુકમાં એટલી બધી ઉપયોગી બાબતોનો સમાવેશ કર્યો છે કે જો તેને બરાબર સમજીને તેનો ઉપયોગ કરવામાં આવે તો જરૂર લાભ થવાનો સંભવ છે. અત્યારે ઇંગ્રેજી દવાના મોહમાં પડેલા બંધુઓ માટે આવા કુદરતી પ્રયોગોની ખાસ જરૂર હતી. આ બુકમાં લખ્યા પ્રમાણે ઉપચાર કરનાર વૈદ્યની આવશ્યકતા છે. આવી બુકનો વધારે ફેલાવો થવાની જરૂર છે પ્રકાશકનો પ્રયાસ સ્તુત્ય છે. તેઓ આવા ઉપયોગી અને જનસમાજમાં સંસ્કાર પાડે તેવા પુષ્પો બહાર પાડી રહ્યા છે. અભિપ્રાયો પણ સારા મળ્યા છે. ખાસ કરી ઘરમાં વસાવવા લાયક બુક છે.

૨૬. શ્રી મુનિસુવ્રતસ્વામી ચરિત્ર-સિદ્ધિદાયક મંત્ર અને સ્તોત્ર સંગ્રહ સાથે. પ્રકાશક મંગળદાસ ત્રિકમદાસ ઝવેરી. પ્રયાસ સારો કર્યો છે. ફોટા પણ ઘણા આપ્યા છે. કિં. રૂા. ૪) રાખી છે. આ બુકમાં બે પ્રાચીન તીર્થોની ઉત્પત્તિનો ઇતિહાસ જાણવા જેવો છે. બીજો વિભાગ મંત્રરસિકને માટે ખાસ ઉપયોગી છે. એકંદરે ગ્રંથની સંકલના સારી છે.

૨૭-૨૮-૨૯ સ્તવન સંગ્રહ-સજ્ઝાય-સંગ્રહ અને ભગવતીસૂત્રની ગહુંલી સંગ્રહ. રચયિતા પં. ઉદયવિજયજી. પ્રકાશક બે બુકના શાહ. મોતીલાલ જગજીવનદાસ-જુનાગઢ. ત્રીજીના ફુલચંદ શામજી કોરડીયા. કિંમત પહેલીના ત્રણ આના, બીજીના ચાર આના, ત્રીજીની લખી નથી. આ બીજી આવૃત્તિમાં કેટલેક સુધારો-વધારો કર્યો છે.

# નીતિકારક હિતવચનો

૧. નવકાર મંત્રના પ્રભાવથી શ્રી શ્રીપાલરાજા રાજ્યઋદ્ધિ પામ્યા છે. નવકાર મંત્રનું ફલ મહાન છે, તેથી દરરોજ નવકારનું અવશ્ય સ્મરણ કરવું.

૨. દાન આપવાથી જેવા હાથ શોભે છે તેવા સોનાનાં કડાં કે કંકણ પહેરવાથી શોભતા નથી અને મધુર ને પ્રિય વચન બોલવાથી જેવું મુખ શોભે છે તેવું તાંબૂલ (પાન) ખાવાથી શોભતું નથી.

૩. દયા પાળવી, પ્રીતિકારક વચન બોલવું, વિનય કરવો, દાન દેવું અને બીજાના સદ્ગુણોને ગ્રહણ કરવા એ અમૂલ્ય વશીકરણ મંત્ર છે.

૪. નિરંતર જીવદયામાં રમણ કરવું, શ્રોત્ર, ચક્ષુ, ઘ્રાણ, રસ અને સ્પર્શ એ પાંચ ઇન્દ્રિયોને દમવી અને સત્ય વચન બોલવું એ જ ખરેખરું ધર્મનું રહસ્ય છે.

૫. બ્રહ્મચર્યનું ખંડન ન કરવું, ખરાબ મનુષ્યની સોબત ન કરવી અને ગુરુના વચનનું ઉલ્લંઘન ન કરવું-એ ત્રણમાં જ યતિધર્મનો પરમાર્થ છે.

૬. જીવિતવ્ય જલના પરપોટા જેવું છે, લક્ષ્મી અસ્થિર છે, દેહ ક્ષણભંગુર છે તેમ જ કામભોગ તુચ્છ અને ઘણાં જ દુઃખના હેતુભૂત છે.

૭. સંસારમાં સર્વે જીવો દેવતા થાય છે, મનુષ્યો થાય છે, તિર્યંચો થાય છે અને નરકની જ્વાલામાં પણ ઉત્પન્ન થાય છે એ જ આશ્ચર્યકારક છે.

૮. માતા મરીને સ્ત્રી થાય છે, સ્ત્રી મરીને માતા થાય છે, બહેન મરીને સ્ત્રી થાય છે, સ્ત્રી મરીને દીકરી થાય છે અને દીકરી મરીને માતા થાય છે-આવું સંસારનું સ્વરૂપ છે.

૯. ધન ઘરમાં જ રહી જાય છે, બાંધવોનો સમૂહ સ્મશાનભૂમિમાંથી પાછો ફરે છે, દેહ ભસ્મીભૂત થાય છે; માત્ર જીવ એકલો જ પરભવમાં જાય છે અને કરેલાં કર્મોને ભોગવે છે.

૧૦. શાન્તિ સમાન કોઇ તપ નથી, સંતોષ જેવું કોઇ સુખ નથી, તૃષ્ણા જેવી કોઇ વ્યાધિ નથી અને દયા જેવો બીજો કોઇ ધર્મ નથી.

૧૧. સુખ-દુઃખ-ચડતી-પડતી-લાભ-અલાભ-જીવવું અને મરવું એ સર્વે કર્મવડે પ્રાપ્ત થાય છે, તેથી આ બાબતનો ધૈર્યવાન પુરુષો હર્ષ કે શોક કરતા નથી.

૧૨. દાન, શિયલ, તપ અને ભાવ આ ચારે પ્રકારનો ધર્મ પોતાના હિતાર્થે ફરી ફરીને કરવો; કારણ કે એ પરભવમાં જવાબ દેનારી પોતાની ખાસ ઉપયોગી મૂડી છે.

૧૩. લક્ષ્મી અતિ પ્રીતિકારક લાગતી હોય-પણ તે અનીતિ કરીને મેળવવી નહીં; કારણ કે અનીતિનાં ફળ ભોગવવાં આકરાં છે.

૧૪. કટુ વચન-કૂડી બુદ્ધિ-કૃપણતા અને કુટિલતા-એ ચાર મોટા દુર્ગુણો જ્યારે દૂર થશે ત્યારે જ ખરેખરા ધર્મની પ્રાપ્તિ થશે.

૧૫. જેમ સારા વૈદ્યના કહેવા પ્રમાણે ચાલવાથી વ્યાધિનો નાશ થાય છે તેમ જ સુગુરુના વચન પ્રમાણે ચાલવાથી જન્મમરણરૂપ ભાવવ્યાધિનો નાશ થાય છે.

૧૬. આ સંસાર અતિ કષ્ટથી ભરેલો છે. કર્મસંતતિ અતિ બલવાન છે કે જેના બળથી વિચક્ષણ માણસો પણ મરીને એકેન્દ્રિય થાય છે.

૧૭. એવો અપૂર્વ જન્મ કોઇ નથી કે જેને ભવપરિપાટીમાં ભમતાં જીવોએ અનેક વાર ગ્રહણ કરીને મૂક્યો ન હોય.

૧૮. સંસારમાં જન્મ-જરા-મરણ-રોગ અને શોકને લીધે સુખ નથી, તેમ છતાં મિથ્યાત્વથી અંધ થયેલા જીવો શ્રી જિનેશ્વરના ઉત્તમ ધર્મને કરતા નથી.

૧૯. સાચું સુખ મેળવવાની ઇચ્છા હોય તો પરમાત્માના શાસનને સ્વીકારો અને તેના કહ્યા પ્રમાણે સદ્વર્તન શરૂ કરો.

૨૦. જ્ઞાન અને ક્રિયા એ બેના મેળાપથી જ મોક્ષ છે તેથી જ્ઞાન મેળવો અને સત્ ક્રિયા કર્યા કરો.

મુનિ વિદ્યાનંદવિજયજી



## ભૂલનો સુધારો

૧. 'નવા ઉત્પન્ન થતા જીવને ઓજઆહાર પ્રથમ સમયે જ હોય' એમ 'જૈન ધર્મ પ્રકાશ'માં લખેલ છે, પરંતુ લોકપ્રકાશમાં 'બીજી શરીરપર્યાપ્તિ પૂરી થયા પછી લોમાહાર કહ્યો છે.' એટલે શરીરપર્યાપ્તિ પૂરી થતા સુધી ઓજાહાર સંભવે છે.

અપર્યાપ્ત જીવોને ઓજાહાર જ હોય એમ ત્યાં જણાવેલ છે. શ્રી પન્નવણાસૂત્રના આહારપદમાં છએ પર્યાપ્તિ પૂરી થતા સુધી ઓજાહાર કહેલ છે. તત્ત્વ કેવળીગમ્ય.

૨. શ્રી ઉપદેશપ્રાસાદ વ્યા ૬૦ માંના ભાષાંતરમાં उत्तरनर पंचुत्तरनो અર્થ 'શલાકા પુરુષપણું ને નારદપણું' એવો કર્યો છે તે બરાબર નથી. એનો અર્થ 'ઉત્તમ નર-શલાકા પુરુષાદિપણું અને પચુત્તર શબ્દે પાંચ અનુત્તર વિમાનનું દેવપણું અભવ્ય જીવો ન પામે' એવો છે. મૂળમાં ઉત્તર શબ્દ છે તે ઉત્તમ સમજવો. આની ઉપરની ગાથામાં પણ પાંચ અનુત્તર વિમાનના દેવો કહ્યા છે, પરંતુ તે ગાથા બીજા સ્થળની હોવાથી પુનરુક્તિ નથી. જુઓ ઉ. પ્રા. ભાગ ૧ લો પૃષ્ઠ ૩૦૨.

ઉ. પ્રા. ના વ્યાખ્યાન ૫૮મામાં કૃષ્ણવાસુદેવ ૪૮ સાગરોપમ પછી તીર્થંકર થવાના એમ લખ્યું છે તેનો મેળ ખાતો નથી. કૃષ્ણના પાંચ ભવનો તેટલો કાળ થઇ શકતો નથી.

૩. જૈ. ધ. પ્ર. પુ ૫૮, અંક છઠ્ઠામાં પ્રશ્ન ૧૨માના ઉત્તરમાં ચક્રવર્તી દેશવિરતિપણું પામે એમ લખેલ છે. શ્રી ત્રિ. શ. પુ. ચ. પર્વ ૧લા માં ભરતચક્રીને શ્રાવક થવાનું લખ્યું છે, પરંતુ હીરપ્રશ્નકાર પં. આનંદસાગર ગણિના પ્રશ્ન ત્રીજાના ઉત્તરમાં લખે છે કે-ત્રિશષ્ઠિશલાકા પુરુષો ગૃહસ્થપણામાં વિરતિવાળા સાંભળ્યા નથી' એટલે દેશવિરતિપણું તેને સંભવતું નથી. કુંવરજી



# નેચર ક્યોર ઊર્ફે કુદરતી ઉપચારમાં

## શું શું હકીકતો છે.

૧. અકુદરતી ખોરાક.
૨. અજીર્ણ ( ક્રૉનિક અજીર્ણ ).
૩. અનાજ. ૪. અપવાસ.
૫. અફળ મિલન ( જાતિય મિલન ).
૬. અસાધ્ય નામર્દાઈ.
૭. અંદરના અવયવો અને તેનું કામ.
૮. આકાશ. ૯. આચમન.
૧૦. આત્મસંજ્ઞા. ૧૧. આત્મજ્ઞાન.
૧૨. આરામ અને ઊંઘ.
૧૩. આંખ અને કાનનો દુઃખાવો.
૧૪. આંતરડાંનો દુઃખાવો.
૧૫. ઊંઘ અને આરામ. ૧૬. ઉધરસ.
૧૭. ઍક્યુટ ડીસીઝ ( દર્દો ).
૧૮. ઍબડોમીનલ વેટ બેન્ડેજ.
૧૯. ઑર્ડિનરી સન બાથ.
૨૦. ઑર્ડિનરી હીપ બાથ. ૨૧. કડોળ.
૨૨. કમ્બાઇન્ડ બાથ.
૨૩. કમ્બાઇન્ડ બાથ ફોર ચીલ્ડ્રન.
૨૪. કમ્બાઇન્ડ વૉકીંગ બાથ.
૨૫. કમ્બાઇન્ડ સન. બાથ.
૨૬. કાળજાનું ધડકવું.
૨૭. કુદરતી ઑપરેશન–( દર્દ ).
૨૮. કુદરતી ખોરાક.
૨૯. કુદરતી સંજ્ઞા. ૩૦. કુલીંગ મેથડસ.
૩૧. કુલીંગ વેટ પેક બાથ.
૩૨. કુલીંગ વેટ બેન્ડેજ.
૩૩. કેકસ બનાવવાની રીત.
૩૪. કોમા બાથ. ૩૫. કૉલેરા
૩૬. ક્યૉરેટીવ–નેચર ક્યૉર.
૩૭. ક્રૉનિક અજીર્ણ.
૩૮. ક્રૉનિક ડીસીઝ.
૩૯. ખામીવાળા ખોરાક.
૪૦. ખાવામાં અકુદરતી રી ત.
૪૧. ખાંડ અને ચા.
૪૨. ખોરાક અને મર્દાઈ.
૪૩. ખોરાકના નિયમો.
૪૪. ખોરાકના ગુણદોષ.
૪૫. ખોરાક અને તેની પસંદગી.
૪૬. ખોરાક માટે મનુષ્યની ફરજ.
૪૭. ખોરાક માટે સામાન્ય સાવચેતી.
૪૮. ખોરાક લેવાનો ટાઇમ.
૪૯. ગરમી અથવા ચાંદી.
૫૦. ગંદવાડ. ૫૧. ગાર્ગલીંગ.
૫૨. ગુહ્યેન્દ્રિયના ખાસ વ્યાધિઓ.
૫૩. ગુહ્ય ભાગોની સંભાળ.
૫૪. ઘઉં. ૫૫. ઘા. ૫૬. ઘી.
૫૭. ચા અને ખાંડ.
૫૮. ચાંદાં ( હાથપગમાં ).
૫૯. ચાંદી અથવા ગરમી.
૬૦. ચાંદી અને પ્રમેહ સામે રક્ષણ.
૬૧. ચાંદી અને પ્રમેહના ઉપાય.
૬૨. ચોકખો અને પવિત્ર ખોરાક મેળવવાના ઉપાયો.
૬૩. ચોખા અથવા ભાત. ૬૪. છૂપાં દર્દો.
૬૫. જાતિય રોગો અને કારણો.
૬૬. જીવન એ જ વીર્ય.
૬૭. જીવનશક્તિ. ૬૮. જીવનનાં સાધનો.
૬૯. ઝેર ( શારીરિક ).

૭૦. ટૉનિક એનીમા.
૭૧. ટૉનિક હૉટ બાથ.
૭૨. ટ્રંક બાથ. ૭૩. ટ્રીટમેન્ટના નિયમો.
૭૪. ટ્રીટમેન્ટના પ્રોગ્રામનું લીસ્ટ.
૭૫. ડીસ્ટ્રક્ટીવ ( ડીસીઝ ).
૭૬. તન્દુરસ્તી અને દર્દ.
૭૭. તન્દુરસ્તીની મંદતા.
૭૮. તન્દુરસ્તી અને મર્દાઈ.
૭૯. તન્દુરસ્તીના પાંચ ખોરાક.
૮૦. તાવ. ૮૧. તેજ ( પ્રકાશ ).
૮૨. તેલ. ૮૩. થ્રોટ ક્લીનીંગ.
૮૪. દમ, હાંફણુ; શ્વાસ.
૮૫. દર્દ અને ઉપવાસ.
૮૬. દર્દ ઉત્પન્ન કરનાર.
૮૭. દર્દ ઉત્પન્ન કરવાનું કારણ.
૮૮. દર્દ એ કુદરતી ઑપરેશન.
૮૯. દર્દના ત્રણ સ્ટેજ.
૯૦. દર્દ મટાડવાના ઉપાય.
૯૧. દર્દીની સારવાર, દર્દ દૈવાધીન.
૯૨. દવાની શક્તિ.
૯૩. દવા માટેના મત ( નેચર ક્યૉરના ).
૯૪. દીવાનાપણું કે નર્વસનેસ.
૯૫. દીવાનાપણું, વાઇ, હીસ્ટીરીયા.
૯૬. દુઃખાવો ( આંખ–કાન–માથાનો ).
૯૭. દ્વેષ. ૯૮. ધનલાભ.
૯૯. ધનલોભનો જમાનો.
૧૦૦. નપુંસકતાનાં કારણો અને તેના ઉપાય.
૧૦૧. નબળા અને બાળક દર્દીઓ માટે પ્રયોગનું પ્રોગ્રામ.
૧૦૨. નર્વસનેસ કે દીવાનાપણું.
૧૦૩. નામર્દાઇ.
૧૦૪. નામર્દાઇ નોતરનારાં પરચુરણ કારણો.
૧૦૫. નામધારી દર્દી. ૧૦૬. નાસ્તિકતા.
૧૦૭. નિદ્રા અને આરામ.
૧૦૮. નેચર ક્યૉર.
૧૦૯. નેચર ક્યૉરના સામાન્ય નિયમો.
૧૧૦. નો બ્રેક-ફાસ્ટ પ્લાન.
૧૧૧. પંચ મહાભૂત. ૧૧૨. પાણી.
૧૧૩. પીસમીલ–કોલ્ડ બાથ.
૧૧૪. પુરુષાતન અને લગ્ન.
૧૧૫. પુરુષાતન હણનાર આદતો અને કારણો.
૧૧૬. પુરુષનું વીર્ય અને સ્ત્રીનું રજ.
૧૧૭. પેટમાં દુઃખાવો.
૧૧૮. પ્રકાશ અને હવા.
૧૧૯. પ્રદર અને સ્વપ્નપાત.
૧૨૦. પ્રમેહ અને ચાંદીના ઉપાય.
૧૨૧. પ્રમેહ અને ચાંદી સામે રક્ષણ.
૧૨૨. પ્રમેહ અને તેના પ્રકાર.
૧૨૩. પ્રમેહ કે ચાંદી ગુહ્યેન્દ્રિય પર જ થવાનાં કારણો.
૧૨૪. પ્રમેહ થવાનાં કારણો.
૧૨૫. પ્રમેહનાં ઉપાયો.
૧૨૬. પ્રમેહનાં ચિહ્નો અને સૂચના.
૧૨૭. પ્રિવેન્ટીવ-( નેચર ક્યૉર ).
૧૨૮. પૃથ્વી. ૧૨૯. ફળ. ૧૩૦. ફળાહાર.
૧૩૧. ફળ, ફૂલ, પાન ( અનાજ વિગેરે ).
૧૩૨. ફુલ સ્ટીમ બાથ.
૧૩૩. ફોતરાં થુલું અને ભુંસા માટે સૂચના.
૧૩૪. ફેરીન મેટર. ૧૩૫. બચાવના સાધનો.
૧૩૬. બાથ ફોર ચીલ્ડ્રન.
૧૩૭. બાળક દર્દી માટે ટ્રીટમેન્ટનું પ્રોગ્રામ.
૧૩૮. બિનજરૂરી ખોરાક.
૧૩૯. ભૂખ. ૧૪૦. મંદવાડ.
૧૪૧. મન અને સ્વભાવ. ૧૪૨. મરડો.
૧૪૩. મર્દાઇ અને આત્મજ્ઞાન.
૧૪૪. મર્દાઈ અને ખોરાક.
૧૪૫. મર્દાઇ અને તન્દુરસ્તી.
૧૪૬. મર્દાઇ અને માનસિક નબળાઇ.
૧૪૭. મર્દાઈ માટેના સામાન્ય નિયમો અને સૂચના.

૧૪૮. મર્દાઇ મેળવવાની રીત.
૧૪૯. મસાલો. ૧૫૦. માઇલ્ડ સન બાથ.
૧૫૧. માઇલ્ડ હીપ બાથ.
૧૫૨. માટીના પ્રયોગો.
૧૫૩. માતા પિતાની ફરજ.
૧૫૪. માથાનો દુઃખાવો. ૧૫૫. માસ્ટરબેશન.
૧૫૬. માંસ આદિ ખોરાક.
૧૫૭. મિલન ( જાતિય મિલન).
૧૫૮. મિલન( જાતિય મિલન )ની અફળતા.
૧૫૯. મિલન( જાતિય મિલન )ની સફળતા.
૧૬૦. મેથડસ.
૧૬૧. મેથડસના પ્રયોગો વાપરવાના નિયમો.
૧૬૨. મેથડસના સાધનો. ૧૬૩. મેવો.
૧૬૪. મુખ્ય નિયમો (નેચર કર્યૉરના) કાવ્ય રૂપે.
૧૬૫. રાંધણક્રિયા. ૧૬૬. રીએકશન પાવર.
૧૬૭. રોટલી. ૧૬૮. યુનીટી ઑફ ડીસીઝ
૧૬૯. યુરેથ્રીટીસ. ૧૭૦. યોનિ.
૧૭૧. લગ્ન માટે લાયક પુરુષાતન.
૧૭૨. લોકલ સ્ટીમ બાથ.
૧૭૩. લોહી અને વીર્ય. ૧૭૪. લોહીનાં તત્ત્વો
૧૭૫. વનસ્પતિ અને ફ્રુટ.
૧૭૬. વાઇટલ ઑર્ગન્સ.
૧૭૭. વાઇટેલાઇઝીંગ સન બાથ.
૧૭૮. વાઇ, હીસ્ટીરીયા, દીવાનાપણું.
૧૭૯. વાયુ. ૧૮૦. વાયે રહી જવું.
૧૮૧. વિસ્ફોટક.
૧૮૨. વિષયવાસના (સ્ત્રીઓની).
૧૮૩. વીર્ય અને લોહી.
૧૮૪. વીર્ય એ જીવન છે.
૧૮૫. વીર્યસ્ખલન. ૧૮૬. વીંછીનો ડંખ.
૧૮૭. વૅક્સીનેશન. ૧૮૮. વૉકીંગ સન બાથ.
૧૮૯. વાર્મીંગ મેથડસ.
૧૯૦. વ્યોમ પાવર. ૧૯૧. શક્તિ.
૧૯૨. શાક. ૧૯૩. શારીરિક જેર.
૧૯૪. શારીરિક તન્દુરસ્તી.
૧૯૫. શારીરિક સાયન્સ માટે ખાસ સૂચના.
૧૯૬. શીતળા.
૧૯૭. શીતળાના દર્દીની સારવાર.
૧૯૮. સફળ મિલન ( જાતિય મિલન ).
૧૯૯. સંતતિ નહિ થવા માટે પુરુષની જવાબદા
વધારે હોવાનાં અગમ્ય કારણો અને તેન
૨૦૦. સંસારસાથી કઇ રીતે શોધવો ? [ઉપાય
૨૦૧. સાચી અને સામાન્ય નામર્દાઇ.
૨૦૨. સામાન્ય નિયમો ( નેચર કર્યૉરના ).
૨૦૩. સામાન્ય નિયમો અને ખાસ સૂચના ( મર્દાઇ માટે ).
૨૦૪. સામાન્ય સશક્ત દર્દી માટે ટ્રીટમેન્ટનું પ્રોગ્રામ.
૨૦૫. સારવાર દર્દીની દર્દ દૈવાધીન.
૨૦૬. સીઝ બાથ. ૨૦૭. સીવીલીઝેશન.
૨૦૮. સુકો મેવો. ૨૦૯. સેનીટારીયમ.
૨૧૦. સેલ્ફ. ૨૧૧. સોજા ( હાથપગમાં ).
૨૧૨. સૃષ્ટિક્રમવિરુદ્ધ સંભોગ.
૨૧૩. સ્ટીમ્યુલેટીંગ વેટ પેક.
૨૧૪. સ્ટીમ્યુલેટીંગ વેટ બેન્ડેજ.
૨૧૫. સ્ટેજ (દરદના). ૨૧૬. સ્ત્રીની પસંદગી
૨૧૭. સ્ત્રીઓની વિષયવાસના.
૨૧૮. સ્ત્રીત્વના ગુણો.
૨૧૯. સ્ત્રીનું રજ અને પુરુષનું વીર્ય.
૨૨૦. સ્પાઇનલ બાથ.
૨૨૧. સ્વમધાત અને પ્રદર.
૨૨૨. સ્વભાવ અને મન. ૨૨૩. સ્વાદ.
૨૨૪. સ્વાસ, દમ, હાંફણ. ૨૨૫. હવા, પ્રકાશ.
૨૨૬. હાથ પગમાં ચાંદાં તથા સોજા.
૨૨૭. હાંફણ, દમ, સ્વાસ.
૨૨૮. હીસ્ટીરીયા, વાઇ, દીવાનાપણું.
૨૨૯. હૉટ એનીમા.

# અને મારી બા

## તમારે શા માટે વાંચવું જોઇએ?

બાળકોને મારવા-પીટવાની અને એ રીતે એમને ભણાવવાની અથવા સુધારવાની વાત કોઇને ગળે ઉતરે એવી નથી. એ જમાનો પુરો થયો છે. બાળકો, નિર્મળ પ્રેમ, વાત્સલ્યના ભૂખ્યાં હોય છે. સૂર્ય ને ચંદ્રનાં કિરણ જે પ્રમાણે વનસ્પતિને રૂપ, રસ, ગંધ આપે છે તેમ માતાપિતાનો સ્નેહ બાળકોના દિલમાં ઉત્સાહ, સ્ફુર્તિ, સદ્દભાવ જગાડે છે. વધારે પડતા લાડ અને મમતાથી બાળકોનો વિકાસ રૂંધાઈ ન જાય તે પણ માબાપોને જ જોવું પડે છે. માતાપિતાએ જ આ પુસ્તક વાંચવું જોઇએ એમ નહિ—દરેકે દરેક સ્ત્રી પુરૂષે આનો અભ્યાસ કરવો જોઇએ. સંતતીને કેળવવી અથવા ઘડવી એ સામાન્ય વાત નથી. પ્રયોગો તો પાર વિનાના થયા છે અને થાય છે. પરંતુ " હું અને મારી બા "માં માતા જે સ્નેહથી, મમતાથી ઔદાર્યથી પોતાના બાળકને ઘડે છે તે જો સમજાય અને ઘેરે ઘેર તેનો પ્રચાર થાય તો સંસ્કાર-વિકાસ માટે ફુલ નહીં તો ફુલની પાંખડી જેવો પણ પ્રયત્ન કર્યો ગણાશે. ધંધાની કે કમાવાની દ્રષ્ટિ આમાં નથી રાખી. સારૂં સાહિત્ય, ગુજરાતી વાચકોના હાથમાં જાય અને ઘરગતુ અને એ જોવાની આકાંક્ષા છે. આપની શાળાઓમાં ખાસ વાંચન અથવા અભ્યાસના ગ્રંથ તરિકે તેની પસંદગી કરવામાં આવે તો પુસ્તકનો પ્રચાર થાય અને જે હેતુથી આવું સાહિત્ય પ્રકટ કરવાની પ્રવૃત્તિ હાથ ધરી છે તે સાર્થક થાય.

### આવેલ અભિપ્રાયોમાંથી કેટલાંકઃ—

જન્મભૂમિ—

સાવ નાનકડું પુસ્તક! આરંભ થાય છે બાલજીવનના સામાન્ય સંસ્મરણોથી, પણ જેમ જેમ એ સંસ્મરણોની માળા ગુંથાતી જાય છે તેમ તેમ એમાંથી ચારિત્ર્યની સુગંધ અને સત્યનું સૌંદર્ય પ્રસરવા માંડે છે; નવલકથા નથી, વાર્તા નથી છતાંયે એમાં ચિત્તને હલાવી જાય એવા પ્રબળ સંસ્કારો પાડનારા કલાચિત્રોનો તોટો નથી. ચિંતનનો આ ગ્રંથ નથી, છતાં બુદ્ધિને પણ હૃદયની ભાષા વાંચવી જ પડે એટલી પ્રબળ વિચારધારા પ્રસંગચિત્રોમાંથી ઝરે છે. વાર્તા હોત તો પાત્રાલેખન ઉપર ધન્યવાદ ઉચ્ચારી દેત; શ્યામની બા ને બાપુજી શ્યામનો નાનો ભાઈ કેટલા જીવંત આંખ સામેજ જાણે બધું બની રહ્યું છે. ભારતવર્ષના કટલા કેટલા કુટુંબોની કથા, લાગે છે! પ્રેમ-ત્યાગ-ચારીત્ર્ય સત્યનીષ્ઠાની કથા આ નાનકડા પુસ્તકમાં સંઘરાયેલી છે! આવા પુનિત સ્મરણો પામનાર ને ઉચ્ચારનાર ધન્ય છે. આગાં એ સૌને હજારો વંદન છે. વય અને અનુભવથી પક્વ થયેલો માનવ પોતાના ચારિત્ર્યનું ઉદ્

અવલોકન કરે છે અને એનાં મૂળ શોધવા માટે જીવનના ઉષર તરફ દૃષ્ટિ માંડે છે. આજે મહાન દેખાતી સ્વભાવની સિદ્ધિઓના બીજ ક્યાં છે તેની શોધ થાય છે અને અત્યંત ગરીબીમાં કેવળ આત્માનું અમૃત પાઇને જ ઉછેરનારી માતાની મૂર્તિ નજર સામે આવે છે. સદાયે પ્રેમની છાયા પાથરતા પિતાની પ્રતિમા ખડી થાય છે અને ઢગલાબંધ સંસ્મરણોની સાંકળ જોડાઇ જાય છે. એ સંસ્મરણ આમાં મુક્યાં છે. લેખક, પ્રકાશક, પ્રસ્તાવના લેખક સૌ કહે છે કે આ સ્ત્રીસમાજને ઉપયોગી પુસ્તક છે. અમે એમાં અમારી સંમતિ આપીએ છીએ, પરંતુ સાથે ઉમેરીએ છીએ કે આ પુસ્તક માતાઓ માટેજ નથી. તેઓ આ નહિ વાંચે તો એમનાં પ્રેમ ઝરણુ સુકાઇ જશે નહી. વાંચશે તો જ્ઞાન અવશ્ય પામશે, પરંતુ જે પુત્રો હોય, પુત્રીઓ હોય તે તો આ અવશ્ય વાંચશે. કોણ પુત્ર કે પુત્રી નથી? પોતાનાં માતાપીતાના અનેક પ્રેમઝરણાં તેઓ જે નવા યુગના આંખ આંજી નાખતા પ્રકાશમાં, જીવનના તોફાનમાં કે મૂસીબતોમાં, સ્વાર્થમાં કે મોહમાં નહિ જોઇ શક્યા હોય તો આ પુસ્તકની દિવ્ય દૃષ્ટિદ્વારા જોઇ શકશે. આવુ બહુમૂલ્ય પુસ્તક ગુજરાતને આપવા માટે લેખક-પ્રકાશકને અમે અભિનંદન પાઠવીએ છીએ.

## નવરચના—

આ આખું પુસ્તક નિર્મળ માતૃપ્રેમનાં કાવ્ય જેવુ છે. એમાં જે અનુભવો મુકાયા છે તે હૃદયસ્પર્શી છે. એમાં માતા પ્રત્યેની ભક્તિ છે, કુટુંબ પ્રત્યેની મમતા છે, સમાજ પ્રત્યેનો ઋણાનુભાવ છે અને દેશ પ્રત્યેની ફરજનો ખ્યાલ છે. અને આ બધામાં ક્યાંય અથડામણ નથી. એક સૂત્રની માફક જીવનમાં આ બધા ગુણો વણાયેલા દેખાય છે. માતા તરફથી, પિતા તરફથી જે સંસ્કારો, જે જ્ઞાન, જે ચારિત્ર્ય વારસામા મળ્યા તેનું આમા હૈયાને હલાવી મૂકે તેવું આલેખન છે. સ્મરણોની હારમાળા આગળ ચાલે છે અને આપણને સમાજજીવનના વિવિધ દૃશ્યો નજર આગળ દેખાય છે. ગરીબાઈમાં ઊછરીને ઊભા થતા બાળકમાં મા પોતાના ચારિત્ર્યની નિષ્ઠાથી જે સંસ્કારનો વારસો આપતી જાય તે અદ્ભુત છે. એમાં ક્યાય સંસ્કારની, ચારિત્ર્યની ગરીબાઇ દેખાતી નથી. દરેક જણે આ પુસ્તક વાંચવું જોઇએ એમ કહીશ તો તમને લાગશે કે હું અતિરેક કરી રહ્યો છું. પણ આમાં જે માનવતા છે, જે નિર્મળ પ્રેમની સરવણી વહ્યા કરે છે તે અદ્ભુત છે. આમાં માતાના વાત્સલ્ય અને આત્મભોગમાથી શાંત, મર્મસ્પર્શી ભાવ નીતર્યો છે. આમાં સત્યનું સાંદર્ય છે.

## ફુલછાબ—

આ પુસ્તકમાંનો એક એક પ્રસંગ એટલે માતાના વાત્સલ્યની ઔદાર્યનો અને સંસ્કારનો એક એક જ્વલંત જીવન-પ્રસંગ. પુત્ર પ્રત્યેના નર્યા વાત્સલ્ય-પ્રેમમાં જ માતાના એ ગુણોની મર્યાદા આવી જતી નથી. એ માતા પાસે તો અવ્યક્ત એવું એક પુત્ર--ઘડતરનું સંસ્કારધન પડેલું હતું. એ સંસ્કાર ધનમાં જેમ ફૂલની મૃદુતા છે તેમ વજ્રની કઠોરતા પણ રહેલી છે. 'મારો પુત્ર કાયર થઇને ખૂણે ભરાઇ બેસે' એ માતાને મન મોટામાંમોટી નામોશી હતી. પ્રસંગો પણ ક્યાંય બહારથી ઉઠાવેલા કે ચમત્કૃતિ આણવા ગોઠવી રાખેલા નહિ પણ રોજના ગૃહજીવનમાં બનતા સાદા સીધા અને સર્વસામાન્ય છે. એવા સામાન્ય પ્રસંગો, અને આર્થિક દુરવસ્થાને કારણે

ઊભી થતી મુશ્કેલીઓમાંથી ગૃહના વ્યવહારને સરળ બનાવતી, પુત્રોને નીતિનું ઘડતર આપતી માતા આજના ભાંગતા જતા ગૃહજીવનને તો ઉજ્જવળ માર્ગદર્શક સમી છે.

## મુંબઇ સમાચાર—

બાળકોમાં સંસ્કાર રેડવા અને સારી ગૃહકેળવણી આપવા ઇચ્છતા માબાપો તેમજ માબાપ થવાના હોય તે યુવકો અને યુવતિઓએ વાંચવા જેવું છે. બાળકમાં નાનપણથીજ સારા સંસ્કાર પડ્યા હોય તો તેનું પરિણામ રૂડું આવે છે. આ પુસ્તકમાં એ સંસ્કાર કેવી રીતે પડે તે માતા અને પુત્ર વચ્ચે થતી વાર્તા રૂપે સમજાવવામાં આવ્યું છે. માબાપોએ બાળકોને નાનપણથી કેવી તાલીમ આપવી જોઇએ અને ગરીબ અને ખાલી ઘર કેમ ચાલી શકે તે આ પુસ્તક વાંચનારને જરૂર સમજાશે.

## શ્રી જૈન ધર્મ પ્રકાશ—

આપણા નિત્ય-જીવનના પ્રસંગોને આ લઘુ પુસ્તિકામાં સુંદર ઓપ આપી ગુંથવામાં આવ્યા છે. બાળકોને આ પુસ્તકના વાંચનથી નીતિનો બોધપાઠ તેમજ સારા સંસ્કાર મળે તેમ છે. નવલિકાના રૂપમાં રા. સુશીલની કલમથી લખાયેલ હોઇ પુસ્તક વાંચવા લીધા પછી પડતું મૂકવાનું મન થતું નથી. ખાસ કરીને પાઠશાળામાં બાળકો તથા બાળાઓને ઇનામ તરીકે આ પુસ્તકો વહેંચવા પ્રબંધ થાય એ ઇચ્છવાયોગ્ય છે.

## શ્રી આત્માનંદ પ્રકાશ—

આ પુસ્તક જેમ સહજ, સુલભ અને સ્વાભાવિક ઉપયોગી છે તેમ તેમાં માતૃસ્નેહની ઝાંખી પણ છે. નવલકથા તરીકે પણ તેમાં સુંદર સંકલના છે. પ્રકાશકે પોતાનાં નિવેદનમાં સંસ્કારની જે ઉપયોગીતા બતાવી છે તે પણ આ પુસ્તકના વાંચનથી જાણી શકાય તેવું છે. પ્રકાશક પોતે પણ શિક્ષણ પામેલ હોવાથી તેમણે લખેલું નિવેદન વાંચવા જેવું જણાયું છે. આ સર્વેને વાંચવા ભલામણ કરીએ છીએ. કિંમત બાર આના યોગ્ય છે.

## જૈન—

માતા એટલે એક સંસ્કાર. પુત્ર-ઘડતરનું સંસ્કારધન, કોઇ પણ ગરીબ કે શ્રીમંત માતાને સાંપડી શકે છે. પોતાની ગરીબ 'બા' શ્યામના જીવનને આત્મ-ધનથી કેવું ગૌરવવંતું બનાવે છે, તેની સુંદર ગુંથણી આ પુસ્તકના એક એક પ્રકરણમાં કરવામાં આવી છે જીવનના સામાન્ય પ્રસંગો અને નિત્ય વ્યવહાર તરફ સંસ્કારની દૃષ્ટિએ માતા કાળજીભરી ઉછેરથી પોતાના પુત્રોનું જીવન કેટલું ઉચ્ચ બનાવી શકે છે તેના સાદા અને સહજસાધ્ય પ્રસંગો આમાં સુંદર રીતે રજૂ કરવામાં આવ્યા છે. કુટુંબને નંદનવન સમું બનાવવાની પ્રેરણા પાતું આવું અનોખું સાહિત્ય બહુ જ અલ્પ પ્રમાણમાં મળે છે. લેખકને અને પ્રકાશકને આવી સુંદર વાની પીરસવા બદલ ધન્યવાદ આપતા ઇચ્છીએ છીએ કે સંસ્કાર પ્રેમી દરેક કુટુંબ આની એક પ્રત અવશ્ય વસાવે.

લેખક : રા. સુશીલ. શ્રી મહોદય ગ્રંથમાળા, દાણાપીઠ—ભાવનગર.
પ્રકાશક : વિનયચંદ ગુલાબચંદ શાહ બી. એ. મૂલ્ય બાર આના ( પોસ્ટ અલગ )

## શ્રી પંચપ્રતિક્રમણ સૂત્ર-મૂળ ગુજરાતી

અમારી સભા તરફથી ઉપર જણાવેલી બૂક ગુજરાતી મોટા ટાઈપમાં છપાવી સુંદર પાકા બાઇન્ડીંગથી બંધાવેલી છે. તેની અંદર પાંચ પ્રતિક્રમણ ઉપરાંત નવ સ્મરણ, તમામ પચ્ચખ્ખાણો, તમામ વિધિઓ, અનેક ચૈત્યવંદનો, સ્તવનો, સ્તુતિઓ તથા સજ્ઝાયો વિગેરેનો સમાવેશ કરવામાં આવ્યો છે. બૂકના પૃષ્ઠ ૩૬૦ છે. વિદ્યાર્થીઓને અભ્યાસ કરવા માટે ખાસ ઉપયોગી છે. અમે તેની નકલો વધારે છપાવેલી હોવાથી હાલ કાગળની મોંઘવારીને લઇને બીજા ન છપાવી શકે તેમ હોવાથી સગવડને માટે તેમ જ વિશેષ પ્રચાર નિમિત્તે સો અગર તો તેથી વધારે નકલો મંગાવનાર માટે કિંમત નકલ સોના રૂા. ૩૫) રાખવામાં આવેલ છે. રેલ્વે પાર્સલથી ઓછા ખર્ચે મોકલી શકાય છે. છૂટક નકલની કિંમત છ આના. પોસ્ટેજ સવા બે આના.

---

## શ્રી મહાવીર પરમાત્માનું સંક્ષિપ્ત જીવનચરિત્ર

કેવળીપણાના ૩૦ વર્ષના વિહારનું ક્રમસર ચોમાસાના સ્થળ સાથે વર્ણન, છદ્મસ્થાવસ્થાના ૧૨ાા વર્ષના વિહારનું વર્ણન, ઉપસર્ગોની હકીકત તથા ક્રમસર ચોમાસાના સ્થળો સાથે, ૧૨ાા વર્ષના તપનું વિસ્તૃત લીસ્ટ, ઉપસર્ગોની નોંધ વિગેરે તેમજ ગૃહસ્થપણાના ૩૦ વર્ષનું સંક્ષિપ્ત ચરિત્ર-આ લઘુ બૂકમાં દાખલ કરવામાં આવેલ છે. ઉપરાંત એ જ પરમાત્માના સત્તાવીશ ભવના તથા પંચ કલ્યાણકના મોટા બબ્બે સ્તવનો દાખલ કર્યા છે. આ પ્રમાણેની બૂક તૈયાર કરીને છપાવવામાં આવી છે. ખાસ ઉપયોગી છે. કિંમત ચાર આના રાખી છે. સામટી નકલ મંગાવનારને ઓછી કિંમતે આપશું. નમૂનાની નકલ મંગાવો ને પસંદ પડે તો વધારે નકલો મંગાવી પ્રભાવના કરો. આ બૂક લખવા વિગેરેનો પ્રયાસ સભાના પ્રમુખ શ્રીયુત કુંવરજી આણંદજીએ કરેલો છે.

---

## શ્રી ત્રિષષ્ટિ શલાકા પુરુષ ચરિત્ર ભાષાંતર

### પર્વ ૧ થી ૧૦: વિભાગ ૫

આ આખા ગ્રંથમાં દશ પર્વ છે. કલિકાલસર્વજ્ઞ શ્રીમદ્ હેમચંદ્રાચાર્યની આ અપૂર્વ કૃતિ છે. મૂળના શ્લોક ૩૪૦૦૦ છે. અમે તેનું ભાષાંતર જુદા જુદા પાંચ ભાગમાં પ્રસિદ્ધ કરેલ છે.

૧ પ્રથમ ભાગ-પર્વ ૧-૨. શ્રીઋષભદેવ, અજિતનાથ વગેરેનાં ચરિત્ર. કિં. રૂા. ૩-૪-૦
૨ બીજો ભાગ-પર્વ ૩-૪-૫-૬ શ્રીસંભવનાથથી શ્રીમુનિસુવ્રતસ્વામી સુધીનાં ચરિત્રો. કિં. રૂા. ૩-૪-૦
૩ ત્રીજો ભાગ-પર્વ ૭ મું. જૈન રામાયણ ને શ્રી નમિનાથ ચરિત્ર કિં. રૂા. ૧-૮-૦
૪ ચોથો ભાગ-પર્વ ૮-૯. શ્રી નેમિનાથ ને પાર્શ્વનાથ વગેરેના ચરિત્ર કિં. રૂા. ૩-૦-૦
૫ પાંચમો ભાગ-પર્વ ૧૦ મું. શ્રી મહાવીર જિન સવિસ્તર ચરિત્ર કિં. રૂા. ૨-૮-૦

પાંચે ભાગની કિંમત રૂા. ૧૩-૮-૦ થાય છે, તેના પાંચે ભાગ ભેગા લેનાર પાસેથી રૂા. ૧૧-૮-૦ લેવામા આવે છે. પોસ્ટેજ જુદું સમજવું

---

# શ્રી જૈન ધર્મ પ્રકાશ

બહારગામ માટે બાર અંક ને ભેટના પોસ્ટેજ સાથે વાર્ષિક લવાજમ રૂા. ૧-૧૨-૦

પુસ્તક ૫૮ મું
અંક ૮ મો

કાર્તિક

વીર સં. ૨૪૬૯
વિક્રમ સં. ૧૯૯૯

## अनुक्रमणिका


૧ સામાન્યજિનસ્તવન ... ... ... ... ( એન. બી. શાહ ) ૨૪૩
૨ પ્રભુપૂજન મહિમા-પદ્ય ... ... ... ( રાજમલ ભંડારી ) ૨૪૪
૩ મૈત્રી ભાવના-પદ્ય ... ... ( મહૂમ મુનિમિત્ર કર્પૂરવિજયજી ) ૨૪૫
૪ જગતની કુટિલ દૃષ્ટિ-પદ્ય ... ... ( કવિ શ્રી બાલચંદ હીરાચંદ ) ૨૪૬
૫ શ્રી આનંદઘનજીકૃત પદ સાઠમું-વિવેચન સાથે ... ( મૌક્તિક ) ૨૪૭
૬ दृष्टिपूतं न्यसेत् पादम् ... ... ( વકીલ ન્યાલચંદ લક્ષ્મીચંદ ) ૨૫૪
૭ શ્રી ઉપદેશપ્રાસાદ ગ્રંથની વિશિષ્ટતા ... ... ... ( કુંવરજી ) ૨૫૭
૮ કાળ (Time) સંબંધી વિચારણા ( ગ. જીવરાજભાઇ ઓધવજી દોશી ) ૨૫૯
૯ કૃષ્ણવાસુદેવ ક્યારે તીર્થંકર થશે ? ... ... ... ( કુંવરજી ) ૨૬૫
૧૦ તત્ત્વાર્થસૂત્ર-સાનુવાદ... ... ... ( મુનિશ્રી ધર્મવિજયજી ) ૨૬૬
૧૧ પ્રશ્નોત્તર... ... ... ... ( પ્રશ્નકાર મુનિ સુશીલવિજયજી ) ૨૭૦
૧૨ પ્રભાવિક પુરુષો ( શય્યંભવસ્વામી ૭ ) ( મોહનલાલ દીપચંદ ચોકસી ) ૨૭૪




### નવા સભાસદોનાં નામ

૧ દોશી કાંતિલાલ મંગળદાસ. ગોધરા. — વાર્ષિક મેમ્બર
૨ શા. જીવરાજ ભીખાભાઇ, ભાવનગર. હાલ મુંબઇ. — ,,
૩ શા. કાન્તિલાલ માણેકચંદ, ભાવનગર. — ,,

# ઇસ્વીસન ૧૯૪૨-૪૩

# શાકે ૧૮૬૪-૧૮૬૫

# કાર્તિકી જૈ

### દિવસનાં ચોઘડીયાં

| રવિ | સોમ | મંગળ | બુધ | ગુરુ | શુક્ર | શનિ |
|---|---|---|---|---|---|---|
| ઉદ્વેગ | અમૃત | રોગ | લાભ | શુભ | ચલ | કાળ |
| ચલ | કાળ | ઉદ્વેગ | અમૃત | રોગ | લાભ | શુભ |
| લાભ | શુભ | ચલ | કાળ | ઉદ્વેગ | અમૃત | રોગ |
| અમૃત | રોગ | લાભ | શુભ | ચલ | કાળ | ઉદ્વેગ |
| કાળ | ઉદ્વેગ | અમૃત | રોગ | લાભ | શુભ | ચલ |
| શુભ | ચલ | કાળ | ઉદ્વેગ | અમૃત | રોગ | લાભ |
| રોગ | લાભ | શુભ | ચલ | કાળ | ઉદ્વેગ | અમૃત |
| ઉદ્વેગ | અમૃત | રોગ | લાભ | શુભ | ચલ | કાળ |

### ત્યાગ કરવાનાં બાવીશ અભક્ષ્ય

૧-૪ મદ્ય, મદિરા, માખણ ને માંસ ન ખાવા ૫-૬ કાચી માટી ને કાચું મીઠું ન ખાવાં. ૭-૧૧ ત્રસ જીવોથી વ્યાપ્ત પાંચ જાતિનાં ફળ ન ખાવાં ૧૨-૧૩ કરા ને બરફ ન ખાવા ૧૪ કોઈ જાતનું વિષ ન ખાવુ. ૧૫ રાત્રિભોજન ન કરવું. ૧૬ કંદમૂળાદિ અનંતકાય ન ખાવા ૧૭ રીંગણા વગેરે બહુબીજ ન ખાવાં ૧૮ તુચ્છ ફળ ન ખાવાં ૧૯ અજાણ્યાં ફળ ન ખાવાં. ૨૦ વાસી તથા ચલિતરસ ન ખાવાં. ૨૧-૨૨ બોળ અને દ્વિદળ ન ખાવાં.



જ્ઞાનોદ્ધારક
પ્રવર્તક શ્રી કાન્તિ

કાર્તિક શુદિ ૧
સૂર્યોદય ૬-૪૨
સૂર્યાસ્ત ૬-૦
કાર્તિક વદિ ૧
સૂર્યોદય ૬-૫૧
સૂર્યાસ્ત ૬-૨
માગશર શુ. ૧
સૂર્યોદય ૭-૦
સૂર્યાસ્ત ૬-૨
માગશર વ. ૧
સૂર્યોદય ૭-૭

| કાર્તિક-૨૯ | | | માર્ગશીર્ષ-૩૦ | | | પોષ-૨૯ | | | માઘ-૩૦ | | | ફાલ્ગુન-૨૯ | | | ચૈત્ર-૩૦ | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| શુદિ ૬ નો ક્ષય વદિ ૪ બે ગુરૂ-શુક્ર વદિ ૧૩ નો ક્ષય | | | વધઘટ નથી | | | શુદિ ૬ નો ક્ષય શુદિ ૧૦ બે શુક્ર-શનિ વદિ ૧૪ નો ક્ષય | | | શુદિ ૧૩ બે બુધ-ગુરૂ વદિ ૭ નો ક્ષય | | | વદિ ૧૨ નો ક્ષય | | | શુદિ ૭ બે રવિ-સોમ વદિ ૬ નો ક્ષય | | |
| તિથિ | વાર | તારીખ | તિથિ | વાર | તારીખ | તિથિ | વાર | તારીખ | તિથિ | વાર | તારીખ | તિથિ | વાર | તારીખ | તિથિ | વાર | તારીખ |
| [illegible] | સોમ | ૯ | શુ૧ | મંગળ | ૮ | શુ૧ | ગુરૂ | ૭ | શુ૧ | શુક્ર | ૫ | શુ૧ | રવિ | ૭ | શુ૧ | સોમ | |

# श्री प्रभुपूजन-महिमा

( डाडीया कीर्तन )

प्रभुपूजन से जय जयकार है ।
नहीं पूजा वहां अन्धकार है ॥ टेक ॥

साखी—पूजन जगमें सुरमणि, पूजन है कल्पवृक्ष ।
श्रद्धासे पूजन करो, फिर देखो परतक्ष ॥
यह सर्व विघन हरनार है ॥ प्रभु० ॥ १ ॥

साखी—कामकुम्भ पूजा कही, पूजा नवे निधान ।
कर्म-काष्ठने काटवा, पूजन एक महान ॥
यह वांछित सभी पूरनार है ॥ प्रभु० ॥ २ ॥

साखी—मयनासुन्दरीने किया, सिद्धचक्रका ध्यान ।
नवपदकी पूजन करी, पाया परम निधान ॥
यह कुष्ट विडारनहार है ॥ प्रभु० ॥ ३ ॥

साखी—सती द्रौपदीने करी, पूजन यह श्रीकार ।
ज्ञातासूत्रमें कहा, यही श्रेष्ठ अधिकार ॥
सभी सूत्रोंमें भी अधिकार है ॥ प्रभु० ॥ ४ ॥

साखी—भेजी प्रतिमा अभयकुंवरने, आर्द्रकुमारके पास ।
देख हुवा उस समय उसीको, जातिसमरण खास ॥
प्रभु प्रतिमा ही साधन महान है ॥ प्रभु० ॥ ५ ॥

साखी—पूजक पूजन से बने, पूज्य बराबर धार ।
प्रभुपूजा जहां है नहीं, रहा वहां अन्धकार ॥
नहीं शंका ही इसमें लगार है ॥ प्रभु० ॥ ६ ॥

साखी—प्रभुमन्दिर प्रभुमूर्तिसे, रहा है जगमें धर्म ।
जहां मन्दिर मूर्ति नहीं, वह भूले धर्मका मर्म ॥
जड़की पूजा जो कहते गमार है ॥ प्रभु० ॥ ७ ॥

साखी—तीर्थक्षेत्रोंमें देखो, सुन्दर वातावर्ण ।
पवित्र आत्माने हुवे, जगमें पावन तीर्थ ॥
बिना तीर्थ के धर्म मझार है ॥ प्रभु० ॥ ८ ॥

साखी—फोटू लगकर नारीका, जाता है वहां ध्यान ।
प्रभु प्रतिमासे क्यों नहीं ? होत स्मरण भगवान ॥
यही भेद हृदय मझार है ॥ प्रभु० ॥ ९ ॥

साखी—भेदभावको दूर कर, करना तत्त्वविचार ।
विन साधन छद्मस्थका, हो कैसे उद्धार ॥
होता साधनसे भी उपकार है ॥ प्रभु० ॥ १० ॥

साखी—सूक्षम दृष्टि से लखा, विश्वधर्मका सार ।
साधनकी सब श्रेष्ठता, करते है स्वीकार ॥
येही राजकी सबसे पूकार है ॥ प्रभु० ॥ ११ ॥

राजमल भंडारी-आगर (मालवा)



२५० सद्गुणानुरागी मुनि कर्पूरविजयजीविरचित अप्रसिद्ध

## मैत्री भावना

( દોહરા )

ॐ अर्हं अरिहंत प्रभु, महावीर जिनदेव;
वर्त्तमान शासनपति, सारे भविजन सेव. १

મૂળ ગુણે ક્રમથી ચઢે, તેમાં પ્રથમ ઉદાર;
ભાવે મૈત્રી ભાવના, દ્વેષ કષાય નિવાર. ૨

ઝૂલણા છંદ-( પુન્ય કર પુન્ય કર-એ રાગ. )

મૈત્રી કર મૈત્રી કર જગતના જીવથી, સર્વ નિજ મિત્ર છે સાચ જાણી;
ઓધિનો રોધ કરનાર ત્યજી ક્રોધને, ધર ક્ષમા ક્ષણિક સંયોગ જાણી. ૧

કોઈ તુજ શત્રુ નથી એમ નિશ્ચયથકી, માન મનમાં મૃષા માન મૂકી;
જીવ ષટ્કાયના વધતણા કાર્યમાં, હર્ષ ધરે તેહ શિવમાર્ગ ચૂકી. ૨

ધર્મનો સાર છે એટલો *શાસ્ત્રમાં, જે પ્રતિકૂલ તને તેમ પરને;
તેહવા યોગ ત્રિક કરણ ત્યજી દંડને, તે સુધર્મે વરીશ મોક્ષવરને. ૩

કોઇ જીવ મનથકી વચન કાયાથકી, દુઃખ ન પામો કદી પાપ કરીને;
દોષથી મુક્ત થઇ શાંતિ સર્વ સ્થળે, સર્વ પામો ચિદાનંદ વરીને. ૪

સર્વ જીવ તત્ત્વથી હો સુખી સર્વદા, ચિત્ત વિષે ભાવના મૈત્રી ભાવી;
જૈન સેવક ચહે ભાવ અદ્વેષથી, દે કૃપાદષ્ટિ છે ઇષ્ટ લેવી. ૫

---

* श्रूयतां धर्मसर्वस्वं, श्रुत्वा चैवाऽवधार्यताम् ।
आत्मनः प्रतिकूलानि, परेषां न समाचरेत् ॥

# જગતની કુટિલ દૃષ્ટિ

यस्यास्ति वित्तं स नरः कुलीनः, स पण्डितः स श्रुतिमान्गुणज्ञः ।
स एव वक्ता स च दर्शनीयः, सर्वे गुणाः कांचनमाश्रयन्ते ॥१॥

ભલે ખરો છે અકુલીન હીન
શ્રીમંત તેથી ગણુવો કુલીન
ભલે ખરો મૂર્ખશિરોમણિ છે
શ્રીમંત જે પંડિત જાણવો તે. ૧

ભલે ખરો છે કુલવાન્ સુશીલ,
ગરીબ તેથી અકુલીન હીન;
ભલે ખરો પંડિત સુજ્ઞ હોય,
ગરીબ તે મૂર્ખ ખરો ગણાય. ૧

ભલે પૂરો અક્ષરશત્રુ હોય
શ્રીમંત શાસ્ત્રજ્ઞ તદા ગણાય
ભલે ન જાણે ગુણલેશ જેહ–
ગુણજ્ઞ તે હોય ધનાઢ્ય જેહ. ૨

શાસ્ત્રજ્ઞ તે હોય ભલે રસજ્ઞ,
ગરીબ તેથી ગણુવો જ અજ્ઞ;
ગુણજ્ઞ ને ગૌરવ જાણનારો,
ગરીબ તેથી જગમાં અકારો. ૨

ભલે ન બુદ્ધિ અતિ મૂઢ હોય
શ્રીમંત વક્તા પણ તે ગણાય
ભલે કુરૂપી તમ ભિલ્લ જેવો
શ્રીમંત છે સુંદર ઇંદ્ર જેવો. ૩

વક્તા અને જે સમયજ્ઞ બુદ્ધ,
ગરીબ તેથી ગણુવો અબુદ્ધ;
સ્વરૂપ કાંતિ મનમોદકારી,
ગરીબની તે ગણુવી અકારી. ૩

બધા ગુણો કંચનમા વસે છે
તેના જ પાસે જઇને રહે છે
એવી વદે છે ખલ લોક ગંગા
કોઇક જાણે વિરલો શુભાંગા. ૪

મોહાંધતા છે જનદૃષ્ટિમાંહે,
અંજાઇ છે કાંચન મોહમાંહે;
તેથી જણાયે ઊલટી અધૂરી,
દરેક વસ્તુ વિપરીત પૂરી. ૪

---

અંતર્મુખી જે શુભ દૃષ્ટિ સારી, તે કેળવો મોહ વિદારનારી;
સ્વરૂપ સાચું પ્રગટે જ તેથી, આનંદ આત્મા વરશે જ જેથી. ૧
આત્માનુભૂતિ ન કદાપિ થાય, વિકાર દૃષ્ટિ વિણ ના જણાય;
વિકાર દૃષ્ટિ તજવી ત્વરાથી, સાચું નિહાળો નિજ રૂપ તેથી. ૨

કવિ-બાલચંદ હીરાચંદ-માલેગામ

# મહાન્ યોગી શ્રી આનંદઘનજીકૃત
# પદ સાઠમું
## અંતરાત્મદશાના ગુંજન

( ગતાંક પૃષ્ઠ ૨૧૭ થી શરૂ )

૨. પરમાત્મસ્વરૂપ સમજવા માટે ખંજન પક્ષીના જેવી લાંબી આંખો લગાવું નહિ. ખંજન પક્ષીની આંખો મોટી અને લાંબી હોય વધારે શક્તિવાળી હોય છે અને તેથી તે વધારે દૂર, વધારે સારું અને વધારે સ્પષ્ટ જોઇ શકે છે. મારી આંખો આવી લાંબી કે તીક્ષ્ણ કરીને મારે મારા આત્મસ્વરૂપને જોવાની જરૂર નથી, કારણ કે આ સ્વરૂપ જોવા માટે આંખની જરૂર જ નથી. કોઇ વસ્તુને દૂરથી જોવી હોય તો આંખને તીણી કરવી પડે છે, તીણી કરતાં તે લાંબી થાય છે. ખંજનની આંખ લાંબી હોય છે તેથી તે વધારે દૂર જોઈ શકે છે. આવી સ્થૂળ આંખ આત્મસ્વરૂપ જોવા માટે લગાવવાની જરૂર નથી, કારણ કે એ સ્થૂળ આંખે દેખાઇ શકાય તેવી વસ્તુ નથી.

વળી એ પરમાત્મસ્વરૂપ સમજવા માટે આંખમાં કાજળ પણ ન આંજું અથવા એ ( કાજળ ) મેળવવાની ચાહના પણ ન કરું. ચિત્ત એટલે મનનું ધન ચિંતવન છે. અનેક બહારની વસ્તુને એ ચિંતવ્યા કરે છે અને રાગદ્વેષાદિ મળને વધાર્યા કરે છે. હું તો મારા આત્મસ્વરૂપને જ જોઉં અને આ મળ–કાજળની ચાહના જ છોડી દઉં, કારણ કે સર્વ પાપ અને બીકને દૂર કરવાવાળા મંતજન–સજ્જન મહાપુરુષ મારા અંતરઘટમાં જ બિરાજમાન થયા છે, હવે મારે એને શોધવા માટે આંખ લંબાવવી પડે તેમ નથી કે આંખ લંબાવવા માટે–તેનું તેજ વધારવા માટે અંજન આંજી તેને વધારે સબળ કરવાની જરૂર પડે તેમ નથી. આ પ્રમાણે સરલ અર્થ થાય છે અને તે પં. શ્રી ગંભીરવિજયજીએ લખાવ્યો છે. તેમના મતે ખંજન પક્ષીની આખ ઘણી ચકોર હોય છે. એવા ખંજન પક્ષીના જેવી ચકોર આંખો છે એવા નિર્દોષ સ્વામી પર–નિજ સ્વરૂપ પર મારી આંખો લગાવું–દૃષ્ટિ લગાવું અર્થાત્ નિજ સ્વરૂપમાં જ દૃષ્ટિ દઉં છું. અહીં ‘ દૃગન ’ શબ્દને બન્ને સ્થાને બહુવચનમાં વાપર્યો છે. પદચ્છેદ કરીને તેમાથી ‘ ન ’ ને જુદો પાડવાની જરૂર રહેતી

---

પદ ૬૦ મું— ( રાગ–સારગ )

અબ મેરે પતિ ગતિ દેવ નિરંજન, ભટકૂં કહા કહા સિર પટકૂં;
કહા કરું જનરંજન. અબ૦ ૧

ખંજન દૃગન દૃગ ન લગાવૂં, ચાહૂં ન ચિતવિત અંજન;
સજન ઘટ અંતર પરમાતમ, સકલ દુરિત ભયભંજન. અબ૦ ૨

એહિ કામગવિ એહિ કામઘટ, એહિ સુધારસ મંજન;
‘ આનંદઘન ’ પ્રભુ ઘટવન કે હરિ, કામ મતંગ ગજગંજન. અબ૦ ૪

નથી. વળી ઔર રૂપના ચિંતવનને હું ચાહું નહિ, એટલે આત્માના રૂપને જ જોઉં. એમણે છાપેલ પુસ્તકનો ' ચિંતવન ' પાઠ કાયમ રાખી ' અંજન 'ને રાગાદિક આંજણુ-મેળ-મસનો અર્થ લીધો છે. આ અર્થ પણ બરાબર ભાવ આપે છે.

ટબાકાર અર્થ જુદી રીતે કરે છે. આ પરમાત્મસ્વરૂપ અવલોકવા અથવા મારા પોતાના તે ધ્યેય અને મારી વચ્ચે અભેદ હોવાને કારણે તે મારા ધ્યેયને જોવા માટે મારી આંખોને ખંજન પક્ષીની આંખ સાથે મેળવું નહિ. મતલબ એ છે કે-ખંજનની આંખ નિર્મળ ને લાંબી-મોટી છે તેવી મારી આંખો હો એવી ઇચ્છા કરું નહિ, તેમજ મારી આંખમાં અંજન આંજવાની પણ ઇચ્છા કરું નહિ, તેમજ વિચાર પણ ન કરું. મારા આત્મામાં રહેલ પરમાત્મસ્વરૂપને પ્રત્યક્ષ કરવા માટે ખંજન પક્ષી જેવી આંખ ન વાંછું, તેમજ અંજન પણ ન વાંછું. એટલે કહેવાની વાત એ છે કે-કોઇ કાળે સ્વરૂપ અપ્રકટ હોય તો પ્રકટ કરવા માટે અથવા કોઈ વસ્તુ મેળવવાની ઇચ્છા થાય ત્યારે તે મેળવવા માટે પ્રયાસ કરવામાં આવે છે અને તેનાં સાધનો તરફ લક્ષ દોડે છે; આત્મારૂપી ગુપ્ત વસ્તુ જે પોતાના શરીરમાં જ છે અને જે પોતે જ છે તેને મેળવવા અનેક પ્રયાસ કરવામાં આવે છે. યજ્ઞ, યાગ, પૂજા, પ્રભાવના, તીર્થગમન, જપ, તપ, ધ્યાન એમ અનેક પ્રકારે આત્માની ઓળખાણ યા પ્રાપ્તિ કરવા પ્રયાસ કરવામાં આવે છે તે લક્ષમાં લઇ જેમને આત્માનું સ્વરૂપ જણાયું છે એવા યોગીરાજ કહે છે કે-હવે મારે સારાં નેત્રની અથવા કોઇપણ પ્રકારના અંજનની જરૂર રહી નથી, કારણ સમસ્ત પાપો અને ભયનો નાશ કરનાર પરમાત્માને મેં મારા શરીરમાંજ સજ્જ થયેલા-મોક્ષ જવાને તૈયાર થયેલા જોયા છે.

સ્વરૂપ અપ્રકટ હોય ત્યારે તેને પ્રકટ કરવાને અંગે કેટલીક ભ્રાંતિઓ હોય છે. ખંજન જેવા નેત્ર અથવા આંજણુ તે વખતે ઇચ્છવામાં આવે છે. એમ થાય છે કે ઉજ્જવળ હૃદય અને નેત્ર હશે તો ચિત્તપકજ ખોળીને પરમાત્મસ્વરૂપ પ્રકટ કરીશ. આ આખી ભ્રાંતિ છે તે જતી રહી. તદાકાર વૃત્તિ પ્રકટ થઇ તેથી કાર્યકારણભાવને અભેદ જાણવા, જ્ઞાન દર્શન આત્મા અભેદ છે એવો પરમાતમ એટલે પરમાત્મા મારા શરીરરૂપ ઘટ-અંતરમાંહે સંજન એટલે મજ્જ થઇને ત્રણે કાળે મારો આત્મા પરમાત્મસ્વરૂપી છે જ અને તે સકલ પાપ અને ભયને દૂર કરનાર છે. આ પ્રમાણે અર્થ ટબાકારે કર્યો છે. તેમાં માત્ર ભાષાફેર કરી અત્ર નોંધી લીધો છે.[1]

ટબાકારનો અર્થ પાઠાંતર સાથે વધારે મેળ ખાય છે. એમાં નિરંજન પતિરાજના આશ્રયનો જે લય શરૂ કર્યો છે તે વધારે બેસતો આવે છે. આવો વિશુદ્ધ આત્મા સર્વ પ્રકારના પાપ અને ભયને ભાંગી નાખનાર છે એ વાત તો બન્ને અર્થમાં બરાબર છે.

---

૧. ' મંજન ' અને ' મજન ' એ પાઠ હોઇ પં શ્રી ગંભીરવિજય ગણી મંજનનો અર્થ સંત જન-ઉત્તમ માણસ કરે છે. મારા માણસ આ શરીર-ઘરની અંદર રહેલ એવા પરમાત્મા તે સર્વ પ્રકારના ભયને ભાંગનાર છે માટે બીજાને શું કરું ? આ અર્થ પણ બંધબેસતો થાય છે.

પરમાત્મસ્વરૂપ પ્રાપ્ત થાય, અથવા એનો પતિદેવ તરીકે સ્વીકાર થાય એ પરિસ્થિતિ સર્વ દોષનો નાશ કરનાર છે, એ સ્થિતિમાં દુરિતની સાથે સંબંધ રહેતો નથી અને એમાં ઇહલોક ભય-પરલોક ભય કે જંગલના પશુ આદિનો ભય રહેતો નથી. આવા મારા અંતરમાં રહેલા પરમાત્મા મારાં પતિ છે, એ મારા આધાર છે, એ મારા નિરંજન દેવ છે, એને પ્રાપ્ત કર્યો પછી મારે જ્યાં ત્યાં ભટકવાનું કે શીર ઝુકાવવાનું રહેતું નથી. જાગૃત આત્માવાળા વિશુદ્ધ યોગિરાજ કહે છે કે આવા પ્રકારની પરમાત્મસ્વરૂપની તદાકાર વૃત્તિ જાગૃત થયેલી હોઇ હવે મારે સારાં નેત્રની અથવા કોઇપણ પ્રકારના અંજનની જરૂર રહી નથી, કારણ કે સમસ્ત પાપો અને ભયનો નાશ કરનાર પરમાત્માને મેં મારા શરીરમાં જ સજ્જ થયેલા-મોક્ષ જવાને માટે તૈયાર થયેલા દીઠા છે. એ પરમાત્મા કેવા છે? ત્યાં ઘટ-અંતરમાં બેઠા બેઠા શું કરી રહ્યા છે? તેની વાત કરતાં ઉદ્ગારરૂપે છેવટે નીચે પ્રમાણેની ઉક્તિ મુક્તકંઠે કહી નાખે છે તે આખા પદનું રહસ્ય બતાવે છે.

૩. [1]**કામદુધા** ગાયની કલ્પના એવા પ્રકારની છે કે-એને ઘરમાં બાંધી હોય તો સર્વ મનોવાંછિત પૂરા થાય છે. કામદુધા ગાયનું વર્ણન અનેક કથામાં આવે છે. એ ગાય પોતે જ સર્વ વસ્તુઓ આપે છે કે સારા પગલાની હોઇ એને ઘર આંગણે બાંધવાથી સર્વ ઇચ્છિત વસ્તુ મળે છે એ વિચારવાનું રહે છે-એની સ્પષ્ટતા નથી થતી. કોઇને ત્યાં નસીબવંતી ગાય કે પંચકલ્યાણ અશ્વ આવે ત્યારે તેની ઐહિક સંપત્તિ ઉત્તરોત્તર જામતી અને વધતી જાય છે. ગમે તેમ હોય, પણ કામદુધા ગાય સર્વ ઐહિક ઇચ્છિત આપે છે એ પ્રચલિત માન્યતા પર અત્ર ભાર છે. ઘટની અંદર રહેલ પરમાત્મા સર્વ મનોવાંછિતને પૂરનાર છે અને તેથી તેમને કામધેનુ કહેવામાં આવે છે, તેને કામ-ઇચ્છા પૂરનાર ગાયની ઉપમા બરાબર આપી શકાય તેમ છે.

'કામઘટ'—એવી જ કલ્પના કામઘટ-કામકળશની છે. એ પ્રાપ્ત થઇ જાય તો તેની પાસે જઇ જે વસ્તુ માગે તે અંદરથી હાથ ઘાલીને લઇ શકાય, તે ત્યાં પડી જ હોય એટલે પ્રાપ્ત થઇ જાય. આ કામકુંભ-કામઘટ-કામકળશ પણ કામધેનુ ગાયની કક્ષામાં આવે છે. વગરપ્રયત્ને તૈયાર વસ્તુઓ-કપડાં, ધન, ધાન્ય, સંપત્તિ મળી આવે તે આવા ઇચ્છાપૂરક પદાર્થો છે.

એવી જ કલ્પના 'કલ્પવૃક્ષ'ની છે. એની નીચે ઊભા રહી માગે તે વસ્તુ ઝાડ પરથી પડે. એમાં રોટલી કે દાળ ભાત શાક તૈયાર મળતાં હશે કે કાચાં તેની ખબર નથી, પણ સ્થૂળ વસ્તુ તેમાંથી તરત ઊતરી આવે છે તેવી પ્રાચીન માન્યતા છે. તેવો જ **ચિત્રાવેલી**નો વેલો કોઇ ઘડાના ગળા પર બાંધ્યો હોય તો તેમાં ઘી કે તેલ ભરેલ હોય તેમાંથી ગમે તેટલું કાઢતા જાઓ, પણ તે ભરેલું જ રહે. આ હકીકત બરાબર હશે કે નહિ, પારસમણિની કે 'ફિલોસોફર્સ સ્ટોન'ની વાસ્તવિક હયાતિ હતી કે નહિ એના

[1] 'કામદુધા'નો શબ્દપ્રયોગ મારો છે, કોષમાં એને 'કામદુધા' કહે છે. મારો પ્રયોગ પ્રચલિત લોકભાષાનો છે.

ગુણદોષમાં ઊતરવાનું આ સ્થાન નથી. પ્રચલિત લોકમાન્યતાનો સ્વીકાર કરી યોગિરાજ કહે છે કે પરમાત્મસ્વરૂપ એ મારી નજરે તો લોકો જેને કામધેનુ કે કામઘટ માને છે તે જ છે, કારણ કે તેનાથી મારાં સર્વ મનોવાંછિત ફળે છે, મળે છે, પ્રાપ્ત થાય છે.

આત્મદર્શન થવું મુશ્કેલ છે, પણ થયા પછી કોઇ વાતની કમીના રહેતી નથી. સમ્યક્ત્વ પ્રાપ્તિ થાય એટલે સમ્યગ્જ્ઞાન થાય, પછી સચ્ચારિત્રપ્રાપ્તિમાં પ્રગતિ થાય અને આત્મદર્શનનો અનુભવ થાય એટલે પ્રાણી ધન્ય અને કૃતકૃત્ય બને છે, એ અહમીંદ્ર કરતાં પણ ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરે છે, અને પછી અતીવ લક્ષ્મપતિનું સ્થાન સ્વતઃ મળી જાય છે. આ અંતરાત્મદશા ઉચ્ચ ચારિત્રમા પ્રગતિ થયા પછી અપ્રમત્તદશામાં જ શક્ય છે એટલે એના વિશિષ્ટ આત્માનો અનુભવ એ ખરેખર અપૂર્વ આનંદનો અવસર છે. એની સર્વ ઇચ્છાઓ પૂરી થઇ ગઇ છે અથવા સ્થૂળ ઇચ્છાઓ પર એણે વિજય મેળવ્યો છે એટલે એને રોમ રોમ શાંતિ થાય છે એ અમૃતરસનું સ્નાન છે, અમૃતરસમાં ડુબવાપણું છે, અમૃતરસથી શરીરને તરબોળ કરવાપણું છે.

સ્નાનગૃહમાં સ્નાન કરવું, સુંદર નિર્મળ જળમા ડુબકી મારવી એ લ્હાવો છે. અગાઉ મોગલ શહેનશાહના નિવાસસ્થાનોમા ભવ્ય સ્નાનગૃહો હતાં. આરસની ભૂમિકા, નિર્મળ જળ, વ્યવસ્થિત પ્રકાશના સાધનો વ્યવહારુ નજરે ખૂબ શાંતિ આપનાર સગવડ ગણાય છે. એ ગમે તેવી સખ્ત ગરમીના વખતમાં ઠંડક આપનાર આનંદ છે. તેમાં જળ સ્થાને અમૃત ભરેલું હોય ત્યારે એ ડુબકીમાં વધારે મોજ આવે. આત્માનુભવ અને આત્મદર્શન અમૃતરસમા ડુબકી મારતા જેવી બાહ્ય શાંતિ આપે તેવી ઉત્કૃષ્ટ પ્રકારની અંતર શાંતિ આપનાર છે. એ વાત અનુભવે સમજાય તેવી છે, કહેલી કથી જાય તેવી નથી. આવી રીતે આ આત્મદર્શન સર્વ ઇચ્છા પૂરનાર કામદુધા કે કામકુંભ છે અને શાંતિની દૃષ્ટિએ એ અમૃતસરોવરમા અવગાહન તુલ્ય છે. આવો 'ઘટ અંતર પરમાત્મ' નો અદ્ભુત મહિમા છે. આવા મારા પતિદેવ, કર્મમળ વગરના મારા નાથ મારો સર્વ આધાર છે, મારો આશરો છે, મારા પ્રાણ છે અને એ મારા નાથ તો ઇચ્છા પૂરનાર અને સુધારસનાનની શાંતિ આપનાર પરમ સત્ત્વ હોવા ઉપરાંત એ સર્વ આત્મિક આનંદનો સમૂહ હોઇ મારા અંતરઘટના સિંહ છે.

એક મોટા ઝાડી ડુંગર નદીનાળા ટેકરાખાડાવાળા વિસ્તૃત જંગલની કલ્પના કરીએ. એમાં અનેક પશુ પક્ષી રહે છે, એક બીજાનો શિકાર કરે છે. તેમાં હાથીઓ છે, તેતર છે, ફાગડા છે, શિયાળ છે, પેંટા છે-અનેક પ્રાણીઓ છે. તેમાં એક કેસરીસિંહ છે. આખા જંગલમાં તે એકલો છે, સર્વનો ઉપરી છે, સર્વ પ્રાણીઓ ઉપર તેનો હુકમ ચાલે છે. તેને કદી એમ લાગતું નથી કે પોતે એકલો છે, એને પોતાની શક્તિનો પૂરેપૂરો ખ્યાલ છે, એ પોતાનું સ્થાન અને તેમાં પોતાનું વિશિષ્ટ વર્ચસ્વ બરાબર સમજે છે, એની ચાલમા અડોલપણું, એના વિચારપથમાં મક્કમપણું અને એના વર્તનમાં ભવ્યપણું માર્દવિક હોય છે.

એ નાનકડો હોવા છતાં મોટા હાથીનો મદ ઉતારી નાખે તેવી તેનામાં શારીરિક શક્તિ હોય છે. હાથીઓને હડાવનાર આ બળવાન સિંહરાજનું રાજ્ય જેમ આખા જંગલમાં પ્રવર્તે છે તેમ મારા ઘટ-અંતરમાં આનંદઘન પ્રભુ સિંહસ્વરૂપે બેઠા છે. એનો સાક્ષાત્કાર મને થઇ ગયો છે, તેથી મારા આનંદનો પાર રહ્યો નથી. એ આનંદઘન પ્રભુ જે મારા અંતર-વનના સિંહ છે તે કામદેવરૂપ હાથીનુ ગંજન કરનાર છે, કામને અંકુશમાં રાખનાર છે અને એ મારા પતિ છે, એ મારા દેવ છે, એ મારી ગતિ છે, એ મારો આધાર છે. હવે મારે જ્યાં ત્યાં ભટકવાની કે ગમે તેના પગ પર મસ્તક ઝુકાવવાની આવશ્યકતા રહી નથી. આ સજ્જન-ઘટ-અંતરમાં રહેલ પરમાતમ પ્રાપ્ત કરવાના અત્યારનાં સર્વ વલખાં છે અને એની પ્રાપ્તિ થાય તો અનેક પ્રકારની દોડાદોડ, ખાલી ધામધૂમ અને નકામાં આટાંફેરા મટી જાય છે.

આ આખું પદ સંતુષ્ટ થયેલી ચેતના અથવા વિશિષ્ટ પદે આરોપિત કરેલ સુમતિ બોલે છે. જેને સ્વાત્માનુભવ થયો હોય તે જ આવા ભવ્ય વિચાર કરી શકે. નિશ્ચય નયને પકડવા જતાં વ્યવહારને ભૂલાવો ન જોઇએ તે જેટલી અગત્યની વાત છે તેટલી જ અગત્યની વાત એ છે કે વ્યવહારમાં આખા ભવ સુધી એકડા ઘૂંટવામાં પડી ન રહેવું ઘટે. આની સાથે પોતાની યોગ્યતા ન હોય તેટલી પ્રગતિ કરી નાખી છે એવી આત્મવંચના કરી વિશેષ પ્રકારની લાયકાત પોતામાં ધારી લેવામાં આવે તો પ્રગતિ અટકી જાય છે. આવા પ્રકારની સાંકડી થયેલી પરિસ્થિતિમાં અથવા નાનકડી કેડીમાં ચાલી ચેતનનો વિકાસ કરવાનો છે. એને માટે અભિમાન, ગૌરવ, આત્મપ્રશંસા વિગેરે અનેક મીઠા મનોવિકારો પણ જીતવા પડે છે અને એને પ્રગતિ કરતાં જો આત્મવંચના થઇ જાય તો પ્રગતિને બદલે પશ્ચાદ્ગતિ પણ થઇ જાય છે.

અહીં ચેતનરાજને કામદેવરૂપ હાથીનો મદ ઉતારનાર કહ્યો છે એમાં ભારે અનુભવ-દર્શન દેખાય છે. બીજા મનોવિકારો કરતાં કામદેવ-અનંગનો વિકાર ભારે આકરો છે. એ સમજુ લાગતા પ્રાણીને પ્રથમ વિહ્વળ બનાવે છે, પછી પરવશ બનાવે છે અને છેવટે એને માણસાઇમાંથી દૂર કરી વિવેકહીન કરી મૂકે છે. એને આધીન પડેલો પ્રાણી અનેક પ્રકારના ચેનચાળા કરે છે, બ્હાનાં કાઢે છે અને આખો વખત દુર્ધ્યાનમાં પડી રહે છે. મોટા દેવો પણ એનાથી ભાનભૂલા થઇ ગયા છે, અનેક ઉત્તમ ઋષિઓને એણે એકાંતમાં પાપાચારી બનાવ્યા છે, મોટા પદસ્થોને અને જ્ઞાનીને એણે પગ તળે કચરી નાખ્યા છે અને રાવણ જેવા રાજાઓનાં સિંહાસન ડોલાવ્યાં છે. નવયુગમાં એના જોરની અસર તળે કેટલીક જ્ઞાતિઓ ખલાસ થતી ચાલી છે, કૉલેજકન્યાને એણે ભમતી-રખડતી કરી દીધી છે અને એની પાછળ અનેક બ્રહ્મચારી વિદ્યાર્થીઓના શિયળનો માનસિક કે સ્થૂળ પાત કરાવ્યો છે. એની અસર વગરનું એક પણ નાટક કે સિનેમા લોકપ્રિય થઇ શકતું નથી એ વાતની યોગ્યાયોગ્યની ચર્ચામાં ઉતરવાનું આ સ્થાન નથી, પણ એ હકીકત છે એમ સ્વીકાર કર્યા વગર ચાલે તેમ નથી.

આવો કામદેવરૂપ ગાંડો હાથી, જ્યારે તેનો મદ ઝરે અને એ પોતે મસ્ત બને ત્યારે અનેકને ફેંકી દે, ઘરબાર તોડી નાખે અને આખા શહેરમાં ખૂમરાણ મચાવી મૂકે એવા

તોફાની હાથી ઉપર અંકુશ તુલ્ય મારા અંતરંગમાં રહેલ સિંહ મારા પતિ છે, મારા નાથ છે, મારા અંતર્યામી છે, મારા દેવ છે અને મારું સર્વસ્વ છે એને માટે હું જે કરું તે ઓછું છે, જે ન કરું તેટલી મારી ઓછાશ છે એ મારા છે, મારી પાસે છે, મારી સાથે છે—ત્યારે હવે હું જ્યાં ત્યાં શામાટે ભટકું ? એને શોધવા માટે બહાર જવાની જરૂર નથી, જ્યાં ત્યાં આંટા મારવાની આવશ્યકતા નથી, ગમે ત્યાં માથા પટકવાની ઉપયુક્તતા નથી

હાથીને ગંજન કરવું એટલે હાથી પર અંકુશ રાખવો એ એક વાત છે અથવા હાથીને નમાડી મૂકવો એ બીજી વાત છે જો વનમાં આવો આનંદઘન પતિ બેઠો હોય ત્યાં હાથી આવે જ નહિ અને આવે તો સિંહની એક ગર્જના સાંભળી ઊભી પૂંછડીએ નાસી જાય આવા મારા હૃદયવનના સિંહ-મારા નાથ-મારા દેવ ગુપ્ત હતા તે હવે પ્રગટ સ્વરૂપે બિરાજમાન થઈ ગયા છે એટલે હવે મારે જ્યાં ત્યાં દેવને શોધવા જવું પડે તેમ નથી પરમાત્મ દર્શન થાય, આત્માનંદનો અનુભવ થાય, સ્વરૂપનો સાક્ષાત્કાર થાય એટલે આ પદમાં વર્ણવેલી દશાનો અનુભવ થાય છે આવી ઉક્તિ સામાન્ય લેખકને અશક્ય છે, વિદ્વાન્ લેખકને દુઃશક્ય છે અને એની શક્યતા માત્ર યોગીઓને જ છે સાક્ષાત્કાર કર્યા વગર કે એના રસને જાણ્યા વગર એવા વચન નીકળે નહિ યોગીના ઘર તો જુદાં જ છે, એનો રસપ્રવાહ અનેરો છે, એનો આત્માનુભવ અલગ છે અને એનો આખો વર્તનપ્રવાહ જ અનોખો છે શુદ્ધ ચેતનની વિશુદ્ધ ચેતનાના આ ઉદ્‌ગાર કહીએ કે એ ચેતનાને ઓળખનાર યોગિરાજનો આ આત્મોદ્‌ગાર કહીએ—એને ગમે તે અભિધાન કે ઉપાધિ આપીએ પણ એ અલગ ચીજ છે, મહાન્ જીવનરંગ છે, અકથ્ય આત્મવિલાસ છે

વ્યવહાર નિશ્ચયનો સમન્વય કરવાની ખાસ શક્તિ પ્રાપ્ત કરવાની જરૂર છે અને તે જેને ન હોય તે કોઈ વાર ભ્રમણામાં પડી જાય છે અહીં તો રસાયણ ભર્યું છે એને વિધિસર ઉપયોગમાં લેવા આવડે તો બળ, તુષ્ટિ, પુષ્ટિ અને વૃદ્ધિ કરે છે અને એની સાથે કુપથ્ય થઈ જાય તો એ આખે શરીરે ફૂટી નીકળે છે પણ એ ટકી અને સરસ નીસરણી જો મળી જાય તો અનેક પગથિયા ટપાવી શિખરે પહોંચી જવાય છે અને ત્યાં અનંતકાળ મોજ માણે એ સીધો રસ્તો લાગે છે, પણ રાજમાર્ગ છે આ બન્નેનો સમન્વય કરવામાં બાર મોજ આવે તેમ છે, માટે હવ તો જેને આ નિરંજન નાથ મળ્યા હોય ઓળખાયા હોય, પરિચયમાં આવ્યા હોય તેણે એને બરાબર ઓળખી એનો પરિચય વધારવો એને જીવનસર્વસ્વ માનવું અને પછી સર્વ દુરિત અને ભવનો નાશ કરનાર એ અંતર પરમાત્મમય થવા પ્રયત્ન કરવો

આવા ચેતનરાજને ઓળખ્યા અને એની સાથે એકાંત સાધના કરી, એનામાં ધ્યાન એટલે બેઠો પાર છ આધિવ્યાધિનો નાશ છે અને જગતજંજાળની ઉપરાંત જઈ સર્વ કર્મથી મુક્ત થઈ સામે રહે વાસ છે એ ઘટ-અંતરમાં રહેલ પરમાત્મને ઓળખ્યો એટલે સર્વને ઓળખ્યા, સર્વ વસ્તુઓ ઓળખી સર્વ ભાવો જાણ્યા અને સાધ્યને દરવાજે આવી ખડા રહ્યા આ પરમાત્મસ્વરૂપનો સાક્ષાત્કાર સૂચવનાર પદ જે આનંદઘનજીથી નીકળ્યું છે તે વ્યક્ત કરનાર મહાન્ આત્માને ધન્ય છે, એમાં બતાવેલ દશા પ્રાપ્ત કરવાની

વિચારણા પણ ધન્ય છે અને એ ભવ્ય કલ્પના પચાવવાના પ્રસંગની પ્રાપ્તિ પણ જીવન-સફળતાની દૃષ્ટિએ ધન્ય છે.

અહીં જે દશા વર્ણવી છે તેનો ભાવ યશોવિજય ઉપાધ્યાય શ્રીપાળના રાસની ચોથા ખંડની અગિયારમી ઢાળમાં લાવ્યા છે. '**મહાવીર જિનેશ્વર ઉપદિશે, તુમે સાંભળજો ચિત્ત લાઈ રે; ભેદ છેદ કરી આતમા, અરિહંતરૂપી થાય રે. મહાવીર જિનેશ્વર ઉપદિશે**' આ પ્રમાણે કહીને પછી પોતાનો આત્મા જ અરિહંત છે, સિદ્ધ છે, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ છે, એટલું જ નહિ પણ એ જ દર્શન છે, એ જ જ્ઞાન છે, એ જ ચારિત્ર છે અને એ જ તપ છે એમ બતાવતાં એમાં 'ભેદ'નો 'છેદ' કરવાની હકીકત કહી છે. એની પીછાન થાય તો બેડો પાર છે.

આત્મસ્વરૂપનું તીવ્ર સંવેદન થાય અથવા તેને પ્રાપ્ત કરવાની ઊંડી સાચી તમન્ના થાય ત્યારે જ આવા અંતરના ઉદ્‌ગારો નીકળી પડે છે, એ ભાવ સમજીને પચાવવા જેવો છે અને ખૂબ જમાવવા જેવો છે. એમા નિશ્ચય નયનો આશ્રય છે એવી વાત કરી એ ભાવથી વંચિત રહેવા જેવું નથી. નિશ્ચય અને વ્યવહારને વિરોધ નથી એ વાત સમજાય અને બન્ને વચ્ચે સમન્વય સાધતા આવડે ત્યારે જ કામ થાય તેવું છે એ વાત મનમાં બરાબર સમજવી અને જે ભવ્ય દશામાં 'ઇહુ જન શાવરો થકો' એવું બોલી શકે તેને જાગૃત કરવા પ્રયત્ન કરવો એ દુનિયાના ચાલુ ચિલાથી જુદી વાત લાગે, પણ અંતે તેવી સ્થિતિ પ્રાપ્ત કર્યા સિવાય રસ્તો નથી એ વાત બરાબર વિચારી, ધ્યાતા અને ધ્યેયની એકતા વિચારી આ ભાવ સમજવો અને સમજીને વ્યવહાર નિશ્ચયની ગૂંચવણમાં પડી ન જતાં એની ઉપર તરી આવવું, એમ થાય ત્યારે જ કાંઇ રસ્તો થાય તેમ છે એ વાત મન પર લાવવી અને અત્ર વર્ણવેલી વિશિષ્ટ દશાની જીવનમાં એક વાર ઝાખી થઇ જાય તો પણ એની સફળતા છે એ વાત મનમાં બરાબર સમજી રાખવી. એ દશામાં કામદુધા કે કામકુંભનો ભાવ થઇ જાય અને મનઃકામના દુન્યવી મટી આત્મિક થઇ જાય એટલે સર્વ કર્તવ્ય થઈ ગયું અને ઇચ્છિત આવી મળ્યું એમ જાણવું.

આવા મારા પતિદેવ છે, એ મારા પ્રાણ છે, એ મારો આધાર છે, એ મારું જીવતર છે અને એ મારું સર્વસ્વ છે. આ પતિરાજ જે ઘટન્વનના સિંહ છે અને કામદેવરૂપ હાથીને અંકુશમાં રાખનાર છે તેના ઉપર સર્વસ્વની ભાવના કરવાની અત્ર વાત છે, શુદ્ધ દશા પ્રાપ્ત કરવાની–પ્રકટ કરવાની ભાવના છે અને તે ભાવ આદર્શ રૂપે રજૂ કરી મુદ્દામ બાબત બહાર કાઢવામાં યોગિરાજે કમાલ કરી છે એ વાત અન્યત્ર બતાવવામાં આવશે, પણ અત્ર સમજી રાખવા જેવી છે.[1]

મૌક્તિક

૧. આ પદનો ભાવ સમજવામાં પ્રાચીન ગુજરાતી ટબો અને મિત્રની નોંધ મળેલી છે તેથી વિવેચન કરવામાં ઘણી સગવડ થઇ છે અને કાંઇક વધારે થયેલા વિસ્તારનું કારણ પણ તે છે.

## दृष्टिपूतं न्यसेत् पादम्

### દૃષ્ટિથી પવિત્ર થયેલ જગ્યાએ પગ મૂકવો જોઇએ

આપણા ગુર્જર સાહિત્યમાં અગ્રસ્થાન ધરાવતા સુપ્રસિદ્ધ 'પ્રસ્થાન' માસિકનું ઉપર મુજબનું અનુભવસિદ્ધ, વ્યવહારનિપુણ અને ધર્મદૃષ્ટિને પણ પુષ્ટિ આપતું સૂત્ર ખાસ પ્રેરણાદાયી હોઇ વિચાર અને વર્તનની શુદ્ધિ માટે ઘણી રીતે ઉપયોગી થઇ પડે તેવું છે. અનેક દૃષ્ટિએ તેની વિચારણા કરતાં મનુષ્યજીવનને ઉચ્ચ અને ભાવનાશીલ બનાવે તેવા અવનવાં રહસ્યો તે આપણી આગળ પ્રગટ કરે છે અને પરિણામે જીવનને સાર્થક કરવામાં તે ઘણી રીતે મદદગાર થઇ પડે છે. પ્રત્યેક ભાવનાશીલ મનુષ્ય આર્ય સંસ્કૃતિની ઉચ્ચ અને ઉદાત્ત ભાવનાપૂર્ણ વિચારસરણીને અનુસરતો હોવાથી ઐહિક જીવનમાં યથેષ્ટ સુખ-સગવડ મેળવવા માટે પ્રયત્નશીલ હોય છે, એટલું જ નહિ પણ પારલૌકિક જીવન પણ પુણ્યબળના પ્રતાપે સુખપૂર્ણ અને દુઃખ રહિત બની રહે એવી ભાવના સેવતો જણાય છે. આર્ય સંસ્કૃતિના વાતાવરણમાં ઉછરેલો મનુષ્ય આ ભવ તેમ જ પરભવની ચિંતા સેવતો જણાય છે.

એકલા ચાર્વાક-નાસ્તિક મતવાદીઓને બાજુ ઉપર રાખીએ તો આપણા ભારતવર્ષમાં પ્રાચીન કાળથી ચાલતા આવેલા જુદા-જુદા તમામ દર્શનોના અનુયાયીઓ પરમ વિવેકબુદ્ધિથી જીવ અને અજીવ, આત્મા અને તેને ધારણ કરી રહેલ શરીરની આત્યંતિક ભિન્નતા સ્વીકારે છે-આત્મતત્ત્વ માટે જડ-પુદ્ગલ એકબીજાથી તદ્દન ભિન્ન હોવાના મતને પુષ્ટિ આપતા દૃષ્ટિગત થાય છે; અને તેથી જ ઐહિક તેમજ પારલૌકિક જીવનની સુધારણા માટે યથાશક્તિ પ્રયાસ કરતા જણાય છે.

આદર્શજીવન જીવી બતાવવાની ભાવનાવાળાએ પોતાનું વર્તન શુદ્ધ-નિર્દોષ અને અન્ય પ્રાણીઓને કોઇપણ પ્રકારની પીડા ઉપજાવ્યા સિવાયનું રાખવું જોઇએ, ગુણગ્રાહક વૃત્તિથી નાના-મોટા સદ્ગુણોની પોતાના જીવનપ્રદેશમાં પ્રાણ-પ્રતિષ્ઠા કરવી જોઇએ અને તમામ પ્રકારના દુર્ગુણોથી બચી જવા પ્રયાસ કરતા રહેવું જોઇએ. પોતાની ચારે બાજુ શુદ્ધ-પવિત્ર વિચારોનું વાતાવરણ જાળવી રાખનાર મનુષ્ય જ વિચારશુદ્ધિના પ્રતાપે શુદ્ધ વર્તન નભાવી શકે છે.

સામાન્ય રીતે પ્રત્યેક મનુષ્યનું વર્તન તેની વિચારસૃષ્ટિને અનુરૂપ જ હોય છે અને તેથી જ પ્રથમ દરજ્જે વિચારશુદ્ધિની જરૂરીયાતને આગળ કરવામાં આવે છે. તેના ઉપર જેટલો ભાર મૂકીએ તેટલો ઓછો જ છે. ધર્મશાસ્ત્રનું મનનપૂર્વક અવગાહન, સંતપુરુષોનો સમાગમ અને શુશ્રૂષા-વિચારશુદ્ધિ માટે ઘણી રીતે સહાયકારક થઇ પડે છે. શુદ્ધ-સાત્ત્વિક-પવિત્ર વિચારોનું અવતરણ જ્યારે જીવન અને વર્તનમાં થાય છે ત્યારે જ કંઇક ગૌરવ પ્રાપ્ત કરવાનું કારણ ઉપસ્થિત થાય છે.

આટલા ઉપોદ્ઘાત પછી ઉપર જણાવેલ સૂત્રનું વિવેચન કંઇક બોધપ્રદ અને રસમય થઇ પડતા સંભવ છે. ગદર સૂત્રની અર્થગંભીરતાનો વિચાર કરતાં-તેને અનુસરતા નીચે મુજબના સૂત્રોનું આપણને સૂચન થાય છે.

सत्यपूतं वदेत् वाक्यम् । विवेकपूतं आचरेत् कार्यं । उपयोगपूतं जीवेत् जीवनं ।

ઉપરના સૂત્રોનો અનુક્રમે નીચે મુજબ ભાવાર્થ થાય. દૃષ્ટિથી પવિત્ર થયેલ જગ્યાએ પગ મૂકવો, સત્યથી પવિત્ર થયેલ વાક્ય એટલે સત્ય વચન જ બોલવું, પ્રત્યેક કાર્ય વિવેકદૃષ્ટિપૂર્વક કરવું અને જીવન ઉપયોગપૂર્વક જીવવું.

આ બધા સાદા અને સરલ વાક્યો મહામૂલી શિખામણના નિધાન જેવા છે અને તે સાત્ત્વિક જીવન વહન કરવાની ભાવનાવાળાને એટલા બધા ઉપયોગી અને બોધપ્રદ છે કે તેને માટે જેટલું લખીએ તેટલું ઓછું જ છે.

સુજ્ઞ વિચારક બંધુએ બધી બાબતોનો-ચારે બાજુનો વિચાર કરીને જ બરાબર જોઈ તપાસીને પોતાનો પગ મૂકવો જોઈએ-આગળ ડગ ભરવું જોઈએ. પગ ઉપડતાંની સાથે જ એકદમ દીર્ઘદૃષ્ટિપૂર્વક, જયણાપૂર્વક વિચાર કરી લેવો જોઈએ કે જે જગ્યાએ પગ મૂકવાનો છે તે જગ્યા શુદ્ધ, પવિત્ર, ખાડાખડિયા વગરની છે કે ખાડાખડિયાવાળી જીવાકુલ ભૂમિ છે? જૈનદૃષ્ટિ અન્ય કોઈ દૃષ્ટિ કરતાં આ વિચાર ઉપર વધારે ભાર મૂકતી જણાય છે. પ્રત્યેક કાર્ય ઉપયોગપૂર્વક-જયણાપૂર્વક કરવાનું અહિંસાને પ્રધાન પદ આપતી જૈનદૃષ્ટિ ફરમાવે છે. દૃષ્ટિથી પવિત્ર થયેલ જગ્યાએ ઉપયોગ અને જયણાપૂર્વક પગ મૂકનાર મનુષ્ય સંભવિત ભાવી શારીરિક ઈજાથી તેમજ જીવહિંસાથી પોતાને બચાવી શકે છે એટલું જ નહિ પણ ઇચ્છિત કાર્યસિદ્ધિમાં સફળતા મેળવી શકે છે. સો ગળણે ગળીને પાણી પીનાર, હજાર બાબતોનો વિચાર કરીને કોઈ નવાં કાર્યનો કે સાહસનો આરંભ કરનાર મનુષ્ય વ્યવહારકુશળની ગણનામાં મૂકાય છે. ભવિષ્યમાં આવી પડનાર મુશ્કેલીઓ અને આફતોનો ખ્યાલ કર્યા સિવાય, તેના સામના માટેની જરૂરપૂરતી પૂર્વતૈયારી કર્યા સિવાય, ઇચ્છિત કાર્યસિદ્ધિ પ્રાપ્ત કરવા માટે જોઈતી તમામ સાધન-સામગ્રી તૈયાર રાખ્યા સિવાય કાર્યનો આરંભ કરનારને ઘણી વખત પીછેહઠ કરવી પડે છે, આરંભેલ કાર્ય અધૂરું મૂકવું પડે છે અને તેના પરિણામે પશ્ચાત્તાપની પરંપરા વેઠવી પડે છે; જ્યારે તેનાથી વિપરીત રીતે બધી બાબતોનો વિચાર કરીને કાર્યનો આરંભ કરનાર પોતાનાં કાર્યથી થનાર સિદ્ધિ મેળવી શકે છે અને વિજય તથા ફત્તેહના આનુષંગિક અપૂર્વ આનંદને અનુભવે છે.

પગ મૂકવા માટેની જગ્યા દરેક રીતે પોતાને અનુકૂળ, સગવડભરી અને લાભકારક હોય તો જ પ્રથમની જગ્યાએથી પગ ઉપાડવો તેમાં જ વ્યવહારદક્ષ પુરુષની કુશળતા અને ડહાપણ રહેલાં છે. પગ મૂકવા માટેની જગ્યાનો વિચાર બરાબર કરી જોયા સિવાય પગ ઉપાડવો તેમાં નરી બાલીશતા અને અજ્ઞાનતા જ છે. એક જગ્યાએ શાંતિથી નોકરી કરી કંઈક ઓછા પગારે પણ સુખેદુઃખે પોતાના જીવનનો નિર્વાહ કરતા હોઈએ તેવા પ્રસંગે ઓછા પગારના કે બીજા કંઈ કારણથી અસંતુષ્ટ ભાવ ધારણ કરી, બીજી કોઈ સારી નોક-રીનું સ્થાન નક્કી કર્યા સિવાય ચાલુ નોકરીનું રાજીનામું આપી દેનાર મનુષ્યને આપણે

મૂર્ખની જ ગણનામાં મૂકી દઇએ છીએ, કારણ કે ઉપરનું સૂત્ર આપણને સુસ્પષ્ટ બોધ આપી રહેલ છે કે અનુકૂળ પગ મૂકવાનું સ્થાન નક્કી કરીને જ આપણે પગ ઉપાડવો અને તે અનુકૂળ જગ્યાએ મૂકવો.

નાનામાં નાનું અગર મોટામા મોટું-પ્રત્યેક કાર્ય યોગ્ય વિચારપૂર્વક જ, પુખ્ત વિચાર કરી જોયા બાદ હાથ ધરવુ એટલે તે સહેલાઇથી પાર પડી શકે. યોગ્ય વિચાર કર્યા વગર-મહમા કામ કરનાર પુરુષ ઘણે ભાગે પાછો પડે છે. તેવા કીસ્સામાં ગમે તેટલી હિંમત કે બહાદુરી પણ કંઇ કામ લાગતી નથી. ઇતિહાસના અભ્યાસકો તેમજ મહાપુરુષોના જીવનચરિત્રોના વાચકો ઉપરની દલીલની પુષ્ટિમાં સંખ્યાબંધ દાખલા રજૂ કરી શકે તેમ છે. આવા બધા દાખલાઓ કરતાં પણ જીવન-વ્યવહારના પ્રસંગોમાં આપણને જે જાતિ-અનુભવ થતો હોય છે તેથી ઘણું ઘણું જાણવાનું અને શિખામણ લેવાનું મળી રહે છે અને ભાવી જીવનમાં તે બધું ઘણું જ ઉપયોગી થઇ પડે છે.

અનુભવની શાળામાં તે બરાબર ઘડાય છે અને પોતાનું ભાવી જીવન ઘણું જ ઉચ્ચ અને ઉજ્જવળ બનાવવાની અનેક તક સાંપડે છે. કોઇ કાર્યસિદ્ધિમાં કવચિત્ નિષ્ફળતા મળે તો પણ તે નિષ્ફળતા ભવિષ્યની કારકીર્દી માટેની યોગ્ય તૈયારી કરી લેવામાં અનેક પ્રકારના બોધપાઠો પોતાની સાથે લેતી આવે છે. અમુક કાર્યસિદ્ધિ કરવા જતાં-ક્યા ક્યાં કેવા પ્રકારની ભૂલો આપણાથી જાણ્યે અજાણ્યે થઇ ગઇ તે કેવી તજવીજથી અટકાવી શકાઇ હોત તે બધી બાબતની સતત વિચારણા કરી લેવી જોઇએ. યોગ્ય વિચાર અને મનનપૂર્વક કાર્ય કરનાર માણસ કદાચ પાછો પડે તો પણ તે નિરાશ થતો નથી, પરંતુ ભાવી જીવનના ઘડતર માટે તે નવું બળ મેળવી લે છે અને પ્રત્યેક કાર્યમાં વધારે પ્રમાણમાં વિચાર કરી લેવાની ટેવવાળો થઇ જાય છે.

વિચારીને કાર્ય કરનારને તેમાં કદી પસ્તાવાનું કારણ રહેતું નથી તેમ પ્રસિદ્ધ ગુર્જર કવિ દલપતરામના શબ્દો 'વિચારીને થાર ઉચ્ચાર વાણી' એ સૂત્ર અનુસાર વર્તનારને પણ પાછા પડવાપણું રહેતું નથી. સો ગળણે ગાળીને પાણી પીનારનું જીવન અન્ય જનોને આદર્શરૂપ થઇ પડે છે. यद् यद् आचरति श्रेष्ठः, तदेव इतरो जनः—શ્રેષ્ઠ પુરુષો જે જે કાર્ય કરે છે તેમનું અનુકરણ જ અન્ય જનો પણ કરતા હોય છે અને તેથી જ સુજ્ઞ પુરુષોને પોતાનો કાર્યપ્રદેશ નક્કી કરી લેવામાં વિચારણાની જરૂર રહે છે.

આ લેખમાં આગળ કહેવામાં આવેલા બધા સૂત્રો અનુભવપૂર્ણ અને શિક્ષાદાયક હોવાથી તેને અનુસરનાર સજ્જન પોતાના તેમજ અન્ય જનોના આત્માને હિતકર તેમજ કલ્યાણકર થાય છે સત્ય વચન બોલનાર તેમજ વિવેકપૂર્વક કાર્ય કરનાર અને ઉપયોગપૂર્વક જીવન ગુજારનાર મહાનુભાવ પુરુષનું જીવન કોઇ અનેરી જ ભાત પાડે છે. આવા સજ્જન-ભાવનાશીલ પુરુષનું જીવન સર્વત્ર-ચારે બાજુ જીવનની સુવાસ અને મીઠાશને ફેલાવી રહેલ હોય છે. ક્રમશઃ જીવનક્રમમાં તે આગળ જ વધતો જાય છે અને તેનું પ્રમાણ

# શ્રી ઉપદેશપ્રાસાદ ગ્રંથની વિશિષ્ટતા

આ ગ્રંથ શ્રી વિજયલક્ષ્મીસૂરિનો રચેલો છે. તે મૂળ ગ્રંથમાં સ્થંભ ૨૪ અને એકેક સ્થંભમાં ૧૫-૧૫ વ્યાખ્યાન એમ કુલ ૩૬૦ વ્યાખ્યાનો છે. તે ગ્રંથ અમે મૂળ ચાર ભાગમાં અને ભાષાંતર પાંચ ભાગમાં છપાવેલ છે. ભાષાંતરની તો આવૃત્તિઓ પણ થયેલી છે.

આ ગ્રંથના પ્રથમ વ્યાખ્યાનની શરૂઆત ચૈત્ર શુદિ ૧ થી કરી છે. એટલે ફાગણ વદિ અમાસે ૩૬૦ દિવસ અને ૩૬૦ વ્યાખ્યાનો પૂર્ણ થાય છે. દરરોજ એકેક વ્યાખ્યાન વાંચે તો એક વર્ષે આ ગ્રંથ પૂરો વંચાઇ રહે છે. દરેક વ્યાખ્યાનમાં એકેક કથા આપેલી છે, એટલે આ ગ્રંથ કથાનો પણ ભંડાર છે. તે કથાઓના નામ પાંચમા ભાગની પ્રાંતે અક્ષરાનુક્રમે આપ્યા છે તેથી જે કથા કાઢવી હોય તે સહેલાઈથી નીકળી શકે છે. વિશેષમાં આ ગ્રંથ ક્રમસર વાંચતા જે પર્વતિથિ આવે તે તિથિએ તે પર્વતિથિનું વ્યાખ્યાન આપેલું છે.

**દૃષ્ટાંત તરીકે—**

ચૈત્ર શુદિ ૧ થી ૧૦૪ મે દિવસે અશાઢ શુદિ ૧૪ આવે છે, તેથી ૧૦૪ મું વ્યાખ્યાન ચોમાસી વ્યાખ્યાન છે.

ચૈત્ર શુદિ ૧ થી ૧૪૭ મે દિવસે પર્યુષણ પર્વ બેસે છે તેથી તેના પ્રથમના ત્રણ દિવસે વાંચવા માટે આ ગ્રંથમાં ૧૪૭-૪૮-૪૯ એ ત્રણ વ્યાખ્યાન પર્યુષણ અષ્ટાહ્નિકાના છે.

ચૈત્ર શુદિ ૧ થી ૨૧૦ મે દિવસે દીવાળી પર્વ આવે છે તેથી ૨૧૦ મું વ્યાખ્યાન દીવાળી પર્વનું છે અને ૨૧૧ મે દિવસે નવું વર્ષ બેસે છે તેથી ૨૧૧ મું વ્યાખ્યાન બેસતા વર્ષને લગતું છે.

ચૈત્ર શુદિ ૧ થી ૨૧૫ મે દિવસે જ્ઞાનપંચમી આવે છે તેથી ૨૧૫ મું

---

સાધ્ય તરફ હોઈ સાધ્યની વધારે ને વધારે નજીક જનો જણાય છે. **आत्मनः प्रतिकूलानि, परेषां न समाचरेत्**—પોતાના આત્માને જે કંઇ પ્રતિકૂળ-અનિષ્ટ-પીડાકારક જણાય તેવું કંઇપણ સજ્જન પુરુષ અન્ય જનોને કદીપણ કરતા નથી અને તેમાં જ તેની સજ્જનતા અને મહાનુભાવતા છે. અહિંસા-સત્ય-અસ્તેય-બ્રહ્મચર્ય-અપરિગ્રહપણું વગેરે સદ્‌ગુણોથી આવા સજ્જન પુરુષો પોતાના સદ્વર્તનને ઓપ આપતા રહે છે અને આ લેખમાં જણાવેલ સૂત્રોને પ્રતિદિન પોતાની સન્મુખ રાખી-પોતાના જીવનના કાર્યપ્રદેશ સાથે તેને વણી લઇ પોતાના શુદ્ધ ચારિત્રઘડતરનું કાર્ય (character building) આગળ ધપાવે જાય છે અને તેમાં જ સ્વપર હિત અને કલ્યાણ સમાયેલા છે.

વકીલ ન્યાલચંદ લક્ષ્મીચંદ—સાદરા

વ્યાખ્યાન સૌભાગ્યપંચમીનું છે અને ૨૨૫ મે દિવસે કાર્તિકી પૂનમ આવે છે તેથી ૨૧૫ મું વ્યાખ્યાન કાર્તિકી પૂર્ણિમાનું છે.

ચૈત્ર શુદિ ૧ થી ૨૫૧ મે દિવસે મૌન એકાદશી આવે છે તેથી ૨૫૧ મું વ્યાખ્યાન મૌન એકાદશીનું છે.

ચૈત્ર શુદિ ૧ થી ફાગણ શુદિ સાતમ ૩૩૭ મે દિવસે આવે છે તેથી ૩૩૭ મું વ્યાખ્યાન રોહિણી પર્વનું આપવામાં આવ્યું છે.

ચૈત્ર શુદિ ૧ થી ફાગણ શુદિ પૂર્ણિમા ૩૪૫ મે દિવસે આવે છે તેથી ૩૪૫ મુંબ્યાખ્યાન હોલિકા પર્વનું આપવામાં આવ્યું છે.

ઉપર પ્રમાણે આ ગ્રંથમાં ચોમાસી ચૌદશ, પર્યુષણ પર્વ, દીવાળી, બેસતું વર્ષ, સૌભાગ્ય પંચમી, કાર્તિકી પૂનમ, મૌન એકાદશી, રોહિણી ને હોળિકા એમ કુલ નવ પર્વના વ્યાખ્યાન આવેલા છે.

રોહિણી તપ જે દિવસે રોહિણી નક્ષત્ર હોય તે દિવસે ઉપવાસ કરીને ૭ વર્ષ ને ૭ માસ પર્યંત કરવામાં આવે છે અને તેની શરૂઆત પ્રાયે વૈશાખ શુદિ ત્રીજે (અક્ષય તૃતીયાએ) રોહિણી નક્ષત્ર આવે છે ત્યારથી કરવામાં આવે છે. આ ગ્રંથમાં તેનું વ્યાખ્યાન ફાગણ શુદિ ૭ મે આપેલ છે તેનું કારણ સમજાતું નથી. મુંબઈમાં છપાયેલ પર્વોની કથામાં પણ તેનું કારણ આપેલ નથી. સાત વર્ષ ને સાત માસની સંખ્યા ઉપરથી ફાગણ શુદિ ૭ મે આપવામાં આવ્યું હોય એમ જણાય છે.

મુંબઈમા છપાયેલી પર્વોની કથામાં આ ગ્રંથમાં આપવામાં આવેલી પર્વોની કથાઓ ઉપરાંત મેરુત્રયોદશીની કથા, ચૈત્રી પુનમની કથા, અક્ષય તૃતીયાની કથા ને પોષદશમીની કથા એમ ચાર પર્વોની કથા વધારે છે અને આ ગ્રંથમાં આપેલી પર્વોની કથાઓ પૈકી બેસતા વર્ષની ને કાર્તિકી પૂનમની કથા એમાં નથી.

આ ગ્રંથ એટલા માટે અજોડ છે કે આવો વર્ષના દિવસ પ્રમાણ વ્યાખ્યાનોવાળો બીજો કોઇ ગ્રંથ નથી. આ ગ્રંથના પ્રથમના ૬૧ વ્યાખ્યાનોમાં તો સમકિતના ૬૭ બોલનું વર્ણન અને તેના ઉપરની કથાઓ છે. ત્યારપછીના ૧૦૪ વ્યાખ્યાનમાં એટલે ૧૬૫ સુધીના વ્યાખ્યાનમાં શ્રાવકના બાર વ્રતનું સ્વરૂપ અને તેના ઉપરની કથાઓ વિગેરે છે; અને ત્યારપછીના ૧૯૬ વ્યાખ્યાનોમાં અનેક વિષયો લીધા છે તે દરેક વિભાગમાં આપેલી અનુક્રમણિકા ઉપરથી સમજી શકાય તેમ છે વિસ્તાર થઈ જવાના કારણથી અહીં આપેલ નથી.

એકંદર વ્યાખ્યાન ૩૬૧ છે. મુનિરાજને વ્યાખ્યાનમાં વાંચવા માટે ખાસ ઉપયોગી ગ્રંથ છે. મૂળ ગ્રંથ છપાયેલ તે અત્યારે અલભ્ય છે. તેની આવૃત્તિ બે ભાગની અમદાવાદમાં થયેલી છે પરંતુ તે પણ અત્યારે પ્રાયે અલભ્ય છે.

કુંવરજી

# કાળ (Time) સંબંધી વિચારણા

જીવરાજ ઓધવજી દોશી

## જૈન તત્ત્વજ્ઞાનના મૂળભૂત સિદ્ધાંતો—

કાળ સંબંધી વિચારણા કરતાં પહેલાં જૈન તત્ત્વજ્ઞાન( metaphysics )ના મૂળભૂત સિદ્ધાંતો કયા કયા છે તે જાણવાની જરૂર છે. જૈન તત્ત્વજ્ઞાન સત્( reality )ને ઉત્પાદ, વ્યય, ધ્રૌવ્યાત્મક માને છે, उत्पादव्ययध्रौव्ययुक्तम् सत् ( તત્ત્વાર્થ સૂત્ર ૫, ૨૯ ), કૂટસ્થ માનતું નથી. એટલે સત્ કૂટસ્થ ( static ) નથી, પણ પરિણામી ( dynamic ) છે. બીજું દ્રવ્યને ગુણપર્યાયવાળું માને છે. गुणपर्यायवद् द्रव्यम् ( તત્ત્વાર્થ સૂત્ર ૫,૩૭ ) એટલે પર્યાયો દ્રવ્યથી ભિન્ન નથી તેમ દ્રવ્ય પર્યાય વિનાનું નથી. ત્રીજું ગુણપર્યાયો દ્રવ્યના પરિણામી છે–દ્રવ્યના ભાવો છે, દ્રવ્ય પર્યાયરૂપે જ પરિણમે છે. એટલે એક જાતિના દ્રવ્યમાંથી અન્ય જાતિના પર્યાયો થઇ શકતા નથી; ,ચેતન ચેતનરૂપે પરિણમે છે, અચેતન અચેતનરૂપે પરિણમે છે પણ અચેતન ચેતનરૂપે પરિણામ પામતું નથી; અર્થાત્ પુદ્ગલ-( matter )માંથી જીવની ઉત્પત્તિ સંભવતી નથી. પદાર્થમાત્ર સત્ત્વ, દ્રવ્યત્વ, પરિણામીત્વ ધર્મવાળો છે. એવા ધર્મ વિનાનો કોઇપણ પદાર્થ સદ્વસ્તુ નથી.

આ મુખ્ય સિદ્ધાંતોને ધ્યાનમાં રાખીને કાળતત્ત્વની વિચારણા કરવાની રહે છે.

## કાળતત્ત્વની આવશ્યકતા—

વસ્તુમાં જે ફેરફાર થાય છે, વસ્તુના ભાવો સતત બદલાયા કરે છે તે સૂચવનાર તત્ત્વ કાળ છે. સિનેમાની ફિલ્મ ઉપર અમુક ચિત્રો પડેલા હોય છે, જો તે ફિલ્મને મશીનથી ગતિ આપવામાં ન આવે તો magic lantern–મેજીક લેન્ટર્નથી જોવામાં આવે તેવું એક સ્થિર ચિત્ર દેખાય, પણ ફિલ્મમાં પડેલ ચિત્રોને જુદા જુદા ભાવોવાળા બતાવવાને ફિલ્મને યંત્રથી ગતિ આપવી પડે છે; તે પ્રમાણે જગતની વસ્તુમાં પૂર્વાપર જુદા જુદા ભાવો જોવામાં આવે છે તેને વ્યક્ત કરવાને ગતિ આપનાર કોઇ તત્ત્વની જરૂર છે. તે ગતિ આપનાર તત્ત્વ કાળ છે. જૈન તત્ત્વજ્ઞાન dynamic reality પરિણામી સત્ માને છે. એટલે ફેરફાર-( change )સૂચક કાળતત્ત્વ આવશ્યક છે. જે તત્ત્વજ્ઞાનમાં સત્‌ને કૂટસ્થ માનવામાં આવે છે તેની વિચારણામાં કાળ સદ્વસ્તુ નથી. વેદાંત જેવાં પુરુષાદ્વૈતવાદમાં કાળ અને ક્ષેત્ર-( time and space )ને પરમાર્થ રીતે અવાસ્તવ ( unreal ) માનવામાં આવે છે. ટૂંકામાં વસ્તુને પરિણામી માનવામાં આવે છે ત્યાં કાળ આવશ્યક વસ્તુ છે.

જૈન દર્શનમાં કાળતત્ત્વને આવશ્યક માનેલ છે. દરેક વસ્તુની તાત્ત્વિક વિચારણા દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવને આશ્રીને કરવામાં આવે છે. જૈનદર્શનમાં ૭ દ્રવ્યો માનેલ છે. તેમાં કાળ પણ આવે છે. એટલે તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ તેમજ આગમની દૃષ્ટિએ કાળતત્ત્વની આવશ્યકતા સિદ્ધ થાય છે.

તત્ત્વની વિચારણામાં કાળની આવશ્યકતા માન્યા પછી કાળતત્ત્વનું સ્વરૂપ જોવાનું રહે છે, કાળતત્ત્વના સ્વરૂપના સંબંધમાં જૈનદર્શનમાં મતભેદ જોવામાં આવે છે.

**કાળતત્ત્વના સ્વરૂપ અંગે આગમમાં મતભેદ—**

આ મતભેદના બીજ આગમમાં જોવામાં આવે છે. શ્રી ભગવતીસૂત્રમાં એક એવું વિધાન છે કેઃ—"**कइणं भंते ! दव्वा पण्णत्ता ? गोयमा ! छ दव्वा पण्णता, तं जहा-धम्मत्थिकाए अधम्मत्थिकाए आगासत्थिकाए जीवत्थिकाए पुग्गलत्थिकाए अद्धासमए।**" "ભગવંત! કેટલા દ્રવ્યો પ્રરૂપેલા છે? ગૌતમ! ૭ દ્રવ્યો પ્રરૂપેલા છે, તે આ પ્રમાણેઃ— ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, પુદ્ગલાસ્તિકાય, જીવાસ્તિકાય અને અદ્ધા-સમય." શ્રી ભગવતીસૂત્રમાં બીજું એવું વિધાન છે કેઃ—"**किमिदं भंते ! कालेत्ति वुच्चत्ति ? गोयमा ! जीवा चेव अजीवा चेव ॥**" હે ભગવંત! કાળ કોને કહેવાય છે? ગૌતમ! જીવો અને અજીવો જ કાળ છે અર્થાત્ જીવ અને અજીવના પર્યાય જ કાળ છે. એટલે ભગવતીસૂત્રમાં ૭ દ્રવ્યો બતાવ્યા છે અને તેમાં અદ્ધા-સમયને એક સ્વતંત્ર દ્રવ્ય ગણાવેલ છે. તે જ સૂત્રમાં બીજે ઠેકાણે કાળને જીવ અને અજીવના ફક્ત પર્યાયરૂપે વર્ણવેલ છે. કાળને અંગે આગમમાં વિરોધ પડતા જે વચનો છે તેમાંથી આ મતભેદ ઊભો થયો છે, પણ તેનો અર્થ એવો થઇ શકતો નથી કે કાળતત્ત્વ( Time-element )ની અસ્તિત્વતાને અંગે વિરોધ છે, જે વિરોધ છે તે કાળના સ્વરૂપને અંગે છે. એક ઠેકાણે કાળને સ્વતંત્ર દ્રવ્ય બતાવવામાં આવે છે, બીજે ઠેકાણે કાળને જીવ અજીવના પર્યાયરૂપે બતાવેલ છે.

**દિગમ્બર આમ્નાયમાં કાળનું સ્વરૂપ—**

દિગમ્બર આમ્નાયમાં કાળને સ્વતંત્ર દ્રવ્ય માનેલ છે એટલું જ નહિ પણ કાળના અણુઓ માનેલ છે; જે કાળના અણુઓ લોકાકાશના દરેક પ્રદેશમાં છૂટા છૂટા પડેલા માનવામાં આવે છે. શ્વેતામ્બર આમ્નાયમાં જ્યાં કાળને સ્વતંત્ર દ્રવ્ય માનવામાં આવે છે ત્યાં પણ કાળના છૂટા છૂટા અણુઓ માનેલ નથી પણ ધર્માસ્તિકાય વગેરેની માફક એક અખંડ-અભિન્ન દ્રવ્ય માનેલ છે, અને તેના ભેદો પરોપાધિક ગણેલ છે. "**स्वतः सोऽभिन्नः परोपाधिकं भेदमाप्यते**" (ત. સૂ. ૪, ૧૫ ની ટીકા) કાળના અંતિમ વિભાગને સમયનું નામ આપવામાં આવે છે. જે સમય અવિભાગી પરમ નિરુદ્ધ અને નિષ્પ્રદેશ છે. શ્વેતામ્બર આમ્નાય પ્રમાણે સમયોની માન્યતા તૂટેલ માળાના છૂટા વેરાએલ મોતીઓ જેવી નથી, પણ એક માળામાં ગોઠવાએલ એક બીજાને સંબંધ રાખતા મોતીઓ જેવી છે. સમયો વચ્ચે પરિણામીભાવનો સંબંધ છે. વર્તમાન સમય પૂર્વના સમયનું કાર્ય છે અને ઉત્તર સમયનું કારણ છે સમયનો નિરન્વય ઉત્પાદ કે વ્યય નથી.

**કાળ તત્ત્વને અંગે ત્રણ જુદી જુદી માન્યતા—**

આ ત્રણ મંતવ્યોઃ—( ૧ ) કાળતત્ત્વ છૂટા છૂટા પડેલા અણુઓનું બનેલ સ્વતંત્ર દ્રવ્ય છે. ( ૨ ) કાળ એક અખંડ દ્રવ્ય છે, અને તેમાં સમય વગેરે જે ભેદો પાડવામાં આવે છે તે પરોપાધિક છે; ( ૩ ) કાળ દ્રવ્ય નથી, પણ જીવ અજીવના પર્યાય છે. આ

ત્રણે મંતવ્યોની તાત્વિક દૃષ્ટિએ વિચારણા કરવામાં આવે છે. પહેલાં મંતવ્ય પ્રમાણે કાળ દ્રવ્ય જુદા જુદા લોકાકાશમાં પડેલા કાળના અણુઓનો સમૂહ થાય છે. તે અણુઓ અથવા ક્ષણોને વસ્તુ સદ્ભાવ( objective reality ) છે. ક્ષણો અનુસ્યુત ( Interpenetrating ) નથી, પણ ક્ષણોનો સમૂહ Juxta-positional પાસે પાસે ગોઠવાઇને બનેલો છે. છૂટા છૂટા પડેલા કાળના અણુઓમાં પરસ્પર પરિણામીભાવ પણ સંભવતો નથી. ત. સૂ. ૫, ૨૨ ના ભાષ્યમાં બતાવેલ છે કે **सर्वभावानां वर्तना कालाश्रया,** એટલે વસ્તુના જુદા જુદા ભાવો કાળને આશ્રીને છે. આ મંતવ્ય પ્રમાણે કાળના ક્ષણોને આશ્રીને જુદા જુદા ભાવો events થાય છે, અને કાળના અણુઓ વચ્ચે જે કાળકૃત ( temporal ) સંબંધ છે તે સંબંધને લઇને વસ્તુના ભાવો વચ્ચે કાલિક સંબંધ થાય છે. આ માન્યતામાં બે સંબંધો માનવા પડે છે; ભાવોનો ક્ષણો સાથેનો એક સંબંધ અને ક્ષણો ક્ષણો વચ્ચેનો પરત્વાપરત્વનો બીજો કાલિક સંબંધ. આ માન્યતા પ્રમાણે કાળનાં અણુઓ-સમયો કે ક્ષણો વાસ્તવ બને છે અને તેનો સમૂહ લોકોમાં કહેવાતો કાળ ઔપચારિક અવાસ્તવ બને છે. પાતંજલયોગદર્શનમા ૩, ૨૨ સૂત્રના ભાષ્યમા એક જ વર્તમાન ક્ષણને વાસ્તવ ગણે છે. ક્ષણોનો સમૂહ જેને લોકોમા કાળ કહેવામાં આવે છે તેને વસ્તુશૂન્ય having no objective reality અને કાલ્પનિક કહ્યો છે.

## દિગમ્બર મતની સમાલોચના—

કાળકૃત ભેદોનું કારણ કાળદ્રવ્યના છૂટા છૂટા અણુઓને આશ્રીને છે એવી ઉપરની Theory માનવામાં કેટલાક દોષો આવે છે. જેમ વસ્તુમાં સમયે સમયે પરિવર્તન જોવામાં આવે છે તેમ વસ્તુમાં એક સ્થિર અંશ પણ જોવામા આવે છે. માણસમાં ક્ષણે ક્ષણે પરિવર્તન થાય છે, છતાં અમુક વ્યક્તિત્વ (Identity) તો રહે છે. બાળ-અવસ્થામાથી વૃદ્ધત્વ પામતાં કુંવરજીભાઇમાં પર્યાયો સતત બદલાયાં છતાં કુંવરજીભાઇત્વ તો ધ્રુવ રહે છે. નહિ તો ભૂતકાળની કોઈ સ્મૃતિ ન રહે એટલે કાળદ્રવ્યના છૂટા છૂટા અણુઓની માન્યતામાં તો બૌદ્ધોનો ક્ષણિકવાદ આવે. જૈનોના અનેકાંતવાદનો લોપ થાય, ક્ષણિકવાદનો દોષ ટાળવા માટે જો છૂટા છૂટા ક્ષણોને એક બીજા સાથે સંકળાયેલા અનુસ્યુત માનવામાં આવે, અને એક અભિન્ન કાળદ્રવ્યના અંશો માનવામાં આવે તો ક્ષણો અવાસ્તવ ( unreal ) ઠરે અને અભિન્ન દ્રવ્ય જ વાસ્તવ બને, જે થીયરી સ્વતંત્ર છૂટા છૂટા વેરાએલ કાળના અણુઓની માન્યતાને અસંગત થાય છે. ટૂંકામાં તાત્વિક દૃષ્ટિએ કાળના સ્વતંત્ર છૂટા છૂટા અણુઓની થીયરી વાસ્તવિક જણાતી નથી.

## કાળ અભિન્ન તત્વની બીજી માન્યતા—

હવે કાળદ્રવ્યને અભિન્ન માનવાની થીયરીની વિચારણા કરીએ. આ થીયરી પ્રમાણે કાળદ્રવ્ય ધર્માસ્તિકાય વગેરેની જેમ અખંડ છે. કાળદ્રવ્ય સત્વ દ્રવ્યત્વ અને પરિણામીત્વ છે. સમયો તેના પર્યાય છે, પર્યાયરૂપે ઉત્પન્ન થાય છે અને વ્યય પામે છે; જ્યારે દ્રવ્યરૂપે ધ્રુવ રહે છે, સમય સમય વચ્ચે પરિણામીભાવ છે. ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય અને

આકાશ જેમ બીજા દ્રવ્યોના ગતિ, સ્થિતિ અને અવગાહનના સહકારી-અપેક્ષા કારણ છે, તેમ કાળ બીજા દ્રવ્યોનું પરિણતિ સહકારી કારણ છે. આકાશ જેમ બીજા દ્રવ્યોનો આધાર છે અને પોતાનો પણ આધાર છે, તેમ કાળ બીજા દ્રવ્યોનું પરિણતિ સહકારી કારણ છે અને પોતાની પરિણતિનું કારણ છે. પરિણમવાની શક્તિ તો દ્રવ્યોમાં પોતામાં છે, કાળ તો તેમાં મદદગાર થાય છે; જેમ જોવાની શક્તિ તો ચક્ષુઓમાં રહેલ છે, બહારનો પ્રકાશ તો વસ્તુ જોવામાં મદદગાર થાય છે. સમય, આવલિકા, ઘટિકા, દિવસ, રાત્રિ વગેરે કાળના ભેદો જે લોકોમાં પ્રસિદ્ધ છે તે કાળદ્રવ્યમાં પરમાર્થરૂપે નથી પણ બીજા દ્રવ્યોની અપેક્ષાએ માનવામાં આવે છે. મંદગતિએ એક પરમાણુ આકાશના એક પ્રદેશમાંથી બીજા પ્રદેશમાં અતિક્રમણ કરે તેને સમય કહે છે, અતિશીઘ્ર ગતિથી ચાદ રાજલોકમાં તેટલા જ વખતમાં અતિક્રમણ કરે તો તે વખત પણ એક સમય જ છે, અર્થાત્ સમય, આવલિકા વગેરે કાળદર્શક માપો સાપેક્ષ છે, નિરપેક્ષ નથી, વ્યવહારમાં છે, વસ્તુમાં નથી.

### તેમાં આવતા વિરોધોની સમાલોચના—

કાળદ્રવ્યને સમસ્ત લોકાકાશમાં અભિન્ન, અખંડ વ્યાપી રહેલ માનવામાં કેટલાક વિરોધો આવે છે. કાળ બીજા દ્રવ્યોની પરિણતિનું સહકારી કારણ છે, બીજા દ્રવ્યો સમસ્ત લોકાકાશને વ્યાપીને રહેલ છે, એટલે કાળ અને બીજા દ્રવ્યો વચ્ચે સતત સંબંધ હોવાથી વસ્તુના એક જ જાતિના ભાવો હોઇ શકે, વિજાતીય ભાવો ન થઇ શકે, અને તેમ થાય તો પ્રત્યક્ષ દેખાય છે તેવું વિધવિધ ભાવોની ઘટનાવાળું જગત ન હોઇ શકે, અને વિધવિધ ઊભા થતા ભાવોના ખુલાસા માટે જો કાળના અંશોમાં વિજાતીયતા ( Intrinsic difference ) માનવામાં આવે તો કાળનું અખંડ અભિન્નપણું પારમાર્થિક ન રહે, અને કાળના અંશો જ વાસ્તવ થાય અને તેનો અનેકો સમૂહ-કાળ કાલ્પનિક-વસ્તુશૂન્ય બને. જો એમ કહેવામાં આવે કે દ્રવ્યમાં જ જુદા જુદા ભાવો ઉત્પન્ન કરવાની શક્તિ છે અને તેથી જ જુદા જુદા ભાવો બને છે તો પછી પરિણતિના કારણ માટે જુદું કાળદ્રવ્ય માનવાની જરૂર ન રહે. સ્વયં પરિણામ પામતા દ્રવ્યોની પરિણતિ માટે કાળ-દ્રવ્યને અપેક્ષા કે મદદકારી કારણ માનવું તે પણ તાર્કિક દૃષ્ટિએ સંગત જણાતું નથી, એટલે પછી કાળ દ્રવ્ય જ ઊડી જાય છે અને જીવ અજીવના પર્યાયોને જ કાળ-સૂચક માનવાના રહે છે, કાળ-દ્રવ્યને આ પ્રમાણે ઉડાડી દેતાં કાળના સ્પષ્ટ લિંગો, વર્તના, પરિણામ, પરત્વાપરત્વનો કાંઇ ખુલાસો થઇ શકતો નથી; અને દ્રવ્યમાં સ્વયં પરિણામ પામવાની શક્તિ ઉપરાંત કાલિક સંબંધ ઉત્પન્ન કરવાની પણ શક્તિ છે એવું માનવાનું રહે છે, તે પણ બુદ્ધિગમ્ય નથી. કારણ કે કાર્ય તેના ઉપાદાન કારણ સદૃશ હોવું જોઇએ. જો દ્રવ્યમાં કાલિક ભેદ ન હોય તો તેના કાર્યમાં કાલિક ભેદ કેમ સંભવે ! એટલે કાળ દ્રવ્યને સમસ્ત લોકાકાશવ્યાપી અભિન્ન માનવામાં દેખાતા વિરોધો આવે છે.

### આધુનિક વિજ્ઞાનને આધારે સમન્વય—

આધુનિક વિજ્ઞાન અને તેનો આધાર લઇને તત્ત્વજ્ઞાનની જે વિચારણા

કરવામાં આવે છે તેમાં આ દેખાતા વિરોધનો સમન્વય કરવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે. કાળતત્ત્વની વિચારણામાં જે ગુંચવાડો થયો છે તેનું કારણ એવું છે કે જગતમાં રહેલ પદાર્થો લંબાઇ, પહોળાઇ અને જાડાઇ એવા ત્રણ પરિમાણુ-વાળા છે. લોકાકાશ પણ તેવું ત્રણ પરિમાણુ-લંબાઇ પહોળાઇ અને ઊંચાઈવાળું છે. તે પ્રમાણે કાળદ્રવ્યને પણ લોકાકાશવ્યાપી રહેલું, હોવાથી ત્રણ પરિમાણવાળું કલ્પવામાં આવે છે. આ માન્યતા ભૂલભરેલી છે. કાળને એક જ પરિમાણ ( dimension ) છે, જે લંબાઇ પહોળાઇ અને જાડાઇવાળું નથી, પણ જુદા ચોથા પ્રકારનું છે. પૌદ્‌ગલિક પદાર્થો ત્રણ પરિમાણવાળા હોય છે. આપણી બુદ્ધિ પણ પૌદ્‌ગલિક શરીરને સંબંધ રાખતી હોવાથી ત્રણ પરિમાણવાળા પદાર્થોને ગ્રહણ કરી શકે છે. ચોથા જુદા જ એક પરિમાણ-વાળા કાળતત્ત્વને ગ્રહણ કરી શકતી નથી. આવું ચોથું પરિમાણ કેવી રીતે હોઇ શકે તેનો વિચાર કરીએ. પેટી કબાટ જેવા નિર્જીવ પદાર્થો જોઇએ તો તેમાં લંબાઇ, પહોળાઇ અને જાડાઇ છે, પણ જગત આવા સ્થિર પદાર્થોનું બનેલું નથી. જગત તો ક્ષણે ક્ષણે બદલાતા ભાવોવાળું છે, એટલે વસ્તુમાં જેમ ઉપર નીચેપણું, ડાબા જમણાપણું અને આગળ પાછળપણું ( front and back ) છે તેમ પહેલાં પાછળપણું ( Before and after ) છે. એટલે આ પરિણામી ( dynamic ) જગત ત્રણ પરિમાણવાળું નથી પણ ચાર પરિમાણવાળું ( of four dimension ) છે, જે ચોથું પરિમાણ કાળને લઇને છે. ચોથા જુદા જ પરિમાણવાળા કાળદ્રવ્યનો ચિતાર આપવો મુશ્કેલ છે. ચિતાર આપતાં જ તેની આકૃતિ કલ્પવી પડે છે અને તે આકૃતિને દિશામાં મૂકવી પડે છે. નદીના પ્રવાહ જેવો કાળનો પ્રવાહ છે એવું કલ્પતા નદી જેમ અમુક દિશામાં વહે છે તેમ કાળ પણ અમુક દિશામાં વહન કરતો હોય તેવી કલ્પના ઊભી થાય છે. તેવી કલ્પનામાં કાળ અને દિશા એકરૂપ બની જાય છે, અને તેવો કાળ અવાસ્તવ ઔપચારિક થાય છે. જગતરૂપી ચક્ર કાળરૂપી પોઇન્ટ-બિન્દુ ઉપર ફરે છે તે જ બિન્દુમાં પુનરાવર્તન કરવાની શક્તિ છે અને તેથી સતત કાળની ધારા વહે છે, જે ધારા તિર્યગ્‌ગતિવાળી નથી પણ ઊર્ધ્વ-ગતિવાળી છે એવી કાંઇક કલ્પના કાળદ્રવ્યને સમજવાને કરવાની રહે છે. જેમ ભૂમિતિમાં લંબાઇ પહોળાઇ વિનાના એક બિન્દુના પુનરાવર્તનથી પહોળાઇ વિનાની પણ લંબાઇવાળી રેખા ( line ) થતી કલ્પવામાં આવે છે તેમ લંબાઇ, પહોળાઇ અને જાડાઇ વિનાની એક ઊર્ધ્વગતિવાળી રેખા કાળદ્રવ્ય માટે કલ્પવામાં આવે તો કાળતત્ત્વ સંબંધે કાંઇક આપણને ખ્યાલ આવે. શાસ્ત્રમાં પણ કાળને ઊર્ધ્વગામી રેખા( perpendicular )-વાળું અને ક્ષેત્રને તિર્યગ્‌ગામી ( horizontal ) હોવાની કલ્પના કરેલ છે. ક્ષેત્રની જેમ કાળ extensive magnitude વાળો નથી, પણ ગતિની જેમ intensive magnitude અંતર્ગત વિસ્તારવાળો છે. જેમ ગતિને ( motion ) સમજવા માટે આપણે દિશા કલ્પીએ છીએ તેમ વાસ્તવિક કાળની કલ્પના માટે અંતર્ગત વિપુલતાની કલ્પના કરવી પડે. કાળના એક એક પોઇન્ટ-સમયમાંથી બીજા બીજા પોઇન્ટ-સમય પરિણામ પામે છે અને તે પોઇન્ટ ઉપર સંમારચક્ર ફરે છે. **भ्रामयन् सर्वभूतानि, यंत्रारूढानि**

**માયયા** આવો ખ્યાલ આપવાને ભગવદ્ગીતામાં કાળને આ રૂપકથી વર્ણવ્યો છે. ઉપર પ્રમાણે લોકાકાશ અને કાળદ્રવ્ય જુદા જુદા પરિમાણવાળા હોવાથી લોકાકાશમાં રહેલ દ્રવ્યો સાથે કાળદ્રવ્યને સતત સંબંધ હોવા છતાં પદાર્થોમાં સજાતીયજ ભાવો થઇ શકે અને વિજાતીય ભાવો ન થઇ શકે એ દલીલ વ્યાજબી નથી. બીજું જુદા જુદા ભાવોનું કારણ તો દ્રવ્યમાં રહેલ અંતર્ગત વિજાતીયતા છે. કાળ તો દ્રવ્ય ને ભાવરૂપે પરિણમાવવાવાળું ફક્ત સહકારી અપેક્ષા કારણ છે. પંખી પોતાની શક્તિથી આકાશમાં ઊડે છે. આકાશ તો ફક્ત તેને ઊડવામાં એક medium સાધન પૂરું પાડે છે, એટલે સહકાર આપે છે.

### કાળતત્ત્વની જગતની વ્યવસ્થા માટે આવશ્યકતા—

પરિણામ પામવાની શક્તિ દ્રવ્યમાં જ છે, તો પછી કાળદ્રવ્ય જુદું માનવાની જરૂર રહેતી નથી, એવી બીજી દલીલ ઉડાવવામાં આવે છે. સૂક્ષ્મ દૃષ્ટિએ વિચાર કરતાં આ દલીલ વ્યાજબી જણાતી નથી. દ્રવ્યોમાં પરિણામ પામવાની શક્તિ છે, પોતાની મેળે પરિણામ પામે છે, પણ જગતમાં જે કાળકૃત સંબંધ ( temporal relation ) છે તે સંબંધ ઉત્પન્ન કરવાની શક્તિ પણ દ્રવ્યમાં છે એમ માનવું વધારે પડતું છે. જગતમાં કાળકૃત સંબંધ છે. ભૂતકાળમાં થએલી બીના ભવિષ્યમાં થતી નથી. ભવિષ્યમાં બનવાની બીના ભૂતમાં બની જતી નથી. એટલે જગતના જુદા જુદા ભાવોમાં ( events ) જે ક્રમ ( order ) છે તેનું નિયામક તત્ત્વ બીજા દ્રવ્યોથી ભિન્ન હોવું જોઈએ, તે તત્ત્વ કાલ છે. જગતમાં બે પ્રકારની વ્યવસ્થા ( harmony-order ) જોવામાં આવે છે. એક ક્ષેત્રકૃત અને બીજી કાળકૃત, આકાશમાં જે ગ્રહો, નક્ષત્રો, તારાઓ રહેલા છે તે અમુક અમુક અંતરે વ્યવસ્થામાં રહેલા છે. જો આકાશમાં રહેલ આ પદાર્થોને વ્યવસ્થામાં રાખનાર જુદું તત્ત્વ ન હોય તો જગતમા અસ્તવ્યસ્ત સ્થિતિ ( chaotic-condition ) થઇ જાય. જૈન દર્શનમા ગતિ અને સ્થિતિના નિયામક તત્ત્વો તરીકે ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય બતાવ્યા છે. ગતિ અને સ્થિતિ કરવાની શક્તિ તો દ્રવ્યમાં જ છે. તેને વ્યવસ્થામાં રાખનાર ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય છે.

ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાયનું સ્વરૂપ પણ હાલના વિજ્ઞાનને અગમ્ય છે. તેના પરિમાણ ( dimensions ) પણ જુદા જુદા કેમ ન હોય? જેમ ભૌતિક જગત-( physical world )ને ક્ષેત્રમાં-વ્યવસ્થામાં રાખનાર ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય નામના ભિન્ન દ્રવ્યો જૈન શાસ્ત્રમાં બતાવ્યા છે, તેમ કાળકૃત ક્રમના નિયમન માટે સ્વતંત્ર દ્રવ્યની આવશ્યકતા છે તે દ્રવ્ય કાળદ્રવ્ય છે. વસ્તુના સર્વાંશી જ્ઞાન માટે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવની વિચારણા કરવા જૈન શાસન ફરમાવે છે તે પણ કાળદ્રવ્યને એક સ્વતંત્ર દ્રવ્ય સિદ્ધ કરે છે. ( અપૂર્ણ )



# કૃષ્ણ વાસુદેવ ક્યારે તીર્થંકર થશે ?

શ્રી ઉપદેશપ્રાસાદના વ્યાખ્યાન-અઠ્ઠાવનમામાં પ્રાંતે કહેલ છે કે 'કૃષ્ણ વાસુદેવ ત્રીજી નરકે ગયા છે ને ત્યાંથી નીકળીને આવતી ચોવીશીમાં બારમા તીર્થંકર થવાના છે.' અહીં કોઇને શંકા થાય કે-'ત્રીજી નરકમાં ઉત્કૃષ્ટું આયુષ્ય સાત સાગરોપમનું કહ્યું છે ને નેમિનાથથી આરંભીને આવતી ચોવીશીના બારમા તીર્થંકર **અમમ** નામે થાય ત્યાંસુધીનું આંતરું ૧૬ સાગરોપમનું થાય છે તો પછી સાત સાગરોપમના એક ભવમાં તેટલો કાળ કેમ વ્યતીત થાય કે જેથી કૃષ્ણ નરકથી નીકળીને તીર્થંકર થઇ શકે ?' આનો ઉત્તર ઉપદેશપ્રાસાદમાં આપ્યો છે તેમાં શંકા પડવાથી જણાવવાનું કે-તે સંબંધી અસલ લખેલી પ્રતમાં તપાસ કરતાં એક પ્રતમાં ૪૬ સાગરોપમ પછી થવાનું લખ્યું છે પરંતુ તદુપરાંત લખ્યું છે કે-'બીજી ગણત્રીએ સોળ સાગરોપમ સાધિક કહેલ છે.' આટલો પાઠ એક લખેલી પ્રતમાં ન હોવાથી અને તેની ઉપરથી જ મૂળ ને ભાષાંતર છપાયેલ હોવાથી શંકાને સ્થાન રહે છે, પરંતુ ૪૬ સાગરોપમની હકીકતની ઉપેક્ષા કરીને *૧૬ સાગરોપમની વાતને સ્વીકારતાં ×એ અંતર બરાબર મળી રહે છે. શ્રી હેમચંદ્રાચાર્યકૃત ત્રિષષ્ટિશલાકાપુરુષ ચરિત્રમાં અને શ્રી વસુદેવહિંડીમાં કૃષ્ણના પાંચ ભવ કહેલા હોવાથી સાત સાગરોપમ નરકમાં વ્યતીત કરી, મનુષ્ય થઇ, પાંચમા દેવલોકે નવ સાગરોપમના આયુએ ઉત્પન્ન થઇ, ત્યાંથી ચ્યવીને બારમા અમમ તીર્થંકર થશે. આ પ્રમાણે હોવાથી વિરોધ રહેતો નથી.

શ્રી વસુદેવહિંડીમાં કહ્યુ છે કે-'કૃષ્ણ ત્રીજી નરકમાંથી નીકળી, આ ભરતક્ષેત્રમાં શતદ્વાર નગરમાં મંડલિક રાજા થઇ, દીક્ષા ગ્રહણ કરી, તીર્થંકરનામકર્મ ઉપાર્જન કરીને, વૈમાનિક દેવ થઇ, ત્યાંથી ચ્યવી બારમા અમમ નામે તીર્થંકર થશે.' આ પ્રમાણે શ્રી કૃષ્ણ વાસુદેવ શુદ્ધ શ્રદ્ધાગુણથી ભવનો પાર પામશે.

લખેલી બે પ્રતમાં પણ ફેરફાર ને ઓછોવત્તો પાઠ છતાં એક પ્રત ઉપરથી આ સંબંધની શંકા દૂર થાય છે.

કુંવરજી

---

* તથા દ્વિતીયગણનયા ચ ષોડશસાગરાંતરં સાધિકં ।

× શ્રી નેમિનાથજી અને આવતી ચોવીશીમા બારમા તીર્થંકર થનારા શ્રી અમમસ્વામીનું અંતર ૧૬ સાગરોપમ સાધિક જ થાય છે.

જો બારમાને બદલે ૧૩ મા તીર્થંકર થવાના હોય તો આંતરું ૪૬ સાગરોપમનું મળે છે, પરંતુ ક્ષાયિકસમકિતી કૃષ્ણ પાંચમે ભવે જ મોક્ષે જવાના હોવાથી તે બની શકે તેમ નથી. વળી એ વાતને શ્રી અમમચરિત્રમાં અસત્ય જ કહી છે.

# श्री तत्त्वार्थसूत्रम्-सानुवादम्

સૂત્રકાર:—વાચકવર ઉમાસ્વાતિ ગણિ

અનુવાદકાર:—મુનિશ્રી રામવિજયજી

## અનુવાદકારનું મંગલ

હરિગીત છંદ

સ્તંભનપતિ શ્રી વામાનંદન પાર્શ્વજિન વંદન કરું,
દશપૂર્વધર શ્રી ઉમાસ્વાતિ પૂજ્ય વાચક અનુસરું;
શ્રી વિજયનેમિસૂરીશ ચરણે અમૃતપદ છે સુખકરું,
તત્ત્વાર્થસૂત્ર અનુવાદ રચતાં રામ કહે મંગલ વરું ॥ ૧ ॥

## ॥ પ્રથમ અધ્યાય ॥

**सूत्र-सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः ॥ १ ॥**

અનુવાદ:—મુક્તિ-મંદિર ગમન કરવા માર્ગ વીરે ઉપદિશ્યો,
શ્રવણ કરીને ભવ્ય જીવે હૃદયમાંહે સદ્દહ્યો;
સાચી શ્રદ્ધા જ્ઞાન સાચું ચરણ સાચું આદરો,
શિથિલ કરીને કર્મબંધન મુક્તિમાર્ગે સંચરો ॥ ૨ ॥

**सूत्र-तत्त्वार्थश्रद्धानं सम्यग्दर्शनम् ॥ २ ॥**
**तन्निसर्गादधिगमाद्वा ॥ ३ ॥**

અનુવાદ:—તત્ત્વભૂત પદાર્થકેરી રુચિ અંતર વિસ્તરે,
એ શુદ્ધ દર્શન પ્રકટ થાતાં ભવિક ભવથી નિસ્તરે;
શુદ્ધ સમકિતપ્રાપ્તિનાં બે કારણો સૂત્રે કહ્યાં,
સ્વભાવ ને ઉપદેશ ગુરુનો જેથી જીવ દર્શન લહ્યાં ॥ ૩ ॥

**सूत्र-जीवाजीवाश्रवबन्धसंवरनिर्जरामोक्षास्तत्त्वम् ॥ ४ ॥**

અનુવાદ:—જીવ અને વળી અજીવ એ બે જ્ઞેય તત્ત્વો જાણવા,
બંધ આશ્રવ હેયભાવે જાણી બંને ત્યાગવા;
તત્ત્વ સંવર નિર્જરા ને મોક્ષ તત્ત્વને આદરો,
ગ્રહણ કરવા યોગ્ય એ ત્રણ જાણી ભવસાગર તરો ॥ ૪ ॥

**सूत्र-नामस्थापनाद्रव्यभावतस्तन्न्यासः ॥ ५ ॥**

અનુવાદ:—નામ સ્થાપન દ્રવ્ય ભાવે સાત તત્ત્વ વિચારવા,
નિક્ષેપ સંખ્યા ચાર કહી છે સર્વ ભાવે ભાવવા;
દ્રવ્યથી જીવ દ્રવ્ય નથી ને છે વળી ઉપચારથી,
ગુરુગમદ્વારા જ્ઞાનધારા જાણવી બહુ પ્યારથી ॥ ૫ ॥

**सूत्र-प्रमाणनयैरधिगमः ॥ ६ ॥**

**અનુવાદઃ**—જીવ આદિ સાત તત્ત્વો પ્રમાણ-નયથી ધારતા,
જ્ઞાન તેનું થાય સુંદર વસ્તુતત્ત્વ વિચારતા;
અનન્ત ધર્મ ધારી વસ્તુ અનેક ભેદે જે ગ્રહે,
કહેવાય તો પ્રમાણ ને નય એક ભેદને સદ્દહે ॥ ૬ ॥

**सूत्र-निर्देश-स्वामित्व-साधना-धिकरण-स्थितिविधानतः ॥ ७ ॥**
**सत्सङ्ख्याक्षेत्रस्पर्शनकालान्तरभावाल्पबहुत्वैश्च ॥ ८ ॥**

**અનુવાદઃ**—નિર્દેશ ને સ્વામિત્વ બીજું ત્રીજું સાધન જાણવું,
અધિકરણ ચોથું સ્થિતિ ને વળી વિધાન છઠ્ઠું ભાવવું;
સાતમું સત્પદપ્રરૂપણા આઠમું સંખ્યા કહ્યું,
ક્ષેત્ર સ્પર્શન કાલ અંતર ભાવ તેરમું સદ્દહ્યું ॥ ૭ ॥
અલ્પબહુત્વ ચૌદમું છે જ્ઞાન સમ્યગ્ જાણવા,
પ્રમાણ ને નયના પ્રમાણે સર્વ ભેદો ભાવવા;
આ ચૌદ પ્રશ્ને જ્ઞાન સાચું મેળવી મુક્તિ વરે,
ઋજુભાવે જીવ ભાવો ભાવતા ભવ નિસ્તરે ॥ ૮ ॥

**सूत्र-मतिश्रुतावधिमनःपर्यायकेवलानि ज्ञानम् ॥ ९ ॥**
**तत्प्रमाणे ॥ १० ॥ आद्ये परोक्षम् ॥ ११ ॥**
**प्रत्यक्षमन्यत् ॥ १२ ॥**

**અનુવાદઃ**—મતિજ્ઞાન પહેલું શ્રુત બીજું ત્રીજું અવધિ જાણવું,
મનઃપર્યવ જ્ઞાન ચોથું છેલ્લું કેવળ માનવું;
જ્ઞાન એ જ પ્રમાણ છે ને ભેદ બે તેના કહ્યા,
પરોક્ષ ને પ્રત્યક્ષ મતિશ્રુત પ્રથમે, ત્રણ બીજે લહ્યાં ॥ ૯ ॥

**सूत्र-मतिः स्मृतिः संज्ञा चिन्ताऽभिनिबोध इत्यनर्थान्तरम् ॥ १३ ॥**

**અનુવાદઃ**—મતિતણા પર્યાય નામો અનેક ગ્રન્થે પાઠવ્યા,
મતિ સ્મૃતિ સંજ્ઞા ચિંતા આભિનિબોધિક તે કહ્યા;
શબ્દથી અન્તર થતો પણ અર્થથી અંતર નહિં,
વિષય ચાલુ કાળનો જે ગ્રહે તેહી મતિ કહી ॥ ૧૦ ॥

**सूत्र-तदिन्द्रियाऽनिन्द्रियनिमित्तम् ॥ १४ ॥**
**अवग्रहेहापायधारणाः ॥ १५ ॥**

**અનુવાદઃ**—મતિજ્ઞાનની ઉત્પત્તિ માટે કહ્યા છે બે કારણો,
ઇંદ્રિય કારણ પ્રથમ છે ને મન તે બીજું સુણો;

તે જ્ઞાનના છે ચાર ભેદો અવગ્રહ-ઈહા વળી,
અપાય ને છે ધારણા જે બુદ્ધિ સાધે નિર્મળી ॥ ૧૧ ॥

सूत्र-बहुबहुविधक्षिप्रानिश्रितासंदिग्धध्रुवाणां सेतराणाम् ॥ १६ ॥

અનુવાદઃ—અલ્પ બહુ બહુવિધ એકવિધ ક્ષિપ્ર ને અક્ષિપ્ર છે,
અનિશ્રિત નિશ્રિત સંશય-યુક્ત ને વિયુક્ત છે,
ધ્રુવ ને અધ્રુવગ્રાહી એમ બારે ભેદને,
છએ ગુણી ગુણો ચારે થાશે ભેદ બે અઠ્ઠાસીએ ॥ ૧૨ ॥

सूत्र-अर्थस्य ॥ १७ ॥ व्यञ्जनस्यावग्रहः ॥ १८ ॥

न चक्षुरनिन्द्रियाभ्याम् ॥ १९ ॥

અનુવાદઃ—આ સર્વ ભેદો અર્થના છે સુણો વ્યંજનના હવે,
નયન ને મનના વિના તે થાય એમ જ્ઞાની કહે,
બહુ આદિક બારને ઇન્દ્રિય ચારે ગુણતા,
પચ્ચાસમા બે ભેદ ત્રણ વ્યંજન અવગ્રહના થતા ॥ ૧૩ ॥

વિશેષઃ—ઉત્પાતિકી ને કાર્મિકી વળી કહી પારિણામિકી,
વૈનયિકી એમ ચારે બુદ્ધિ મતિમાંહે સંગ્રહી,
ત્રણ શતક ઉપર ચાર દશકા ભેદ સર્વે મેળવો,
નંદીસૂત્રે જ્ઞાન વિષયે મતિના કહ્યા તે કેળવો ॥ ૧૪ ॥

सूत्र-श्रुतं मतिपूर्वं द्व्यनेकद्वादशभेदम् ॥ २० ॥

અનુવાદ—શ્રુતજ્ઞાન બીજું મતિપૂર્વક જાણવું બે ભેદથી,
અંગબાહ્ય ને અંગવાળું છે સર્વ એ દૂર દોષથી,
અનેક ભેદો છે પ્રથમના ને બીજાના બાર છે,
આચાર આદિ અંગ ઉત્તરાધ્યયન આદિ બાહ્ય છે ॥ ૧૫ ॥

सूत्र-द्विविधोऽवधिः ॥ २१ ॥ तत्र भवप्रत्ययो नारकदेवानाम् ॥ २२ ॥

यथोक्तनिमित्तः षड्विकल्पः शेषाणाम् ॥ २३ ॥

અનુવાદ—બે ભેદ અવધિજ્ઞાન છે ભવથી થતું પહેલું કહ્યું,
બીજું ગુણપ્રત્યય પ્રથમ તે નારકી દેવે લહ્યું;
ક્ષયોપશમથી નીપજે તિર્યંચ નરને તે બીજું,
ષટ્ ભેદ તેના અનુગામી-આદિ તે અવધિ ત્રીજું ॥ ૧૬ ॥

सूत्र-ऋजुविपुलमती मनःपर्यायः ॥ २४ ॥

विशुद्ध्यप्रतिपाताभ्यां तद्विशेषः ॥ २५ ॥

**અનુવાદઃ**—ઋજુમતિ ને વિપુલમતિ એમ મનઃપર્યવ છે દ્વિધા,
વિપુલમતિમાં શુદ્ધિ વધતી જાય નહિં પાછું કદા;
શુદ્ધિ ઓછી ઋજુમતિમાં આવી ચાલ્યું જાય એ,
એમ બે વિશેષે ભેદ બે છે જ્ઞાન ચોથું જાણીએ. ॥૧૭॥

**सूत्र—विशुद्ध-क्षेत्र-स्वामि-विषयेभ्योऽवधिमनःपर्याययोः ॥ २६ ॥**

**અનુવાદઃ**—વિશેષતા છે ચાર, ચોથા અને ત્રીજા જ્ઞાનમાં,
(૧) શુદ્ધિ વિશેષે જ્ઞાન ચોથે, અલ્પશુદ્ધિ અવધિમાં;
(૨) ક્ષેત્ર નાનાથી લઈને જાણે પૂરા લોકને,
જ્ઞાન ત્રીજું, ચોથું અઢી દ્વીપવર્તી ચિત્તને. ॥૧૮॥
(૩) અવધિ પામે, જીવ ચારે ગતિના શુભ ભાવથી,
જ્ઞાન ચોથું મુનિ પામે બીજા અધિકારી નથી;
(૪) કેટલાક પર્યાય સાથે સર્વ રૂપી દ્રવ્યને,
જાણે અવધિ મનઃપર્યવ ભાગ તદનન્તો ગ્રહે. ॥૧૯॥

**सूत्र—मतिश्रुतयोर्निबन्धः सर्वद्रव्येष्वसर्वपर्यायेषु ॥ २७ ॥**
**रूपिष्ववधेः ॥ २८ ॥ तदनन्तभागे मनःपर्यायस्य ॥ २९ ॥**

**અનુવાદઃ**—મતિ ને શ્રુતજ્ઞાન સર્વે દ્રવ્યને જાણી શકે,
સર્વ પર્યાયો નહિ પણ પરિમિત પર્યાય એ;
રૂપીમાં ગતિ અવધિની પર્યાયની તો અલ્પતા,
તેના અનન્તા ભાગમાં છે મનઃપર્યવગ્રાહ્યતા. ॥૨૦॥

**सूत्र—सर्वद्रव्यपर्यायेषु केवलस्य ॥ ३० ॥**

**અનુવાદઃ**—દ્રવ્ય ને પર્યાય સર્વે જાણે ત્રણે કાળના,
જ્ઞાન પંચમ કહ્યુ કેવળ સર્વજ્ઞ સ્વામી તેહના;
કોઈથી રોકાય નહિ ને જાય નહિ આવ્યા પછી,
એ જ્ઞાન મળતાં કર્મ ઝરતાં મુક્તિ પામે શાશ્વતી. ॥૨૧॥

**सूत्र—एकादीनि भाज्यानि युगपदेकस्मिन्नाचतुर्भ्यः ॥ ३१ ॥**

**અનુવાદઃ**—એક સાથે એક આત્મા ચાર જ્ઞાનો ય ધરે,
પહેલું, બીજું, ત્રીજું, ચોથું પણ જાણવી ભજના ખરે;
પૂર્વના હોય જ્ઞાન નિશ્ચે પછીના રહેતે છતે,
નહિં પાંચ જ્ઞાનો એક સાથે રહે સૈદ્ધાન્તિકમતે ॥૨૨॥

**सूत्र—मतिश्रुतावधयो विपर्ययश्च ॥ ३२ ॥**
**सदसतोरविशेषाद् यदृच्छोपलब्धेरुन्मत्तवत् ॥ ३३ ॥**




( પ્રશ્નકાર :–મુનિ સુજ્ઞાનવિજયજી )

પ્રશ્ન ૧—દેવો મૂળ શરીરે મનુષ્યલોકમાં આવે ?

ઉત્તર—દેવો મૂળ શરીરે કોઇ સ્થાનકે જતા નથી.

પ્રશ્ન ૨—દેવતાઓ અહીં ઉત્તરવૈક્રિય કરીને આવે ત્યારે પણ નેત્ર વીંચાય નહીં, ચાર અંગુળ જમીનથી ઊંચા રહે વિગેરે ચિહ્નો તો તેમાં હોય કે કેમ ?

ઉત્તર—ઉત્તરવૈક્રિયમાં પણ તે જ પ્રમાણે હોય.

પ્રશ્ન ૩—અચક્ષુદર્શનાવરણીય કર્મના ઉદયથી જીવને શું અનુભવાય ?

ઉત્તર—નેત્ર વિનાની બીજી ચાર ઇંદ્રિયોની પ્રાપ્તિ ન થાય અથવા પ્રાપ્ત થયા છતાં કાર્ય ન કરી શકે-વિનાશ પામે એ તેનું કાર્ય સમજવું.

પ્રશ્ન ૪—પાંચ નિદ્રા આત્માના કયા ગુણને હણે છે ?

ઉત્તર—ચાર દર્શનાવરણી તો આત્માને દર્શન ગુણની પ્રાપ્તિ થવા દેતા નથી અને પાંચ નિદ્રા તો પ્રાપ્ત થયેલ દર્શન ગુણને હણે છે અને તે સર્વઘાતી પ્રકૃતિ છે.

---

અનુવાદઃ—મતિ શ્રુત ને અવધિ એ ત્રણ અજ્ઞાનરૂપે થાય છે,
મતિ શ્રુતઅજ્ઞાન ને વિભઙ્ગ એમ બોલાય છે;
ખોટા ખરાનો ભેદ ન લહે વિના વિચારે આચરે,
જેમ ગાંડાની પ્રવૃત્તિ તેમ અજ્ઞાનો કરે. ॥૨૩॥

सूत्र—नैगमसङ्ग्रहव्यवहारर्जुसूत्रशब्दा नयाः ॥ ३४ ॥

आद्यशब्दौ द्वित्रिभेदौ ॥ ३५ ॥

અનુવાદઃ—બીજી અપેક્ષાનો વિરોધ કર્યા વગર અવબોધ જે,
થાય તે કહેવાય નય તે પાંચ ભેદે જણાય છે;
નૈગમ અને સઙ્ગ્રહ વળી વ્યવહાર ઋજુસૂત્રને,
શબ્દ ત્રણ ભેદ યુક્ત નૈગમ ભેદદ્વય સંયુક્ત છે. ॥૨૪॥

इति श्रीमदुपाध्यायोमास्वातिवाचकवरविरचिततत्त्वार्थसूत्रे शास्त्रविशारद-कविरत्नाचार्य-श्रीमद्विजयामृतसूरीश्वरचरणकमलयमलभ्रमर-मुनिवर्यश्रीरामविजयविरचितानुवादसंकलितः प्रथमोऽध्यायः ॥

પ્રશ્ન ૫—પાંચ નિદ્રામાં વધારે હાનિકારક કઇ છે ?

ઉત્તર—નિદ્રાનિદ્રા, પ્રચલાપ્રચલા ને થીણુદ્ધિ એ ત્રણ વધારે હાનિકારક છે. ઉદયમાં પાંચમાંથી એક હોય છે, એક સાથે બે હોતી નથી.

પ્રશ્ન ૬—ચૈત્યવંદનમાં જિનવંદન કરવાનું છે તેમાં મુનિવંદનની ગાથા 'જાવંત કેવિ સાહૂ' કેમ દાખલ કરેલ છે ?

ઉત્તર—એ ગાથામાં કહેલ સાધુ પંચપરમેષ્ઠીમાં ગણેલાં છે તે છે, તેથી તે ગાથા કહેવામાં વિરોધ નથી.

પ્રશ્ન ૭—સમકિતદષ્ટિ મિથ્યાદષ્ટિની અનાચરણીય કરણીને નિંદે તો તેથી દોષ લાગે ?

ઉત્તર—ન લાગે. કરણીની નિંદા કરાય, કરનારની નિંદા ન કરવી.

પ્રશ્ન ૮—પ્રતિક્રમણમાં પચ્ચખ્ખાણ માગતાં પચ્ચખ્ખાણની 'આશ દેશોજી' બોલે છે તે બરાબર છે ?

ઉત્તર—બરાબર નથી. 'આદેશ દેશોજી' એમ બોલવું જોઇએ.

પ્રશ્ન ૯—આવતી ચોવીશીના ચોવીશે પ્રભુ ગિરનાર ઉપર સિદ્ધ થશે એમ કહે છે તેવું કયા ગ્રંથમાં કહ્યું છે ?

ઉત્તર—શત્રુંજય મહાત્મ્ય વિગેરેમાં કહેલ છે. એક સ્થળે ચોવીશમાંથી બાવીશ પ્રભુ ગિરનારે મોક્ષે જશે એમ કહેલ છે. તત્ત્વ કેવળીગમ્ય. જુઓ ગિરનાર તીર્થનો ઇતિહાસ.

પ્રશ્ન ૧૦—ભરતક્ષેત્રમાં થતા તીર્થંકરોનું શાસન મધ્યખંડમાં જ હોય કે બીજા પાંચ ખંડોમાં પણ હોય ?

ઉત્તર—એક દક્ષિણ બાજુના મધ્ય ખંડમાં જ હોય.

પ્રશ્ન ૧૧—જિનકલ્પી મુનિને ગુણસ્થાનક કેટલા સંભવે ?

ઉત્તર—છઠ્ઠું સાતમું જ સંભવે. બીજા ગુણઠાણા સ્થવિરકલ્પી થયા પછી ફરસી શકે.

પ્રશ્ન ૧૨—પરિહારવિશુદ્ધિ ચારિત્રવાળાને કેટલા ગુણઠાણા સંભવે ?

ઉત્તર—છઠ્ઠું સાતમું જ સંભવે.

પ્રશ્ન ૧૩—કયા કયા ગુણઠાણે કયા કયા સમુદ્ઘાત સંભવે ?

ઉત્તર—ગુણઠાણે સમુદ્ઘાત ઉતારેલા વાંચ્યા નથી, તો પણ બુદ્ધિ અનુસારે આ પ્રમાણે જાણવા:—

સમુદ્ઘાત—વેદના, કષાય, મરણ, વૈક્રિય, તૈજસ, આહારક ને કેવલી. આ સાતમાંથી પહેલે ગુણઠાણે આહારક ને કેવળી વિના પાંચ હોય.

બીજે ગુણઠાણે મરણ થતું હોવાથી મરણ સમુદ્ઘાત સંભવે છે.

ત્રીજે એકે ન હોય ( આ વિચારણીય છે. )

ચોથે, પાંચમે ઉપર જણાવેલ પાંચ હોય.

છઠ્ઠે સાતમે આહારક સહિત છ હોય.

આઠમે, નવમે, દશમે, અગિયારમે વેદના ને મરણ બે સમુદ્ઘાત હોય.

બારમે એકે ન હોય. તેરમે કેવળી સમુદ્ઘાત હોય.

ચૌદમે ગુણઠાણે એકે ન હોય.

પ્રશ્ન ૧૪—એક સમયે બે લેશ્યા હોય ? અને એક સમયે શુભાશુભ બંને પ્રકારના કર્મ બાંધે ?

ઉત્તર—લેશ્યા એક જ હોય. કર્મ તો સમયે સમયે સાત આઠ બાંધે છે તે અપેક્ષાએ શુભાશુભ બાંધે એમ કહી શકાય.

પ્રશ્ન ૧૫—મુખમાંથી નીકળતા ભાષાવર્ગણાના પુદ્ગળોની આકૃતિ કેવી હોય?

ઉત્તર—તેની આકૃતિ જાણવામાં નથી.

પ્રશ્ન ૧૬—ઔદારિક શરીર, ઔદારિકશરીરનામકર્મ ને ઔદારિક વર્ગણાનો સંબંધ કેવી રીતે સમજવો ?

ઉત્તર—ઔદારિક શરીર તિર્યંચ ને મનુષ્યગતિના જીવોને હોય છે તે ઔદારિકશરીરનામકર્મના ઉદયથી જીવ ઔદારિક શરીર પ્રાપ્ત કરે છે. ઔદારિક શરીર બાંધવા માટે જીવ ઔદારિકવર્ગણાને ગ્રહણ કરે છે. એ પ્રકારે એ ત્રણેનો સંબંધ સમજવો.

પ્રશ્ન ૧૭—એક સાથે પાંચમાંથી કેટલા ચારિત્ર હોય ?

ઉત્તર—અનેક મુનિને સામાયિક ચારિત્ર એકલું હોય, છેદોપસ્થાપનીય ગ્રહણ કરે ત્યારે બે હોય અને તે પરિહારવિશુદ્ધિ ચારિત્ર ગ્રહણ કરે ત્યારે ત્રણ સાથે હોય. ત્રણથી વધારે એક સાથે ન જ હોય. દશમા ગુણઠાણે સૂક્ષ્મ-સંપરાય અને ૧૧-૧૨-૧૩-૧૪ એ ચાર ગુણઠાણે યથાખ્યાત ચારિત્ર હોય. તેની અંતર્ગત સામાયિક ચારિત્ર સમજવું.

પ્રશ્ન ૧૮—રાત્રિપૌષધવાળાને પોસહ પાર્યા અગાઉ જિનમંદિરે જવાની જરૂર છે ?

ઉત્તર—જરૂર હોય એમ જાણ્યું નથી.

**પ્રશ્ન ૧૯**—માર્ગાનુસારીપણું ક્યારે હોય ?

**ઉત્તર**—સમકિતપ્રાપ્તિની અગાઉ હોય. એક પુદ્‍ગળપરાવર્ત સંસાર બાકી રહે ત્યારે હોય.

**પ્રશ્ન ૨૦**—ગુરુની સ્થાપના સામે છતાં વાંદણા દેતાં સાધુ અને શ્રાવકો મુહપત્તિ ઉપર અને ઓઘા ઉપર ગુરુચરણની સ્થાપના શામાટે કરે છે ?

**ઉત્તર**—ગુરુચરણે હાથ અડાડવાની વૃત્તિથી તે સ્થાપના કરવામાં આવે છે.

**પ્રશ્ન ૨૧**—૧૫૮ કર્મપ્રકૃતિના સમૂહરૂપ કાર્મણશરીર ચર્મચક્ષુથી દેખાતું નથી, પરંતુ તે રૂપી છે તો તેની આકૃતિ કેવી હોય ?

**ઉત્તર**—જીવના ઔદારિક ને વૈક્રિય શરીરની જેવી આકૃતિ હોય તેવી કાર્મણ શરીરની આકૃતિ પણ જાણવી.

**પ્રશ્ન ૨૨**—કાર્મણશરીર ને કાર્મણશરીરનામકર્મ એ એક છે કે જુદા છે?

**ઉત્તર**—કાર્મણશરીરનામકર્મ એ ૧૫૮ કર્મપ્રકૃતિઓ પૈકી એક પ્રકૃતિ કાર્મણશરીરના કારણરૂપ છે અને કાર્મણશરીર તો ૧૫૮ કર્મપ્રકૃતિઓના સમૂહરૂપ છે.

**પ્રશ્ન ૨૩**—સાંભળ્યું છે કે ચૌદમે ગુણઠાણે શુકલલેશ્યા ઝાલરના રણકાર તુલ્ય હોય છે એ બરાબર છે ?

**ઉત્તર**—ચૌદમું ગુણઠાણું અલેશી છે, ત્યાં લેશ્યા હોતી નથી; પરંતુ તેરમા ગુણઠાણે તે લેશ્યા હોય છે તેના રણકાર તુલ્ય ચૌદમે ગુણઠાણે કહી હોય તો વિરોધ જણાતો નથી.

**પ્રશ્ન ૨૪**—પ્રતિક્રમણમાં ચૈત્યવંદન કર્યા પછી 'ઇચ્છાકારી સમસ્ત શ્રાવક વંદું.' એમ કેટલાક કહે છે તે બરાબર છે ?

**ઉત્તર**—પ્રતિક્રમણગર્ભહેતુમાં એ પ્રમાણે કહેવાનું કહેલ છે તેથી તેમ કહેવામાં વિરોધ નથી.

**પ્રશ્ન ૨૫**—દેવતા ઔદારિક વર્ગણા ગ્રહણ કરીને ઔદારિક શરીર બનાવે કે વૈક્રિયવર્ગણા ગ્રહણ કરીને બનાવે ?

**ઉત્તર**—ઔદારિક શરીર તો ઔદારિક વર્ગણાનું જ બને, તેમાં વૈક્રિયવર્ગણા ઉપયોગમાં ન આવે.

**પ્રશ્ન ૨૬**—અષ્ટાપદ પર્વત ભરતક્ષેત્રના કયા ખંડમાં હતો ?

**ઉત્તર**—મધ્યખંડમાં જ હતો.

કુંવરજી

હતો તે હવે વસતીમાં પાછો ફરી રહ્યો છું. આજે જ કુદરતી રીતે એકલો છું, નહિંતો સાથે બે ત્રણ શિષ્યો હોય જ. તારે જે કહેવાનું હોય તે નિઃશંકપણે કહી નાંખ. અત્યારના જેવી તક પુનઃ નહીં સાંપડે. જો કે સંસારની એ રામ-કહાણી પર મેં તો કાયમને સારુ હડતાળ ફેરવી છે છતાં તું જ્યારે ચાલીચલાવીને આવેલ છે અને રક્તનો સંબંધ ધરાવનાર સંતાન છે ત્યારે તને નિરાશ ન કરવો એ મારી ફરજ ગણાય."

"વડિલશ્રી! ભૂલ્યો, આચાર્ય મહારાજ! અવિનય થતો હોય તો માફ કરશો પણ મારે સ્પષ્ટ કહેવું જોઇએ કે આ રીતે ઉતાવળથી પ્રવ્રજ્યા ગ્રહણ કરવામાં આપે મારી માતાને ગંભીર અન્યાય કર્યો છે. આપ તો મોટા આચાર્ય બની પૂજાઓ છો પણ અમારી સ્થિતિ કફોડી બની છે. બ્રાહ્મણોએ અમને બહુ હેરાન કર્યા છે."

"વત્સ! દ્વિજોના મોટા સમુદાયને પવિત્ર એવી આ શ્રમણસંસ્કૃતિ પ્રત્યે અસૂયા છે. મારું આ ગમન તો નિમિત્ત માત્ર છે. ઈર્ષ્યા દર્શાવવા માટે કોઇ ને કોઇ છીંડા તેઓ શોધતા જ ફરે છે. હું કહું છું કે તારી માતા પતિપરાયણા સતી સ્ત્રી છે અને તું મારું જ ફરજંદ છે દ્વેષીઓના બોલવાથી સત્યને આંચ આવતી નથી.

"પૂજ્ય પિતાશ્રી! આપની વાત સો ટચના સુવર્ણ સમી છે. મને પણ વિદ્યાગુરુજીએ 'सत्यमेव जयते' નો જ મુદ્રાલેખ ધારણ કરવાનું કહ્યું છે છતાં સામાન્ય જનસમૂહની દૃષ્ટિ તો વ્યવહારમય હોય છે. તેથી મારી માતાને નિર્દોષ ઠરાવવા માટે આપની શોધમાં હું નીકળ્યો છું. હું બહુ ફર્યો છું. આખરે આજ આપનો મેળાપ થવાથી એ બધો પ્રયાસ સફળ થયો છે. હવે આપ એક વાર મારી સાથે રાજગૃહીના એ પ્રદેશમાં પધારી અમ મા-દીકરા ઉપર ઉપકાર કરો. આપનાં આગમનથી જ એ ભૂદેવોના પેટનું પાણી હાલી ઉઠશે. અને એમણે ચલાવેલા દંભનાટકની અંતિમ ઘડીઓ ગણાશે."

"વત્સ! તારી માતૃભક્તિથી મને આનંદ થાય છે. હૃદયની સરળતા નિરખી 'વત્સગોત્ર'માં તારા સરખો વંશજ પાકવા બદલ હર્ષ થાય છે. જો ચોમાસું માથા પર ન હોત તો જરૂર તારી વાત સ્વીકારત પણ હવે તો જે કંઇ બને તે મૌનએકાદશી પછી જ બને. પ્રભુશ્રી વર્ધમાનની આજ્ઞા મુજબ વર્ષાઋતુમાં શ્રમણો એક સ્થાને જ વાસ કરે છે."

મનક-"તો પછી હું પણ આપની પાસે જ એટલો કાળ વ્યતીત કરીશ. આપને લઇને જ પાછો ફરવાનો મેં નિરધાર કર્યો છે."

સૂરિ-"મનક! અમારી મંડળીમાં અમારા સરખો સ્વાંગ સજ્યા સિવાય રહી શકાતું નથી. તારી ઇચ્છા મારી માફક સાધુ થવાની અને જ્ઞાનાર્જનમાં જીવન વ્યતીત કરવાની છે? સંસારના પ્રલોભનો પર વિરાગ આવ્યો છે?"

" પૂજ્ય પિતાશ્રી ! માતાના શીર પરથી ખોટો આરોપ દૂર કરવો એ પ્રથમ કાર્ય અને આપ જેવા પાસે રહી જ્ઞાનવૃદ્ધિ કરવી એ બીજું કાર્ય એ સિવાય મારી અન્ય કંઈ અભિલાષા જ નથી. "

મનકનો જવાબ શ્રવણ કરતાં આચાર્ય શય્યંભવસ્વામીને પ્રથમ તો આશ્ચર્ય ઉદ્ભવ્યું. આટલી નાની વયમાં વીતરાગદેવના સંયમ તરફ આવું વલણ એ પૂર્વભવની પુન્યાઇ સિવાય દ્વિજસંતાનમાં ન જ સંભવે. તરત જ તેઓશ્રીએ શ્રુતજ્ઞાનનો ઉપયોગ મૂકયો. સરળ હૃદયી મનકનું આયુષ્ય માત્ર છ માસનું જ જોયું. સાથોસાથ માનવજીવન સફળ કરવાનો યોગ પણ જોયો. એ જે હેતુ અર્થે નીકળ્યો હતો તે હેતુ એના દ્વારા પૂર્ણ થવાનો ન દેખાયો. મૌન એકાદશી આવતા પૂર્વે જ એ ફાની દુનિયાનો ત્યાગ કરવાનો ભાવિભાવની પ્રબળતા ! ક્ષણમાત્ર આયુ ન વધારી શકાય એવી શક્રેન્દ્રને પ્રભુ શ્રીવીરે કહેલા કથનની યથાર્થતા ઊડીને આંખે વળગી ટૂંકો સમય છતાં મનક ઇચ્છિત કાર્ય સાધી શકે તેવી રીતે કામ લેવાનો મનમાં કાર્યક્રમ નિયત કરી આચાર્યશ્રી બોલ્યા—

" મનક ! તો પછી મારી સાથે ઉપાશ્રય તરફ ચાલ. તારી ઇચ્છા છે એટલે પ્રવ્રજ્યા આપવામાં વાંધો નથી, છતાં આપણા વચ્ચે અહીં થયેલી વાતચિત કિંવા સંસારી નજરે હું તારો પિતા છું એ વાત તારે જરાપણ સંભારવી નહીં; અગર કોઈને કહેવી પણ નહીં. અરિહંતદર્શનમાં વૈયાવચ્ચનું ફળ મહાન્ બતાવ્યું છે. 'सेवाधर्मो परमगहनो योगीनामप्यगम्य म् ।' જેવા નીતિસૂત્રો તારા જાણવામાં હશે જ. જો સાધુઓ જાણે કે આ ગુરુપુત્ર છે તો એ અણમૂલા લાભથી તું વંચિત રહે, માટે મારી સલાહ પ્રમાણે વર્તવામાં લાભ છે. એક તરફ એ તપસ્વી અને ચારિત્રસંપન્નોની સેવા-એમનો સત્સંગ અને બીજી તરફ મુનિધર્મનું રહસ્ય સમજાવનાર અપૂર્વ જ્ઞાનમાં રમણતા થશે એટલે તારો બેડો પાર. "

મનક-" પિતા અને પૂજ્ય ગુરુ, એમ ઉભયપદધારી આપ જે કહો છો તે મારે કબૂલ છે. માત્ર મારી જનનીવાળી વાત સ્મૃતિપટમાંથી અદશ્ય થવી ન જોઇએ-એ તરફ આપશ્રીના કદમ એક વાર અવશ્ય થવા જોઈએ એટલી જ પ્રાર્થના. " પછી મનક સહિત આચાર્ય ઉપાશ્રયે આવ્યા

પટ્ટશિષ્ય એવા યશોભદ્રજીને દીક્ષાવિધિને અંગે સૂચના આપી, નવિન શિષ્યને પ્રાથમિક તૈયારી કરાવવાની ભલામણ કરી, પોતે આવશ્યકવિધિમાં લીન થયા

પછી સૂરિએ ચૌદપૂર્વમાંથી નિચોડરૂપે નવનીત સમા દશવૈકાલિકસૂત્રની રચના કરી. દૂધમાંથી જેમ માખણ કાઢવામાં આવે તેમ એ સૂત્રની સામગ્રી જુદા જુદા પૂર્વોમાંથી આચાર્યશ્રીએ ઉદ્ધરી હતી એટલે દશવૈકાલિકસૂત્ર સાચે જ નવનીતસ્વરૂપ હતું. એ તૈયાર કરવામાં મનકની આયુઅવધિ નિમિત્તરૂપ હતી. ચૌદપૂર્વધર આ પ્રકારની રચના કારણ-સદ્ભાવે કરી શકે છે. દશવૈકાલિકસૂત્રનું સર્જન કરી

## *Śramaṇa Bhagavān Mahāvīra.*
## *Vol II Part I*

Contains the Text, English Translation, etc of 116 Sūtras of Kalpa Sūtra.

Contents:—Chapter I Conception-Vision of Dreams-Description of Indra-Kārtika Śeth Kathā. Chap. II Śakra-stava (Cont.) Ten Strange Events-Birth in high and low families-Red-Chamber of Triśalā-devī. Description of first four Great Dreams-Chapter III Remaining Ten Dreams-Explanation of Dreams-Night-vigil-Siddhārtha rising up in the morning-Going for exercise-bath etc-Calling for interpreters of dreams. Assembly-hall-Arrival of interpreters of Dreams-Story of 500 Warriors-Chapter IV Explanation of the fruit of dreams Increase of gold and wealth in the palace of Siddhārtha-Steadiness of foetus-Lamentations of Triśalā-Resolve of Vardhamāna Kumāra not to renounce the world during the life-time of his parents-Quickening of foetus-Nourishing of the foetus-Birth of Śramaṇa Bhagavān Mahāvīra. Chapter V Horoscope. Chapter VI Celebration by Indras and gods-Abhiṣeka (anointing) by Indras and gods on Mount Sumeru.-Celebration of birth-festival by Siddhārtha. Chapter VII Early life-Naming-Playing with boys-Molestation by a piśāca Going to school-Youth-Marriage-Death of parents-Chapter VIII Dīkṣā. Royal Octavo, 19+290 Pages. Price Rs Three Foreign 7/6 s. Two Dollars U S. A.

---

## *Śramaṇa Bhagavān Mahāvīra.*
## *Vol IV Part I*

### STHAVIRAVALI

Contents:—Bhagavān Srīmān Indrabhūti Gautama-Gaṇadhara Agnibhūti-Gaṇadhara Vāyubhūti—Gaṇadhara Vyakta-Gaṇadhara Srīmān Sudharma Swāmī-Gaṇadhara Maṇḍit-Gaṇadhara-Maurya-putra-Gaṇadhara-metarya-Gaṇadhara-Prabhās-Sthavira Ārya Jambu Swāmī-Sthavira Ārya Prabhava Swāmī-Sthavira Ārya Śayyambhava Sūri. Royal Octavo Pages 209 Price 2-8-0 Foreign 5/6 One Dollar Fifty Cents. U. S. A.

# IN PREPARATION

## *Śramaṇa Bhagavān Mahāvīra*
## *Vol I Part II*

Contents:—Sixteenth Previous Bhava-Viśvabhūti Muni-Seventeenth Bhava-Eighteenth Previous Bhava-Tripriṣṭha Vasudeva-Nineteenth, Twentieth, Twenty-first, Twenty-Second Previous Bhavas-Twenty-third Previous Bhava Priyamitrà Cakravartin-Twenty-fourth Previous Bhava-Twenty-fifth Previous Bhava Mahamuni Nandana Muni-and Twenty-sixth Previous Bhava.

## *Śramaṇa Bhagavān Mahāvīra*
## *Vol II Part II*

Contents:—Sramaṇa Bhagavān Mahavir's "Vihara" during the twelve years and a half previous to his acquisition of Kevala Jñana-Acquisition of Kevali Jñāna near Rijuvalikā River-Samavasaraṇa-Dikṣa of eleven Gaṇadharas (chief disciples)-Śramaṇa Bhagavan Mahāvīr's Vihāra during thirty years after the acquisition of Kevala Jñāna Nirvaṇa-Kevala Jñāna to Gaṇadhara Bhagavan Indrabhūti Gautama (Śrīmān Gautama Swami)-Ten chief Śravakas of Śramaṇa Bhagavān Mahāvīra.

Social, political, and religious condition of the people of Bhāratavarṣa during the time of Śramaṇa Bhagavan Mahāvīra-Jainism in Royal Families Śramaṇa Bhagavān Mahāvīr's Relations with other Royal Families-Śramaṇa Bhagavan Mahavira as a religious preceptor-Jaina Philosophy-Jaina Siddhantas-Jaina System of Logic-Mahavira and Buddha etc.

Appendix 1 Birth-place of Śramaṇa Bhagavan Mahavira.
Appendix 2 Date of Birth of Śramaṇa Bhagavan Mahavira.

*To be had from:—*

*Ahmedabad*: New City Printing Press Dhalgarwad-near Pankore Naka Ahmedabad.

*Bhavnagar*: Shree Jain Dharma Prasaraka Sabha
Shree Atmanand Sabha.

*Bombay*: Shree Sarasvati Pustaka Bhandara-Pandit Bhūralal Kalidas, Laxmi Nivas Panjrapole Lane, Bombay 4.

*Lahore*: Motilal Banarsidass, Booksellers and Publishers Said Mitha Bazar, Lahore, Punjab.



[illegible]

## એક ધર્મિષ્ઠ સભાસદનું ખેદકારક પંચત્વ
## ભાઇશ્રી મણિલાલ હઠીસંગ

ભાવનગરનિવાસી આ બધુ માત્ર ૧૦-૧૨ દિવસના વ્યાધિથી આસો શુદિ ૧૧ ની રાત્રે સુમારે ૬૯ વર્ષની વયે પચત્વ પામ્યા છે એમનો અભાવ થવાથી સભાએ એક દીર્ઘદૃષ્ટિવાળા સાચા સલાહકારને ગુમાવ્યો છે. એમની ખામી પૂરાય તેમ નથી. એ બધુ અનેક પ્રકારના ત્યાગવાળા, દૃઢ નિશ્ચયવાળા,' ધર્મચુસ્ત અને નિડરપણે સત્ય વિચારને જણાવનાર હતા. સભા પ્રત્યે પૂરા સદ્‌ભાવવાળા હતા. બહુ વર્ષોથી લાઇફ મેમ્બર થયેલા હતા એમના પુત્ર ધનસુખરાય તથા તિલકરાય વિગેરે સ્વજનવર્ગને અમે અંત:કરણથી દિલાસો આપીએ છીએ અને એમના આત્માને શાંતિ ઇચ્છીએ છીએ આ જગતના જીવોને એક વાર જવું એ તો નિશ્ચયે છે પરંતુ તેમા કેટલાક જીતીને જાય છે તેમાનાં આ એક બંધુ હતા.

---

અવશ્ય મગાવો | ઘટાડેલી કિંમત

વિદ્યપરંપરાવિદારક શ્રી સિદ્ધચક્રારાધક

## શ્રીપાળ રાજાનો રાસ અર્થયુક્ત (સચિત્ર)

શ્રીપાળ મહારાજાના નામથી જૈન બાળક પણ ભાગ્યેજ અજાણ હશે. તે શ્રીપાળ મહારાજાનો રાસ ચૈત્ર તથા આશ્વિન માસની ઓળીમા ઘેર ઘેર વચાય છે આ રાસમા સિદ્ધચક્રના માહાત્મ્યનુ વર્ણન સુંદર રીતે કરવામા આવ્યુ છે. તેમ જ પ્રસગે પ્રસગે હિતશિક્ષાઓ પણ આપવામાં આવી છે. સૌ કોઇ તેનો છૂટથી લાભ લઇ શકે તે માટે પાકા પૂઠાના રોયલ આઠ પેજી સાઇઝના ૪૨૫ પાનાના આ અર્થયુક્ત રાસની કિંમત ઘટાડવામા આવી છે. આ પુસ્તકમા રાસ ઉપરાંત નવપદજીના ચૈત્યવંદનો, સ્તવનો, સ્તુતિઓ, સ્તોત્રો, નવપદજીની પૂજાઓ તેમ જ તેના ઉજમણાનો વિધિ વગેરે આપવામાં આવેલ છે. આ પુસ્તક દરેક રીતે ઉપયોગી નીવડે તે માટે બનતો પ્રયાસ કરવામાં આવ્યો છે આ પુસ્તકને ટકાઉ બનાવવા માટે સુંદર કાગળો વાપરવા ઉપરાન્ત પાકું બાઈંડિંગ કરાવવામા આવ્યુ છે પ્રસગને અનુરૂપ ચિત્રો પણ સ્થળે સ્થળે આપવામા આવેલ છે, તેની કિંમત ઘટાડીને હાલમા બે રૂપીઆનો દોઢ રૂપીઓ રાખવામા આવેલ છે. પોસ્ટેજ ૦-૭-૦ જુદુ.

૨૬ કાગલ ૫૨ છપાએલ શ્રીપાળ રાજાના રાસની કેટલીક કોપીઓ પણ અમારી પાસે છે તે ઓછી કિંમતે આપી દેવાની છે તેમા પણ પ્રસગને અનુરૂપ ચિત્રો આપવામા આવેલ છે ૩૪૦ પૃષ્ઠવાળા આ રાસની કિંમત ઘટાડીને સવા રૂપીઆને બદલે ચૌદ આના રાખવામા આવેલ છે. પોસ્ટેજ ૦-૬-૦ લખો-

શ્રી જૈન ધર્મ પ્રસારક સભા-ભાવનગર.

---

## શ્રી સામાયિક ચૈત્યવંદન સૂત્ર

સામાયિક લેવા પારવાની વિધિ તથા ચૈત્યવંદન સ્તવનાદિ સહિત નવા અભ્યાસ કરનાર બાળક બાલિકાઓ માટે અમે નવી આવૃત્તિ છપાવીને બહાર પાડી છે કિંમત માત્ર નવ પાઇ સો નકલના રૂા. ૪) બાળવયના બધુ જાળવી શકે તેવા પુઠા વિગેરે કરીને ઉપયોગી બનાવવામા આવી છે. લખો—શ્રી જૈન ધર્મ પ્રસારક સભા-ભાવનગર.

## શ્રી પંચપ્રતિક્રમણ સૂત્ર-મૂળ ગુજરાતી

અમારી સભા તરફથી ઉપર જણાવેલી બુક ગુજરાતી મોટા ટાઈપમાં છપાવી સુંદર પાકા બાઈન્ડીંગથી બંધાવેલી છે. તેની અંદર પાંચ પ્રતિક્રમણ ઉપરાંત નવ સ્મરણ, તમામ પચ્ચખ્ખાણો, તમામ વિધિઓ, અનેક ચૈત્યવંદનો, સ્તવનો, સ્તુતિઓ તથા સજ્ઝાયો વિગેરેનો સમાવેશ કરવામાં આવ્યો છે. બુકના પૃષ્ઠ ૪૬૦ છે. વિદ્યાર્થીઓને અભ્યાસ કરવા માટે ખાસ ઉપયોગી છે. અમે તેની નકલો વધારે છપાવેલી હોવાથી હાલ કાગળની મોંઘવારીને લઈને બીજી ન છપાવી શકે તેમ હોવાથી સગવડને માટે તેમ જ વિશેષ પ્રચાર નિમિત્તે સો અગર તો તેથી વધારે નકલો મંગાવનાર માટે નકલ સોના રૂા. ૩૫) રાખવામાં આવેલ છે. રેલ્વે પાર્સલથી ઓછા ખર્ચે મોકલી શકાય છે. છૂટક નકલની કિંમત ૭ આના. પોસ્ટેજ સવા બે આના.

## શ્રી મહાવીર પરમાત્માનું સંક્ષિપ્ત જીવનચરિત્ર

કેવળીપણાના ૩૦ વર્ષના વિહારનું ક્રમસર ચોમાસાના સ્થળ સાથે વર્ણન, છદ્મસ્થાવસ્થાના ૧૨॥ વર્ષના વિહારનું વર્ણન, ઉપસર્ગોની હકીકત તથા ક્રમસર ચોમાસાના સ્થળો સાથે, ૧૨॥ વર્ષના તપનું વિસ્તૃત લીસ્ટ, ઉપસર્ગોની નોંધ વિગેરે તેમજ ગૃહસ્થપણાના ૩૦ વર્ષનું સંક્ષિપ્ત ચરિત્ર-આ લઘુ બુકમાં દાખલ કરવામાં આવેલ છે ઉપરાંત એ જ પરમાત્માના સત્તાવીશ ભવના તથા પંચ કલ્યાણકના મોટા બબ્બે સ્તવનો દાખલ કર્યા છે. આ પ્રમાણેની બુક તૈયાર કરીને છપાવવામાં આવી છે. ખાસ ઉપયોગી છે. કિંમત ચાર આના રાખી છે સામટી નકલ મંગાવનારને ઓછી કિંમતે આપશું. નમૂનાની નકલ મંગાવો ને પસંદ પડે તો વધારે નકલો મંગાવી પ્રભાવના કરો. આ બુક લખવા વિગેરેનો પ્રયાસ સભાના પ્રમુખ શ્રીયુત કુંવરજી આણંદજીએ કરેલો છે.

## શ્રી ત્રિષષ્ઠિ શલાકા પુરુષ ચરિત્ર ભાષાંતર

### પર્વ ૧ થી ૧૦: વિભાગ ૫

આ આખા ગ્રંથમાં દશ પર્વ છે. કલિકાલસર્વજ્ઞ શ્રીમદ્ હેમચંદ્રાચાર્યની આ અપૂર્વ કૃતિ છે. મૂળના શ્લોક ૩૪૦૦૦ છે અમે તેનું ભાષાંતર જુદા જુદા પાંચ ભાગમાં પ્રસિદ્ધ કરેલ છે

૧ પ્રથમ ભાગ-પર્વ ૧-૨. શ્રીઋષભદેવ, અજિતનાથ વગેરેનાં ચરિત્ર. કિં. રૂા ૩-૪-૦
૨ બીજો ભાગ-પર્વ ૩-૪-૫-૬ શ્રીસંભવનાથથી શ્રીમુનિસુવ્રતસ્વામી સુધીનાં ચરિત્રો કિં રૂા ૩-૪-૦
૩ ત્રીજો ભાગ-પર્વ ૭ મું. જૈન રામાયણ ને શ્રી નમિનાથ ચરિત્ર કિં. રૂા ૧-૮-૦
૪ ચોથો ભાગ-પર્વ ૮-૯. શ્રી નેમિનાથ ને પાર્શ્વનાથ વગેરેના ચરિત્ર કિં. રૂા. ૩-૦-૦
૫ પાંચમો ભાગ-પર્વ ૧૦ મું. શ્રી મહાવીર જિન સવિસ્તર ચરિત્ર કિં. રૂા. ૨-૮-૦

પાંચે ભાગની કિંમત રૂા. ૧૩-૮-૦ થાય છે, તેના પાંચે ભાગ ભેગા લેનાર પાસેથી રૂા. ૧૧-૮-૦ લેવામાં આવે છે. પોસ્ટેજ જુદું સમજવું

મુદ્રક: શાહ ગુલાબચંદ લલ્લુભાઈ-શ્રી મહોદય પ્રિન્ટિંગ પ્રેસ, દાણાપીઠ-ભાવનગર

मोक्षार्थिना प्रत्यहं ज्ञानवृद्धिः कार्या ।

श्री

# જૈન ધર્મ પ્રકાશ





પુસ્તક ૫૮ મું — અંક ૯ મો

श्री जैनधर्म प्रसारक सभा

વીર સંવત ૨૪૬૮ — વિક્રમ સંવત્ ૧૯૯૮

## માર્ગશીર્ષ

પ્રગટકર્તા—

શ્રી જૈન ધર્મ પ્રસારક સભા

ભાવનગર

# શ્રી જૈન ધર્મ પ્રકાશ

બહારગામ માટે બાર અંક ને ભેટના પોસ્ટેજ સાથે વાર્ષિક લવાજમ રૂા. ૧-૧૨-૦

પુસ્તક ૫૮ મું } માર્ગશીર્ષ { વીર સં. ૨૪૬૯
અંક ૯ મો } { વિક્રમ સં. ૧૯૯૯

## अनुक्रमणिका

૧ શ્રી અંતરિક્ષ પાર્શ્વનાથ સ્તોત્ર-સંસ્કૃત. ( કવિ બાલચંદ હીરાચંદ ) ૨૭૯
૨ શ્રી જિરાવલા પાર્શ્વનાથ છંદ... ( સંગ્રાહક-મુનિ વિદ્યાનંદવિજયજી ) ૨૮૦
૩ જાણવા યોગ્ય ... ... ... ... ... ( કુંવરજી ) ૨૮૨
૪ શ્રી ગણધરકલ્પલતા-અગ્નિભૂતિ ને વાયુભૂતિ ગણધર ( આ. વિજયપદ્મસૂરિ ) ૨૮૩
૫ શ્રાવકધર્મના અધિકારીનાં લક્ષણો ... ... ... ( કુંવરજી ) ૨૮૮
૬ કાળ (Time) સંબંધી વિચારણા ( રા. જીવરાજભાઈ ઓધવજી દોશી ) ૨૮૯
૭ मोक्षार्थिना प्रत्यहं ज्ञानवृद्धिः कार्या ...( વકીલ નાલચંદ લક્ષ્મીચંદ ) ૨૯૫
૮ ટૂંકું ને ટચ... ... ... ... ... ... ( કુંવરજી ) ૩૦૦
૯ એક મિત્રનો પત્ર ... ... ... ... ... ( કુંવરજી ) ૩૦૧
૧૦ પ્રશ્નોત્તર ... ... ( પ્રશ્નકાર-મુનિ વિબુધવિજયજી ) ( કુંવરજી ) ૩૦૨
૧૧ ,, ... ... ( પ્રશ્નકાર-શા. મગનલાલ કંકુચંદ ) ( કુંવરજી ) ૩૦૩
૧૨ પ્રભાવિક પુરુષો-આચાર્ય યશોભદ્રસૂરિ ( મોહનલાલ દીપચંદ ચોકસી ) ૩૦૫
૧૩ વ્યવહાર કૌશલ્ય : ૨ ( ૨૦૩-૨૦૪ )... ... ... ( મૌક્તિક ) ૩૧૧

### નવા કાર્તિકી જૈન પંચાંગ

પૂર્વપુરુષોની ચાલી આવતી પ્રણાલિકા પ્રમાણે ચંડાંશુચંડુ પંચાંગને આધારે પાળવાની તિથિઓ અને પર્વોને સૂચવનાર પંચાંગ પંચાવન વર્ષથી અમે પ્રગટ કરીએ છીએ. તે પ્રમાણે આ વર્ષે પણ તૈયાર કરી બહાર પાડવામાં આવેલ છે. કીં. ૦-૦-૯ સો નકલના રૂા. ૪-૦-૦ ટપાલ ખર્ચ અલગ.

### નવા સભાસદોનાં નામ

| | | | |
|---|---|---|---|
| ૧. | શા. કાંતિલાલ લલ્લુભાઈ | ભાવનગર. | લાઇફ મેમ્બર |
| ૨. | શા. પોપટલાલ હકમચંદ | મુંબઈ. | પહેલા વર્ગમાંથી લાઈફ મેમ્બર |
| ૩. | શા. મંગળદાસ લલ્લુભાઈ | વિજાપુરવાળા હાલ મુંબઈ. | ,, ,, |
| ૪. | શા. મણિલાલ પીતાંબરદાસ | પાલેજ. | ,, ,, |
| ૫. | પારેખ ફતેચંદ ઝવેરલાલ | તળાજા. | પહેલા વર્ગના મેમ્બર |
| ૬. | ભાવસાર ત્રિભોવનદાસ જેસંગદાસ | ભાવનગર. | ,, ,, |

सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः

# જૈન ધર્મ પ્રકાશ

પુસ્તક ૫૮ મું } માર્ગશીર્ષ { વીર સં. ૨૪૬૯
અંક ૯ મો } { વિ. સં. ૧૯૯૯

मोक्षार्थिना प्रत्यहं ज्ञानवृद्धिः कार्या । ( મુદ્રાલેખ )

## श्री अंतरिक्ष पार्श्वनाथस्तोत्रम् ।

उपजातिवृत्तम् ।

श्रीपार्श्वनाथं भुवि सुप्रसिद्धं, वैदर्भदेशे सुविशालकीर्त्तिम् ।
अस्पृष्टभूमिं सुयथार्थनामं, श्रीअंतरिक्षं शिरसा नमामि ॥ १ ॥
विभूपितं श्रीपुरमध्यभागं, पातालगर्भगृहसंस्थितं यः ।
अनेकभक्तार्पितभक्तिपुष्पं, श्रीअंतरिक्षं शिरसा नमामि ॥ २ ॥
लङ्कापतेर्यद्धिविभूपितं य-द्बिम्बं जिनेन्द्रस्य सुभूतकाले ।
चमत्कृतिर्यस्य जने प्रसिद्धं, श्रीअंतरिक्षं शिरसा नमामि ॥ ३ ॥
वाराणसी यस्य सुजन्मभूमि-र्वामाकुले सूर्य इव प्रदीपः ।
पूज्यं मनोवाञ्छितपूरकं तं, श्रीअंतरिक्षं शिरसा नमामि ॥ ४ ॥
फणीन्द्रविस्फारितमातपत्रं, सुशोभितं सुंदर श्यामवर्णम् ।
आकृष्टभक्तालिमुखारविन्दं, श्रीअंतरिक्षं शिरसा नमामि ॥ ५ ॥
सत्योपदेष्टा कमठस्य पार्श्वो, मन्त्रामृतेनोद्धरितः फणीन्द्रः ।
सुरेन्द्रसंपूजितदेवदेवं, श्रीअंतरिक्षं शिरसा नमामि ॥ ६ ॥
धर्मोपदेष्टा भुवि भाविकानां, तीर्थंकरः संघविधायको यः ।
धर्मस्य संस्थापकधर्ममूर्तिं, श्रीअंतरिक्षं शिरसा नमामि ॥ ७ ॥
भक्तस्य वाञ्छा भुवि भाग्यलक्ष्मी-र्विधायको यः परमार्थसिद्धेः ।
मोक्षस्य दाता परमं पवित्रं, श्रीअंतरिक्षं शिरसा नमामि ॥ ८ ॥

बालचंद हीराचंद–मालेगाम

# શ્રી જીરાવલા પાર્શ્વનાથ

## છંદ

જીરાઉલામંડણુ જિનપાસ, તું ત્રિભુવનપતિ લીલાવિલાસ;
સુણી વિનતિ છોડો ભવ-પાસ, તું છે દેવ હું તારો દાસ. ૧
ચિહુંગતિમાંહિ ગાઢો રૂલ્યો, માનવભવ લાધો મુઝ ફલ્યો;
મહિમંડલે છ દરિસણુ હુઆ, બોલે વચન સર્વ જુજુવા. ૨
એક ભવો ભવ કાંઈ નિગમો, નિત ઉઠી પ્રભુજીને નમો;
એક ભણે ઇશ્વર દેવતા, મનોવંછિત લહીએ સેવતા. ૩
એક ભણે સવિ છંડો દેવ, એકજ સેવો સૂરજ દેવ;
એમ બોલ બોલે છે ભવ્ય, એક ભણે જઇશું જ્યાં જક્ષ. ૪
જગતમાંહિ મેં જોયા ઘણા, બોલ સહુ થાપે આપણા;
ધર્મતણો હું અરથી થયો, દેવપરીક્ષા કરવા ગયો. ૫
પોહત્યો હરિમંદિર ધસમસ્યો, કૌતુક દેખી હિયડ હસ્યો;
નારી સાથે બેઠા દેવ મોઝાર, છેક દીઠા ભુવન મઝાર. ૬
મુજ મૂરખ મન ચીની વસી, દેવ થયા તો નારી કીસી?
બેઠા દીઠા જોડલા જીણુ વાર, હું લાજ્યો નવિ રહ્યો લગાર. ૭
હરિના ભુવનથકી નીકળી, ગયો ઇશ્વરને દેહરે વળી;
મૂરતિ થિણુ ઉપર દીઠી નવિ, એક જલધારી ભોંઇ ઠવી. ૮
તે ઉપર માંડ્યો આકાર, તે કહેતા આવે લાજ અપાર;
તાસ ભક્તિ કિમ કરીએ દેવ, પૂજી પ્રણુમી કીજે સેવ. ૯
ચતુરપણે મેં ચિંતવ્યો તામ, પાયપખે કીહાં કરું પ્રણામ?
અંગપખે નવી નિરખે લગાર, કંઠ વિના કીમ ઠવીએ હાર? ૧૦
નાકપખે કિહાં ધૂપ ધૂપણું? આવા દેવ શું ઇશ્વરપણું?
અલવેશું ઇશ્વર પરિહરી, હઇડે વળી વિમાસણુ કરી. ૧૧
સૂરજ દેવ સહુકો કહે, તે તો આપદા ઘણેરી સહે;
દિવસમાંહિ ઊગે-આથમે, જન્મ મરણનાં દુઃખ નિગમે. ૧૨
જક્ષ રક્ષસ દેવી દેવતા, દીઠા ચૈત્ય સવિ છેઠા ભલા;
હિંસા કરે કરાવે ઘણી, કિસી ઓલગ કીજે તેહતણી. ૧૩
દેવ ન દેખ્યો તેહવો કોય, જેને સેવ્યે સુખ-સંપત્તિ હોય;
મુજ મન આરતિ એહ જ ઘણી, ભેટ્યો તિહાં સદ્ગુરુ ભણી. ૧૪

ઇમ પૂછ્યો જિનશાસનસાર, જિન ચોવીશી મુગતિ દાતાર;
પૂરવ પુણ્યે પ્રગટ્યો કર્મ, દયામૂળ જાણીએ જિનધર્મ. ૧૫
મુગતિતણો મને લાધો માર્ગ, પાર્શ્વપ્રભુ ધરું આપની આશ;
ચિન્તામણિ મળિયો મુજ આજ, તુમ નામે મુજ સરિયા કાજ. ૧૬
તોરા ગુણનો પાર નવિ લહું, તુજ તુલ્ય બીજો નહીં કહું;
અવર દેવ તુમ અન્તર ઘણો, જુગતે બોલ વિચારી ભણો. ૧૭
જેવડો અન્તર વ્યંતર ઇન્દ્ર, જેવડો અન્તર તારા ચન્દ;
જેવડો અંન્તર ભૂપતિ દાસ, નથી હીનને લીલ વિલાસ. ૧૮
જેવડો અંતર લુણ કર્પૂર, જેવડો અંતર ખજુઆ સૂર;
જેવડો અંતર સરસવ મેર, જેવડો અંતર ઉવટ[1] સેર.[2] ૧૯
જેવડો અંતર સિંહ શિયાલ, જેવડો અંતર ગોલ વિઆલ;
જેવડો અંતર મયગલ ઉંટ, જેવડો અંતર પુણ્યવંત પુટ. ૨૦
જેવડો અંતર બગલા હંસ, જેવડો અંતર કાનડ[3] કંસ;
જેવડો અંતર રાવણ રામ, જેવડો અંતર ઠામ કુઠામ. ૨૧
જેવડો અંતર બાજર [4]કૂર, જેવડો અંતર કાયર શૂર;
જેવડો અંતર રાણી દાસ, જેવડો અંતર દહીં ને છાશ. ૨૨
જેવડો અંતર રાયણ બોર, જેવડો અંતર માણસ ઢોર;
જેવડો અંતર મૂરખ ને જાણ, જેવડો અંતર ખર ને કાંણ. ૨૩
જેવડો અંતર અમૃત ને વિષ, જેવડો અંતર જળ ને ખીર;
જેવડો અંતર કોયલ [5]કાક, જેવડો અંતર સુખડ ને સાગ. ૨૪
જેવડો અંતર મણિ ને કાચ, જેવડો અંતર સુડો ને ચાસ;
જેટલો અંતર કાંચન ને લોહ, જેવડો અંતર કસ્તૂરી ને મેષ.[6] ૨૫
જેવડો અંતર ગોળ ને ગળી, જેવડો અંતર તરુ ને સળી;
ઇમ રયણાયર ને છીલરું, કામકુંભ કીહાં ઠીકરું. ૨૬
એવડો અંતર છે અનેક, ધર્મી ધર્મ મન ધરો વિવેક;
ચડતે ઓઠે જિનવર જોય, પડતે અવર દેવ સૌ હોય. ૨૭
ચિહું દિશિ ચોવટ ને ચોસાલ, ત્રિભુવનનાયક દેવ દયાલ;
તુમ ભેટ્યો અવર નહિ નમું, અમૃત લહી આછણ કેમ જમું? ૨૮
પામ્યો કલ્પ વિષયનો સાથ, તો અવર નહિ ચાહું હાથ;
તું દીઠો નયણે જગદીશ, અવર દેવ કેમ નામું શિશ? ૨૯
તું વિણ ભવસાગર રડવડ્યો, મદ મચ્છર માયામાં પડ્યો;
એવી વિનતિ કરું તુજ બહુ, કર્યાં પાપ તે જાણો સહુ. ૩૦

૧ ઉજ્જડ માર્ગ. ૨ રાજમાર્ગ. ૩ કૃષ્ણ. ૪ ભાત. ૫ કાગડો. ૬ મશ.

તવ નિશ્ચે નિંદા પરિહાર, અવર દેવના ઓલ્યાં આચાર;
રોષ મ ધરજો કોઇ લગાર, દેવ ખરા જે મુગતિ દાતાર. ૩૧
અવર માહરે સબલા જોય, તુમ સરિખા મુજ દેવ ન કોય;
સેવ્યો આપે શિવપદ ઠામ, ત્રણ કાળ તસ કરૂં પ્રણામ. ૩૨
અમીરસ સરખો મીઠો આજ, તું દીઠો નયણે મહારાજ;
એ કારણ મુજ વંછિત ફળ્યો, દુર્ગતિનું દુઃખ દૂરે ટળ્યો. ૩૩
તુજ નામે સવિ સંકટ ટળે, ભૂત પ્રેત વ્યન્તર નહિ છળે;
નિશ્ચે નાસે વિષમ વિકાર, તુજ નામે નિત જયજયકાર. ૩૪
તપગચ્છનાયક અવિચલ ચંદ, શ્રી લક્ષ્મીસાગર સૂરીન્દ;
શિષ્ય સોમદેવસૂરિ સાર, શ્રી સોમસુન્દર વર ગણધાર. ૩૫
સમયરત્ન જિન પંડિતરાય, તે સઉ ગુરુના પ્રણમી પાય;
તુ સ્તવિયો ત્રિભુવનનો ધણી, પૂરો ઇચ્છા એક મનતણી. ૩૬
ઋદ્ધિ રમણી નવિ માગું રાય, કોટલ વિદ્યા મંત્ર અકાય;
એક જ આવાગમન નિવાર, તું ભવસાગર પાર ઉતાર. ૩૭
હું આવ્યો શરણે તુમ તણો, રાખો મન ઉલટ આપણો;
મુનિ લાવણ્ય એહ છંદ ભણે, તુમ તુઠે નવનિધિ ઘર આંગણે. ૩૮

આ જીરાઉલા પાર્શ્વનાથનો છંદ પ્રાચીન પ્રતમાંથી લખ્યો છે. કર્ત્તા મુનિ લાવણ્યવિજયજી છે. સંવત ૧૮૮૯ ના અસાડ વદ ૭ બુધવારે લખેલ છે. આ છંદમા મિશ્રભાષા એટલે મારવાડી અને ગુજરાતી છે.

સંપાદક મુનિ વિદ્યાનંદવિજયજી

## જાણવા યોગ્ય

૧. શ્રી ધનેશ્વરસૂરિકૃત શત્રુંજયમાહાત્મ્યમાં કહ્યું છે કે–શ્રી વીરપરમાત્માના નિર્વાણથી ૩ વર્ષ ને સાડાઆઠ માસે ચોથો આરો પૂરો થઇ પાંચમો આરો બેસશે ત્યારપછી પાંચમા આરાના ૪૬૬ વર્ષ ને ૪૫ દિવસે વિક્રમ રાજાનો સંવત પ્રવર્તશે એટલે કુલ ૪૬૯ વર્ષ ને દશ માસે વિક્રમરાજાનો સંવત પ્રવર્તશે. અપૂર્ણને પૂર્ણ માનીને ૪૭૦ વર્ષ કહેવામાં આવે છે.

૨ નિર્વાણ એટલે શું ? જેમ દીપકના પાત્રમાથી તેલ અને બત્તી બન્ને સર્વથા બળી જવાથી દીપક બુઝાઇ જાય છે–નિર્વાણ પામી જાય છે તેમ તેજસ-કાર્મણ શરીરરૂપ તેલ અને આયુકર્મના ઉદયરૂપ બત્તી સર્વથા બળી જવાથી સંસારમા ફરીને ન આવવારૂપ સ્થિતિને પામવું તે નિર્વાણ કહેવાય છે.

૩. શ્રી ઋષભદેવને બન્ને સાથળમાં સામસામી દક્ષિણાવર્ત્ત બે વૃષભ લંછન તરીકે હતા, એમ શ્રીમપાચારવિધિમાં કહ્યું છે.

# શ્રી ગણધરકલ્પલતા

( ૩ )

( અનુસંધાન પૃષ્ઠ ૨૨૫ થી )

## ૨. અગ્નિભૂતિ ગણધર

મગધ દેશના ગોબરગામમાં ગૌતમગોત્રના વસુભૂતિ બ્રાહ્મણ અને પૃથ્વી માતાના પુત્ર શ્રી અગ્નિભૂતિનો જન્મ વૃષભ રાશિ અને કૃત્તિકા નક્ષત્રમાં થયો હતો. તે મહાબુદ્ધિશાળી હોવાથી મોટી ઉંમરે પણ ચૌદ વિદ્યાના પારગામી બન્યા હતા. તેમને 'કર્મ છે કે નહિ ?' એ બાબતનો સંશય હતો. તેમને પ્રભુ શ્રી મહાવીરદેવની પાસે જવાનો પ્રસંગ કઇ રીતે ઉપસ્થિત થયો ? તથા સંશય કઇ રીતે દૂર થયો ? વગેરે બીના ટૂંકામાં આ પ્રમાણે છે—

ઇન્દ્રભૂતિને દીક્ષિત થયેલ સાંભળી તેમના બીજા ભાઇ અગ્નિભૂતિ વિચારવા લાગ્યા કે-" કદાચિત્ પર્વત પીગળી જાય, હિમનો સમૂહ સળગી ઊઠે, અગ્નિની જ્વાલાઓ શીતળ થાય, વાયરો સ્થિર થઇ જાય, ચન્દ્રમામાંથી અંગારા વરસે અને પૃથ્વી પાતાલમાં પેસી જાય, તો પણ મારો ભાઇ હારે જ નહિ." પોતાના મોટાભાઈ ઇન્દ્રભૂતિ શ્રી જૈનેન્દ્રી દીક્ષા અંગીકાર કરે, તેમાં જરા પણ શ્રદ્ધા-વિશ્વાસ નહિ રાખતા તે અગ્નિભૂતિ લોકોને વારંવાર પૂછવા લાગ્યા, પરંતુ જ્યારે લોકોના મુખથી સાંભળી તેને નિશ્ચય થયો કે શ્રી ઇન્દ્રભૂતિએ દીક્ષા લીધી જ છે ત્યારે તે ચિત્તમાં વિચાર કરવા લાગ્યા કે-"તે ધૂર્તે જરૂર ઇન્દ્રભૂતિને છેતરી લીધો જણાય છે પરંતુ હું હમણાં જ જઇ તે ધૂર્તને જીતી લઉં અને માયાપ્રપંચથી પરાજિત કરેલા મારા વડીલ ભાઇને પાછા લઇ આવું." આ પ્રમાણે વિચાર કરી, અગ્નિભૂતિ પોતાના પાંચસો શિષ્યો સાથે જલ્દી શ્રી મહાવીરદેવની પાસે આવ્યા. શ્રી મહાવીર પ્રભુ તેને તેના ગોત્ર અને નામ કહેવાપૂર્વક બોલાવી તેના મનમાં રહેલા સંદેહને પ્રગટ કરી બોલ્યા કે-"હે ગૌતમગોત્રીય અગ્નિભૂતિ ! તને એવો સંશય છે કે-' કર્મ છે કે નથી ? ' આ સંશય તને પરસ્પર વિરુદ્ધ અર્થને જણાવતા વેદપદો વાંચવાથી થયો છે-કર્મનો નિષેધ કરનાર વેદવાક્ય આ છે-

" पुरुष एवेदं ग्नि सर्वं यद् भूतं यच्च भाव्यम् " इत्यादि ।

"આ વેદપદોથી તું એમ સમજ્યો કે કર્મ નથી. તેનો અર્થ તું આ પ્રમાણે કરે છે-[ पुरुष एवेदं ग्नि सर्वं यद् भूतं यच्च भाव्यम् ] એટલે આ પ્રત્યક્ષ જણાતું ચેતન-અચેતન વિગેરે પદાર્થસ્વરૂપ જે ભૂતકાળમાં થયેલું છે અને જે ભવિષ્યકાળમાં થવાનું છે, તે સર્વ પુરુષ જ છે એટલે આત્મા જ છે. અર્થાત્ આત્મા સિવાય કર્મ, ઈશ્વર વિગેરે કાંઇપણ નથી. મનુષ્ય, દેવ, તિર્યંચ, પર્વત, પૃથ્વી વિગેરે જે જે વસ્તુઓ દેખાય છે તે સર્વ આત્મા જ છે, આત્મા સિવાયની એક

પણ વસ્તુ નથી. આ વચનવડે ' સર્વ વસ્તુ આત્મા જ છે. ' એમ જણાવેલું હોવાથી ' કર્મ નથી ' એમ તને નિર્ણય થયો છે. હે અગ્નિભૂતિ ! વળી તું માને છે કે- ઉપર પ્રમાણે વેદપદોનો અર્થ યુક્તિથી પણ ઠીક લાગે છે, કેમ કે આત્મા અમૂર્ત છે, તેને મૂર્ત એવા કર્મવડે અનુગ્રહ ( લાભ ) અને ઉપઘાત ( હાનિ ) શી રીતે સંભવે ? જેમ અમૂર્ત એવા આકાશને મૂર્ત એવા ચંદનથી વિલેપન થતું નથી અને શસ્ત્રથી તેનું ખંડન પણ થતું નથી; તે પ્રમાણે અમૂર્ત એવા આત્માને કર્મથી અનુગ્રહ કે ઉપઘાત કેમ થઇ શકે ? માટે કર્મ નામનો પદાર્થ નથી, પણ વળી કર્મની સત્તા જણાવનારાં બીજાં વેદપદો દેખીને તથા લોકોમાં પણ કર્મની પ્રસિદ્ધિ જોઇને તું સંશયમાં પડ્યો કે કર્મ હશે કે નહિ ?

" પરંતુ હે અગ્નિભૂતિ ! તારો આ સંશય અયુક્ત છે, કારણ કે—" **पुरुष एवेदं ग्नि सर्वं यद् भूतं यच्च भाव्यम्** " એ વેદપદોનો અર્થ તું સમજ્યો નથી, તેથી તું એ વેદપદોનો અર્થ જે ઉપર મુજબ કરે છે તેવો તેનો અર્થ થતો નથી. તેનો ખરો અર્થ આ પ્રમાણે છે, સાંભળ—[ **पुरुष एवेदं ग्नि सर्वं यद् भूतं यच्च भाव्यम्** ] એટલે આ પ્રત્યક્ષ જણાતું ચેતન-અચેતન સ્વરૂપ જે ભૂતકાળમાં થયેલું છે અને ભવિષ્યકાળમાં થવાનું છે તે સર્વ આત્મા જ છે. આ વેદપદોમાં આત્માની સ્તુતિ કરી છે, પણ આત્માની સ્તુતિ કરવાથી ' કર્મ નથી ' એમ સમજવાનું નથી. વેદવાક્યો ત્રણ પ્રકારના હોય છે—કેટલાક વેદવાક્યો વિધિ અર્થને જણાવે છે, કેટલાક વેદવાક્યો અનુવાદ અર્થને જણાવે છે, તેમાં સિદ્ધપદાર્થનું કહેવું, તે અનુવાદ કહેવાય, અને કેટલાક વેદવાક્યો સ્તુતિરૂપ અર્થને જણાવે છે. જેમ—' **स्वर्गकामोऽग्निहोत्रं जुहुयात्** । એટલે સ્વર્ગની ઇચ્છાવાળો અગ્નિહોત્ર હોમ કરે. ' ઇત્યાદિ વાક્યો વિધિરૂપ અર્થને જણાવે છે. ' **द्वादश मासाः संवत्सरः** । એટલે બાર મહિનાનું એક વરસ થાય. ' તથા ' **अग्निरुष्णः** । એટલે અગ્નિ ગરમ હોય. ' ઇત્યાદિ પદો લોકમાં પ્રસિદ્ધ એવા પદાર્થોનો અનુવાદ કરે છે. કેટલાક વેદવાક્યો સ્તુતિ અર્થને જણાવે છે, જેમ—

" जले विष्णुः स्थले विष्णु–र्विष्णुः पर्वतमस्तके ।
सर्वभूतमयो विष्णु–स्तस्माद् विष्णुमयं जगत् ॥ १ ॥"

" જળમાં વિષ્ણુ છે, સ્થલમાં વિષ્ણુ છે, પર્વતના શિખર પર વિષ્ણુ છે અને સર્વ ભૂતમય વિષ્ણુ છે; તેથી સમગ્ર જગત્ વિષ્ણુમય છે. "

આ વાક્યથી વિષ્ણુનો મહિમા જણાવ્યો છે, પણ તેથી વિષ્ણુ સિવાયની બીજી વસ્તુઓનો અભાવ સમજવાનો નથી. જેમ આ વાક્યથી આખા જગતને વિષ્ણુમય કહેવા છતાં, આ વાક્ય વિષ્ણુનો મહિમા જણાવનાર હોવાથી વિષ્ણુ સિવાયની બીજી વસ્તુઓનો અભાવ સમજવાનો નથી; તેમ ' જે થયું અને જે થશે તે સર્વ આત્મા જ છે. ' એ વેદપદોથી આત્માનો મહિમા જણાવ્યો છે, પણ

તેથી ' આત્મા સિવાય કર્મ નથી ' એમ સમજવાનું નથી. વળી જે તું માને છે કે—' અમૂર્ત એવા આત્માને મૂર્ત એવા કર્મવડે અનુગ્રહ અને ઉપઘાત કેમ થઈ શકે ? ' એ પણ તારું માનવું અયુક્ત છે, કેમ કે—જ્ઞાન અમૂર્ત છે, તેને મૂર્ત એવા બ્રાહ્મી વિગેરે ઔષધોવડે તથા ઘી, દૂધ વિગેરે ઉત્તમ પદાર્થોવડે અનુગ્રહ થતો દેખીએ છીએ; વળી મદિરા, વિષ વિગેરે પદાર્થોવડે જ્ઞાનને ઉપઘાત થતો પણ દેખીએ છીએ; માટે અમૂર્તને પણ મૂર્ત પદાર્થના સંબંધથી અનુગ્રહ અને ઉપઘાત સંભવે છે એમ માનવું જોઈએ. વળી જો કર્મ ન હોય તો જગતમાં એક સુખી અને બીજો દુઃખી જણાય છે. એક શેઠ બીજો ચાકર બને છે ઇત્યાદિ પ્રકારે પ્રત્યક્ષ જણાતી જગતની વિચિત્રતા કેમ સંભવે ? રાજા અને રંક એવા ઉચ્ચ-નીચના જે ભેદ ( ફરક, તફાવત ) જોવામાં આવે છે તેમાં કાંઈ પણ કારણ હોવું જોઈએ, અને તે કારણ શુભ-અશુભ કર્મ જ છે એમ જરૂર માનવું જોઈએ. વળી જે જે ક્રિયા કરાય છે તેનું ફળ અવશ્ય મળે છે. દાન વિગેરે શુભ ક્રિયાઓ છે, અને હિંસા વિગેરે અશુભ ક્રિયાઓ છે; તે શુભ અને અશુભ ક્રિયાઓનું કાંઈ પણ ફળ અવશ્ય મળવું જોઈએ, અને તે ફળ શુભ-અશુભ કર્મ છે. કારણ કે—અહિંસાદિ શુભ ક્રિયા કરવાથી શુભ કર્મ બંધાય છે, અને અશુભ ક્રિયા ( હિંસા વગેરે ) કરવાથી અશુભ ( પાપ ) કર્મ બંધાય છે. '

આ પ્રમાણે પ્રભુનાં વચનો સાંભળી અગ્નિભૂતિને કર્મનો જે સંશય હતો તે નષ્ટ થયો, તેને નિર્ણય થયો કે ' કર્મ છે. '

એ પ્રમાણે તેમનો સંશય દૂર કરીને પ્રભુ શ્રી મહાવીરદેવે તેમને પાંચસો શિષ્યો સાથે, ૪૭ મા વર્ષની શરૂઆતમા વૈશાખ શુદિ અગિયારશે દીક્ષા આપી અને ગણધરપદે સ્થાપ્યા. તેઓ ત્રિપદી સાંભળીને બાર અંગોની રચના કરવામાં સમર્થ થયા. ચતુર્જ્ઞાની એવા શ્રી અગ્નિભૂતિ ગણધર છદ્મસ્થપણામાં ૧૨ વર્ષ રહ્યા એટલે ૫૮ વર્ષ વીત્યા બાદ ૫૯ મા વર્ષની શરૂઆતમાં તેઓ કેવલજ્ઞાન પામ્યા. ૧૬ વર્ષ સુધી કેવલીપર્યાય આરાધી, ૭૪ વર્ષનું આયુ પૂરું કરી વૈભારગિરિ ઉપર પાદપોપગમન અનશન કરવાપૂર્વક માસક્ષપણ કરી, તેઓ નિર્વાણ પામ્યા. તેમના સંઘયણ, દેહ, રૂપ વગેરેની બીના શ્રી ઇન્દ્રભૂતિના ચરિત્ર પ્રમાણે સમજવી.

## ૩. શ્રી વાયુભૂતિ ગણધર.

ત્રીજા ગણધર મહારાજા તે પહેલા અને બીજા ગણધરના સગા ભાઇ થાય, તેથી માતાપિતાનાં નામ પૂર્વની માફક જાણવાં. તેમનો જન્મ તુલા રાશિમાં ને સ્વાતિ નક્ષત્રમાં થયો હતો. તેઓ ચૌદ વિદ્યાના પારગામી બન્યા હતા. તેમને " આ શરીર છે તે જ આત્મા છે કે શરીરથી અલગ આત્મા છે ? " એવો સંશય

હતો. પ્રભુ શ્રી મહાવીરદેવના સમાગમથી તે સંશય દૂર થયો. તે બીના ટૂંકામાં આ પ્રમાણે જાણવી—

ઇન્દ્રભૂતિ અને અગ્નિભૂતિને દીક્ષિત થયેલા સાંભળી ત્રીજા ભાઇ વાયુભૂતિએ વિચાર્યું કે—"જેના ઇન્દ્રભૂતિ અને અગ્નિભૂતિ શિષ્ય થયા તે મારે પણ પૂજ્ય જ છે, તેથી હું પણ તેમની પાસે જાઉં અને મારો સંશય પૂછું." આ પ્રમાણે વિચાર કરી તે વાયુભૂતિ પોતાના પાંચસો શિષ્યોના પરિવાર સાથે પ્રભુ પાસે આવ્યા. પ્રભુએ તેને ગોત્ર અને નામ જણાવવાપૂર્વક બોલાવ્યા કે "હે ગૌતમ વાયુભૂતિ! તને એવો સંશય છે કે 'આ શરીર છે એ જ આત્મા છે કે શરીરથી અલગ આત્મા છે?' આ સંશય તને પરસ્પર વિરુદ્ધ ભાસતા વેદવાકયોથી થયો છે. તે વેદવાકયો આ પ્રમાણે છે—

"विज्ञानघन एवैतेभ्यो भूतेभ्यः समुत्थाय तान्येवाऽनुविनश्यति न प्रेत्यसंज्ञाऽस्ति"

"આ વેદવાકયથી તું જાણે છે કે–શરીરથી ભિન્ન એવો આત્મા નથી, પણ શરીર એ જ આત્મા છે. આ વાકયનો અર્થ તું આ પ્રમાણે કરે છે–[ विज्ञानघन एव ] એટલે વિજ્ઞાનનો સમુદાય જ [ एतेभ्यो भूतेभ्यः समुत्थाय ] આ પૃથ્વી વિગેરે પાંચ ભૂતોમાંથી ઉત્પન્ન થઇને [ तान्येवाऽनुविनश्यति ] પાછો તે ભૂતોમાં જ લય પામે છે; [ न प्रेत्यसंज्ञाऽस्ति ] તેથી શરીર અને આત્માની ભિન્ન સંજ્ઞા નથી. અર્થાત્ શરીરરૂપે પરિણમેલા પાંચ ભૂતોમાંથી વિજ્ઞાનનો સમુદાય જ ઉત્પન્ન થાય છે, તેથી વિજ્ઞાનનો આધાર પાંચ ભૂતો જ છે, પણ આત્માને શરીરથી પૃથક્ માનવાવાળા અન્ય મતાવલંબીઓ જે વિજ્ઞાનનો આધાર આત્મા નામનો પદાર્થ શરીરથી પૃથક્ માને છે તે આત્મા નામનો પદાર્થ શરીરથી પૃથક્ નથી. જેમ મદિરાના અંગોમાંથી મદશક્તિ ઉત્પન્ન થાય છે તેમ શરીરરૂપે પરિણમેલા પાંચ ભૂતોમાંથી ચૈતન્ય શક્તિ ઉત્પન્ન થાય છે. આવી રીતે શરીરરૂપે પરિણમેલા પાંચ ભૂતોમાંથી વિજ્ઞાનનો સમુદાય ઉત્પન્ન થઇને, પછી જ્યારે શરીરરૂપે પરિણમેલા પાંચ ભૂતોનો વિનાશ થાય છે ત્યારે, તે વિજ્ઞાનનો સમુદાય પણ જલમાં પરપોટાની જેમ તે ભૂતોમાં જ લય ( વિનાશ ) પામે છે. આવી રીતે ભૂતોના સમુદાયરૂપ શરીરમાંથી ચૈતન્ય ઉત્પન્ન થતું હોવાથી તે ચૈતન્યનો આધાર શરીર છે, તેથી લોકો જે આત્મા શબ્દથી બોલે છે તે આત્મા શરીર જ છે, શરીરથી ભિન્ન આત્મા નથી તેથી જ વેદવાકયમાં કહ્યું છે કે—' न प्रेत्यसंज्ञाऽस्ति ' એટલે શરીર અને આત્માની પૃથક્ સંજ્ઞા નથી, પણ શરીર એ જ આત્મા છે.

વળી 'ભૂતોના સમુદાયરૂપ શરીરથી આત્મા ભિન્ન છે' એમ જણાવનારાં બીજા વેદપદો દેખી તું સંશયમાં પડ્યો છે કે–શરીર એ જ આત્મા છે કે શરીરથી ભિન્ન આત્મા છે?"

"આત્મા શરીરથી ભિન્ન છે, એમ જણાવનારાં નીચેનાં વેદપદો છે—

" सत्येन लभ्यस्तपसा ह्येष ब्रह्मचर्येण नित्यं ज्योतिर्मयो हि शुद्धो,
यं पश्यन्ति धीरा यतयः संयतात्मानः ॥ "

" [ सत्येन लभ्यस्तपसा ह्येष ब्रह्मचर्येण नित्यं ज्योतिर्मयो हि शुद्धो ] એટલે હમેશાં જ્યોતિર્મય અને શુદ્ધ એવો આ આત્મા સત્ય, તપસ્યા ને બ્રહ્મચર્યવડે જણાય છે; [ यतयः पश्यन्ति धीरा संयतात्मानः ] એટલે તે આત્માને ધીર અને સંયમી સાધુઓ દેખે છે. આ વેદપદોથી જણાય છે કે આત્મા શરીરથી ભિન્ન છે.

"આ પ્રમાણે તને પરસ્પર વિરુદ્ધ ભાસતા વેદપદોથી સંશય થયો છે કે "શરીર એ જ આત્મા છે કે શરીરથી ભિન્ન આત્મા છે?" પરંતુ હે વાયુભૂતિ! તારો આ સંશય અયુક્ત (ગેરવ્યાજબી) છે, કેમ કે—'વિજ્ઞાનઘન૦' એ વેદવાક્યનો અર્થ તું સમજ્યો નથી, તેથી તું એ વાક્યનો અર્થ જે ઉપર મુજબ કરે છે તેવો તેનો અર્થ નથી પણ એ વાક્યનો અર્થ સ્યાદ્વાદ શૈલીએ આ પ્રમાણે છે. સાંભળ—

" [ विज्ञानघन एव ] જે વિશિષ્ટ જ્ઞાન એટલે જ્ઞાનદર્શનનો ઉપયોગ તે વિજ્ઞાન કહેવાય, વિજ્ઞાનના સમુદાયરૂપ જ આત્મા [ एतेभ्यो भूतेभ्यः समुत्थाय ] જ્ઞેયપણે ( જ્ઞાનના ઉપયોગરૂપે ) એટલે જાણવા યોગ્યપણે પ્રાપ્ત થયેલા આ પૃથ્વી વિગેરે ભૂતોથકી અથવા ઘટ, પટ વિગેરે ભૂતોના વિકારોથકી 'આ પૃથ્વી છે, આ ઘડો છે, આ વસ્ત્ર છે' ઇત્યાદિ પ્રકારે તે તે ભૂતોના ઉપયોગરૂપે ઉત્પન્ન થઇને, [ तान्येवाऽनुविनश्यति ] તે ઘટ વિગેરે ભૂતોનો જ્ઞેયપણે અભાવ થયા પછી આત્મા પણ તેઓના ઉપયોગ( પર્યાય )રૂપે વિનાશ પામે છે, અને બીજા પદાર્થના ઉપયોગરૂપે ઉત્પન્ન થાય છે, અથવા સામાન્ય સ્વરૂપે રહે છે. [ न प्रेत्यसंज्ञाऽस्ति ] આવી રીતે પૂર્વના ઉપયોગરૂપે આત્મા ન રહેલો હોવાથી તેની પૂર્વના ઉપયોગરૂપ સંજ્ઞા રહેતી નથી; અર્થાત્ આત્માના દરેક પ્રદેશે જ્ઞાન-દર્શનના ઉપયોગરૂપ અનંતા પર્યાયો રહેલા છે, તે વિજ્ઞાનના સમુદાયથી આત્મા કથંચિત્ ( અભેદનયની અપેક્ષાએ ) અભિન્ન છે, એટલે વિજ્ઞાનમય છે. જ્યારે ઘટ-પટ વિગેરે ભૂતો જ્ઞેયપણે પ્રાપ્ત થયા હોય ત્યારે તે ઘટ-પટાદિરૂપ હેતુથી 'આ ઘડો છે, આ વસ્ત્ર છે' ઇત્યાદિ પ્રકારના ઉપયોગરૂપે આત્મા પરિણમે છે, કારણ કે આત્માને તે ઉપયોગરૂપે પરિણમવામાં તે ઘટાદિ વસ્તુનું સાપેક્ષપણું છે. પછી જ્યારે તે ઘટ-પટાદિ ભૂતોનું આંતરું પડી જાય અથવા તેઓનો અભાવ થાય, અથવા બીજા પદાર્થમાં મન ચાલ્યું જાય ઇત્યાદિ કોઈ પણ કારણથી આત્માનો ઉપયોગ બીજા પદાર્થમાં પ્રવર્તે છે ત્યારે, પહેલાં જે ઘટ-પટાદિ પદાર્થો જ્ઞેયપણે હતા તે પદાર્થો જ્ઞેયપણે રહેતા નથી, પણ બીજા જે પદાર્થોમાં ઉપયોગ પ્રવર્ત્યો હોય તે પદાર્થો જ્ઞેયપણે પ્રાપ્ત થાય છે. આવી રીતે જ્યારે ઘટ-પટાદિ જ્ઞેયપણે રહેતા નથી, ત્યારે આત્મા પણ 'આ

ઘડો છે, આ વસ્ત્ર છે' ઈત્યાદિ પ્રકારના ઉપયોગરૂપે રહેતો નથી. તેથી જ વેદવાકયમાં કહ્યું છે કે-'न प्रेत्यसंज्ञाऽस्ति,' એટલે બીજા પદાર્થનો ( જ્ઞાન ) ઉપયોગ થાય તે વખતે પૂર્વના ઉપયોગરૂપ સંજ્ઞા રહેતી નથી. આવો અર્થ હોવાથી સ્પષ્ટ સમજાય તેમ છે કે શરીરથી અલગ આત્મા નામનો પદાર્થ છે."

આ પ્રમાણે પ્રભુનાં વચનો સાંભળી વાયુભૂતિને 'શરીર એ જ આત્મા છે કે શરીરથી ભિન્ન આત્મા છે ?' એવો જે સંશય હતો તે નષ્ટ થયો. તેમને નિર્ણય થયો કે આત્મા શરીરથી ભિન્ન છે.

આ રીતે પ્રભુશ્રી મહાવીરદેવના સમજાવવાથી તેમનો સંદેહ દૂર થતાં ૫૦૦ શિષ્યો સહિત, પૂર્વે કહેલી તિથિએ, ૪૨ વર્ષનો ગૃહસ્થપર્યાય વીત્યા બાદ, તેમણે પ્રભુ પાસે દીક્ષા લીધી. ૧૦ વર્ષ છદ્મસ્થપણામાં રહી, ૫૩ મા વર્ષની શરૂઆતમાં તેઓ સર્વજ્ઞ થયા. ૧૮ વર્ષ કેવલીપણે વિચરી ૭૦ વર્ષનું સર્વાયુ પૂરું કરીને પ્રભુની હયાતિમાં તેઓ નિર્વાણ પામ્યા. બાકીની બીના પૂર્વની માફક જાણવી.



શ્રાવકધર્મવિધિ પ્રકરણમાં દર્શાવેલ—

# શ્રાવકધર્મના અધિકારીનાં લક્ષણ

૧ બહુમાન. ૨ વિધિપરતા અને ૩ ઉચિત વૃત્તિ.

### ૧ બહુમાનના પાંચ લિંગ-( ચિહ્ન )—

૧ ગૃહીધર્મ કથાપ્રીતિ. ૨ ગૃહીધર્મનિંદા અશ્રવણ. ૩ નિંદાકારક પર અનુકંપા. ૪ સવિશેષ જ્ઞાનેચ્છા. ૫ પ્રસ્તુત ધર્મે ચિત્તનિવેશ.

### ૨ વિધિપરતાના પાંચ ચિહ્ન—

૧ ધર્મદાતાર ગુરુનો વિનય. ૨ યોગ્ય કાળે ધર્મશ્રવણ-ચૈત્યવંદનાદિ કરણ. ૩ ધર્મશ્રવણાદિ પ્રસંગે ઉચિત આસન. ૪ ચૈત્યવંદનાદિમાં ઉચિત ધ્વનિ ( ઉચ્ચાર ). ૫ સ્વાધ્યાયમાં સતત ઉપયોગ.

### ૩ ઉચિત વૃત્તિના પાંચ ચિહ્ન—

૧ સર્વજનવલ્લભત્વ. ૨ અનિંદિત કર્મ ( વ્યાપાર ). ૩ વિપત્તિમાં વીરતા-અદૈન્ય. ૪ યથાશક્તિ ત્યાગ-તપસ્યાકારક. ૫ ધર્મવિષયે સુબદ્ધ લક્ષત્વ.

આવા લક્ષણવાળાને શ્રાવકધર્મનો અધિકારી માનીને તેને શ્રાવકધર્મ આપવો, તે સિવાયનાને આપે તો સિદ્ધાંતવિરાધના સમજવી. સં૦ કુંવરજી



# કાળ (Time) સંબંધી વિચારણા

રા. જીવરાજભાઈ ઓધવજી દોશી

( ગતાંક પૃ. ૨૫૪ થી શરૂ )

**કાળ જીવ અજીવનો પર્યાય છે તે થિયરીની વિચારણા—**

હવે કાળની વિચારણામાં ઊભી થયેલી ત્રીજી થિયરી તપાસીએ. આ થિયરી પ્રમાણે કાળ સ્વતંત્ર દ્રવ્ય નથી પણ જીવ અને અજીવનો પર્યાય માત્ર છે. શ્રી ભગવતી સૂત્રમાં 'હે ભગવન્! કાળ કોને કહેવાય?' તેના ઉત્તરમાં કહ્યું છે "**જીવા ચેવ અજીવા ચેવ**" જીવ અને અજીવો જ કાળ છે. અર્થાત્ જીવ અને અજીવના પર્યાય જ એટલે જીવ અજીવની પરિણતિ માત્ર કાળ છે. જીવ અજીવ દ્રવ્યથી જુદું કાળ દ્રવ્ય નથી. જૈનદર્શન પ્રમાણે દરેક દ્રવ્ય ગુણપર્યાયવાળું છે. દ્રવ્યમાં સ્વતઃ પરિણામ પામવાની શક્તિ છે. પરિણામ પામવાને બહારની કોઈ જાતની શક્તિની જરૂર નથી. જૈનદર્શન સતને પરિણામી માને છે, કૂટસ્થ માનતું નથી, એટલે પરિણતિ ( change ) તો જૈનદર્શન પ્રમાણે જગતનો મુખ્ય નિયમ છે. પરિણતિસૂચક તત્ત્વ કાળ છે; એટલે જગતને પરિણામી માન્યા છતાં કાળતત્ત્વને ન માનવું તે પ્રથમ દર્શને નવાઈ જેવું જણાય, પણ વધારે વિચાર કરતાં પરિણતિ બતાવનાર કાળતત્ત્વને સ્વતંત્ર ન માનવામાં જૈનદર્શનના સિદ્ધાંતમાં બાધ આવતો નથી; કારણ કે જૈન સિદ્ધાંત પ્રમાણે દરેક દ્રવ્ય એક self-sufficient unit સ્વાવલંબી ઐકય છે, તેના સ્વભાવમાં જ તેના વિકાસ પામવાના નિયમો રહેલા છે. તેના વિકાસ માટે બીજા કોઈ દ્રવ્યની કે શક્તિની જરૂર નથી. દરેક દ્રવ્યમા સ્વયં પરિણામ પામવાનો સ્વભાવ છે. એટલે પરિણામ પામવાને માટે કાળ જેવા સ્વતંત્ર દ્રવ્યની અપેક્ષા રહેતી નથી, કાળસૂચક વર્તના, પરિણામ, પરત્વ, અપરત્વ આદિ લિંગો પણ દ્રવ્યની સ્થિતિ વિશેષાપેક્ષ છે, કાળકૃત નથી. સમય, ઘડી, રાત, દિવસ, વર્ષ વગેરે તો માણસોએ પોતાના વ્યવહાર માટે ઊભા કરેલા કાળ માપવાના સાધન છે. વસ્તુમાં કાંઇ સમય, ઘડી કે રાત્રિ-દિવસ નથી.

**રાત દિવસ વગેરે કાળ માનવાના સાધનો કૃત્રિમ છે, સાપેક્ષ છે—**

લંબાઇ માપવાને માણસોએ ઇંચ, ફુટ, વાર વગેરે સાધનો ઊભા કર્યાં છે તે પ્રમાણે વખત માપવાના આ કૃત્રિમ સાધનો ઊભા કર્યાં છે. એ માપો વસ્તુશૂન્ય છે, અર્થાત્ તેને objective reality નથી. હાલની સાયન્સની શોધખોળને પરિણામે તો સેકન્ડ, મિનિટ, કલાક વગેરે પણ સાપેક્ષ છે. આ પૃથ્વી ઉપર પણ જુદે જુદે સ્થળે રાત્રિ-દિવસ સરખા નથી. જુદા જુદા ગ્રહોને જુદી જુદી ગતિ હોવાથી પૃથ્વી ઉપરના રાત્રિ-દિવસના પ્રમાણના ત્યાં રાત્રિ-દિવસો નથી. ગ્રહો અને નક્ષત્રોની ગતિ ( velocity ) ઉપર સમયની લંબાઇ ટુંકાઇનો આધાર છે. પૃથ્વીથી દશગણી વધારે ગતિવાળા ગ્રહમાં રહેનાર માણસને સરખાવીએ તો, તેઓ જેટલો વખત જીવ્યા હોય તે સંબધમાં, પૃથ્વી ઉપરના માણસને શરીરનો જેટલો ઘસારો લાગે તેથી દશગણો ઓછો ઘસારો દશગણી ગતિવાળા ગ્રહમાં રહેનારને લાગે, એટલે આપણી પૃથ્વીનો માણસ એંશી વર્ષનો ઘરડો લાગે ત્યારે ત્યાંનો તેટલો જ વખત

જીવેલ માણસ આઠ વર્ષનો છોકરો લાગે. પ્રકાશ( light )ની ગતિ એક સેકન્ડમાં એક લાખ છાસી હજાર માઇલની છે; તેટલી ગતિથી ફરનાર ક્ષેત્રમાં કાળ એક સરખો બની જાય છે. ત્યાં સમય( duration ) છે પણ સમયમાં sequence–ક્રમભાવ નથી. ત્યાં વખત conceptual બુદ્ધિજન્ય થાય છે, પણ perceptual દેખાય તેવો રહેતો નથી. એટલે ત્યાં માત્ર duration સમય રહે, પણ sequence–ક્રમભાવ ન રહે.

### સિદ્ધશિલામાં કાળનું સ્વરૂપ—

લોકાકાશના અગ્રસ્થાને આવેલ સિદ્ધશિલા જેવા ક્ષેત્રમાં કાળ સરખો વહે છે એવું જે શાસ્ત્રમાં કહેવામાં આવ્યું છે તેનો શું આ વૈજ્ઞાનિક ખુલાસો નથી? ટૂંકામાં ત્રીજી થિયરી પ્રમાણે કાળ જેવું જુદું દ્રવ્ય નથી, દ્રવ્યમાં જ પરિણતિની શક્તિ રહેલ છે. સમય ઘડી વગેરે કહેવાતો કાળ તો માણસોએ ઊભો કરેલ છે. વસ્તુના સ્વભાવમાં નથી અને સમયની લંબાઇ વગેરે તો અન્ય કારણોને લીધે જ છે.

### દ્રવ્યકાળ—

જૈન આચાર્યોએ આ કાળને દ્રવ્ય કાળ કહ્યો છે. શ્રી સિદ્ધસેનગણિ ત. સૂ. ૫, ૩૮ ની વૃત્તિમાં કાળના આ સ્વરૂપનું વર્ણન કરે છે. દ્રવ્યકાળ એટલે **द्रव्यमेव कालः** દ્રવ્ય એ જ કાળ અદ્ધાકાળ પણ દ્રવ્યકાળથી જુદો નથી એમ બતાવે છે. વિશેષાવશ્યકમાં પણ કાળના ભેદોમાં પહેલો દ્રવ્યકાળ કહ્યો છે, તે દ્રવ્યકાળને વર્તનાદિ રૂપ અને દ્રવ્યનો અંતરંગ કહ્યો છે. **दव्वस्स वत्तणा जा स दव्वकालो; जं वत्तणाइरूवो वत्तुरणत्थंतरं मयो कालो।** દ્રવ્યની જે વર્તના તે દ્રવ્યકાળ, દ્રવ્યની અનર્થાન્તર્ભૂત એટલે દ્રવ્યથી જુદો ન હોવાથી દ્રવ્યની અભ્યન્તર રહેલ. ( વિ. આ. ૨૦૨૭, ૨૦૩૨ ) એટલે શ્રી ભગવતીસૂત્રમાં જીવ અને અજીવના પર્યાય જ કાળ છે એવું જે વિધાન છે તેને પૂર્વાચાર્યોએ દ્રવ્યકાળ તરીકે વર્ણવ્યો છે. આ દ્રવ્યકાળની હવે સમાલોચના કરવાની રહે છે.

### સ્વતંત્ર કાળતત્ત્વની આવશ્યકતા—

કાળતત્ત્વની વિચારણામાં મુખ્ય સવાલ એ ઉપસ્થિત થાય છે કે જગતમાં કાળકૃત જે ક્રમ ( order ) છે તે શાને આધારે છે. જો કાળને અણુરૂપ કે અભિન્ન દ્રવ્યરૂપ ન માનવામાં આવે અને બીજા દ્રવ્યમાં થતા ફેરફારોને કાળ માનવામાં આવે તો આપણે માનવું જોઇએ કે દ્રવ્યમાં પરિણામ પામવાની જે શક્તિ છે તે શક્તિમાં જ કાળના ક્રમની વ્યવસ્થાના બીજ રહેલ છે. પહેલી અને બીજી થિયરી પ્રમાણે કાળને અણુ અથવા અભિન્ન દ્રવ્ય માનવામાં આવે ત્યાં દ્રવ્યનો સંબંધ કાળ સાથે રહ્યો છે, કાળમાં કાલિક ક્રમ રહ્યો છે, જગતમાં આવો કાળના ક્રમમાં વ્યવસ્થિત ગોઠવાઇ ગયા છે. પણ જો કાળને જુદું દ્રવ્ય ન માનવામાં આવે, પરિણતિનું કારણ દ્રવ્યમાં રહેલ શક્તિને માનવામાં આવે, તો કાલિકક્રમ પણ દ્રવ્યની શક્તિમાં અંતરંગ માનવાનો રહે. તાર્કિક બુદ્ધિને આ માન્યતા સંગત જણાતી નથી. દ્રવ્યમાં પોતાના માનનીય પર્યાયો પરિણમાવવાની શક્તિ તો હોય, પણ વિજાતીય કાળમાં પરિણમાવવાની શક્તિ હોવાનું માનવું મુશ્કેલ છે. ક્ષેત્રકૃત ક્રમ સાચવવા માટે જેમ ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય નામના તત્ત્વો સ્વીકારવામાં આવ્યા છે, તેમ કાળકૃત ક્રમ

સાચવવા માટે સ્વતંત્ર કાળતત્ત્વ શું કામ ન સ્વીકારવું ? શ્રી સિદ્ધસેનગણી પણ ત. સૂ. ૫, ૩૮ ની ટીકામાં લખે છે કે **एवमेष नयः सकलवस्तुसद्भावप्रतिपादनायाक्षमः ।** દ્રવ્ય જ કાળ છે એમ માનનાર નય સકલ વસ્તુના સદ્‌ભાવને પ્રતિપાદન કરવા શક્તિમાન નથી. શ્વેતાંબર આમ્નાયમાં કાળની વિચારણા દ્રવ્યકાળ અને અદ્ધાસમયને ઉદ્દેશીને થયેલ જોવામાં આવે છે. કાળતત્ત્વની સ્વતંત્ર વિચારણા ઓછી થયેલ જણાય છે, દ્રવ્યકાળ અને અદ્ધાકાળની વિચારણા હવે પછી કરવામાં આવશે એટલે તે વિષે વિશેષ કહેવામાં આવતું નથી.

**કાળ ઔપચારિક નથી, પણ પરમાર્થ છે—**

ટૂંકામાં કાળતત્ત્વ ઔપચારિક છે, પરમાર્થરૂપે નથી એવી માન્યતા જૈન તત્ત્વજ્ઞાનના મૂળભૂત સિદ્ધાંતોને સંગત નથી. કાળને અંગે શાસ્ત્રમાં જે મતભેદ છે તે કાળતત્ત્વના અસ્તિત્વને અંગે નથી, પણ કાળના અંતિમ સ્વરૂપને અંગે છે. નિશ્ચય નયની દૃષ્ટિએ જોતાં કાળતત્ત્વ અનાદિ નિધન છે. ત્રણ પરિમાણવાળા બીજા દ્રવ્યોથી જુદા ચોથા પરિમાણ-( of fourth dimension )વાળું છે; જગતમાં બનતા વિધવિધ ભાવો(events)ના ક્રમનું નિયામક છે અને વિશ્વમાં જે કાળકૃત વ્યવસ્થા જોવામાં આવે છે તેનું કારણ છે.

## દ્રવ્યકાળ અને અદ્ધાસમય

**દ્રવ્યકાળ અને અદ્ધાસમય—**

શ્રી ભગવતીસૂત્રમાં જીવાસ્તિકાય વિગેરે પાચ દ્રવ્યો સાથે અદ્ધાસમયને છઠ્ઠું દ્રવ્ય બતાવેલ છે, એટલે આચાર્યોએ અદ્ધાસમયના સ્વરૂપને અંગે વિસ્તૃત વર્ણન કરેલ છે. અમારા અભિપ્રાય પ્રમાણે અદ્ધાસમયનો અર્થ અદ્ધાકાળ કરવાનો છે, તેમાં સમયનો અર્થ કાળનો અંતિમ વિભાગ એક ક્ષણ કરવાનો નથી. વિશેષાવશ્યકમાં કાળના ભેદોમાં દ્રવ્યકાળ સાથે અદ્ધાકાળને બતાવ્યો છે, અદ્ધાસમય કહ્યો નથી અદ્ધાસમય એટલે અઢીદ્વીપમાં વર્તતો સમય-વખત-કાળ એ પ્રમાણે થઇ શકે છે. સમયનો અર્થ અહીં ક્ષણ-કાળનો અંતિમ વિભાગ, એ પ્રમાણે લેવામાં આવે તો જૈન તત્ત્વજ્ઞાનના મૂળ સિદ્ધાંતને હાનિ પહોંચે. કારણ અઢીદ્વીપમાં એક સમય જ (moment) વાસ્તવ થાય, અને સમયનો બનેલ સમૂહ-કાળ અવાસ્તવ બને, એટલે દ્રવ્યમાં રહેલ ધ્રુવતાના અંશને કાંઇક કાળકૃત આધાર ન રહે માટે અદ્ધાસમયનો અર્થ અઢીદ્વીપમાં વર્તતો કાળ-વખત એ પ્રમાણે કરવો જોઇએ.

અઢીદ્વીપની માન્યતા પ્રાચીન આર્યાવર્તમાં ભૂગોલ, ખગોલને અંગે જે પ્રચલિત જ્ઞાન હતું તેને આશ્રીને જૈનદર્શનમાં પણ થયેલ જોવામાં આવે છે. હાલના ખગોલ ભૂગોલ વિદ્યાની વૈજ્ઞાનિક શોધખોળો પછી અઢીદ્વીપની કે જુદા જુદા દ્વીપો, ખંડો અને સમુદ્રોની જૂની માન્યતા પુનર્વિચારણા માગે છે તેમ મેરુપર્વતની આસપાસ ચંદ્ર સૂર્ય ફરે છે, તેને લઇને રાત્રિ દિવસો વિગેરે કાળવાચક ફેરફારો થાય છે, તે માન્યતા પણ નવા સાયન્સ પ્રમાણે સંગત થતી નથી. એટલે અઢીદ્વીપમાં વર્તતા કાળની તાત્ત્વિક ચર્ચા હાલમાં બહુ ઉપયોગી રહેતી નથી.

**અઢીદ્વીપમાં વર્તતા સમયની પર્યાલોચના—**

વર્તના, પરિણામ, ક્રિયા, પરત્વ, અપરત્વ વિગેરે લિંગોવાળો કાળ અઢીદ્વીપમાં વર્તે છે એવું શાસ્ત્રમાં કહેલ છે. તત્વાર્થ ત્ર ( ૫-૨૨ ) **वर्तना परिणामः क्रिया परत्वा-**

**परत्वे च कालस्य,** અઢી દ્વીપની બહાર તેવો કાળ વર્તતો નથી. અઢીદ્વીપમાં દ્રવ્યની વર્તનાદિ પરિણતિ કાળને આશ્રીને છે, તો પછી વર્તનાદિ પરિણતિ અઢીદ્વીપ બહારના ક્ષેત્રામાં નથી એમ કાં તો માનવું પડે, અથવા તેવી પરિણતિ કાળને આશ્રીને નથી, પણ બીજા કારણને લીધે છે એમ માનવાનું રહે. અઢીદ્વીપ બહાર કાળપરિણતિ નથી એવું કહેવાય નહિ, ત્યાં પણ કાળ વર્તે છે, પરિણામીભાવ અને પરત્વ અપરત્વ પણ છે. ત્યાં પરિણતિ નથી એવું કહેવામાં આવે તો ત્યાંના પદાર્થો પરિણામી મટીને કૂટસ્થ બની જાય, અને જૈન તત્ત્વજ્ઞાનના મુખ્ય સિદ્ધાંત પરિણામીવાદને હાનિ પહોંચે. જો અઢીદ્વીપ બહાર પરિણતિનું કારણ દ્રવ્યમાં જ રહેલ માનવામાં આવે, કાળને પરિણતિનું સહકારી કારણ પણ ન માનવામાં આવે, તો અઢીદ્વીપમાં પણ પરિણતિનું કારણ દ્રવ્યમાં જ રહેલ માનવું જોઈએ. કાળને આશ્રીને માનવાની શી જરૂર ? અદ્ધાકાળની વિચારણામાં આચાર્યોએ આ માન્યતામાં તાર્કિક અસંગતતા ( Logical inconsistency ) જોયેલ છે; એટલે શ્રી સિદ્ધસેનગણિને ત. સૂ. ૫-૨૨ ની વૃત્તિમાં કહેવું પડેલ છે કે-**धर्मादिपरिणतिमात्रं कालस्तदन्यो वा, तत्र प्रथमपक्षे सिध्यसाध्यता, तदन्यपक्षेऽपि न दोषः ।** એટલે અદ્ધાકાળને દ્રવ્યની પરિણતિ માત્ર માનો કે જુદો માનો તેમાં પહેલા પક્ષમાં અમારી સિદ્ધસાધ્યતા છે અર્થાત્ અમે ઇચ્છીએ તે પ્રમાણે થાય છે, અને બીજા પક્ષમાં પણ દોષ નથી અર્થાત્ બે પક્ષમાંથી કયો પક્ષ નિશ્ચયકારક છે એવું તેઓશ્રી કહી શકતા નથી. ત. સૂ. ૫-૩૯ ની વૃત્તિમાં શ્રી સિદ્ધસેનગણિ જણાવે છે કે અદ્ધાકાળ દ્રવ્યકાળથી જુદો નથીઃ-**सोऽयमद्धाकालः समयादिः समयक्षेत्रप्रतिबद्धो द्रव्यकालात् न व्यतिरिच्यते ।** એટલે તે નય પ્રમાણે અદ્ધાકાળ દ્રવ્યકાળથી જુદો નથી.

વ્યવહાર કાળ, તેના માપવાના કૃત્રિમ સાધનોઃ—

વ્યવહારમાં કાળ માપવાનાં અનેક સાધનો છે. ઘડી પળથી કાળની ગણત્રી થાય છે; સૂર્યચંદ્ર નક્ષત્રોની ગતિ ઉપરથી કાળ ગણવામાં આવે છે; હાલમાં વિજ્ઞાનશાસ્ત્રીઓએ પરમાણુઓની ગતિ-ક્રિયા ઉપરથી કાળની સૂક્ષ્મ ગણત્રી કરવાના યંત્રો ઊભા કર્યાં છે. તે બધા કાળ માપવાના માત્ર સાધનો છે, કાળના સ્વરૂપ નથી. કાળ તત્ત્વમાં રહેલ નથી, વસ્તુમાં રહેલ નથી. દ્રવ્યકાળની ચર્ચામા ઉપર બતાવ્યુ છે તેમ તે બધા સાધનોથી કાળની જે ગણત્રી કરી શકાય છે તે સાપેક્ષ-અન્ય વસ્તુ ઉપર આધાર રાખતી ( relative ) છે. પૃથ્વી ઉપરના જુદા જુદા ભાગોમા અને પૃથ્વી સિવાયના બીજા ગ્રહોમાં તે જ સાધનો દ્વારા કાળની માપણી કરતાં કાળ એકસરખો થતો નથી, એક સેકંડમાં પ્રકાશ( light )ની ગતિ ( velocity ) ૧૮૬૦૦૦ માઈલની સર્વ ક્ષેત્રમાં સરખી છે, ઓછી વધતી ગમે તે ગતિથી ફરનાર ગ્રહો કે નક્ષત્રોવાળા ક્ષેત્રમાં પ્રકાશની ઉપર બતાવેલ ગતિ સરખી જ રહે છે. એટલે ગતિ માપવાનું આ માપ નિરપેક્ષ, એકાંત absolute છે. તેવું કાળ માપવાનું સર્વ ક્ષેત્રમા સરખું રહે તેવું કોઈ માપ વિજ્ઞાનને હજુ મળ્યું નથી. એવા કાળ માપવાના નિરપેક્ષ માપ ( absolute standard ) સિવાય, કાળની આપણી બધી ગણત્રી સાપેક્ષિત relative છે, પરિણામે રેલ્વે અને તારઓમાં જે મોટા મોટા

આયુષ્યો શાસ્ત્રમાં બતાવ્યાં છે તે પણ વિજ્ઞાનની દૃષ્ટિએ સાપેક્ષિત છે. દેવલોકમાં એક દેવનું આયુષ્ય એક લાખ વર્ષનું ગણાતું હોય તે કદાચ મનુષ્ય લોકના હજાર વર્ષના સમય-વખતથી પણ ઓછું હોય, કારણ કાળની ગણત્રી નિરપેક્ષ નથી, પણ ક્ષેત્રની-સ્થાનની ગતિને આશ્રિત છે.

**કાળદ્રવ્ય અને અસ્તિકાય—**

કાળદ્રવ્ય અસ્તિકાય નથી તેની વિચારણા:—

પાંચ દ્રવ્યો અસ્તિકાય બતાવ્યા છે. કાળને અસ્તિકાય કહ્યો નથી. તે સવાલ હવે વિચારવાનો રહે છે. ત. સૂ. ૫, ૧ ની વૃત્તિમાં અસ્તિકાયનો અર્થ વિસ્તારથી ચર્ચવામાં આવ્યો છે, **कायशब्दः उपसमाधानवचः, प्रदेशानामवयवानां च सामीप्येनान्योन्यानुवृत्त्या सम्यगमर्यादया धारणमवस्थानमुपसमाधानम्** એટલે પ્રદેશો અને અવયવોનો પાસે પાસે એકબીજાને અનુવૃત્ત સરખી મર્યાદામાં સંબંધ તે ઉપસમાધાન. અનુવૃત્તિ એટલે એક બીજા વિભાગોનો interpenetration; વિભાગોનો અનુસ્યુત સંબંધ. સમૂહની માન્યતા બે રીતે કરવામાં આવે છે, (૧) a whole containing parts. (૨) a whole made up of parts. જેમાં ભાગો રહેલા છે એવો એક સમૂહ અને જે ભાગોથી બનેલો છે તેવો બીજો સમૂહ. ઘર જુદા જુદા ભાગો એકઠા કરીને બનાવેલ એક સમૂહ છે. આકાશ જુદા જુદા પ્રદેશવાળો એક સમૂહ છે. એકમાં parts out of parts એટલે ભાગોમા ભાગો છે. બીજામા parts within parts વિભાગોની બહાર વિભાગો છે. જીવ, ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય અને આકાશ અખંડિત દ્રવ્યો છે. તેના અંશો જુદા પડી શકતા નથી પુદ્‌ગલનો સ્કંધ જુદા જુદા અણુઓથી બનેલો સમૂહ છે. તેમાં એકતા નથી. તેમાથી વિભાગ છૂટા પડી શકે છે. શ્રી સિદ્ધસેનગણિએ અસ્તિકાય શબ્દમાં કાયનો અર્થ કરવામા પ્રદેશ અને અવયવોનો અન્યોન્યાનુવૃત્તિભાવ (Interpenetration) કાયમી હોવાનુ બતાવેલ છે; એટલે શ્રી સિદ્ધસેનગણિ કાયને ભાગોમાં ભાગોવાળો સમૂહ (a whole containing parts) માને છે. એક જીવને આશ્રીને તેમજ ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય અને આકાશને આશ્રીને આ અર્થ બરાબર છે, પણ જીવો અને પરમાણુઓના સમૂહને આશ્રીને અન્યોન્યાનુવૃત્તિભાવ બંધબેસતો નથી. જીવરાશિમાં જીવો અન્યોન્યાનુવૃત્તિભાવથી રહેલા નથી, એમ માનવામાં આવે તો જૈન દર્શનનો અનેકાત્મવાદ (plurality of selves) નષ્ટ થાય. વેદાંતનો એકાત્મવાદ આવે. પુદ્‌ગલમાં પણ તેનાં ભાગો, અણુઓ એક બીજાને અનુસ્યુત રહેલા નથી પણ પાસે પાસે રહેલા છે. એટલે પુદ્‌ગલાસ્તિકાયમાં પણ કાય શબ્દનો અર્થ અન્યોન્યાનુવૃત્તિભાવ થઇ શકતો નથી. તત્ત્વાર્થના ભાષ્યમાં "**कायग्रहण प्रदेशावयवबहुत्वार्थम्**" એટલે જે સમૂહમાં પ્રદેશો અને અવયવો ઘણા છે તેને કાય કહેવો એટલું બતાવ્યું, છે. તે પ્રદેશો અને અવયવો અન્યોન્યાનુવૃત્તિથી રહેવા જોઇએ એવું ભાષ્યકારનું કહેવું, નથી.

**આસ્તનો અર્થ—**

અસ્તિકાયમાં અસ્તિશબ્દ અસ્તિત્વ બતાવવા મૂકવામાં આવ્યો છે. સતમાં ધ્રૌવ્ય છે તે સૂચક અસ્તિ શબ્દ છે. અને કાય શબ્દથી સતમાં રહેલ ઉત્પાદ અને વ્યયની સૂચના થાય છે એવું શ્રી સિદ્ધસેનગણિ વૃત્તિમાં જણાવે છે.

**કાળદ્રવ્ય અસ્તિકાય કેમ ન કહેવાય ?**

કાળ એક અસ્તિકાય નથી તે મંતવ્ય હવે તપાસવાનું રહે છે શ્રી ભગવતીસૂત્રમા કાળને અસ્તિકાય કહ્યો નથી. અદ્ધાસમય શબ્દમા સમયનો અર્થ અઢીદ્વીપમા રહેલ એક પરમ સૂક્ષ્મ અવિભાગી સમય માનવામા આવે તો કાળ અસ્તિકાય નથી કારણ સમયો ક્ષણે ક્ષણે બદલાતા હોવાથી તેનો સમુદાય બની શકતો નથી તેમા તો વર્તમાન સમય ( the spacious present ) એક જ પરમાર્થરૂપે રહે છે અને અતીત અનાગત સમયોનો સમુદાય તો ઔપચારિક બને છે પાતંજલ યોગદર્શનમા ( પાદ ૩, સૂ ૫૨ ) ક્ષણોનો સમાહાર બનતો નથી તેથી તેમ કહેવાતા સમાહારને-કાળને વસ્તુશૂન્ય અર્થાત્ unreal કહ્યો છે અવિભાગી પરમ નિરુદ્ધ એક સમયરૂપી કાળ તેમા પ્રદેશ ન હોવાથી અસ્તિકાય કહી શકાય નહિ, પણ જો કાળને અખંડ અભિન્નપરિણામી દ્રવ્ય માનવામા આવે તો અન્યાન્યાનુવૃત્તિભાવથી રહેલ પ્રદેશોવાળો સમુદાય ગણવો જોઇએ અર્થાત્ તેવા અભિન્ન કાળ દ્રવ્યને અસ્તિકાય ગણી શકાય. શ્રી સિદ્ધસેનગણિ ત. સૂ. ૫, ૩૯ ની વૃત્તિમા લખે છે કે પ્રવચનમા અને આગમમા પાચ અસ્તિકાય કહ્યા છે તેટલા ઉપરથી જ કાળની અસ્તિકાયતા ન બની શકે એમ કહેવુ તે વ્યાજબી નથી **न चैतावतैवास्यास्तिकायता उपह्नोतुं शक्या,** એટલે શ્રી સિદ્ધસેન કાળદ્રવ્યની અસ્તિકાયતા અશક્ય છે એવુ માનતા જણાતા નથી

**કાયની વિજ્ઞાનશાસ્ત્રને આધારે સમાલોચના—**

અસ્તિકાય શબ્દમા કાયનો અર્થ magnitude વિસ્તૃતા થાય છે. આપણે ક્ષેત્રમા પથરાયેલ વસ્તુને વિસ્તારવાળી કહીએ છીએ, એટલે વિસ્તૃતાની આપણી કલ્પના ક્ષેત્રને ઉદ્દેશીને છે, આ પ્રકારના વિસ્તૃત પદાર્થને of extensive magnitude દિશામા પથરાયેલ વિસ્તારવાળો કહેવાય છે, પણ વિસ્તાર જેમ ક્ષેત્રને ઉદ્દેશીને હોય છે તેમ અંતર્ગત પણ હોઇ શકે જેને intensive magnitude કહેવામા આવે છે

ધ્યાનમાં આત્મઅંતર્મુખ થતા આત્માના અનેક ભાવો પ્રતીત થાય છે જેમ જેમ અંતર્મુખ જોઇએ તેમ તેમ આત્મામા જુદા જુદા ભાવો જણાય છે આ પ્રકારનુ અંતર્મુખ આત્મદર્શન વિસ્તારવાળુ છે પણ તે વિસ્તાર મૂર્તતાવાળો નથી અંતર્ગત વિપુલતાવાળો ( of intensive magnitude ) છે તે પ્રમાણે કાળને પણ અંતર્ગત વિપુલતાવાળો માનવાનો છે તત્વજ્ઞાની પેરી લખે છે કે temporal processes are not merely extensive magnitudes, like velocity it has intensive magnitude ટૂંકામાં કાય શબ્દનો અર્થ magnitude ( વિસ્તૃતા ) કરવામા આવે અને વિસ્તૃતા અંતર્ગત (intensive) પણ હોય છે એવુ માનવામાં આવે તો કાળને પણ એક અસ્તિકાય of intensive magnitudeવાળો માનવામા વિજ્ઞાન કે તર્કનો દોષ આવતો નથી. કાળને આગમમા અસ્તિકાય કહ્યો નથી તે ક્ષેત્રકૃત વિસ્તૃતાની અપેક્ષાએ કહ્યો નથી પણ અંતર્ગત વિપુલતાની દૃષ્ટિએ તો તેમા પણ અસ્તિકાય માનવામા દોષ જણાતો નથી, માટે જ શ્રી સિદ્ધસેને કહ્યુ છે કે આગમમા પાચ અસ્તિકાય કહ્યા છે તેટલા ઉપરથી જ કાળદ્રવ્યની અસ્તિકાયતા નકારવી વ્યાજબી નથી. ( અપૂર્ણ )

# मोक्षार्थिना प्रत्यहं ज्ञानवृद्धिः कार्या ।

આ માસિકના મુખપૃષ્ઠ પરનું ઉપરનું સૂત્ર પ્રત્યેક સુજ્ઞ વાંચકનું ધ્યાન રહેંજે ખેંચે છે. તેનો ભાવાર્થ તદ્દન સરલ છતાં પણ ઘણો જ અર્થગંભીર અને રહસ્યપૂર્ણ હોઇ મુમુક્ષુ જને તેનુ પ્રતિદિન રટણ કરતા રહી હમેશાં તેનો અમલ કરતા રહેવાની જરૂર છે. 'મોક્ષના અર્થી પુરુષે હમેશાં જ્ઞાનવૃદ્ધિ કરવી જોઇએ' એ રીતે તેનો શબ્દાર્થ ઘટી શકે છે.

જૈનદૃષ્ટિએ-**कृत्स्नकर्मक्षयो मोक्षः** એ શબ્દોથી મોક્ષની ટૂંકી વ્યાખ્યા થઈ શકે-સકલ કર્મના ક્ષયને મોક્ષ કહી શકાય. આત્મા-નાના મોટા પ્રત્યેક જીવનો આત્મા અનાદિ કાળથી અનેક પ્રકારના કર્મોથી સંકળાયેલો-બંધાયેલો હોવાથી, તે તમામ પ્રકારના કર્મોનો સર્વાંશે ક્ષય-નાશ થતા તે આત્મા મુક્ત દશાને પામે છે એટલે તે આત્માનો મોક્ષ થાય છે અર્થાત્ આત્મા પરમાત્મદશા પ્રાપ્ત કરે છે જુદી જુદી તમામ આર્ય સંસ્કૃતિ મુખ્યત્વે વૈદિક, બૌદ્ધિક કે જૈન ઉપર જણાવેલા અર્થને માન્ય રાખે છે.

મુક્તદશા-પરમાત્મસ્થિતિ પ્રાપ્ત કરવા માટે ઉપર જણાવેલ જુદી જુદી સંસ્કૃતિઓ ભલે જુદા જુદા માર્ગો અને સાધનોને પોતપોતાની સાપ્રદાયિક દૃષ્ટિએ આગળ કરતી હોય છતા પણ મુક્ત દશાની કલ્પના તો બધી સસ્કૃતિઓની એક જ પ્રકારની છે મુક્તદશા પ્રાપ્ત કર્યા પછી-સાદિ અનંત કાળ સુધી એટલે મુક્તદશાની શરૂઆતથી તે અનંતાકાળ સુધી મુક્તાત્માને-પરમાત્મદશાએ પહોચેલા આત્માને-સચ્ચિદાનંદમય સ્થિતિમા જ રહેવાનું પ્રાપ્ત થાય છે.

વિષયાભિલાષી-પુદ્ગલાનંદી જીવોને સચ્ચિદાનંદનો સાચો ખ્યાલ આવવો ઘણો જ મુશ્કેલ છે. શાસ્ત્રવિશારદ તત્ત્વજ્ઞાનીઓ પણ આ અનુપમેય વસ્તુનુ વર્ણન સહસ્ર જિહ્વાથી કરવા ઉદ્યુક્ત થાય તો પણ તેમનાથી તે યથાતથ્ય પૂરેપૂરું થઇ શકે તેમ નથી. તેની સાથે સરખાવી શકાય તેવી કોઇ વસ્તુ ચૌદ રાજલોકમા અસ્તિત્વ ધરાવતી નથી. જ્ઞાની મહાત્માઓને પણ આવી અગમ્ય-અરૂપી વસ્તુનું વર્ણન "नेति-नेति" શબ્દોથી જ કરવાનું રહે છે. જ્ઞાની પુરુષો પોતાની સર્વ શક્તિઓ ફોરવીને-જનકલ્યાણ નિમિત્તે તેનુ વર્ણન કરવા પ્રયાસ કરે તો પણ જડ-બુદ્ધિ પુરુષોની સમજશક્તિમા ઉચ્ચ કોટીની ગ્રાહ્યશક્તિ-( grasping power )નો ઉપયોગ કર્યા છતા પણ આવવું મુશ્કેલ છે

શાસ્ત્રવિશારદ-યુગપ્રધાન શ્રી હરિભદ્રસૂરિજી પોતાના ૩૨ મા મોક્ષાષ્ટકમા નીચે મુજબના શ્લોકોથી આપણને મોક્ષનું સ્વરૂપ સમજાવે છે.

कृत्स्नकर्मक्षयान्मोक्षो, जन्ममृत्य्वादिवर्जितम् ।
सर्वबाधाविनिर्मुक्त, एकान्तसुखसङ्गतः ॥ १ ॥

यन्न दुःखेन संभिन्नं, न च भ्रष्टमनन्तरम् ।
अभिलाषापनीतं यत्तज्ज्ञेयं परमं पदम् ॥ २ ॥

× × ×

अपरायत्तमौत्सुक्यरहितं निष्प्रतिक्रियम् ।
सुखं स्वाभाविकं तत्र नित्यं भयविवर्जितम् ॥ ७ ॥

परमानन्दरूपं तद्गीयतेऽन्यैर्विचक्षणैः ।
इत्थं सफलकल्याणरूपत्वात्साम्प्रतं ह्यदः ॥ ८ ॥

संवेद्यं योगिनामेतदन्येषां श्रुतिगोचरः ।
उपमाभावतोऽव्यक्त-मभिधातुं न शक्यते ॥ ९ ॥

**ભાવાર્થ**—જન્મમરણાદિ રહિત, કોઈપણ પ્રકારની બાધા વિનાના એકાન્ત સુખ-આનંદ-યુક્ત મોક્ષ, સકળ કર્મના ક્ષયથી પ્રાપ્ત થાય છે. (૧) જે પદ-સ્થાન દુઃખમિશ્ર નથી, જે ઉત્પન્ન થયા પછી કદી ક્ષીણ-નષ્ટ થવાનું નથી, જે સદૈવ ઇચ્છાથી રહિત છે તે પરમ પદ-મોક્ષ સમજવું. (૨) મોક્ષમાં સુખ તદ્દન સ્વતંત્ર, ઉત્સુકતા-આકાંક્ષા-અધીરાઈ રહિત, કોઈ પ્રકારના વિઘ્ન વિનાનું, સ્વાભાવિક, નિત્ય-ત્રૈકાલિક અને ભયમુક્ત છે. (૭) આથી જૈનેતર વિદ્વાનોએ પણ મોક્ષસુખને પરમાનંદરૂપ કહ્યું છે. આ રીતે સકળ કલ્યાણરૂપ હોવાથી તે જ સાંપ્રત-યુક્ત-ઇષ્ટ છે. (૮) માત્ર કેવળીઓને તે સુખ અનુભવગમ્ય છે જ્યારે બીજાને તે શ્રવણગમ્ય છે. વળી એવી એક ઉપમા નથી જેથી તેને સ્ફુટ કહી શકાય. (૯)

ઉપરનો ભાવાર્થ એટલો સરળ, સ્પષ્ટ અને બુદ્ધિગમ્ય છે કે તેનું સવિસ્તર વિવેચન કરી લેખ લંબાવવાનુ યોગ્ય જણાતું નથી. પરમપદ-અક્ષયધામ-પરમાત્મસ્વરૂપ-શિવસુખ-અજરામર સ્થિતિ-પરમાનંદરૂપ-એકાન્ત સુખમય સ્વરૂપની પ્રાપ્તિ માટે સૌ કોઈ શિષ્ટ જનો પોતાના આંતરપ્રદેશમાં ઉત્કટ ભાવના રાખે છે, પરંતુ તે કંઈ તથા-પ્રકારના સતત ઉદ્યમ, જ્ઞાન, તપ-જપરૂપ અનેક પ્રકારની શાસ્ત્રવિહિત ક્રિયા અને શુદ્ધ હૃદયપૂર્વકના પ્રયાસ સિવાય પ્રાપ્ત થઈ શકે તેમ નથી. અનેકાનેક મહાન્ ધર્મધુરંધર પુરુષોના જીવનચરિત્રોના અભ્યાસથી આપણને સુવિદિત છે કે મોક્ષપ્રાપ્તિ એ સામાન્ય નજરે ઘણી જ દુર્ઘટ ઘટના છે. મોક્ષમાર્ગ પ્રત્યેના પ્રયાણમાં ક્રમશઃ આગળ વધે જનાર ખડવીર પુરુષોને પણ અનેક પ્રકારના ઉપસર્ગો-પરીષહો અને મુશ્કેલીઓ સહન કરવાની હોય છે અને કેટકેટલા અંતરાયો, પ્રત્યાઘાતો અને વિઘાતક તેમજ સંતાપજનક બનાવોનો સામનો કરવાનો રહે છે. મોક્ષની પ્રાપ્તિ માટે-સાધ્ય વસ્તુની સિદ્ધિ માટે શાસ્ત્રકારોએ જે જે અનેક પ્રકારની સાધન-સામગ્રીના ઉપયોગ માટે આપણને ફરમાન કરેલ છે તે તમામ સાધનો પ્રથમ તો આપણને સુસ્પષ્ટ અને હૃદયંગમ થવા જોઈએ અને તેમ થયા બાદ તે તે સાધનોના ઉપયોગ માટે આપણે ખડે પગે-અતુલ બળથી પ્રયાસ કરવા માટે સતત ઉદ્યમશીલ બનવું જોઈએ.

અક્ષયધામ અને મોક્ષસુખની સામાન્ય રીતે મોટી મોટી વાતો કરનારા ઘણા મનુષ્યો નજરે પડે છે, પરંતુ તત્ત્વદર્શી અને યોગી પુરુષોની નજરે તે કેટલું કષ્ટસાધ્ય છે અને તેની પ્રાપ્તિ માટે કેટકેટલા બનો કરવા પડે છે, કેવા કેવા સાધનોનો કેવી રીતે ઉપયોગ કરવો પડે છે તેનો સાચો ખ્યાલ વિરલા મનુષ્યોને જ હોય છે. મોક્ષની પ્રાપ્તિ પછી

જૈન દૃષ્ટિએ તેમ જ અન્ય આર્ય સંસ્કૃતિની દૃષ્ટિએ મુક્તાત્માને **पुनरपि जननं पुनरपि मरणं पुनरपि जननीजठरे शयनं ।** ની પરિસ્થિતિમાં અટવાવાનું રહેતું નથી. જન્મ-જરા-મરણનો અંત આવે છે. દેહ ધારણ કરવાપણું રહેતું નથી. મુક્તાત્માઓ-સિદ્ધના જીવો-સદૈવ સ્વસ્થ જ હોય છે. તેઓ સદૈવ પોતાના જ્ઞાનાનંદમાં જ લયલીન હોય છે. તેમને આ લોક કે પરલોકના જીવોની કાંઇ પડી નથી. સકળ કર્મનો ક્ષય થયેલ હોવાથી મુક્તાત્માને નવા કોઇ પણ પ્રકારના કર્મબંધનું કારણ રહેતું નથી. ભવબીજના અંકુરોને જન્મ આપનાર રાગ-દ્વેષાદિ દોષો તેમના સર્વથા ક્ષય થયેલા હોવાથી આ સંસારચક્રમાં તેમના ભવભ્રમણનો અંત આવેલો હોય છે. મુક્તાત્માઓને ફરી પાછા જન્મ-જરા-મરણ અને ભવભ્રમણ રહેતા હોય તો પછી તેમની મુક્તદશાનો કંઇ અર્થ જ નથી.

મુક્તાત્માની ઉપર મુજબની નિશ્ચિત પરિસ્થિતિ છતાં પણ શ્રીમદ્ ભગવદ્ગીતાના ચોથા અધ્યાયના નીચે મુજબના શ્લોકોને કઇ રીતે ઘટાવવા તે એક વિચારણીય પ્રશ્ન છે.

**यदा यदा हि धर्मस्य, ग्लानिर्भवति भारत ! ।**
**अभ्युत्थानमधर्मस्य, तदात्मानं सृजाम्यहं ॥ ७ ॥**
**परित्राणाय साधूनां, विनाशाय च दुष्कृताम् ।**
**धर्मसंस्थापनार्थाय, संभवामि युगे युगे ॥ ८ ॥**

**ભાવાર્થ:**—હે ભારત ! જ્યારે જ્યારે ધર્મની હાનિ તથા અધર્મનો વધારો થાય છે ત્યારે ત્યારે હું આત્માને સર્જું છું; તથા સાધુજનોના રક્ષણ માટે, દુષ્ટ કર્મ કરનારાઓના વિનાશ માટે તથા શુદ્ધ ધર્મની સ્થાપના માટે યુગે યુગે હું પ્રકટ થાઉં છું.

ઉપરના ભાવાર્થમાં જણાવ્યા મુજબ પરમ લોકકલ્યાણની ભાવના, સાધુપુરુષોનું સંરક્ષણ, દુષ્ટ કર્મ કરનારાઓનો વિનાશ અને શુદ્ધ ધર્મની સ્થાપના વિગેરે ઉત્તમોત્તમ શુભ ભાવનાપોષક હેતુઓ માટે પરમાત્મદશા પ્રાપ્ત થઇ ચૂકેલ મુક્તાત્માને પણ આ સંસાર-ચક્રની ઘટમાળમાં યુગે યુગે જન્મ ધારણ કરવાની ફરજ પડતી હોય તો પછી મોક્ષની સાર્થકતા જ ક્યાં રહી ?

મુક્તાત્માને બધા કર્મોનો સર્વથા ક્ષય થઇ ગયો હોય છે એટલે કયા કર્મના પ્રતાપે તેમને ફરી જન્મ ધારણ કરવાપણું રહે તે સમજી શકાતું નથી. જેમને પોતાને માટે કે બીજા કોઇને માટે કંઇ પણ કરવાપણું ન રહેલું હોય તેમને જન્મ-મરણના ફેરામાં પાછા શા માટે અટવાવું પડે ?

આપણે આગળ કહી ગયા તે મુજબ જ મોક્ષનું સાચું સ્વરૂપ સમજવાનું હોય તો પછી તેમાં ફરી જન્મ-મરણની ફાચરો ઊભી કરવાનો શું અર્થ ? આર્ય સંસ્કૃતિની શુદ્ધ ભાવના ધરાવતા તમામ દર્શનો તો મોક્ષના સ્વરૂપને ઉપરના જ અર્થમાં માન્ય રાખે છે, આ લોકમતવાદીઓ જ આ બધા દર્શનો કરતાં જુદા પડે છે.

**વૈદિક,** બૌદ્ધિક અને જૈન સંસ્કૃતિ પ્રમાણે જ્યારે મોક્ષનું સ્વરૂપ જન્મ-મરણના અભાવના પરિણામરૂપે સમજવામાં આવતું હોય તો પછી ઉપર કહેલ શ્લોકોનું રહસ્ય કઇ રીતે ઉકેલવું ?

જૈનદૃષ્ટિ મુજબ તો હિંમતથી એટલું જ કહી શકાય કે ઉપરોક્ત શ્લોકોમાં જણાવેલ હેતુઓ માટે કોઈ મહાનુભાવ પુરુષો પોતાનું જીવન સાર્થક કરતા જણાતા હોય તો તેમને મુક્તદશામાંથી આ દુનિયામાં ઉતરી આવેલા હોવાનું માની લેવા માટે આપણે તૈયાર નથી. પુણ્યબળના પ્રતાપે આવા મહાનુભાવ પુરુષોને ઘણી સારી દશા-સ્થિતિ આવતા ભવમાં-હવે પછીના ભવમાં પ્રાપ્ત થાય અને સંવર તેમજ નિર્જરાના પ્રતાપે સકળ કર્મનો ક્ષય થતાં પરમાત્મદશા કે મુક્તદશા પણ પ્રાપ્ત થાય એ બનવાજોગ છે, પરંતુ મુક્તદશામાંથી તેઓ આ દુનિયામાં ઉતરી આવ્યા હોય એમ માનવાને કોઈપણ પ્રકારનું સબળ અને વાસ્તવિક કારણ જણાતું નથી.

વીતરાગ દશામાં રહેલ મુક્તાત્માઓને લોકકલ્યાણ માટે પણ આ દુનિયામાં આવવાનો-જન્મ ધારણ કરવાનો અવકાશ જ ( Scope ) કઈ રીતે હોઈ શકે ! આ દૃષ્ટિએ વિચાર કરતાં ગુર્જર સાક્ષર સદ્ગત રમણભાઈના મત મુજબ-યુગે યુગે શબ્દોને બદલે **ક્ષણે ક્ષણે** શબ્દો ગોઠવીએ-અને જ્યારે જ્યારે-જે જે ક્ષણે-ધર્મની ગ્લાનિ અને પાપનો પ્રચાર તેમજ સંત-સાધુપુરુષોને પીડા ઉપસ્થિત થવાના-હદ ઉપરાંત વધી જવાના પ્રસંગો આવી પડે ત્યારે કુદરત( nature )ની જ કંઈક સુખદ ઘટનાથી આપોઆપ મહાનુભાવ પુરુષોનો આવિર્ભાવ થઈ પડે અને જનસમુદાયમાં શાંતિનું વાતાવરણ ફેલાવા પામે. વળી એવી પણ ઘટના કરી શકાય કે પાપકર્મમાં રચ્યાપચ્યા રહેનાર પાપી આત્માઓનો અંતરાત્મા ( conscience ) તો ક્ષણે ક્ષણે તેમને ડંખતો જ હોય છે અને પહેલે ધડાકે તો તેમને પણ પાપકર્મમાં આગળ-વધતા જતાં કંઈ અટકાયત જ કરે છે, પરંતુ પાપવાસનાઓની પ્રબળતા શુદ્ધ અંતઃકરણના અવાજને-અંતરાત્માના ધ્વનિને દાબી દે છે, છતા પણ આખરી વિજય તો ન્યાયનીતિપૂર્ણ શુભ પ્રકૃતિનો-શુદ્ધ પ્રવૃત્તિનો જ છે.

ઉપરના વિવેચનથી સ્પષ્ટ થાય છે કે સર્વ કોઈ ભવી જીવોનું સાધ્ય મોક્ષપ્રાપ્તિ જ હોય છે અને અનેક દૃષ્ટિએ વિચાર કરતાં તે ઉપયુક્ત જ જણાય છે. હવે એ જ વિચાર કરવાનો રહે છે કે આમાં ઉત્તમોત્તમ સાધ્યની સિદ્ધિ માટેના સાધનો કયા કયા અને તેની કઈ રીતે પ્રાપ્તિ થઈ શકે અને સાધનોની પ્રાપ્તિ થતા સાધ્યની સિદ્ધિ માટે-મોક્ષપ્રાપ્તિ માટે તે સાધનોનો કઈ રીતે ઉપયોગ કરવો ?

શાસ્ત્રકારોએ કેવલ નિઃસ્વાર્થ વૃત્તિથી-પરમાર્થબુદ્ધિથી લોકકલ્યાણની ભાવનાથી મોક્ષપ્રાપ્તિ માટે-સાધ્યસ્થાને પહોંચવા માટે જુદા જુદા અનેક સાધનો અને રસ્તાઓની યોજના કરેલી છે. જુદા જુદા વિચારના-નીસરણીના નીચા-ઊંચા પગથિયા ઉપર ઊભેલા મુમુક્ષુ જનો-મોક્ષાર્થી ભવ્ય પ્રાણીઓ માટે તેમના યથોચિત અધિકાર મુજબ આ બધા સાધનોની યથાતથ્ય ઉપયોગિતા સ્વતઃ સિદ્ધ જણાય છે. શ્રીમાન્ હરિભદ્રસૂરિ મહારાજ પોતાના અષ્ટકમાં નીચે મુજબના શ્લોકથી આ હકીકતને પુષ્ટિ આપતા જણાય છે.

अधिकारिवशाच्छास्त्रे, धर्मसाधनसंस्थितिः ।
व्याधिप्रतिक्रिया तुल्या विज्ञेया गुणदोषयोः ॥

**ભાવાર્થ:**—રોગના ઉપાયોની વ્યવસ્થા સમી શાસ્ત્રોમાં (કહેલી) ધર્મના સાધનોની વ્યવસ્થા (તેમના) ગુણદોષની બાબતમાં અધિકારીની અપેક્ષાએ જાણવી.

આ બધા સાધનોમાં પ્રત્યેક ધર્મશાસ્ત્રો **જ્ઞાનની** જ મુખ્યતા પ્રતિપાદન કરતા જણાય છે. પ્રત્યેક બાબતમાં તે તે વસ્તુના જરૂરી જ્ઞાન વગર કોઇપણ મનુષ્યથી એક પણ ડગલું આગળ ભરી શકાતુ નથી. **ज्ञानेन हीनाः पशुभिः समाना** એ સર્વમાન્ય સૂત્રઅનુસાર જ્ઞાન વગરના મનુષ્યોને પશુની જ કોટીમાં મૂકી દેવામાં આવેલ છે. જ્ઞાનની જ તરતમતા અને મહત્ત્વતા ઉપર મનુષ્યજીવનનો મુખ્ય આધાર રહેલો છે. આમ છતાં પણ આ **જ્ઞાન** તદ્દન શુષ્ક જ્ઞાન હોવું જોઇએ નહિ. એકલા જ્ઞાનમાત્રથી જ કોઇપણ વસ્તુની સિદ્ધિ નથી અને તેથી જ **ज्ञानक्रियाभ्यां मोक्षः** એ સૂત્ર આપણને ફરમાવે છે કે એકલું જ્ઞાન તદ્દન પાંગળું છે અને એકલી ક્રિયા તદ્દન અંધ છે, પરંતુ બંનેના યોગથી જ્ઞાનપૂર્વકની ક્રિયાથી જ મનુષ્ય, સંસાર–વ્યવહારમાં તેમ જ ધાર્મિક અભ્યુત્થાનમાં યથેચ્છ ગતિ કરી શકે છે–પ્રગતિમાં આગળ વધી જાય છે. સામાન્ય જીવનવ્યવહારમાં જ્ઞાનની વૃદ્ધિ જે રીતે, કાર્યસિદ્ધિમાં–આર્થિક પ્રાપ્તિમા–સુખ સગવડ અને માનમરતબામાં વધારો કરવામાં–સાધનોની વિપુલતાનો વિસ્તાર વધારવામા ઉપયોગી થઇ પડે છે તેવી જ રીતે ધાર્મિક ક્ષેત્રમાં મુમુક્ષુ જનોને–મોક્ષાર્થી પ્રાણીઓને પણ **જ્ઞાનની** વૃદ્ધિ સાધ્ય વસ્તુની સિદ્ધિ પ્રાપ્ત કરવામાં અનેક રીતે ઉપયોગી થઇ પડે છે,

મૂળ સ્વરૂપે આત્મા અનંત જ્ઞાનનો ધારક–જ્ઞાનમય જ છે, પરંતુ અનેક પ્રકારના કર્મોના આવરણોને લીધે–કર્મોની પ્રબળતાના પ્રમાણમાં આત્માની જ્ઞાનશક્તિ રુંધાઈ–ઢંકાઇ ગયેલ છે એટલે જ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમ પ્રમાણે જ્ઞાનશક્તિમાં વધારો થતો રહે છે, પરંતુ બે હાથ જોડી બેસી રહેવાથી–ભાગ્ય અને ભવિતવ્યતા ઉપર આધાર રાખી નિષ્ક્રિય સ્થિતિમાં મુગ્ધપણે વખત ગુમાવવાથી જ્ઞાનવૃદ્ધિ થઇ શકતી નથી. તે માટે સતત અતુલ બળથી–સદા ય ઉત્સાહથી પ્રયાસ કરતા રહેવાની જરૂર છે.

જ્ઞાનવૃદ્ધિ માટેના આવા પ્રયાસમાં જેટલું વધારે બળ આપણે રેડી શકીએ તેટલું રેડવાની જરૂર છે અને તે આપણા ઐહિક તેમ જ પારલૌકિક લાભમાં પરિણમે તેમ છે.

ઐહિક લાભમાં જ તૃપ્તિ માની લેનારાઓ જે રીતે જ્ઞાનવૃદ્ધિના કાર્યમાં રચ્યાપચ્યા–મશગૂલ રહે છે અને જેટલી હદે જ્ઞાનવૃદ્ધિ કરી શકે છે તે જોતાં સહેજે ખ્યાલ બાંધી શકાય છે કે પારલૌકિક સુખની પ્રાપ્તિ માટે–મોક્ષપ્રાપ્તિ માટે મુમુક્ષુ જનોએ કેટલી બધી જ્ઞાનવૃદ્ધિ કરવી જોઇએ? અને તે વસ્તુ બરાબર ધ્યાનમાં રાખીને જ ઉપરના સૂત્રકારે આપણને પ્રતિદિન જ્ઞાનવૃદ્ધિ કર્યે જ જવાનું ફરમાન કરેલ છે.

ઐહિક વિષયોમા જ્ઞાનવૃદ્ધિ કર્યે જનારાઓ–દ્રવ્યપ્રાપ્તિ નિમિત્તે યા તો કીર્તિની લાલસા ખાતર અગર તો પોતાના હૃદયના સંતોષ માટે કે શોખ ખાતર જે તે વિષયોના પારગામી બનવાનો( experts ) પ્રયાસ કરી રહ્યા હોય છે અને તેમાં એટલા બધા તલ્લીન થઇ જાય છે કે **देहं पातयामि वा कार्य साधयामि**નું સૂત્ર આગળ કરીને તેઓ ભૂખ–તરસ–શારીરિક શ્રમ–તકલીફ કે દ્રવ્યના ભોગની પણ પરવા કરતા નથી. અવનવી શોધખોળોમાં તેઓ રાતદિવસ મચી રહેલા હોય છે. પાપ–પુણ્ય કે ધર્મ–અધર્મનો પણ તેમને કંઇ હિસાબ

નથી હજારો મનુષ્યોનો સંહાર કરી સીધો એક તડાકે બને તેટલા વખતમા થઇ શકે તેવા શસ્ત્રાસ્ત્રો અને વિઘાતક વસ્તુઓની શોધ-ખોળ પાછળ મંડ્યા રહે છે શ્રમજીવીઓના ભોગે, મનુષ્યો પોતાના શારીરિક શ્રમથી જે ઉત્પાદન કરી શકે છે તે યાંત્રિક મદદથી ઉત્પન્ન થઇ શકે તેવી શોધો આ યાંત્રિક યુગમા થઇ રહેલ છે અને વૈજ્ઞાનિક વિષયોમા જમાનો યાંત્રિક ઝડપે જે રીતે આગળ વધી રહેલ છે તે બધી બાબતોનુ વિસ્તારથી વિવેચન કરવાનુ આ સ્થાન કે પ્રસંગ નથી, છતા પણ સહેલાઇથી સમજી શકાય તેમ છે કે આવા બધા પ્રયાસોને પારલૌકિક સુખની પ્રાપ્તિ માટે-ધર્મબુદ્ધિથી ધાર્મિક વિધિ-વિધાનો અને કાર્યપ્રણાલિકામા વાળવામા આવે તેવા પ્રકારના જ્ઞાનની વૃદ્ધિ મુમુક્ષુ જનો માટે ઘણી હિતકર અને લાભદાયી છે

ज्ञानस्य फलं विरति• એ મહાસૂત્ર અનુસાર-જે જ્ઞાનપ્રાપ્તિથી-જ્ઞાનના ફળ રૂપે-વિરતિ પામી શકાય, દેહાધ્યાસ મટી વૈરાગ્ય રંગની જમાવટ કરી શકાય, વિષયાભિલાષને સ્થાને આત્મકલ્યાણ સાધી શકાય તેવા જ્ઞાનની મોક્ષાર્થી પ્રાણીને ખાસ કરીને જરૂર છે અને તેવા ભવ્ય પ્રાણીએ તે પ્રકારની જ્ઞાનની જ પ્રતિદિન વૃદ્ધિ કર્યે જવાની રહે છે રાત્રે સૂતી વખતે યા તો એક માસ કે છેવટ વરસની આખરે ભાવનાશીલ-મુમુક્ષુ મનુષ્યે વિચારી જવુ જોઇએ કે આવા ઉપયોગી જ્ઞાનમા તે કેટલી વૃદ્ધિ કરી શકયો છે? જે કંઇ વૃદ્ધિ થઇ શકી છે તેના કરતા વધારે વૃદ્ધિ થઇ શકી હોત કે કેમ? અને તે કેવા ઉપાયોથી થઇ શકી હોત? તે બધી બાબતોનો અનેક દૃષ્ટિથી વિચાર કરી લઇ ભવિષ્યને માટે સુઘટિત નિર્ણય કરી લેવાની જરૂર છે અને તે નિર્ણય મુજબ કાર્યક્રમની વ્યવસ્થા કરી લેવી જોઇએ. પ્રથમથી જ-અગાઉથી જ જે મહાનુભાવ પુરુષો પોતાના જીવનભરનો કાર્યક્રમ સુવ્યવસ્થિત રીતે નક્કી કરી તે મુજબ આગળ ધપે જાય છે તેઓ જ પોતાના આત્માનુ કલ્યાણ કરી-સાધ્ય નજીક પહોચવા ભાગ્યશાળી થઇ શકે છે

વકીલ ન્યાલચંદ લક્ષ્મીચંદ-સાદરા

## ટૂંકું ને ટચ.

૧ નેપોલીયનની ડીક્ષનેરીમા અશક્ય શબ્દ જ નહોતો અર્થાત્ તે કોઇ પણ કાર્ય અશક્ય માનતો નહોતો

૨ એક વિદ્વાને પોતાની ચોપડીમા અપ્રિય એવી ભુલ ચુપાચુપ ઉપડી ગયાનુ કહ્યુ ત્યારે બીજાએ કહ્યુ કે તેને ત્યા ખાતર પડયુ હશે

૩ નિયમિતતા જરૂરની છે પણ તેની હદ હોવી જોઇએ અનુકૂળતા અનુસાર તેમા ફેરફાર કરવો જોઇએ

૪. સવારે બ્રાહ્મ મુહૂર્ત્તે ઊઠવુ એ સ્વસ્થતાનુ સૂચક છે, પરંતુ તેમા પરિસ્થિતિનો વિચાર કરવો જોઇએ

૫ 'થોડુ લખ્યુ ઘણુ કરી વાચજો' એનો તાત્પર્ય વિચારશો

૬ એક કવિ કહે કે-'હુ કવિતા કેમ કરુ છુ તે જાણો છો?' બીજાએ ઉત્તર આપ્યો કે-'બીજુ કાંઇ સૂઝતુ નથી માટે'

૭. આપણી આંખ સામે કયું યુદ્ધ ચાલી રહ્યું છે ? ઉત્તર-કષાયથી છતાયેલાઓનું વાગ્યુદ્ધ.

૮. આપણા પર કારભાર ચાલે છે કે કરભાર ?

૯. છરી પર તડબુજ પડે કે તડબુજ ઉપર છરી પડે પણ કપાય તો તડબુજ જ એ યાદ રાખવું.

૧૦. લડાઇ એ રાજપુરુષોના ગુન્હાની શસ્ત્રક્રિયા છે.

૧૧. બુદ્ધિવાદના આ જમાનામાં પરપ્રાંતોનું થોકડાબંધ સાહિત્ય વિવેક-વિચાર વિના અહીં ઉતર્યે જ જાય છે.

૧૨. એશીઆને લડાઇના પરિણામ કરતાં સુલેહના પરિણામનો ભય વધારે છે.

સં. કુંવરજી

## એક મિત્રનો પત્ર

એક સજ્જન પોતાના મિત્ર પ્રત્યે લખે છે કે-તમારો પત્ર લખતાં પ્રારંભમાં તમને શું વિશેષણ લખવું ? તેનો વિચાર કરી **સૌજન્યસુધાસાગર !** એમ લખ્યું પણ પછી તેના અર્થનો વિચાર કરતાં તે વિશેષણ તો વધારા પડતું લાગ્યું એટલે **સાગર** શબ્દ કાઢીને **કુંડ** શબ્દ લખ્યો. તેના અર્થનો પણ વિચાર કરતાં તેમાં અતિશયોક્તિ લાગી, કારણ કે સુધાનો કુંડ તો સ્વર્ગલોકમાં હોય છે અને તેની રક્ષા અથવા સેવા દેવો કરે છે એટલે તે શબ્દ કાઢી નાખી **બિંદુ** શબ્દ લખ્યો. બિંદુ પણ કોનું ? સૌજન્ય સુધાનું કે જે એક બિંદુથી પ્રાણી **અમર** થઇ જાય છે. અહીં અમર એટલે મૃત્યુ ન પામે એવો અર્થ નહીં પણ દીર્ઘ કાળ સુધી નિરોગીપણે જીવે તેવો અર્થ. આવી સ્થિતિવાળા દેવોને આપણે **અમર** કહીએ છીએ, જો કે તે પણ મૃત્યુ તો પામે જ છે.

હવે આ વિશેષણ બરાબર છે કે કેમ ? તેનો વિચાર કરતાં એમ ઠીક લાગ્યું કે તમે કેવા વિશેષણને યોગ્ય છો ? તે આપને જ પૂછવું. આનો જવાબ લખવામાં આત્મપ્રશંસાની ભીતિ ન રાખશો, કારણ કે આ વિચારણા તો આપણી બેની વચ્ચેની જ છે, જાહેરમાં મૂકવાની નથી.

પત્રના લેખકો વિશેષણો તો ગૃહસ્થોને તેમજ મુનિરાજ વિગેરેને ઘણા લખે છે, પરંતુ તેનો અર્થ વિચારતા હોય એમ જણાતું નથી. જો વિચારતા હોય તો ખુશામતની ટેવ ન હોય એવા બંધુઓ અણઘટતા વિશેષણો ન લખે. આ તો સામાન્ય વાત થઇ.

સૌજન્ય-સજ્જનતા એ તો અપ્રતિમ ગુણ છે. એ ગુણ ધારણ કરનારને ધન્યવાદ આપવો જોઇએ. એવા મિત્રો પરસ્પરના આત્માનું હિત ચિંતવે છે અને એકબીજાને ગુણીયલ બનાવે છે. ભાગ્યશાળીને જ એવો મિત્ર મળે છે.

કુંવરજી

# પ્રશ્નોત્તર

( પ્રશ્નકાર:-મુનિ સુબોધવિજયજી )

(અનુસંધાન પૃ. ૨૭૩ થી)

પ્રશ્ન ૨૭—જીવને દ્રવ્યક્રિયાની જરૂર ક્યાં સુધી હોય ?

ઉત્તર—છઠ્ઠે સાતમે ગુણઠાણે વર્તે ત્યાં સુધી હોય.

પ્રશ્ન ૨૮—યુગલિકો માંસાહારી હોય ? ઉત્તર—ન જ હોય.

પ્રશ્ન ૨૯—તિર્યંચ યુગલિક કઈ ગતિમાં જાય ? ઉત્તર—દેવગતિમાં જ જાય.

પ્રશ્ન ૩૦—યુગલિકને જાતિસ્મરણજ્ઞાન શા નિમિત્તે થાય ?

ઉત્તર—એના નિમિત્ત અનેક હોય-ખાસ નિમિત્ત જાણ્યા નથી.

પ્રશ્ન ૩૧—પ્રતિક્રમણમાં ઉપધાન કરેલ શ્રાવકને બીજાનું કહેલું વંદિત્તુ કલ્પે ?

ઉત્તર—વંદિત્તુ બીજો કોઈ બોલે તો તે વખતે ઉપધાનવાળો મનમાં બોલ્યા કરે.

પ્રશ્ન ૩૨—વંદિત્તા સૂત્રના કર્ત્તા કોણ ?

ઉત્તર—આવશ્યકસૂત્રમાં વંદિત્તુ કહેલ છે તેથી તે ગણધર મહારાજાની કૃતિ છે.

પ્રશ્ન ૩૩—નિયાણું કરનાર પહેલે ગુણઠાણે જ હોય ?

ઉત્તર—એનો નિયમ નથી. ચોથા વિગેરે ગુણઠાણે વર્તતા પણ નિયાણું કરે છે.

પ્રશ્ન ૩૪—કઇ ગતિના જીવ વિશેષે દેવગતિમાં જાય ?

ઉત્તર—દેવ કે નારકી તો દેવ થતા નથી. તિર્યંચ ને મનુષ્ય થાય છે. મનુષ્ય તો સંખ્યાતા જ છે ને દેવગતિમાં તો સમયે સમયે અસંખ્યાતા ઉપજે છે ને ચ્યવે છે, તેથી મોટો ભાગ તિર્યંચગતિનો જ સમજવો.

પ્રશ્ન ૩૫—અભવ્ય જીવ શા હેતુથી ચારિત્ર ગ્રહણ કરે ને પાળે ?

ઉત્તર—સાંસારિક સુખની અભિલાષાથી લેય ને પાળે.

પ્રશ્ન ૩૬—આવતી ઉત્સર્પિણીના સર્વાનુભૂતિ નામના પાંચમા તીર્થંકર કાર્ત્તિક શેઠના જીવ કહ્યા છે તે કયા કાર્ત્તિક શેઠ સમજવા ?

ઉત્તર—અત્યારે સૌધર્મેન્દ્ર છે તે ન સમજવા; બીજા સમજવા. અન્યત્ર દૃઢકેતુના જીવ કહ્યા છે. તત્ત્વ કેવળીગમ્ય.

પ્રશ્ન ૩૭—કાઉસગ્ગ કરતાં મુહપત્તિ કયા હાથમાં રાખવી ?

ઉત્તર—જમણા હાથમાં રાખવી.

પ્રશ્ન ૩૮—સ્ત્રીઓ ઉપાશ્રયની જેમ ઘરે પ્રતિક્રમણ કરતાં સંસાર-દાવાની ત્રણ સ્તુતિ એક સાથે બોલી શકે ?

ઉત્તર—બોલી શકે.

( ૨ )

( પ્રશ્નકાર—શા. મગનલાલ કંકુચંદ—સાલડીવાળા )

**પ્રશ્ન** ૧—કાળી જીરી અણાહારી છે કે કેમ ?

ઉત્તર—પ્રકરણરત્નસંગ્રહ ભાગ ૩ જામાં અમે અણાહારી વસ્તુઓના નામોનું લિસ્ટ આપ્યું છે તેમાં તે નામ નથી.

**પ્રશ્ન** ૨—લીંબડાના પાંચે અંગ અણાહારી કહે છે તેના નામ જણાવશો.

ઉત્તર—ઉપર જણાવેલી બુકમાં લીંબડાના પાંચ અંગ આ પ્રમાણે અણાહારીમાં કહ્યા છે—૧ મૂળ, ૨ છાલ, ૩ કાષ્ઠ, ૪ પત્ર અને ૫ મહોર.

**પ્રશ્ન** ૩—ત્રિફળા ગૌમુત્ર સિવાય અણાહારી ગણાય ?

ઉત્તર—એ ત્રણ વાના સમભાગે હોય તો ગૌમુત્ર સિવાય પણ અણાહારી ગણાય.

**પ્રશ્ન** ૪—હીમેજ એકલી પણ અણાહારી છે ?  ઉત્તર—અણાહારી છે.

**પ્રશ્ન** ૫—ચૌદ પૂર્વો મૂળ કઇ ભાષામાં હતા ?

ઉત્તર—ચૌદ પૂર્વ સંસ્કૃત ભાષામાં હતા.

**પ્રશ્ન** ૬—તીર્થંકરના વર્ષીદાન વખતે દેવો જે દ્રવ્ય લાવે છે તે લેતાં તેમને અદત્તાદાનનો દોષ લાગે ?

ઉત્તર—ન લાગે, કારણ કે જેના સ્વામી મૂળથી નાશ પામી ગયા હોય તેવું દ્રવ્ય જ તે લાવે છે.

**પ્રશ્ન** ૭—તિર્યંચને ગુણપ્રત્યયી અવધિજ્ઞાન થયાનું દષ્ટાંત આપશો.

ઉત્તર—હલ્લ વિહલ્લના સેચનક હસ્તીને વિભંગજ્ઞાન થયું હતું એવા બીજા દષ્ટાંતો પણ છે.

**પ્રશ્ન** ૮—ગુરુવંદન કરતાં 'ભાતપાણીનો લાભ દેજોજી.' એ વાક્ય યોગ્ય અવસરે જ બોલાય કે કાયમ બોલાય ?  ઉત્તર—યોગ્ય અવસરે જ બોલાય.

**પ્રશ્ન** ૯—પોસાતી ગુરુવંદન કરતી વખતે 'ભાતપાણીનો લાભ દેજોજી' એમ બોલી શકે ?

ઉત્તર—પોસાતી માટે એકાસણું કે આંબેલ કરવા માટે આવેલા આહાર-માંથી તે વહોરાવી શકે છે તેથી બોલી શકે.

**પ્રશ્ન** ૧૦—સ્થાપનાજીને વંદન કરતાં ભાતપાણીનો લાભ દેજોજી એમ બોલાય?

ઉત્તર—ન બોલાય.

**પ્રશ્ન ૧૧**—પાર્શ્વનાથની સ્તુતિમાં 'સાકર સેતી તરણા લેતી, મુખે પશુ ચાવતી' એમ કહેલ છે તેનો અર્થ શું ?

**ઉત્તર**—એ વિશેષણ પ્રભુની વાણીની મીઠાશને અંગે આપેલ છે. તેનો અર્થ એ છે કે-પ્રભુની વાણીની મીઠાશ જોઇને સાકરે તો તેને, ચોંટેલા તરણાને મિષે મોઢામાં તરણું લીધું ને પશુની જેમ ચાવવા લાગી. આ હકીકત સાકરને તરણા ચોંટેલા હોય છે તેને અંગે સમજવી.

**પ્રશ્ન ૧૨**—શ્રી વીરપ્રભુના સ્તવનમાં કહ્યું છે કે-'તે કેમ પરસુર આદરે, જે પરનારી વશ રાચ્યા રે.' તેનો અર્થ શું ?

**ઉત્તર**—એના પ્રથમના બે પદમાં એ કહ્યું છે કે-હે પ્રભુ ! અમે તમારા ગુણની ગોષ્ઠીમાં રાગપૂર્વક રાચ્યામાચ્યા છીએ. એવા અમારી જેવા મનુષ્યો પરનારીમાં લુબ્ધ થયેલા એવા અન્ય હરિહરાદિ દેવને કેમ આચરે-અંગીકાર કરે ? અર્થાત્ ન જ કરે.

**પ્રશ્ન ૧૩**—વંદિત્તાસૂત્રની ૪૩ મી ગાથામાં 'અબ્ભુટ્ઠિઓમિ' કહેલ છે તેનો અર્થ શું ?

**ઉત્તર**—શ્રી વંદિત્તાની ૪૩ મી ગાથામાં અબ્ભુટ્ઠિઓમિ કહેલ છે તેનો અર્થ 'હું કેવળીના કહેલા ધર્મની આરાધના માટે અભ્યુત્થિત-ઉદ્યમવંત થયો છું' એવો છે એટલે તે ગાથા બોલતાં ઊભા થવું.

**પ્રશ્ન ૧૪**—કેટલાક કહે છે કે—ત્રણ સામાયિક ભેળા લેવાય એ વાત બરાબર છે ?

**ઉત્તર**—બરાબર નથી. એક સાથે એક સામાયિક જ લેવાય.

**પ્રશ્ન ૧૫**—પ્રતિક્રમણમાં બાકીના વખતમાં નવકારવાળી ગણીએ તો તે પ્રાયશ્ચિત્તમાં વાળી શકાય ?

**ઉત્તર**—વાળી ન શકાય બરાબર શુદ્ધ ઉચ્ચાર સાથે પ્રતિક્રમણ કરનારને ટાઇમ બચતો જ નથી, બે ઘડી થાય જ છે.

**પ્રશ્ન ૧૬**—ચોથા કર્મગ્રંથમાં સંજ્ઞી પંચેંદ્રિયને અપર્યાપ્તાવસ્થામાં ચક્ષુ દર્શનનો નિષેધ કર્યો છે અને (૬૨) માર્ગણામાં અપર્યાપ્તાને ચક્ષુદર્શન ગણાવ્યું છે. આવા બે મત એક જ કર્મગ્રંથમાં કેમ હોઇ શકે ?

**ઉત્તર**—આનો ખુલાસો સુખલાલજીના કરેલા ચોથા કર્મગ્રંથના બાળાવબોધ... 

કુંવરજી

# પ્રભાવિક પુરુષો

## આચાર્ય યશોભદ્રસૂરિ

" અહા ! કેવું રમણીય સ્થળ છે ? સુંદર સુવાસ પથરાઇ રહી છે ? તરફ ચંપાનું વૃક્ષ તો સામે જ વૃક્ષ, પેલી બાજુ આશોપાલવ તો મેર અશોક જાણે દ્વારપાળ સમા છે. એ બધા કેવળ પરમાર્થભાવે કોને આશ્રય આપે છે અને પોતાના બેરંગી પુષ્પોનો વરસાદ વરસાવી એ ાતર્યા અતિથિઓનું મધુરું સ્વાગત છે. એ કુસુમોની મીઠી પરાગ ગમે સંતપ્ત હૃદયોની પીડા ક્ષણવારમાં ! કરી લે છે અને એને સ્થાને ેની કોઇ અનેરી અને અવર્ણનીય ીઓ પ્રસારી દે છે. માનવી ઘડીભર ાની આધિ, વ્યાધિ અને ઉપાધિને તો રી જાય છે પણ એ સાથે પોતાને પણ જાય છે ! સાચે જ વિશ્વમાં ઉદ્યાનો આરામો એ વિશાળ નગરોના બહિ- આવેલા સાક્ષાત્ નંદનવનો જ છે.

" મારા પર જે સંકટની હારમાળાએ ઇ કરી છે અને એક પછી એક કરતાં વેજયસ્થંભો ઊભા કરતી એ આગે- કરી રહી છે એમાં મૂંઝાઇ ગયેલ મારા માને જો કંઇપણ નિરાંત વળી હોય ક્વળ અત્યારે જ અને આ સ્થાનમાં જ.

" અરે ! પેલું વળી શું સંભળાય છે ? આવા રમણીય ઉદ્યાનમાં-ધીમી ગતિએ કૂચકદમ કરતાં પ્રાતઃકાળમાં-કોઇ સંત વ્યાખ્યાન કરી રહ્યા જણાય છે. ચાલ જીવડા ! એવો લાભ અચાનક સામે આવ્યો છે તો મેળવું. મહાત્માના બે ચાર શબ્દો કેટલીક વાર જીવનપલ્ટો કરી નાખવામાં અગત્યનો ભાગ ભજવે છે પિતાશ્રી વારંવાર કહેતા હતા કે-' પોતાના વ્યવ- સાયમાંથી ગમે તે રીતે થોડો સમય કાઢી મહાત્માની વાણી શ્રવણ કરવી. ' એમ કરવાથી અપૂર્વ લાભ થયાનાં દષ્ટાન્તો શાસ્ત્રમાં મોજુદ છે રોહિણીયા ચોરના જીવનમાં જે પરિવર્તન છેલ્લા તબક્કે આવ્યું એ શ્રી મહાવીરદેવની દેશનાને આભારી હતું. પ્રભવ જેવો બહારવટીઓ ચોર મટીને આચાર્ય બન્યો એ શ્રી જંબુ- કુમારની વાણીનો જ પ્રતાપ છે "

મહાત્માના મુખમાંથી ઉપદેશ-સરિતાનો પ્રવાહ અસ્ખલિત ગતિએ વહી રહ્યો હતો. શ્રોતાઓ એકચિત્તે એનું પાન કરી રહ્યાં હતાં.

" સંસાર તો એકાદા નગરની ભાગોળે આવેલા મુસાફરખાના જેવો છે. મુસાફર- ખાનામાં જેમ વટેમાર્ગુઓ-પથિકો માર્ગ- નો પરિશ્રમ ઉતારવા-વિશ્રાન્તિ મેળવવા થોભે છે તેમ આ સંસારમાં પણ જીવો

પૂર્વકૃત કર્મોનો પરિપાક લણવા જન્મે છે. મુસાફરખાનામાં આવનાર મુસાફરો નથી તો એક જાતિના હોતા કે નથી તો એક ગામના હોતા એમના વ્યવસાયો પણ વિવિધ પ્રકારના હોય છે અને એ કારણે રોકાણનો સમય પણ ઓછોવત્તો હોય છે. સંસારવાસી જીવોનું પણ એવું જ વિચિત્રતાભર્યું વર્તન હોય છે. કોઇ સુખી તો કોઇ દુઃખી; થોડા શ્રીમંત તો બીજા વળી તદ્દન રાંક; કોઇના જન્મ સમયે સાકર વહેંચાઇ હોય તો અમુકના જન્મકાળે ભાગ્યે જ પૂરા ચાર માનવી હાજર હોય! કર્મરાજાના પ્રપંચનો પાર પૂર્ણજ્ઞાની સિવાય બીજો કોઇ પામી શકતો નથી. આ સંસારરૂપી મુસાફરખાનામાં જુદી જુદી ગતિથી આવેલા જીવો પોતાની પૂર્વસંચિત મૂડીના પ્રમાણમા બાપેલ આયુષ્યની મર્યાદા મુજબ ઉછરે છે, મોટા થાય છે અને જાતજાતના વ્યવસાય આરંભે છે; પણ એ બધાનો સમાગમ સમુદ્રમાં તરતાં લાકડા જેવો છે.

यथा काष्ठं च काष्ठं च समेयातां महोदधौ।
समेयातां व्यपेयातां तद्वत् भूतसमागमः॥

મહાસાગરમાં પાણીના જોરે ભિન્ન ભિન્ન દિશામાંથી ધકેલાઇ આવેલ લાકડાંઓ એકઠાં થાય છે, થોડો સમય સાથે તરે છે અને પુનઃ પવનનો ધક્કો લાગતાં જુદી જુદી દિશામાં ફંટાઇ જાય છે! તેવું જ પરિણામ મુસાફરખાનામાં ભેગા થયેલા મુસાફરોનું છે, અને તેવી જ દશા સંસારવાસી જીવડાઓની છે!

'થતાં દરબારનો ડંકો, રહે નવ ગર્વ બંકાનો!' કર્મરાજનું ફરમાન છૂટયું કે બાજી અધૂરી મૂકી ચાલી નીકળવું જ પડે. આટલા સારુ જ્ઞાની પુરુષો વારંવાર ચેતવણી આપે છે કે—

"મહાનુભાવો! એમાં (સંસારના વિલાસોમાં) મૂંઝાયા વગર એનો સદાને માટે અંત આણવાના ઉપાયમાં ચિત્ત લગાવો જ્યાં સતત 'જન્મવું અને મરવું' એ રૂપી અરહટ્ટઘટી ચાલ્યા કરે છે એનાથી છૂટકારો મેળવવો હોય તો આત્મસ્વરૂપની ઝાંખી કરો. માનવજીવન બીજાના દૂષણ શોધવામાં કિંવા આપાતરમણીય વિલાસોમાં વ્યતીત ન કરતાં 'હું કોણ છું?' 'કયાંથી આવ્યો છું' અને 'મેં શી કમાણી કરી?' એ પ્રશ્નોના સાચા ઉત્તર મેળવવામાં ખર્ચો સાચી દિશામાં પ્રયાસ કરનાર આત્મા જ આ સંસારના કારમા બંધનોને કાયમને સારુ ફગાવી દેવા સમર્થ થાય છે. એકલી માનવગતિ જ એ પ્રકારનો પુરુષાર્થ ફોરવવા માટે ઉમદા સાધનરૂપ છે. આત્માને સમ્યગ્જ્ઞાન લાધતાં જ એની પ્રગતિ થવા માંડે છે અને કષાય પર પૂર્ણ કાબૂ આવતાં પ્રગતિનો પારો મધ્યબિંદુએ પહોંચે છે 'उद्यमेन हि सिध्यन्ति कार्याणि' કાર્યસિદ્ધિ સાચી દિશામાં ઉદ્યમ કરવાથી જ થાય છે, તેથી હે આત્માઓ! પુરુષાર્થ ફેરવો. પોતાની આસપાસના સંજોગો જોઇ યથાશક્તિ વ્રત-નિયમ આદરો અને સતત એ પાછળ લક્ષ્ય રાખ્યા કરો."

સંતપુરુષની દેશના સમાપ્ત થઈ. પર્ષદામાંથી કેટલાકે ઊભા થઇ જાવજ્જીવ સુધી બ્રહ્મચર્ય વ્રત પાળવાના શપથ લીધા. કેટલાકોએ શ્રાવકધર્મનાં ચિહ્નરૂપ બાર વ્રત ગ્રહણ કર્યાં. બીજાઓએ ઓછાવત્તા વ્રતપાલનના પચ્ચખ્ખાણ કર્યાં. આ જાતના નિયમ લેવામાં કેવળ નર-નારીનાં વૃંદ હતાં એટલું જ નહિ પણ કેટલાક નાની વયના બાલુડાઓ અને ખીલતી કળી સમી બાળાઓ પણ હતી. ધર્મ એ ઇજારાની વસ્તુ નથી. એને વયના બંધન નડતા નથી. એ તો જે પાળી શકે એને માટે છે.

જોતજોતામાં ઉપરની વિધિ થયા બાદ માનવમેદની વિખરાવા માંડી અને મહાત્માની પાસે માત્ર કેટલાક ગણત્રીના શ્રમણાદિ રહ્યા ત્યારે એક વ્યક્તિએ નજીક આવી, હસ્તદ્વય જોડી નમ્રભાવે પ્રશ્ન કર્યો–

"સંત મહારાજ! હમણાં આપે જેમને બાધાઓ આપી તે સર્વ આ સંસારનો પાર પામવાના કે? એ સર્વને આપ ધર્માત્માઓ માનો છો કે? આ જાતના દેખાવ પાછળ એમના અંતરમાં શું ભર્યું છે એનો ખ્યાલ આપને છે ખરો?"

આગંતુકના આ પ્રશ્ને આચાર્યશ્રીની નજર તેના પ્રત્યે સચોટ રીતે કેંદ્રિત કરી. સવાલો પાછળ જે વેધક દૃષ્ટિ નાચી રહી હતી અને હૃદયના ઊંડાણમાં જે આગ પ્રજ્વળતી હતી એ અનુભવી ગુરુએ સાચે સહજ પારખી લીધી. વ્યક્તિના કપાલ પર ઘડીભર એમની આંખો ઠરી રહી. આવા વિચિત્ર પ્રશ્નો શ્રવણ કરી પેલા શ્રમણાદિ તો ઠરી ગયા. સૂરિ સામે આવો પ્રશ્નકાર એમણે પ્રથમ જ ભાળ્યો. પ્રશ્ન પાછળની ધગશ પિછાનવામાં અશક્ત એવા તેમણે એનો અવિનય જરૂર પિછાન્યો અને એ માટે ઉપાલંભ દેવા આરંભ કરે તે પૂર્વે જ દીર્ઘદર્શી આચાર્ય નમ્રપણે બોલી ઊઠ્યા.

"દેવાનુપ્રિય! અહીં નજીક આવ. તેં જે પ્રશ્નો પૂછ્યા છે એ જોતાં તું આ સ્થાનનો વતની છે અને વ્રત લેનાર માનવીઓના સમાગમમાં મારા કરતાં વધારે આવેલો છે એ વાત હું સહજ અનુમાની શકું છું બોલ, મારું અનુમાન ખરું છે કે નહીં?"

"હા સાહેબ! આપનું અનુમાન તદ્દન સાચું જ છે."

તો જરા આગળ સાંભળ —

"તારા પ્રશ્નનો યથાર્થ ઉત્તર કેવલજ્ઞાની જ આપી શકે, કેમ કે પ્રત્યેક આત્માના હૃદયમાં સમયે સમયે કેવા ભાવો રમણ કરે છે એ જાણવાની શક્તિ એવા વિશિષ્ટ જ્ઞાની સિવાય બીજામાં હોતી નથી, છતાં એ મહાપુરુષોએ શ્રુતજ્ઞાનનો જે માર્ગ દોરી બતાવ્યો છે એના અભ્યાસથી હું એટલું કહી શકું કે એ સંબંધમાં મારો જે જવાબ મળશે તેનાથી તને અવશ્ય સંતોષ થશે.

"જો બાધાઓ ગ્રહણ કરનાર આત્માઓ સાચા દિલથી જ પોતે ગ્રહણ કરેલ

પ્રતિજ્ઞાઓનું પાલન કરશે તો પોતાની પૂર્વ કાળની માઠી કરણી માટે તેમને જરૂર પશ્ચાત્તાપ થવાનો. એથી કર્મોની નિર્જરા થવાની. નવા કર્મોનો બંધ અટકી પણ જવાનો અને પ્રગતિ ચાલુ રહેવાની. ભલે એની ચાલ ધીમી રહે પણ પરિણામ તો ભવના પારમાં આવવાનું જ. તારા પ્રથમ પ્રશ્નનો આ ઉત્તર.

"બીજા પ્રશ્નના જવાબમાં જણાવવાનું કે આજે તેઓ ભલે ધર્માત્માના બિરુદને શોભાવવાની શક્તિ ન ધરાવતા હોય છતાં નિશ્ચય કરે તો એ પદની પ્રાપ્તિ અશક્ય નથી. પુરુષાર્થને કંઇ જ અપ્રાપ્ય નથી. કારણવશાત્ ઉન્માર્ગનું સેવન થઇ જાય કિંવા પાપના પંકમાં હાથ બોળી દેવાય તેથી એ દુષ્કર્મ કાયમને માટે આત્માને ચોંટી જ જાય છે એમ નથી. પાપી સદાને માટે પાપી રહેવા સર્જાયેલો નથી.

'નિમિત્તવાસી આતમા, મન મોહન મેરે' એ વાક્યમાં ઘણું રહસ્ય છુપાયેલું છે. સમ્યગ્જ્ઞાનનો પ્રકાશ હૃદય-ગુહામાં પથરાવાથી કે સદ્‌ગુરુના સમાગમથી અધર્મી ગણાતા આત્માઓ પણ ધર્મ-માર્ગે ચઢી જઇને આત્મશ્રેય સાધે છે.

"છેલ્લો પ્રશ્ન દેખાવનો છે પણ એની અસરથી થોડાઘણા પ્રમાણમા તો સૌ કોઇ લેપાયેલું હોય છે જ આડંબર, દંભ કે ઢોંગ એ માયાડાકિનીએ ગોઠ વેલા પાશા છે. એમાં સમજુ ગણાતા માનવીઓ પણ ફસાઇ જાય છે ત્યાં સામાન્ય જનતાની શી વાત કરવી? પણ જે આત્માઓ એ કષાયનું સ્વરૂપ યથાર્થપણે પિછાનીને વર્તે છે અને સતત કાળજીથી કાર્ય આચરે છે તે એના પાશમાંથી જલ્દી મુક્ત થઇ શકે છે."

"ગુરુદેવ! આપે મારા પ્રશ્નોનું જે રીતે પ્રથક્કરણ કર્યું છે તેથી મને ખરેખર સંતોષ થયો છે. બાધા લેનારમાંના કેટલાક પર મને સખત ગુસ્સો હતો. મારું વૃતાંત સાંભળવાથી આપને એની પ્રતીતિ થશે. '**मधु तिष्ठति जिह्वाग्रे, हृदये तु हलाहलम्**' જેવું તેમનું વર્તન જોતાં જ મેં તેમની સામે ઉપરના પ્રશ્નો કર્યા છે. આપશ્રીની સચોટ ને મધુરી વાણી શ્રવણ કર્યા પછી જેમનું હૃદય પવિત્ર ન બને તે ખરેખર ધરતીને ભારરૂપ લેખાય. તેમાંના કેટલાકનો તો વ્યવસાય જ તેમની ધાર્મિકવૃત્તિ અંતરની છે કે ઉપરછલ્લી છે એ કહી આપે છે. એ બધા આડંબરથી વ્રત માટે ઊભા થયા ત્યારે મને પ્રથમ તો એમના જીવન જાહેર કરવાનો ઉભરો ચઢી આવ્યો હતો પણ આપ સરખા મહાત્માની મુદ્રા જોતાં જ એનો ઓટ થયો. તેથી જે થાય તે મૌનપણે જોવાનો નિશ્ચય કરી ઉભરો શમાવ્યો, પણ આપે તેનું પ્રથક્કરણ કરી મારી આત્મદૃષ્ટિ સતેજ કરી, એટલે મારું એ વલણ હવે બદલાઇ ગયું છે. 'પોતાની ગાંઠના સાબુથી પારકા મેલ ધોવાને બદલે પોતાનો જ મેલ ધોવા માંડ.' એ આપનું ટંકશાળી વચન મારા અંતઃકરણમાં આરપાર ઊતરી ગયું છે.

" મહારાજ સાહેબ ! મારો જન્મ શ્રીમંત વણિકકુળમાં થયો છે. મારા જન્મસમયે અમારા કુટુંબ પર લક્ષ્મીદેવીના ચારે હાથ હતાં એમ કહું તો ખોટું ન કહેવાય, પણ હું પૂરો પાકટ વયમાં આવ્યો ન આવ્યો ત્યાં તો દૈવ રૂઠ્યો! સૌ પહેલાં શીળી છાંયડી સમી જનેતા પરલોકને પથે પડી અને પછી તો યમરાજે અમારા ઘરનું બારણું છોડ્યુ જ નહીં. પિતાશ્રીના માથે સ્વજનના મૃત્યુથી એક પછી એક એમ ઘા પડતાં જ ગયા. વણજમાં પૂરું લક્ષ્ય દઇ ન શકયા. ભાગીદારે તકનો લાભ લીધો. સંપત્તિકાળના સાથીદારો પણ હાથતાળી દેવાનું ન ચૂકયા. એ રીતે લક્ષ્મીદેવી રૂઠી, અર્થાત્ સૌ જાતની લીલાલહેર જોતજોતામાં કરમાઇ ગઈ. ભર્યા–ભાદર્યા કુટુંબમાં વિપત્તિથી ગ્રસિત થયેલ અને અકાળે વૃદ્ધત્વ પામેલ પિતા, એક વિધવા ભગિની અને ત્રીજો હું–યશપાલ રહ્યા. નામ યશપાલ છતાં વડિલના યશનું પાલન કરવા શક્તિવંત નિવડું તે પૂર્વે વંશ–વાડી વેડફાઇ ગઈ. આબરુ સાચવવા પિતાશ્રીએ બધું આપી દીધું અને લેણદારોને ઘર પણ લખી આપ્યું. વિપત્તિના વાયરા જ્યારે શમ્યા ત્યારે પિતાશ્રી તથા મેં હિસાબકિતાબ તપાસવા માંડ્યા ત્યારે જણાયું કે જે ખોટ આવી છે એ કોઇ ધંધાને અંગે નહીં પણ અમારા ભાગીદારે તેમ જ પિતાશ્રી સાથે ગાઢ સંબંધ રાખતા બે મિત્રોએ ઇરાદાપૂર્વક સાથે મળી કરેલી ઉચાપતને આભારી છે. પણ એમાંનો એક પણ હવે સામું જોતો નથી. બીજા એક ગૃહસ્થ પાસે ધન હોવા છતાં લેણું આપવાના અખાડા કરે છે. મારી બહેનના શ્વસુર દીકરો મરી ગયો એટલે સંબંધ પરવારી ગયા એમ માની મારી ભગિની પોતાની જ પુત્રવધુ સાથે સંબંધ ધરાવતા નથી. અરે! તેણીના હકના નાણા પણ આપતા નથી. જગત જાણે છે કે સ્ત્રીધન પર હક વિધવાનો જ ગણાય, છતાં એ મહાશયને રકમ કાઢવી પડે એટલે દલીલ કરે છે કે નારીના હાથમાં નાણું આવે તો એ વંઠી જાય. એ તો માત્ર રોટલાની જ હકદાર લેખાય. આમ અમારી સાથે પ્રમાણિકપણા પર કાતર ચલાવી, કેવલ ધનના મોહમાં ફસી, પરભવ કે કર્મવિપાક વીસરી જઈ, ધર્મ–નીતિથી વિરુદ્ધ આચરણ કરનાર મહાશયોને વ્રત ગ્રહણ અર્થે ઊભી થયેલી મંડળીમાં ધર્માત્માઓનો સ્વાંગ સજી આગેવાની કરતાં નિહાળ્યા ત્યારે સાચે જ મારું લોહી તપી આવ્યું. એ બગ ભકતોને ખુલ્લા કરવાની સાબિતીઓ મારે શોધવા જવી પડે તેમ છે જ નહીં.

"ઘર ઘરાણે રાખનાર શેઠના તકાદાએ તો મારા પિતાનો જીવ લીધો. દોકડાનું વ્યાજ ચઢાવનાર એ શેઠ પારેવાની જાળ છોડાવવામાં ધર્મ માને પણ વ્યાજમાં આની સરખી ન ઘટાડે. હફતો ન ભરાયો હોય તો કડવા વચનોની વર્ષા

જ વર્ધાવે. પોતાની પૂર્વ સ્થિતિ તો ભૂલી જાય પણ સ્વામીભાઈનો નાતો પણ યાદ ન આવે. કેવળ સુખમાં અને સાહેબીમાં જેણે જીવનનો મોટો ભાગ વીતાવ્યો હતો એવા મારા પિતાથી આ ત્રાસ સહ્યો નહોતો જતો. એક તરફ આ ચિંતા, બીજી બાજુ નિર્વાહની ચિંતા—એ ઉભય વચ્ચે એમનું જીવન ભીંસાતું ચાલ્યું. ગઈ દીવાળીએ તેમનો પણ જીવનદીપક બુઝાઈ ગયો !

"મહારાજ સાહેબ ! છેલ્લા દાયકામા મેં આવું ઘણું જોયું છે. એ ઉપરથી વ્રત-નિયમ માટે તેમજ કહેવાતા ધર્માત્માઓ માટે મારા દિલમાં કોઈ જુદી જ ગંગા વહે છે. કદાચ જગત એને ઊલટી ગંગા કહે તો નવાઈ નહીં, પણ મારે આપ સમક્ષ સાચું જ કહેવું જોઈએ કે ધર્મના છાયા હેઠલ મને તો એ બધા દંભી-ધર્મઠગો ને બગબગતો જણાય છે. આપનો અચાનક યોગ ન સાંપડ્યો હોત અને મીઠી વાણી શ્રવણ કરવાનો પ્રસંગ ન લાધ્યો હોત તો, એ માંહેલાં કેટલાકની જીવાદોરી તોડવામાં હું લવલીન બન્યો હોત. એટલો ગુસ્સો પિતાના મૃત્યુ પછી મને એમના ઉપર આવ્યો હતો "

" યશપાલ ! ધીરો પડ, શાંત થા એવું બનવા નથી પામ્યું એટલા તારા દિવસ પાધરા ગણાય. વેરનો બદલો પ્રતિવેરથી કોઈ કાળે નથી વળી શકતો. એમ કરવા જતાં તો કેવળ કર્મબંધ ને ભવભ્રમણ જ વધે છે. વૈરીને સાચી રીતે જીતવો હોય તો એના પ્રત્યે પ્રેમ કરવો ઘટે. ગુસ્સાને લગી દઈ, સમતાનું જાતે શરણ લેવું જોઈએ વિપરીત આચરણ કરનાર વ્યક્તિ તો નિમિત્તમાત્ર છે પણ એ બધું કરાવનાર તો જ કર્મો છે અને એ જ જીવના સાચા શત્રુઓ છે એમ સમજવું ઘટે. આત્માને ઓળખનાર વીરાઓનો આ ધોરી માર્ગ છે. એ દ્વારા જ મુક્તિ-મંદિરના દ્વાર ખુલે છે. તું ધારે તો એ કંઈ અઘરું નથી. ઘડી પૂર્વે તેં જ્યારે પોતાને ઓળખવાનો નિરધાર કર્યો છે તો એ બધાને હૃદયથી માફી આપ. એમના પ્રત્યેનું વૈમનસ્ય વિસારી મેલ. સંસાર-વાસનાને તિલાંજલિ આપ. 'જગતના કાચના નેત્રે ખરી વસ્તુ નહીં ભાસે ' એ સાચું માની જ્ઞાનીનાં વચનોનું શ્રવણ કરી, તદનુરૂપ વર્તન રાખી, માનવ-જીવનને સફળ કરવા વીતરાગભાષિત ધર્મનું જ શરણ લે. "

" ગુરુજી ! મને એ પ્રિય છે. મારી બહેનની રજા લઈ આવું ત્યાં સુધી આપ અહીં સ્થિરતા કરશો." ( ચાલુ )

ચોકસી

---

ખાસ ધ્યાન આપશો અનાગત પુરોપમાં આવતા મનુષ્યમંદારના પ્રસંગે અને દિનમાં આવતી અનેક પ્રકારની ઉપાધિને પ્રસંગે કેમ વર્તવું ઠીક છે! તેનો પૂરતો વિચાર કરશો. પ્રમાદમાં ન રહેશો.

# વ્યવહાર–કૌશલ્ય

લેખક–મૌક્તિક

( ૨૦૩ )

**જે માણસ આ દુનિયાની દરેક ચીજ ખોઈ બેસવાને ભોગે, પોતાની આબરૂ કે જીવનને ભોગે પણ, પોતાના 'મુદ્દા'(નિયમ)ને છોડતો નથી, તે સત્તાશીલ માણસ છે, એનો પ્રત્યેક શબ્દ ચિરંજીવ થાય છે અને એની પાછળ આવનારી દુનિયા એને માન આપે છે, સત્કારે છે, પૂજે છે.**

નિયમ કે ધોરણ વગરનું જીવન એ હોકાયંત્ર વગરના વહાણ જેવું છે જીવનના ધ્યેય મુકરર કરી તે ધોરણ અનુસાર કાર્યક્રમ મુકરર કરવાની પ્રત્યેક વ્યક્તિને જરૂર છે. એક વાર ધોરણ મુકરર થાય એટલે તે પ્રમાણે જીવનના મુદ્દા બંધાય છે. એમાં સંયમ, ત્યાગ અને આત્મવિશ્વાસના નિયમો આવે, એમાં સત્ય અહિંસાના નિયમો આવે, એમાં બ્રહ્મચર્ય કે અચૌર્યના નિયમો આવે, એમાં ગમે તે ધ્યેયને સાધનાર નાના મોટા મુદ્દાનું સમીકરણ અને એકીકરણ આવે. જો જીવન વેડફી નાખવું ન હોય, એને એળે જવા દેવું ન હોય, એમાંથી સાર કાઢવો હોય તો જીવનક્રમના નિયમો જેમ બને તેમ જલદી નક્કી કરી નાખવા. જીવનને ક્રમસર, ધોરણસર અને મર્યાદાની અંદર ચલાવવા માટે પહેલી તકે આ મુદ્દા મુકરર કરી લેવાની જરૂર છે. આ રીતે જીવનક્રમના મુદ્દા મુકરર કરવાને પરિણામે જીવનમા સરખાઈ આવે છે, સચોટતા આવે છે અને સરલતાનો પૂર્ણ અનુભવ થાય છે. પછી અવ્યવસ્થિત કાર્ય થતું નથી.

નિયમ તો માણસ સારા જ કરે છે. કોઈ ચોરી, લબાડી કે લૂંટફાટ કરવાના ધોરણ રચતા નથી, પરંતુ જે પ્રાણી વિચારપૂર્વક ગોઠવેલા મુદ્દાઓ પર ચાલે છે અને ગમે તેટલા ભોગે પણ એ નિયમોને વળગી રહે છે એ ખરો માણસ છે. અને ધન જાય કે ઘર જાય, આબરુ જાય કે જીવન જાય–પણ જો એ પોતાના નિયમથી ચલિત થતો નથી તો એ ખરો મનુષ્ય ગણાય છે, એનો પડતો બોલ લોકો ઉપાડી લે છે, એની અનિચ્છા છતાં લોકો એને માન આપે છે, એના જીવતાં મંદિરો બંધાય છે અને મરણ પછી એની પ્રતિમા પૂજાય છે. આવા નિયમને વળગી રહેનારના ભોગો અને એના તરફની જનતાની ભક્તિ આપણે આ યુગમાં નજરે જોઈએ છીએ અને પૂર્વ કાળના હરિશ્ચંદ્ર, રામ વિગેરેનાં જીવનો આપણે વાંચ્યાં-વિચાર્યાં છે. આવું તાલબદ્ધ નિયમાનુસારી જીવન એ સાચું જીવન છે, સફળ યાત્રા છે, માર્ગદર્શક બત્તી છે, સ્વપરકલ્યાણ કરનાર દૃષ્ટાંત છે. એ જીવનની બલિહારી છે. એ જીવનને માન મળે, એનાં ચરણમાં માન્ધાતાનાં શિર ઝૂકે, એના પ્રત્યેક પ્રવચન પર જનતા વારી જાય એ સર્વનું કારણ નિયમોને ચીવટથી અનુસરનાર, ગમે તે ભોગે મુદ્દાની પકડ ઢીલી ન કરનાર આત્મનિર્ણય છે.

---

"He who does not desert his principles when threatened with the loss of every earthly thing, even to the loss of reputation and life, is the man of power, is the man whose every word endures, is the man whom the after-world honours, reveres and worships." (26-3-41)

( ૨૦૪ )

**( સામાનો ) ખરાબ સ્વભાવ, ગેરસમજુતી, કલેશ, ગણગણાટ, કર્કશતા, ખરાબ લાગણી અને પ્રાસાદ રહિતપણું—એ સર્વનો સાર્વજનિક ઉપાય 'હસવું'—હાસ્ય છે.**

એનો પ્રયોગ કરો એટલે એક હજારમાં ૯૯૯ વાર તો પીડા પતી જશે. સામો માણસ ચીડાઇને તમારી સામે હોઠ દબાવી રહ્યો હોય, તમારો મિત્ર મોડો આવવાથી તમે તેને માટે કાંઇ કાંઇ ધારી બેઠા હો, ભાઇઓ, મિત્રો કે સ્ત્રી સાથે ડકામ થયો હોય, તમને ગણગણ કર્યા કરે તેવો શેઠ કે નોકર મળી ગયા હોય, સામો માણસ એલફેલ બોલતો હોય, તમારી ઉદારતા કે પ્રમાણિકતાના બદલામાં સામો તમારું વાંકુ બોલતો હોય કે સભ્યતા યા વિવેક તેનામાંથી નાશ પામી ગયો હોય—આવું આવું જીવનમાં તો અનેક વાર બને છે, અનેક વાર જાણે આ દુનિયા કે ઘર છોડી કોઇ જંગલમાં કે પર્વત પર નાસી જઇએ એવું થઇ આવે છે, જાણે ધરતી ખાવા ધમતી હોય, જાણે ઘરનાં કે પોતાના માણસો પારકા થઇ બેઠા હોય, જ્યારે આપણો જાણીતો, ઘર આપણું નાનકડું વર્તુલ આપણી પાસે 'ત્રાય જગદીશ' પોકારી રહ્યો હોય, જ્યારે આપણી સાચી વાત કે સુંદર વર્તનના બદલામાં આપણી અણઘટતી નિંદા થઇ રહી હોય, જ્યારે સામા સમજુ માણસો પણ આપણને વગરસમજ્યે આપણી સામે આંગળી ચીંધી રહ્યા હોય ત્યારે આપણે શું કરવું ? ઘર છોડી પરદેશ જવું કે સન્યાસ લઇ સર્વની રજા લીધા વગર ગુપ્ત પ્રવાસે ચાલ્યા જવું કે બીજા સકતા કે નિંદતા હોય તેની જેવા આપણે પણ થઇ જવું અને ગાંડા કે અવ્યવહારુની જમાતમાં આપણો નંબર નોંધાવી દેવો ?

આનો બહુ સારો સમજાણ ઉપાય છે, બહુ કારગત ઉપચાર છે, કદી ખોટું ન પડે તેવું ઔષધ છે તમે એવે પ્રસંગે જરા ગમ ખાઇ જાઓ, જરા હસી પડો, જરા હળવા થઇ જાઓ અને મજા જુઓ, ગેરસમજુતી દૂર થઇ જશે, વિરોધી ખસીઆણા પડી જશે, વાંકુ બોલનાર શરમાઇ જશે અને સૌ સારા વાના થશે. હસવું એ તો અજબ જાદુ છે, સ્મિત કરવાથી વાત હળવી પડી જાય છે અને તમે ઉશ્કેરાયા નહિ એટલે સામાના ઘા ખાલી જાય છે ગમ ખાધી એણે તો જગત જીત્યું સમજવું અને વખતસર હસતા આવડ્યુ એને બાજીનો રંગ ફેરવતા આવડ્યો. તમે જો ગંભીર થઇ જાઓ, મોઢું ચઢાવી દો કે જેમ તેમ બોલી નાખો તો નાટક આગળ વધે અને પછી ભાગ્યું મોતી સંધાય નહિ અને સંધાય તો પણ તેમાં તડ તો જરૂર રહી જાય. કુશળ માણસે આવા મહત્વના કે ગૂંચવણના પ્રસંગે હળવા થઇ જવાની ટેવ પાડવી. એમ કરવામાં સ્વમાન જતું નથી અને આપણે નબળા માબાપના ફરજંદ છીએ એમ ઠરતું નથી એ તો અણીનો સામનો છે, અને એવે પ્રસંગે બાજી ફેરવી જાણે તે અંતે બાજીને પોતાની કરી લે છે. એવો હસવાનો ચમત્કાર છે, એમાં ભારે શક્તિ છે તેમ જ ફતેહની ચાવી રહેલી છે આબાદ કુશળ માણસ જ એને વખતે હસી જાણે.

The almost universal remedy for bad temper, misunderstandings, quarrels, grumblings, snappiness, ill-feeling, ungraciousness is laugh. Try it and it is thousand to one that the trouble will vanish. (6-5-41)

# જૈનબંધુઓ માટે સસ્તી ભોજનવ્યવસ્થા

વર્તમાન સમયમાં અનાજ વિગેરેની મોંઘવારીના કારણે સામાન્ય સ્થિતિના જૈનબંધુઓને ખાનપાનની અત્યંત મુશ્કેલી જણાતાં મેતા ભગવાનલાલ ગોપાળજી તથા શા પ્રાગજીભાઇ રણછોડે તેના નિવારણ માટે યોગ્ય પ્રયત્ન કરવાનો નિરધાર કરીને દરરોજ બે ટંકના બે આના લઇને અત્રે ભાવનગરમાં ચાલતી વારૈયા ધરમશી ઝવેરભાઈ સ્થાપિત જૈન ભોજનશાળા ઉપર ચીઠીરૂપે પાસ આપવો અને ભોજનશાળાને તેટલી રકમ ઉમેરીને પૈસા આપવાની ગોઠવણ ભોજનશાળાના કાર્યવાહકો શેઠ દેવચંદભાઇ દામજી વિગેરેની સાથે કરી અને તેને માટે ફંડ શરૂ કર્યું. તેમાં આવેલી રકમો આ સાથેના હિસાબમાં બતાવવામાં આવી છે. ફંડની શરૂઆત થતા જ સં. ૧૯૯૮ ના અશાડ શુદિ ૫ થી એ પ્રમાણેના પાસ આપવાની શરૂઆત કરી અને જેટલા પાસ દનિયાના અપાય તેમાં તે રકમ પૂરતી બીજી રકમ ઉમેરીને ભોજનશાળાના વ્યવસ્થાપકને આપવાનું શરૂ કર્યું. તેનો હિસાબ અશાડ શુદિ ૫ થી આસો વદી ૭ સુધીનો આ નીચે પ્રથમ આપવામાં આવ્યો છે. ત્યારપછી સં. ૧૯૯૯ નો આપેલો છે. હજુ તે કાર્ય શરૂ છે અને શરૂ જ રાખવાની તેના કાર્યવાહકોની ઇચ્છા વર્તે છે. આશા છે કે-આવા જૈન બંધુઓને સારી રીતની રાહત આપનારા ખાતાને યોગ્ય સહાય આપવાનું ઉદારદિલના ગૃહસ્થો લક્ષમાં લેશે. શાસ્ત્રમાં સ્વામીવાત્સલ્યનો જે પરમ લાભ કહ્યો છે તે આ વ્યવસ્થાથી મળી શકે છે. દિનપરદિન અનાજ વિગેરેની મોંઘવારી થયા છતાં ભોજનશાળાના કાર્યવાહકોએ પ્રથમનો કરાર કાયમ રાખ્યો છે તે માટે તે ખાતાના કાર્યવાહકોનો આભાર માનવામાં આવે છે.

શાહ હેમચંદ ચતુર્ભુજે જે બંધુની બે આના પણ આપવાની શક્તિ ન હોય તેને ફ્રી પાસ આપવા માટે રૂા. ૧૦૦) બીજા આપ્યા છે. તે રકમમાંથી તેવા ફ્રી પાસ પણ આપવામાં આવે છે.

વર્તમાન સમયમાં બીજી બધી બાબતો કરતાં સ્વામીભાઇને રાહત મળે તેવા કાર્યમાં સહાય આપવાની વિશેષ આવશ્યકતા જણાય છે, તેથી તેને માટે ફરીને પણ વિનંતિ કરવામાં આવે છે.

ઉપર પ્રમાણેની વ્યવસ્થાથી સાડાત્રણ માસ દરમ્યાન ૬૭૭૫ જૈનબંધુઓએ આ ખાતાનો લાભ લીધો છે.

આ ખાતાના ઉપજ ખર્ચનો હિસાબ શેઠ ડોસાભાઇ અભેચંદની પેઢીમાં રાખવામાં આવ્યો છે. તેથી આ સંબંધી સહાય આપનારાઓએ શેઠ ડોસાભાઇ અભેચંદની પેઢીના નામ પર રકમ મોકલવી અગર પત્રવ્યવહાર કરવો.

જૈન ભોજનશાળામાં ભોજન સંબંધી સારી વ્યવસ્થા છે એમ તેનો લાભ લેનારાઓ કહે છે.

## સંવત ૧૯૯૮

| જ | ઉ |
|---|---|
| ૧૦૦) શેઠ જાદવજી નરશીદાસ<br>૧૦૦) શેઠ હીરાલાલ અમૃતલાલ<br>૧૦૦) શા. કેશવલાલ લક્ષ્મીચંદની ધર્મપત્ની બાઇ સમરત<br>૧૦૦) શેઠ ગોવિંદજી વીઠ્ઠલદાસ<br>૧૦૦) શેઠ નારણજી ભાણાભાઇ<br>૧૦૦) શા. પ્રાગજીભાઈ રણછોડ<br>૧૦૦) શેઠ ભોગીલાલ મગનલાલ<br>૧૦૦) શેઠ હેમચંદ ચતુર્ભુજ–મુંબઇ<br>૧૦૦) શેઠ પરમાણંદદાસ રતનજી–ભાવનગર<br>૨૫૧) શેઠ હાથીભાઇ ગુલાબચંદ કચ્છ-વાળા–મુંબઇ<br>૧૦૧) શેઠ છોટાલાલ મગનલાલ–ભાવનગર<br>૧૦૦) શેઠ છોટાલાલ જીવણદાસ<br>૨૦૦) શેઠ દલસુખભાઇ હીરાચંદ–મુંબઇ | ૮૯૦)≈ સં. ૧૯૯૮ ના અશાડ શુદ ૫ થી આસો વદ ૭ સુધીના પાસથી આવેલા તે ઉપરાંત રૂા. ૮૯૦)≈ ભોજનશાળામાં આપ્યા તે–<br>૮૪૬ા।≈ પાસ ૬૭૭૫ ના આપ્યા તે<br>૧૩ા પર્યુષણને અંગે વધારે ખર્ચના<br>૯૦૪ા≈ વર્ષ આખરે બાકી રહ્યા છે.<br>૧૭૬૪ા<br><br>**તથા જમે**<br>૧૦૦) શેઠ રણછોડદાસ મોનજી–મુંબઇ<br>૧૦૦) શ. નાનાલાલ હરિચંદની ધર્મપત્ની બાઇ મણિ<br>૧૨ા છૂટક મદદના આવ્યા છે<br>૧૭૬૪ા |

## સંવત ૧૯૯૯

| જ | ઉ |
|---|---|
| ૯૦૪ા≈ પાછલા વર્ષનો વધારો<br>૧૦૦) એક ઉદારદિલ ગૃહસ્થના. કાર્ત્તિક વ. ૩. હ. મેતા ભગવાનલાલ ગોપાળજી<br>૧૦૦૪ા≈ | ૧૧૮ા આસો વદ ૮ થી કાર્તિક શુદ ૮ સુધી પાસ ૯૪૮ અપાણા તેના<br>૩૫) ભોજનશાળાના માણસોને બેસતા વર્ષની બોણીના. શેઠ દેવચંદ દામજી હસ્તુ<br>૪૫) પાસ બુક તથા પેમ્ફલેટના છપામણના<br>૧૯૮ા |

છપાવી પ્રસિદ્ધ કરનાર.
કુંવરજી આણંદજી
ભાવનગર.

મેતા ભગવાનલાલ ગોપાળજી
શા. પ્રાગજીભાઇ રણછોડ
કાર્યવાહક.

# શ્રી સિદ્ધક્ષેત્ર જૈન બાલાશ્રમ–પાલીતાણા

## સં. ૧૯૯૮ ના શ્રાવણ તથા ભાદ્રપદ માસની પત્રિકા.

---

**ધાર્મિક પ્રવૃત્તિઓઃ**—બંને માસમાં રિવાજ મુજબ પ્રભુપૂજા, સામાયિક, દેવસી તથા પખ્ખી પ્રતિક્રમણ, ગુરુવંદન તથા તલાટી દર્શન વિગેરે થયેલ છે. પર્યુષણના આઠે દિવસો દરમિયાન સવાર સાંજ પ્રતિક્રમણમાં સૌ વિદ્યાર્થીઓ જોડાયા હતા કલ્પધર, તેલાધર તથા સંવત્સરીના દિવસે લગભગ સહુને ઉપવાસ હતા. હમેશાં સઘળા વિદ્યાર્થીઓ વ્યાખ્યાનશ્રવણ માટે સુપ્રિ. તથા ગૃહપતિ સાથે ગામમાં જતા હતા. સંવત્સરીને દિવસે પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી આનંદસાગરજીના શિષ્યને બારસા સૂત્રના વાંચન અર્થે આગ્રહથી સંસ્થામાં બોલાવતાં તેઓ આવ્યા હતા. રા. રા. શ્રી વાડીલાલ ચતુર્ભુજ ગાંધી તથા શ્રી બચુભાઇ નથુભાઈ ઝવેરી પર્યુષણ દરમિયાન અત્રે રહ્યા હોવાથી ધાર્મિક ક્રિયા તથા તપનો ઉછરંગ વિશેષ રહ્યો હતો.

**આવકઃ**—

| | શ્રાવણ | ભાદ્રપદ |
|---|---|---|
| | રૂા આ. પા. | રૂા. આ. પા. |
| શ્રી જનરલ નિર્વાહ ફંડ ખાતે | ૫૬–૦–૦ | ૨૯-૧૨-૦ |
| શ્રી વાર્ષિક મદદ ખાતે | ૦–૦–૦ | ૧૧–૦–૦ |
| શ્રી ભોજન ફંડ ખાતે | ૦–૦–૦ | ૧૬૯–૦–૦ |
| શ્રી સ્વા. ટ્રસ્ટ ફંડ ખાતે | ૦–૦–૦ | ૨૫૧–૦–૦ |
| શ્રી આંગીપૂજા ફંડ ખાતે | ૨૫૧–૦–૦ | ૦–૦–૦ |
| શ્રી દેરાસર સા. ખાતે | ૦–૦–૦ | ૧૦૧–૭–૦ |

**જમણવારઃ**—

| | | |
|---|---|---|
| ૧. | શેઠ ત્રિભુવનદાસ ભાણજી | ભાવનગર. |
| ૩ | શેઠ પાનાચંદ નવલચંદ | સુરત. |
| ૩ | ગાંધી વાડીલાલ ચતુર્ભુજ | ભાવનગર. |

( ઉપરાંત તેમના તરફથી પારણું પણ થયું હતું. )

૪. શેઠ મોનજી વસનજી — પોરબંદર.

૫. શાહ કુંવરજી મૂળચંદ — ભાવનગર.

**શોક પ્રદર્શનઃ**—સંસ્થાના આદ્ય સહાયક અને સંચાલક શેઠ નરોત્તમદાસ ભાણજી ભાવનગરવાળાના ધર્મપત્ની શ્રી સુરજબેન માસખમણની તપશ્ચર્યા કરતાં અત્રે ગુજરી જવાથી વિદ્યાર્થીઓ તથા સ્ટાફમાં સૌ દિલગીર થયા હતા. સ્વર્ગસ્થના આત્માને શાંતિ મળે તેમ ઇચ્છીએ છીએ.

**પર્યટનઃ**—ચાલુ માસમાં દર સાલ મુજબ સઘળા વિદ્યાર્થીઓને શેત્રુંજી નદીએ ન્હાવા તથા ફરવા લઇ જવામાં આવ્યા હતા.

**ભેટઃ**—બેન પાલી હકમચંદ-ખેરવા બેરાંની જોડ ૧, શેઠ માંગીલાલ મૂળચંદ-પાલીતાણા બરફીચુરમુ મણ ૧.

**ગાંધી જયંતિઃ**—ડીબેટીંગ સોસાયટીની ચાલુ મિટીંગો ઉપરાંત ભાદરવા વદિ ૧૨ ના રોજ મિટીંગ ભરી " ગાંધીજીના જીવન-કાર્ય " વિષે જુદા જુદા વક્તાઓએ સંભાષણ કરેલ.

મોંઘવારી તેમજ યુદ્ધથી ઉપસ્થિત થયેલા આ વિષમ સમયમાં શ્રીમંતો અને દાનવીરો તરફ સંસ્થા મીટ માંડી રહી છે. તેઓ નાણાની મૂર્છા જતી કરી જરૂર સારી રકમ આ સંસ્થાને મોકલે તેવી આશા રાખીએ છીએ.

## એક સભાસદનું ખેદકારક પંચત્વ

## શા. પાનાચંદ પીતાંબરદાસ–શીહોર.

શીહોરનિવાસી આ બંધુ ઘણા વર્ષોથી સભાના મેંબર હતા. આશરે સાઠ વરસની ઉમરે આ બંધુ ગત આસો માસમા પંચત્વ પામ્યા છે. સભા તરફ સારી લાગણી ધરાવતા હતા. ધર્મપરાયણ હતા. અમે તેમના કુટુંબીજનોને તથા પુત્ર–પુત્રીઓને દિલાસો આપીએ છીએ અને તેના આત્માને શાંતિ ઈચ્છીએ છીએ.

---

---

મુદ્રક: શાહ ગુલાબચંદ લલ્લુભાઈ-શ્રી મહોદય પ્રિન્ટિંગ પ્રેસ, દાણાપીઠ-ભાવનગર

मोक्षार्थिना प्रत्यहं ज्ञानवृद्धिः कार्या ।



# શ્રી જૈન ધર્મ પ્રકાશ





પુસ્તક ૫૮ મું | અંક ૧૦ મો

श्री जैनधर्म प्रसारक सभा

વીર સંવત ૨૪૬૯ | વિક્રમ સંવત ૧૯૯૯

## પોષ

પ્રગટકર્તા—

શ્રી જૈન ધર્મ પ્રસારક સભા

ભાવનગર

# શ્રી જૈન ધર્મ પ્રકાશ

બહારગામ માટે બાર અંક ને ભેટના પોસ્ટેજ સાથે વાર્ષિક લવાજમ રૂા. ૧-૧૨-૦

| પુસ્તક ૫૪ મું<br>અંક ૧૦ મો | પોષ | વીર સં. ૨૪૬૫<br>વિક્રમ સં. ૧૯૯૫ |
|---|---|---|

## अनुक्रमणिका


૧. સંવત્સરી પર્વકા માહાત્મ્ય ... ... (રાજમલ ભંડારી) ૩૧૩

૨. શ્રી જંબૂકુમાર આખ્યાન ... ... (અમીચંદ કરશનજી) ૩૧૪

૩. જાણવા યોગ્ય ... ... ... ... ... (કુંવરજી) ૩૧૬

૪. શ્રી આનંદઘનજીકૃત પદ ૬૧ મું વિવેચન સાથે ... (મૌક્તિક) ૩૧૭

૫. શ્રી ગણધરકલ્પલતા (વ્યક્ત અને સુધર્મા) ૪-૫ (આ. વિજયપદ્મસૂરિ) ૩૨૩

૬. શ્રી તત્ત્વાર્થ સૂત્રમ્ સાનુવાદમ્ અધ્યાય બીજો...(મુનિશ્રી રામવિજયજી) ૩૨૭

૭. સ્વલ્પ સમયની દેશવિરતિનું અનલ્પ ફળ ... ... (કુંવરજી) ૩૩૧

૮. શ્રી પરમેષ્ઠિ સ્તોત્ર અંતર્ગત અરિહંત સ્તોત્ર (૧૦) ...
... ... ... ... ...(ડૉ. ભગવાનદાસ મનસુખલાલ) ૩૩૨

૯. પ્રશ્નોત્તર ... (પ્રશ્નકાર-ભાઇ મંગળદાસ કંકુચંદ સાલડી) (કુંવરજી) ૩૩૬

૧૦. કાળ (Time) સંબંધી વિચારણા (૩) (રા. જીવરાજભાઇ ઓધવજી દોશી) ૩૩૮

૧૧. પ્રભાવિક પુરુષો-આચાર્ય યશોભદ્રસૂરિ (મોહનલાલ દીપચંદ ચોકસી) ૩૪૨

૧૨. એક નીડર પત્રકારનું ખેદકારક પંચત્વ ... ...(તંત્રી) ૩૪૮


### નવા સભાસદોના નામો.

| | | |
|---|---|---|
| ૧. ગોર દેવચંદ કલ્યાણજી. | પ્રભાસપાટણ હાલ મુંબઇ. | લાઇફમેમ્બર |
| ૨. દોશી અમૃતલાલ કાળીદાસ B. A. | જામનગર | " |
| ૩. શા. પરમુદાસ માવજી | ભાવનગર. | વાર્ષિક મેમ્બર. |

### સુધારો.

માગશર માસના અંકમાં શા. રતીલાલ વીરચંદ પાંચોરાનું નામ લાઇફ મેંબર તરીકે લખેલ છે. પણ તે શા. રતીલાલ નગીનદાસ માબુમાવાળા હાલ મુંબઇ તે પ્રમાણે સુધારીને વાંચવું.

सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः

# जैन धर्म प्रकाश.

પુસ્તક ૫૮ મું
અંક ૧૦ મો.

પોષ

વીર સં. ૨૪૬૯
વિ. સં. ૧૯૯૯

मोक्षार्थिना प्रत्यहं ज्ञानवृद्धिः कार्या । ( મુદ્રાલેખ )

## संवत्सरी पर्वका माहात्म्य ।

खमाओ और खमो सच्चे, भूलाकर वैरभावों को ।
यही अर्हन्नीति है, इसी पर गौर कर लेना ॥ १ ॥
अनादि काल से आतम, भटकता वैरभावों में ।
यही कर्मों का बन्धन है, इसी को ही मिटा देना ॥ २ ॥
किया मम साथ में उसने, रहुं खामोश कैसे मैं ।
चुकाउंगा मेरा बदला, अरे ! बदला बदल देना ॥ ३ ॥
करे उपकार पर उपकार, तो ताज्जुब नहीं इसमें ।
विना उपकार के करते, वही ताज्जुब समझ लेना ॥ ४ ॥
करे अपराधगर कोई, तो कारण जानना उसका ।
विना कारण नहीं तुम भी, कहीं अपराध कर लेना ॥ ५ ॥
विना कारण के कोई कार्य, होता है नहीं जगमें ।
हुवा कारण पैदा क्यों ?, विवेकी बन परख लेना ॥ ६ ॥
कीसी पर प्रेम जगता है, कीसी पर द्वेष होता क्यों ? ।
परम्परा है यही भव की, यही कारण समझ लेना ॥ ७ ॥
नहीं ऐसा कुटुम्ब देखा, जहां नहीं क्लेश होता हो ।
मगर कुछ दीर्घदर्शी बन, क्षमा का पाठ पढ़ लेना ॥ ८ ॥
क्षमा है वीर का भूषण, नहीं कायर क्षमा करते ।
विवेकी सुज्ञ बन कर के, सभी जन को क्षमा लेना ॥ ९ ॥
संवत्सरी पर्व का महातम, कहाता श्रेष्ठ ही इससे ।
विनयवंत राज तुम होकर, क्षमा लेना क्षमा देना ॥ १० ॥

राजमल भंडारी-आगर

# શ્રી જંબૂકુમાર આખ્યાન.

( ભેખ રે ઉતારો રાજા ભરથરી—એ રાગ )

સરસ્વતી માતને પ્રણમીને, સદ્‍ગુરુ લાગું છું પાય જી;
ગુણ ગાઉં જંબૂકુમારના, ભાવ ધરી મનમાંય જી.
ધન્ય ધન્ય જંબૂકુમારને ૧

નગરી રાજગૃહી સોહામણી, બાર યોજન વિસ્તાર જી;
શ્રેણિક નામે ભૂપાળ છે, મંત્રી અભયકુમાર જી. ધ૦ ધ૦ જં૦ ૨

ઋષભદત્ત વ્યવહારિયો, નગરમાંહિ ધનવંત જી;
ધારણી નામે અર્ધાંગના, દ્વિભદ્રા ગુણવંત જી. ધ૦ ધ૦ જં૦ ૩

સુખ સંસારના વિલસતા, ગર્ભ રહ્યો શુભ દિન જી;
સુપન જોયું જંબૂવૃક્ષનું, જન્મ્યો પુત્ર રતન જી. ધ૦ ધ૦ જં૦ ૪

જંબૂકુમાર નામ સ્થાપિયું, સ્વપ્નતણે અનુસાર જી;
અનુક્રમે યૌવનવય પામિયો, હુઓ ગુણ ભંડારજી. ધ૦ ધ૦ જં૦ ૫

ગ્રામાનુગ્રામે વિચરતાં, આવ્યા ત્યાં સોહમસ્વામ જી;
નગરજનો ચાલ્યા વાંદવા, સાથે જંબૂ ગણધામ જી. ધ૦ ધ૦ જં૦ ૬

ભવિક જનોના હિતતણી, દેશના દે છે ગણધાર જી;
ચારિત્ર ચિંતામણિ સમું, ભવદુઃખ વારણહાર જી. ધ૦ ધ૦ જં૦ ૭

દેશના સુણી જંબૂ રીઝીયા, ગુરુને કહે કરજોડ જી;
ચારિત્ર આપીને મુજને, પૂરો માહરા કોડ જી. ધ૦ ધ૦ જં૦ ૮

અનુમતિ લઈ માતતાતની, આવો જંબૂકુમાર જી;
આજ્ઞા વિનાનું ચારિત્ર તે, ફળતું નથી નિરધાર જી. ધ૦ ધ૦ જં૦ ૯

ગુરુ વાંદી ઘેર આવિયા, પામી નવ વૈરાગ જી;
માત પિતા પ્રત્યે વિનવે, કરવા સંસારનો ત્યાગ જી. ધ૦ ધ૦ જં૦ ૧૦

ચારિત્ર પંથ છે દોહીલો, વ્રત છે ખાંડાની ધાર જી;
લઘુવય છે વત્સ તમતણું, કેમ પળશે પંચાચાર જી? ધ૦ ધ૦ જં૦ ૧૧

એકલવિહારે વિચરવું, રહેવું વન ઉદ્યાન જી;
ભૂમિસંથારે પોઢવું, ધર્મનું ધરવું ધ્યાન જી. ધ૦ ધ૦ જં૦ ૧૨

પાય અણવાણે ચાલવું, ફરવું દેશ-વિદેશ જી;
નિરસ આહાર લેવો સદા, પરિસહ કેમ સહેશ જી? ધ૦ ધ૦ જં૦ ૧૩

જંબૂ કહે માતજી સુણો, એ સંસાર અસાર જી;
તન ધન જોબન કારમું, જાતાં નવ લાગે વાર જી. ધ૦ ધ૦ જં૦ ૧૪
મધ્યાહ્ન કાળે લેવા ગોચરી, જવું પડે શ્રાવકને ઘેર જી;
ઘર ઘર ફરી ફરી નગરમાં, વહોરવા નિરસ આહાર જી. ધ૦ ધ૦ જં૦ ૧૫
આગ્રહ કરીને માતા કહે, પુત્ર પરણો શુભ નાર જી;
યૌવનવય સુખ ભોગવી, પછી લેજો સંયમ સાર જી. ધ૦ ધ૦ જં૦ ૧૬
માતપિતાએ આગ્રહ કરી, પરણાવી આઠ નાર જી;
જળથી કમળ જેમ ભિન્ન રહે, તેમ એ જંબૂકુમાર જી. ધ૦ ધ૦ જં૦ ૧૭
કંથને કહે આઠે કામિની, સ્વામી સુણો અરદાસ જી;
અમૃત સ્વાદ તજી દઈ, કોણ પીએ કહો છાશ જી. ધ૦ ધ૦ જં૦ ૧૮
પરણીને સ્વામી શું પરિહરો, હાથ મેળ્યાનો સંબંધ જી;
પછી રે કરશો સ્વામી ઓરતો, જેમ કીધો મેઘ મુણીંદ જી. ધ૦ ધ૦ જં૦ ૧૯
રામે સીતાને વિજોગડે, ઘણા રે કર્યાં સંગ્રામ જી;
છતી રે નારી સ્વામી કાં તજો, કાં તજો ધન ધામ જી? ધ૦ ધ૦ જં૦ ૨૦
ચારિત્ર વેળુકવળ સમું, તેમાં નહિ કાંઇ સ્વાદ જી;
ભોગ સામગ્રી ગ્રહણ કરી, ભોગવો ભોગ હે નાથ જી? ધ૦ ધ૦ જં૦ ૨૧
ભોગ તે રોગ અનાદિનો, પીડે આતમરંગ જી;
તનથી તે દોષ ટાળવા, ચારિત્ર છે શુભ સ્વાંગ જી. ધ૦ ધ૦ જં૦ ૨૨
કિંપાક ફળ અતિ ફૂટડાં, ખાવાં તે લાગે મિષ્ટ[1] જી;
વિષ પસરે જ્યારે અંગમાં, થાય છે ત્યારે અનિષ્ટ[2] જી. ધ૦ ધ૦ જં૦ ૨૩
દીપ લઇ નિજ હાથમાં, કોણ ઝંપાવે કૂપ જી;
નારી તો છે વિષ-વેલડી, વિષ ફળ વિષય વિરૂપ જી. ધ૦ ધ૦ જં૦ ૨૪
એવું જાણી તમે પરિહરો, સંસારની માયાજાળ જી;
સાચો સ્નેહ જો હોય તો, સંયમ લેશો થઇ ઉત્સાહ જી. ધ૦ ધ૦ જં૦ ૨૫
એવે સમે પ્રભવો ત્યાં આવિયો, પાંચશેં ચોરો સંગ જી;
વિદ્યાએ તાળાં ઉઘાડિયાં, ધન લેવાને ઉમંગ જી. ધ૦ ધ૦ જં૦ ૨૬
જંબૂના નવપદ ધ્યાનથી, થંભ્યા તે સર્વ દંભ જી;
સ્થંભની પેઠે સ્થિર રહ્યા, પ્રભવો પામ્યો અચંભ જી. ધ૦ ધ૦ જં૦ ૨૭
પ્રભવો કહે જંબૂસ્વામીને, આપો મને વિદ્યા એહ જી;
જંબૂ કહે મુજ ગુરુ કને, છે વિદ્યાનું ગેહ જી. ધ૦ ધ૦ જં૦ ૨૮
પાંચશેં ચોરોને બુઝવ્યા, બુઝવ્યા તાત ને માત જી;
સાસુ સસરા નારી બુઝવ્યા, સંયમ લેવાને જાય જી. ધ૦ ધ૦ જં૦ ૨૯

૧ મધુર. ૨ કડુ.

પાંચશેં સતાવીશશું, પરવર્યા જંબૂકુમાર જી;
સોહમ ગણધરની કને, ચારિત્ર લીધાં સુખકાર જી. ધ૦ ધ૦ જં૦ ૩૦
વીશમે વરસે શ્રીવીરથી, થયા છે યુગપ્રધાન જી;
ચૌદ પૂર્વ અવગાહીને, પામ્યા છે કેવળજ્ઞાન જી. ધ૦ ધ૦ જં૦ ૩૧
વરસ ચોસઠ પદવી ભોગવી, સ્થાપીને પ્રભવસ્વામી જી,
અષ્ટ કર્મનો ક્ષય કરી, પહોંચ્યાં છે શિવપુર ધામ જી. ધ૦ ધ૦ જં૦ ૩૧
ઘણાં ધર્મગ્રંથો વાચીને, બનાવી છે આ સજ્ઝાય જી;
સુરઇંદુ કહે ભવિ સાંભળો, ગાતાં ભવદુઃખ જાય જી. ધ૦ ધ૦ જં૦ ૩૨

અમીચંદ કરશનજી શેઠ

## જાણવા યોગ્ય

૧. કેટલાએક બંધુઓ ચિંતામણિ રત્ન, કામઘટ, કામધેનુ, ચિત્રાવેલી, પારસમણિ, કલ્પવૃક્ષ, દક્ષિણાવર્ત્ત શંખ વિગેરે વાંછિત આપનાર વસ્તુઓને અસત્ માને છે અથવા તેને માટે શંકા કરે છે, પરન્તુ તે વસ્તુઓ બધી પૂર્વકાળે હતી. આ કાળ વિષમ હોવાથી તે બધી મળતી નથી, પરંતુ તેમાંથી કેટલીક વસ્તુઓ આ પાચમા આરામા પણ લભ્ય થાય છે. પેથડકુમાર મંત્રીને ચિત્રાવેલી અને કામઘટ મળ્યા હતા. રૂદ્રવતી વેલ પણ મળી હતી. ધર્મરત્નપ્રકરણમા જયદેવ શ્રેષ્ઠિપુત્રને ચિંતામણિ રત્ન મળ્યાનું કહ્યું છે. ધનશેઠને ચિત્રાવેલી મળ્યા છતા તેણે તજી દીધાની હકીકત બારવ્રતની પૂજામાં પાચમા વ્રતની પૂજામા આવે છે. વઢવાણમાં એક ગૃહસ્થને ત્યાં કામધેનુ જેવી ગાય હતી, તેના પ્રભાવે તેને ત્યા સુખસંપત્તિ અખૂટ હતી. આ બધી હકીકતનો સાર એ છે કે એ બધી વસ્તુઓ હતી અને કોઈ કોઇ અત્યારે પણ હોવા સંભવ છે, પરંતુ તે ભાગ્યવંતને જ મળે છે એટલે તે વસ્તુ અસત્ છે એમ કહેવું કે માનવું નહીં.

૨ બળભદ્ર પાંચમા દેવલોકમાં દેવ થયા પછી અવધિજ્ઞાનવડે કૃષ્ણને ત્રીજી નરકમા ઉપજેલા જાણી ત્યા જવાને ઉત્સુક થયા, પરંતુ તેના કલ્પ સબંધી શાશ્વત પુસ્તકમા લખેલા કૃત્યો કરવામા ૮૨૦૦૦ વર્ષો વીતી ગયા. પછી તે કૃષ્ણના જીવ પાસે ત્રીજી નરકમાં ગયા. આ પ્રમાણે શ્રી ઉપદેશપ્રાસાદમા વ્યાખ્યાન ૧૭૩ માં કહ્યું છે.

૩. જગચિંતામણિ ચૈત્યવંદનની પ્રથમની એક ગાથા જ શ્રી ગૌતમસ્વામીની બનાવેલી છે, એમ શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના દશમા અધ્યયનમાં શ્રી ગૌતમસ્વામીએ અષ્ટાપદ ઉપર કરેલી સ્તુતિ આપી છે તેમાં એક જ ગાથા છે તે ઉપરથી સિદ્ધ થાય છે, પછી તો બહુશ્રુત કહે તે પ્રમાણે.

કુંવરજી

## મહાન્ યોગી શ્રી આનંદઘનજીકૃત
# પદ એકસઠમું
## મનામણું

( રાગ જયજયવંતી )

મેરીસું તુમતેં જુ કહા,
દૂરીકે હૌનેં સ બૈરી રે. મેરી૦ ૧

રૂઠેસેં દેખ મેરી, મનસા દુઃખ ઘેરી રી;
જાકે સંગ ખેલો સો તો, જગતકી ચેરી રી. મેરી૦ ૨

શિર છેદી આગે ધરે, ઔર નહીં તેરી રી;
આનંદઘનકી સોં, જો કહું હું અનેરી રી. મેરી૦ ૩

૧. મારા સોગન ખાઇને કહું છું કે—મારાથી દૂર રહેવાનું જેણે આપને કહ્યું હોય તે ખરેખર ( આપની ) સાચી શત્રુ ( વેરણ ) છે.

૨. ( તમને ) રીસાયલા દેખીને મારી મનીષા ( મારું મન ) તો દુઃખથી ઘેરાઇ ગયેલ છે અને જેની સાથે તમે ખેલ ખેલી રહ્યા છો, તે તો દુનિયાની લોંડી—ગુલામડી—દાસી છે.

૩. પોતાનું માથું કાપી આગળ ધરે ( તે તમારી સમજવી ), બીજી તમારી નહિ. અને હું આપને આનંદઘનના સોગન ખાઇને કહું છું કે હું તદ્દન જુદા પ્રકારની જ છું. સાચી વાત પ્રતિજ્ઞા ઉપર કહું છું કે હું તો એક નોખી વહત જ છું.

---

૧. મેરીસું=મારા સોગન ખાઇને કહું છું. મારા સમ છે.
તુમતેં=તમારાથી.
જુ=જે કોઇએ, જેણે કોઇએ.
કહા=કહ્યું હોય.
દૂરીકે=દૂર દૂર, છેટે
હૌનેં=થવાને.
સ=તે.
બૈરી=દુશ્મન, વેરી.
૨. રૂઠેસેં=રીસાયલા, ગુસ્સે થયેલા.
દેખ=દેખીને.
મેરી=મારી, મારું.
મનસા=મનીષા, ઇચ્છા, મન.
દુઃખ=પીડા( થી ) તરફ વીંટળાઇ જાય છે.
ઘેરી=ઘેરાઇ જાય છે, ચારે બાજુ
જાકે=જેની.
જાકે સંગ=જેની સાથે.
સંગ=સોબત.
ખેલો=રમો, લહેર ઉડાવો છો.
જગતકી=દુનિયાની.
સો=તે.
ચેરી=લૂંડી, લોંડી, (હિંદી શબ્દ)
૩. શિર=માથું.
છેદી=કાપી.
આગે=આગળ, પૂર્વે.
આગે ધરે=અર્પણ કરી દે, સામે ધરે.
ઔર=બીજી.
તેરી=તારી, તમારી.
આનંદઘનકી સોં = આનંદઘનના સોગન ખાઇને, તમારા સમ મારી વાત તદ્દન સાચી છે.
જો કહું=હું જે કહું છું
કહું હું=કહું છું.
હું: હું=પોતે અથવા
અનેરી = જુદી, અલગ, અનન્ય, અસાધારણ નોંખી વહત ( વસ્તુ ).

૧. શુદ્ધ પતિભક્તા આર્ય ભાવનાવાળી પત્ની રખડુ પતિને વિનવે છે, સમજાવે છે, એને પોતાને ઘેર આવવા અને જ્યાં ત્યાં રખડતા અટકાવવા વિનવે છે. ચેતનાને એનું સર્વસ્વ પતિ છે અને રખડુ પતિને એની કાંઇ કિંમત નથી, એટલું જ નહિ પણ એ એને બોલાવતો પણ નથી. વિરહી સ્ત્રીના વિલાપ આપણે ૪૧ મા પદમાં વિચાર્યા, એ જ પદમાં વિરહકાળ વખતે શુદ્ધ ચેતનાની દશા કેવી થાય છે તેનું વિગતવાર વર્ણન વિચાર્યું,× પતિને મળવા માટે એને અનેક પ્રકારનાં વલખાં મારતી આપણે ૩૩ મા પદમાં વિચારી ગયા, ૪૭ મા પદમાં વિરહકાળમાં એની ઝુરણાઓ તપાસી જોઇ ( પૃ. ૫૦૯–૫૨૨ ), પતિમેળાપ માટેની એની આતુરતા તેત્રીશમા પદમાં જોઇ ( પૃ. ૩૨૧ ) અને ૧૬ મા પદમાં એને પતિની રાહ જોતી વિચારી ગયા ( પૃ. ૧૪૧ ), અહીં એ પતિની સામે ખડી થઇ એની પોતાની પવિત્રતાની ખાત્રી આપે છે અને જે રખડુ વેશ્યા–વારસ્ત્રીની પાછળ પતિરાજ પડ્યા છે તેનો તો તેણે ( પતિરાજે ) પરિચય પણ કરવો ઉચિત નથી એ વાત સ્પષ્ટ શબ્દોમાં જણાવે છે અને એ વાત કહેવાના જોમમાં બે વખત તો સોગન ખાય છે. એક વાર પોતાના અને એક વાર આનંદઘનના–પતિરાજના.* ગુજરાતી ભાષામાં જ્યારે વાતની ખાત્રી આપવી હોય અને સામાને ચોક્કસ ભરોસો પાડવો હોય ત્યારે 'આપને ગળે હાથ મૂકીને કહું છું, મારા પોતાના સોગન ખાઇને કહું છું' વિગેરે શબ્દો બોલવાનો રિવાજ છે તેમ મારવાડી હિંદીમાં 'મેરી સું' 'આનંદઘનકી સોં' બોલવાનો રિવાજ છે. એનો વિશેષ અર્થ કરવા જેવો નથી, માત્ર ખાત્રી આપવાના વચન તરીકે ભાર મૂકી બોલવાની એ એક પ્રચલિત રીતિ છે એ અર્થમાં એ વાક્યપ્રયોગ સમજવાનો છે. આ અર્થ પ્રચલિત મારવાડી ભાષા બોલનારને સુગ્રાહ્ય છે અને તેના જાણકારે ( પં. ગંભીરવિજયજીએ ) લખાવ્યો છે

હું જાણું છું કે મારા ઉપર આપનો વિશ્વાસ ન રહે તે માટે તેઓ મારા સંબંધી આપની પાસે અનેક સાચી જૂઠી કે ભળતી વાતો કરે છે, મને આપની નજરમાં હલકી પાડવા ગમે તેવી વાતો જોડી કાઢે છે અને જાણે આપના પર એ રખડુ સ્ત્રીઓ વારી જતી હોય અને આપને જ ચાહતી હોય તેવું બતાવી તે તમારું સારું કરનારી છે એવું

---

× આનંદઘન પદરત્નાવળી, ભાગ ૧ લો. પૃ. ૪૨૩ થી ૪૪૨.

* શુદ્ધ ચેતના પોતાના ચેતનરાજ પતિને કહે છે કે આપને જે કોઇએ મારાથી દૂર રહેવા માટે કહ્યું હોય તે આપના ખરેખર દુશ્મન છે એમ આપ જાણજો. આપની પાસે અનેક મનોવિકારો આવે છે, અનેક વિભાવો આવે છે અને પરભાવમાં લલચાવનાર પ્રસંગો આવે છે, તેઓ આપને સમજાવે છે કે આપ મોજ માણી લો, ઇંદ્રિય ભોગો ભોગવી લો, શરીર યૌવન ધન સંપત્તિ મળી છે તેનો લાભ લઇ લો અને મારાથી દૂર રહો, મારે ઓટલે પણ ન આવો, મારે મંદિરે પણ ન પધારો. આવું કહેનાર તમારા દુશ્મન છે, તમારું અહિત કરનાર છે.

બતાવે છે, પણ આપને ખાત્રી આપું છું, માગ સોગન ખાઈને કહું છું કે મારાથી દૂર રહેવાની આપને વાત કરનાર ખરેખર આપની વેરી છે, દુશ્મન છે અને આપને મહાયાતનામાં ઉતારનાર છે. જેને અત્યારે આપ પોતાની માની બેઠા છો તે ખરેખર આપની નથી અને અત્યારે આપની પાસે મને એ નકામી ગણાવી, રસકસ વગરની સાધુડી બતાવે છે-એ સર્વ વાત ખોટી છે. ખરે વખતે હું કોણ છું, કેવી કુળવાન છું, કયા ખાનદાનની છું તે આપ વિચારો. અને આપ જાણો કે મારે માટે આપના કાન કરડનાર ખરેખર આપની દુશ્મન છે, આપનું અહિત કરનાર છે, આપને ચક્રભ્રમણમાં ચકરાવે ચડાવનાર છે.

આપને સંસારમાં રખડાવનાર, આપને પરભાવમાં રમણ કરાવનાર, આપને ઇન્દ્રિયભોગોમાં મોજ મણાવનાર, આપને કષાયને ચકરાવે ચઢાવનાર, આપને ગર્વમાં ફુલાવી ફૂગો બનાવનાર કુમતિ આપની હિતેચ્છુ નથી, આપની પ્રેમાળ પત્ની નથી, આપના ઉપર એકાંત નજર માંડી આપનામાં રત થયેલી તે આપની ભાર્યા નથી-તે આપ વિચારો.

૨. આપ મારાથી દૂર રહો ત્યારે તો હું વિરહતાપમાં બળીઝળી જાઉં છું, એ વાત તો દૂર રહો, બાજુએ રહો, એ વાતનો આપ વિચાર ન કરો, પણ આપ મારાથી રીસાયા છો, મારા ઉપર ગુસ્સે થયા છો, અને મારી સાથે બોલતા નથી એટલી વાતથી પણ મારી મનીષા દુઃખથી ઘેરાઇ જાય છે. તમારા મુખ ઉપર રીસનો દેખાવ જોતાં મારું મન દુઃખી થઈ જાય છે અને મને મારુ જીવતર નકામું લાગે છે. એટલે આપને આટલા રિસાયલા પણ જોઇ ન શકનારનો આપ તરફ કેવો પ્રેમ હશે, આપનું આકર્ષણ એને મન કેવું મોટું હશે તેનો આપ ખ્યાલ કરો.

'રીસ'ના સંબંધમાં બે પ્રકારની હકીકત આવે છે. અઢારમા પદમા ચેતનાને રિસાવલી બતાવી ચેતનરાજ તેને સમજાવે-મનાવે એવી સૂચના કરી છે. ( પૃ ૧૬૧ ) અને તેમ કરવામાં વચ્ચે કોઈ દલાલ કે ચોવટીઓ મ ગમે એવી પણ ભલામણ કરી છે અને અહીં ચેતના પતિમહાશયની સામે ઊભી છે ત્યારે કહે છે કે તમને-પતિરાજને રિસાયલા જોઉં છું ત્યારે મારું મન દુઃખથી ઘેરાઇ જાય છે. આ બન્ને પ્રકાર ઉચિત છે. જ્યારે ચેતનરાજ તદ્દન પારકે ઘેર રખડતા હોય ત્યારે તેને સલાહ આપવી પડે કે રિસાયલી ચેતના જે તમારા ઘરની સાચી સ્ત્રી છે તેને તમે જાતે મનાવો અને જ્યારે ચેતનરાજ ચેતના સન્મુખ થાય, પણ હજુ ડામાડોળ સ્થિતિમાં હોય, જરાજરામાં વિભાવમાં ચાલ્યા જતા હોય, વળી કોઇ વાર સન્મુખ ભાવમાં આવતા હોય ત્યારે ચેતના એને સમજાવે કે તમને કોઇ કોઈ વાર મારાથી રિસાયલા જોઉં છું ત્યારે મારું મન દુઃખથી ભરાઇ જાય છે, મને કાંઈ સૂઝતું નથી, મને મારો આધાર છેહ દેતો હોય એવું લાગે છે. આ બન્ને પરિસ્થિતિ વિકાસમાર્ગની ભિન્ન ભિન્ન અવસ્થા બતાવે છે.

પછી એ પતિરાજને કહે છે કે-આપ જેની સાથે અત્યારે ખેલ ખેલી રહ્યા છો તે તો જગતની લોડી છે, એ તો ઘેર ઘેર ભટકનારી વેશ્યા છે, તમે અત્યારે કુમતિમાં રાચી રહ્યા છો, મારો સંગ છોડી વારંવાર એને સગે ચાલ્યા જાઓ છો, એની સાથે હો ત્યારે

તમને આનંદ આવે છે, એના આકર્ષણમા તમને પ્રેમ આવે છે, એની સાથે નાચવામા તમને રગ આવે છે અને એને બહલાવવામા આપને તનમનાટ થાય છે. પણ હું તો તમારી છુ, તમારામય છું, તમારા ઘરની દાસી છુ, તમારામા જીવનસર્વસ્વ અર્પણ કરનારી છું અને એ તો ઘેર ઘેર ભટકનારી, એક ખાડામાથી બીજા ખાડામા નાખનારી ગુલામડી છે, એ કોઇની થઇ નથી અને કદી આપની થવાની નથી. એને મન આપ પતિદેવ નથી, જીવનઆધાર સ્વામીનાથ નથી, સૌભાગ્યરક્ષક શિરછત્ર નથી, એ આપને ગણકારતી નથી, આપની વાછા કરતી નથી, આપના વિરહે અકળાતી નથી, આપના મેળાપે મલકાતી નથી, છતા જગતની લોડી સાથે આપ ખેલ ખેલો છો, રંગરાગની છોળો ઉડાવો છો અને આપ તેમા રસ લો છો, આપના જીવનનુ એમા સાર્થક માનો છો અને આપની સર્વ સ્થૂળ માનસિક શક્તિઓને એમા એકત્રિત કરી સ્થાપો છો. આ વાત મેળ વગરની છે, અર્થ વગરની છે, પરિણામને શૂન્યતામા લઈ જનારી છે

હુ આપને વિજ્ઞપ્તિ કરી વિનવુ છુ કે આપ જરા વિચાર કરો આપ એવી ઘેર ઘેર ભટકનારીને શુ જોઇને વળગી રહ્યા છો? શા માટે એને વળગતા જાઓ છો? શા માટે એ તમને ગડદાપાટુ મારે કે તમને ચક્રભ્રમણમા રખડાવે છતા એની સાથે નાચ નાચો છો, ખેલ ખેલો છો અને એમા જીવનરસની લ્હાણ માનો છો? આપ સમજુ છો, વિચાર કરો તો સારુ શુ છે અને સાચ કયા છે તેની તુલના કરી શકો તેટલી શક્તિવાળા છો અને વિવેકમિત્રની સાથે હો તો આખા જગતના ફેસલા કરવાની આવડનવાળા છો જરા વિચાર કરો મારી વાતમા ઊંડા પ્રવેશ કરો તમારા જેવાને તે મારો પરિચય ઘટે કે આવી ગુલામડી અને જ્યા ત્યા ભટકનારી પણ્યાગના સાથે પરિચય ઘટે? જરા ઊંડા ઉતરી વિચારો અને હુ કોણ છુ? આપના તરફ કેવી અનન્ય ભક્તિવાળી છુ અને આપની આખ જરા લાલ દેખતા મારા વિચારપથમા કેવી મૂઝવણ થઇ આવે છે તે આપ જરા નિગાહમા લો

'દાસી' અથવા 'ચેરી'ની પ્રથા સત્તરમી સદીમા હિંદમા બહુ મોટા પાયા પર ચાલતી હતી. દાસી અથવા દાસનુ લેવાણ વેચાણ થતુ, એની કિમત બોલાતી, એની ગણના જનાવરની પેઠે સખ્યામા થતી અને મોટા માણસોને ઘેર હજારો દાસ દાસી રહેતા. રાજા કે સરદારો દીકરીને દાયજો કરે અથવા આણું વળાવે ત્યારે તેમા સારી સખ્યામા દાસીઓ સાથે આપે આ દાસીને પોતાના જીવન પર કોઇ જાતનો અંકુશ ન હોય. એને જ્યા વેચે અગર મોકલે ત્યા ઘેટા, ગાય, બકરાની માફક એને જવાનું હોય. એનું શિયળ એના હાથમા નહિ, એની હીલચાલ એના કબજામા નહિ, એની પ્રેરણા અભિલાષા પૂરી પાડવાનું એને હાથ નહિ. આવી દાસીઓ જેવી કુમતિના હાથમા પતિરાજ પડ્યા છે અને એને પોતાની માની બેઠા છે એ શુદ્ધ ચેતનાને મન મોટો વિષય છે

અથવા 'સેરી'નો અર્થ જરા પણ થાય છે. જે તેનો પ્રેમ કરવા પેસે આપે તેની તે થોડો વખત થાય, તેને હારમાર બનાવે, તેની પાસે નાચ કરે, તેને ગાન સભળાવે

અને પાનની પટ્ટીઓ આપે છે, પણ એને હૃદયનો ભાવ ન હોય, એનામા પ્રેમ જેવી ચીજ ન હોય, અંતરનો ઊમળકો ન હોય. આવી પણ્યસ્ત્રી જેવીની સાથે પતિરાજ ખેલ ખેલી રહ્યા છે એટલે ચેતનાને તો ઊકળાટ થાય તેમા નવાઇ નથી હજુએ વધારે ખાત્રી ભરેલી સમજાવટ કરતા આગળ કહે છે —

૩ જ્યારે ખરો અવસર આવી પડે ત્યારે પોતાનુ માથુ કાપીને આગળ ધરે-તમારા હાથમા આપે તે ખરેખરી તમારી કહેવાય મીઠી મીઠી વાતો કરે તેમા શુ વળ્યુ ? હસવા ખેલવામા ભાગ લે તેમા મોટી વાત શી ? નાચવા કૂદવામા ધમાલ કરી મૂકે તેમા વળ્યુ શું ? જ્યારે જરૂર પડે અથવા સંકટ આવી પડે ત્યારે પોતાના જાનને જોખમે જે પડખે ઊભી રહે, જ્યારે ચારે દિશાઓ કે વિદિશાઓ બંધ થઇ ગઇ હોય, સળ ન સૂઝતી હોય અથવા સંકટ કે આપત્તિના વાદળ ચારે તરફથી ચઢી આવતા દેખાતા હોય તે વખતે જે પડખે ઊભી રહે–મદદ કરે તેજ પોતાની ગણાય સુખના અવસરે તો અનેક સગા થવા આવે છે, પણ અડીભીડી વખતે જે ઊભા રહે તે જ સાચા સગા કહેવાય

આપ જેની સાથે અત્યારે ખેલ ખેલી રહ્યા છો તે આવા પ્રકારની નથી એ તો તમારા બાહ્ય વૈભવમા માણનારી છે, પણ ખરો અવસર આવશે ત્યારે ખસી જનારી છે તે વખતે તમને અત્યંત મોટા વિમાસણમા પાડી જનારી છે એ ખરેખરી રીતે તમારી છે નહિ, તમારી થઇ નથી અને કદી થવાની પણ નથી, અને હુ તો આનંદઘનના સોગન ખાઇને-આપને ગળે હાથ મૂકીને કહુ છુ, આપના પર બરાબર હકીકત ઠસાવવા ભાર મૂકીને કહુ છુ કે હુ પોતે તદ્દન જુદા પ્રકારની છુ એ જેવી છે તેનાથી તદ્દન જુદી જ જાતની છું, જુદી જ ભાતની છુ અને અવળ તરેહની છુ ( આ વાત વાર-વાર ભાર મૂકીને કહેવાનુ કારણ એ છે કે આતમરાજને એ સબંધમા અનેક વખત કહેવામા આવ્યુ, એમના વિરહના કકળાટ ગાયા, એમના વિના નિદ્રારહિત અનેક રાતો પસાર કરી, પણ એ તો પારકે ઘેર ભટકયા જ કરે છે અને એને પોતાનુ કોણ છે અને પારકુ કોણ છે, તેનો સાચો ખ્યાલ થયો નથી, થતો નથી અને એ રાહઘાટ પર આવતા નથી )

માટે મારા નાથ ! ચેતનરાજ ! મારા પ્રાણપતિ ! જેણે આપને મારાથી દૂર રહેવાનુ સમજાવ્યુ હોય, જે આપને મારી નજીક ન આવવા આપને ભરમાવી રહેલ હોય તે ખરેખર આપની દુશ્મન છે તમે મને સમજો ( ઓળખો ) મારા મનમા આપને માટે કેટલુ દુ ખ થાય છે તે આપ વિચારો આપને જરા રીસાયલા જોઉ છુ ત્યા મારા મનમા શુનુ શુ થઇ જાય છે તે આપ તપાસો અને આપને ખાત્રીથી કહુ છુ કે હુ તો આપની ખાતર મારુ માથુ કાપીને આગળ ધરુ તેવી છુ અને આપ અત્યારે જેને પોતાની માનો છો તે તેવી નથી હુ તો તદ્દન બીજી જાતની જ છુ આપ આ વાત બરાબર સમજી મારો સ્વીકાર કરો, મને પોતાની ગણો અને જે આપને સંસારમા રઝળાવનાર છે, જે ઘેર ઘેર ભટકનાર છે, જે જ્યા ત્યા માથુ મારનાર છે અને જેના તેના ટુકડા ખાનાર છે તે જગતની ગુલામડીને આપ છોડી દો

શિરચ્છેદનો ભાવ એકાગ્રીભાવ કરવાનો જણાય છે. જે પોતાની જાતનો પતિમાં લય કરી નાખે, જે પતિને પોતાનું સર્વસ્વ સમજે અને જે અડીભડીને વખતે ગમે તેવા ભોગે પડખે ઊભી રહે તે સાચી પતિપરાયણા સતી સાધ્વી પત્ની કહેવાય. ગમે તેને ત્યાં રાત દિવસ ભટકયા કરે તે આવી શુદ્ધ પ્રેમી સ્ત્રી ન હોઇ શકે અને આપ જેને અસારે ચાટી રહ્યાં છે તે અવસર આવે ત્યારે તમારે માટે માથું આપે તેવી નથી. એને તો પુદ્ગળાનંદી થઇ મોજે માણવી છે, આપને ચારે ગતિઓમાં રખડાવવા છે અને તે જ વખતે અનેકને બારણે ભટકવું છે. આવી રખડુ વેસ્યામાં આપ મોહ કરી રહ્યા છો અને તમારે માટે જીવ પાથરી આપનારને આપ ઓળખતા પણ નથી. આ અર્થમાં શિરચ્છેદ શબ્દ વપરાયો છે. આનંદઘનના વિરહ ગાનાર, એને પોતાને મંદિરે પધારવા વિજ્ઞપ્તિ કરનાર અને એની અનેક પ્રસંગે રાહ જોઇ બેસનાર ચેતના અત્યારે પતિની સન્મુખ ખડી થઇ ગઇ છે, પતિ એની નજીક આવ્યા છે, અનાદિનો વિરહકાળ ટળવાની સંભાવના જાગી છે, તેવે વખતે પોતાની સાચી ઓળખાણ આપવા સારુ આ પ્રકારની મનામણા શુદ્ધ ચેતના કરે છે અને પતિ પોતાની બરાબર પિછાન કરે તેટલા માટે તેને ભાર મૂકીને સોગન ખાઇને પ્રતીતિ આપે છે.

એકત્રીશમા પદમા ત્યાં ( કુમતિને ઘેર ) શું છે અને અહીં ( સુમતિને ઘેર ) શું છે તેનો ખ્યાલ દૂરથી કોઇ જાણકારે આપ્યો છે. આ પદમા ચેતના પોતે પતિની સામે ઊભી રહી તેને પોતાના પ્રેમની-પાતિવ્રત્યની ખાત્રી આપે છે અને પોતે તદ્દન 'અનેરી' જુદી જ જાતની છે તે વાત ભાર મૂકીને કહે છે. પતિ દૂર હોય ત્યારે વિરહનાં ગાન ગાનાર પતિની સન્મુખ કેટલી સભ્યતાથી છતા મક્કમપણે વાત કરે છે તે જોવા જેવું છે વિભાવદશા છોડી સહજ આત્મભાવ સન્મુખ ચેતન આવે ત્યારે એના મનમાં જે આહટદોહટ થાય, ઘડીભર એને ચેતના સન્મુખ જવા ઇચ્છા થાય, ઘડીભર વળી પોતે સંસાર તરફ ઢળી પડે એ વખતે મનમા ગડમથલ થાય ત્યારે આંતરતત્ત્વોમાં જે મોટો ફેરફાર થાય છે તે વખતે થતા વિચારોનો ખ્યાલ આ પદમા આપ્યો છે. ચેતનને હજુ શુદ્ધ ચેતનાની ઓળખ બરાબર થઇ નથી, એ સારી છે એવો ભાસ માત્ર થયો છે, મનડું જ્યારે ત્યારે પરભાવમા-પુદ્ગળમા રાચવા લલચાઇ જતું હોય છે, છતાં અંદર પ્રકાશ જાગતો થયો હોય છે. તે વખતે રવમા અને પરમા રમણ કરતો ચેતન જે અચોક્કસ પણ સ્પષ્ટ દશા અનુભવે છે તેનું આ ચિત્રામણ છે. આ જયજયવંતી રાગમા ચેતનાનું ગાન ચીર સ્મૃતિ આપે તેવું ભવ્ય અને હૃદયને સીધી અસર કરે તેવું માર્મિક છે. અને એના ભાવમાં પ્રવેશ કરવા યોગ્ય છે.

આ પદનો ભાવ વિચારવામા એક વાત ઉપરે ધ્યાનમા રાખવાની છે: ચેતન અને ચેતનાનો અભ્યાસીભાવ છે. ચેતનની જ ચેતના છે, માત્ર એનો મુખ્ય આચ્છિત થયેલો છે અને ત્યારે ચેતનામા દશાપલટો થાય અને પરભાવની તૃષ્ણા એનામાં જામતી જાય અને એ પોતાને ઘેર આવતો થાય, સમ્યગ્જ્ઞાન જમાવતો થાય ત્યારે આ પદના ગાનમાં ઉદ્દેશ જાય તેને થાય છે. એ પણ પ્રગતદશા પૂરતી તો ન કહેવાય, પણ સાચું વ્યવહાર-

# શ્રી ગણધરકલ્પલતા
## (૪)

( અનુસંધાન પૃષ્ઠ ૨૮૮ થી )

## ૪. શ્રી વ્યક્ત ગણધર

આ શ્રી વ્યકત ગણધર મહારાજા, કોલ્લાક ગામના રહીશ અને ભારદ્વાજ ગોત્રીય પિતા ધનમિત્ર અને માતા વારુણીના પુત્ર હતા. તેમનો જન્મ મકરરાશિ અને શ્રવણ નક્ષત્રમાં થયો હતો. તેમને "પાંચ (પૃથ્વી આદિ) ભૂત છે કે નહિ?" તે વિષે સંદેહ હતો. પ્રભુ શ્રી મહાવીરદેવના સમાગમથી તે સંશયને દૂર કરીને તેઓ નિ:સંદેહ બને છે. તે બીના ટૂંકામાં આ પ્રમાણે છે.

ઇન્દ્રભૂતિ વિગેરેને દીક્ષિત થયેલા સાંભળી ચોથા વ્યકત નામના પંડિતે વિચાર્યું કે-"જેના ઇન્દ્રભૂતિ વિગેરે શિષ્યો થયા તે મારે પણ પૂજનીય છે, માટે હું પણ તેમની પાસે જાઉં અને મારો સંશય દૂર કરું." આ પ્રમાણે વિચારી તે વ્યક્ત નામના બ્રાહ્મણ પોતાના પાંચ સો શિષ્યો સાથે પ્રભુ પાસે આવ્યા. પ્રભુએ તેમને કહ્યું કે-"હે વ્યકત! તને એવો સંશય છે કે 'પાંચ ભૂત છે કે નહિ?' આ સંશય તને પરસ્પર વિરુદ્ધ ભાસતા વેદપદોથી થયો છે—

**"स्वप्नोपमं वै सकलम्, इत्येष ब्रह्मविधिरञ्जसा विज्ञेयः।"**

આ વેદપદોથી તું જાણે છે કે-પાંચ ભૂત નથી. તેનો અર્થ તું આ પ્રમાણે કરે છે—[**स्वप्नोपमं वै सकलम्**] એટલે પૃથ્વી, જલ વિગેરે બધું જગત્ સ્વપ્ન જેવું જ છે. જેમ સ્વપ્નમાં સુવર્ણ, રત્ન, સ્ત્રી વિગેરે દેખીએ છીએ, પણ ખરી રીતે તે કાંઈ હોતું નથી તેમ પૃથ્વી, જલ વિગેરે ભૂતોને દેખીએ છીએ, પણ ખરી રીતે તે પદાર્થો નથી, બધું સ્વપ્ન જેવું જ છે. [**इत्येष ब्रह्मविधिरञ्जसा विज्ञेयः**] એટલે આ બધું જગત્ સ્વપ્ન જેવું જ છે એ પ્રમાણે આ બ્રહ્મવિધિ શીઘ્ર જાણી લેવો એટલે ભાવવો. આ વેદપદોથી તું જાણે છે કે પૃથ્વી વિગેરે ભૂતો નથી. પણ વળી—'**पृथ्वी देवता, आपो देवता**।' એટલે પૃથ્વી દેવતા છે,

---

દશા કરતાં ખૂબ આગળ પડતી દશા છે એ વાત ધ્યાનમાં રહે. સાથે એ પણ ધ્યાનમાં રહે કે વિચાર બતાવનાર ચેતન તથા વિજ્ઞપ્તિ કરનાર ચેતનાનો હજુ એકીભાવ થયો નથી, એટલે અંતર તૂટયું છે, પણ અંતરાત્મદશા પૂરી જામી નથી, કે અનાહત નાદ થયો નથી. આટલી સ્પષ્ટતા લક્ષ્યમાં રહેવાથી પદનો ભાવ સમજવામાં વધારે મોજ આવશે.

મૌક્તિક

જલ દેવતા છે' ઇત્યાદિ વેદપદોને પૃથ્વી જલ વિગેરે ભૂતોની સત્તા જણાવનારાં દેખી તું સંશયમાં પડ્યો છે કે—' પાંચ ભૂત છે કે નથી ?' પરંતુ હે વ્યકત ! આ તારો સંશય અયુકત છે, કેમકે—' આ સકલ જગત્ સ્વપ્ન જેવું જ છે.' એ વેદપદો આત્મસંબંધી ચિંતવન કરતાં સુવર્ણ, સ્ત્રી વિગેરેનો સંયોગ અનિત્ય છે એમ સૂચન કરનારા છે. સુવર્ણ, ધન, પુત્ર, સ્ત્રી વિગેરેનો સંયોગ અસ્થિર છે, અસાર છે, કટુ વિપાક આપનારો છે, માટે તેઓ ઉપરની આસક્તિ ત્યજીને મુક્તિના સુખ મેળવવા માટે યત્ન કરવો; એમ વૈરાગ્યની વૃદ્ધિ માટે બોધ આપનારાં એ વેદપદો છે, પણ એ પદો ભૂતોનો નિષેધ સૂચવતાં નથી."

આ પ્રમાણે પ્રભુનાં વચનો સાંભળી વ્યકતને પાંચ ભૂતોનો જે સંશય હતો તે નષ્ટ થયો–તેમને નિર્ણય થયો કે પાંચ ભૂતો છે.

એ પ્રમાણે તેમનો સંદેહ દૂર થવાથી ૫૦૦ શિષ્યો સહિત તેમણે પ્રભુ શ્રીવીરની પાસે શ્રી ઇંદ્રભૂતિજીની માફક ૫૧ મા વર્ષની શરૂઆતમાં દીક્ષા ગ્રહણ કરી. શ્રી અગ્નિભૂતિની માફક ૧૨ વર્ષ છદ્મસ્થ પર્યાય પાળી ૬૨ વર્ષની ઉંમર વીત્યા બાદ ૬૩ મા વર્ષની શરૂઆતમાં તેઓ કેવળજ્ઞાન પામ્યા. ત્રીજા ગણધરની માફક ૧૮ વર્ષ સુધી કેવલીપણે વિચરી, પ્રભુ શ્રીવીરની હયાતિમાં સર્વાયુ ૮૦ વર્ષનું પૂર્ણ કરી મુક્તિપદને પામ્યા. બાકીની બીના પૂર્વની જેમ જાણવી. આ રીતે ચોથા ગણધરની બીના ટૂંકામાં જણાવી.

## ૫. શ્રી સુધર્માસ્વામી ગણધર

આ પાંચમા ગણધર સુધર્માસ્વામીજી કોલ્લાક ગામના રહીશ અને અગ્નિવેશ્યાયન ગોત્રમાં જન્મેલા હતા. એના પિતાશ્રી ધનમિત્ર વિપ્ર અને માતા ભદ્દિલા હતા. કન્યારાશિ અને ( પ્રભુ શ્રી વીરપરમાત્માનું જે જન્મનક્ષત્ર હતું તે ) ઉત્તરાફાલ્ગુની નક્ષત્રમાં તેમનો જન્મ થયો હતો. કુશાગ્ર બુદ્ધિના પ્રભાવે તેઓ ચૌદ વિદ્યાના પારંગત થયા. તેમને એવો સંશય હતો કે " જે પ્રાણી જેવો આ ભવમાં હોય, તેવો જ તે ( પ્રાણી ) પરભવમાં થાય ( જન્મે ) કે બીજા સ્વરૂપે થાય ? ( જન્મે )." તે સંશય પ્રભુ શ્રી મહાવીરદેવના સમાગમથી કઇ રીતે દૂર થાય છે ? તે બીના ટૂંકામાં આ પ્રમાણે જાણવી—

શ્રી ઇન્દ્રભૂતિ વિગેરે ચારે જણને દીક્ષિત થયેલા સાંભળી પાંચમા સુધર્મા નામના પંડિતે વિચાર્યું કે–" જેના ઇન્દ્રભૂતિ વિગેરે ચારે જણ શિષ્ય થયા, તે મારે પણ પૂજ્ય જ છે; માટે હું પણ તેમની પાસે જાઉં અને મારો સંશય દૂર કરું." આ પ્રમાણે વિચારી સુધર્મા બ્રાહ્મણ પોતાના પાંચસો શિષ્યો સાથે પ્રભુ પાસે આવ્યા. પ્રભુએ તેને કહ્યું કે–" હે સુધર્મા ! તને એવો સંશય છે કે–' જે પ્રાણી જેવો આ ભવમાં હોય તેવો જ પરભવમાં થાય કે બીજા સ્વરૂપે જન્મ ધારણ કરે ?' આ સંશય તને પરસ્પર વિરુદ્ધ ભાસતા વેદપદોથી થયો છે—

" पुरुषो वै पुरुषत्वमश्नुते, पशवः पशुत्वम् "

ઇત્યાદિ વેદપદોથી તું જાણે છે કે-' જે પ્રાણી જેવો આ ભવમાં હોય છે તેવો જ પરભવમાં થાય છે. તે પદોનો અર્થ તું આ પ્રમાણે કરે છે-[ **पुरुषो वै पुरुषत्वमश्नुते** ] પુરુષ મરી ગયો છતો પરભવમાં પુરુષપણાને પામે છે, [ **पशवः पशुत्वम्** ] ગાય વિગેરે પશુઓ મરી ગયા છતાં પરભવમાં પશુપણાને પામે છે. અર્થાત્ મનુષ્ય મરીને પાછો પરભવમાં મનુષ્ય જ થાય, પણ દેવ પશુ વિગેરે બીજા સ્વરૂપે ન જ થાય. હે સુધર્મા ! વળી તું માને છે કે-ઉપર પ્રમાણે વેદપદોનો અર્થ યુક્તિથી પણ ઠીક લાગે છે, કેમકે જેવું કારણ હોય તેવું જ તેનું કાર્ય સંભવે છે. જેમ શાલિના બીજથી શાલિના જ અંકુરા ઉત્પન્ન થાય, પણ તે શાલિના બીજથી ગોધૂમ( ઘઉં )નો અંકુરો ન જ ઉત્પન્ન થાય; તેમ મનુષ્ય મરીને પાછો પરભવમાં મનુષ્ય જ થવો જોઇએ, પણ મનુષ્ય મરીને પરભવમાં પશુ શી રીતે થાય ? આ પ્રમાણે વેદપદોથી તથા યુક્તિથી તું જાણે છે કે-જે પ્રાણી જેવો આ ભવમાં હોય તેવો પરભવમાં થાય છે. પણ વળી ' **शृगालो वै एष जायते यः सपुरीषो दह्यते**-એટલે વિષ્ટા સહિત જે મનુષ્ય બળાય છે તે શિયાળ થાય છે. ' અર્થાત્ કોઈ મરી ગયેલો પુરુષ વિષ્ટાયુક્ત હોય, તે વિષ્ટા સહિત મનુષ્યને દહન કરવામાં ( બાળવામાં ) આવે તો તે મનુષ્ય પરભવમાં શિયાળ થાય છે. આ વેદપદોથી જણાય છે કે મનુષ્ય પરભવમાં શિયાળ પણ થાય છે તેથી ' જે પ્રાણી આ ભવમાં જેવો હોય તેવો જ પરભવમાં થાય ' એવો નિયમ ન રહ્યો. આ પ્રમાણે તને પરસ્પર વિરુદ્ધ ભાસતા વેદપદોથી તું સંશયમાં પડ્યો છે. પણ હે સુધર્મા ! આ તારો સંશય અયુક્ત છે, કેમકે-' **पुरुषो वै पुरुषत्वमश्नुते, पशवः पशुत्वम्** ' એ વેદપદોનો અર્થ તુ સમજ્યો નથી. તેનો અર્થ તું ઉપર મુજબ કરે છે તેવો તેનો અર્થ થતો નથી. તે વેદપદોનો અર્થ આ પ્રમાણે છે, સાંભળ- પુરુષ મરી ગયો છતો પરભવમાં પુરુષપણાને પણ પામે છે, અને પશુઓ મરી ગયા છતા પરભવમાં પશુપણાને પણ પામે છે; એટલે જે મનુષ્ય ભદ્રક પ્રકૃતિવાળો હોય, વિનય સરળતા વિગેરે ગુણોવડે યુક્ત હોય, તે આ ભવમાં મનુષ્ય સંબંધી આયુષ્યકર્મ બાંધીને મરી ગયો છતો પાછો મનુષ્યજન્મ પામે છે. વળી જે પશુઓ માયા વિગેરે દોષયુક્ત હોય, તેઓ આ ભવમાં પશુ સંબધી આયુષ્યકર્મ બાંધીને મરી ગયા છતા પરભવમાં પાછા પશુજન્મ પામે છે. અર્થાત્— સારાં કર્મ કરનારો મનુષ્ય મરીને મનુષ્ય થાય, અને દુષ્ટ કર્મ કરનારા પશુઓ મરીને પશુ થાય; અને ધર્મિષ્ઠ મનુષ્ય વિગેરે જીવો દેવાદિ ગતિને પણ પામે છે. આવી રીતે કર્મની અપેક્ષાએ મનુષ્ય અને પશુઓની ગતિ સૂચવી છે, પણ એ વેદપદો એવો નિશ્ચય સૂચવતાં નથી કે—મનુષ્ય મરીને મનુષ્ય જ થાય અને પશુઓ મરીને પશુઓ જ થાય. આવી રીતે કરેલાં કર્મ પ્રમાણે મનુષ્ય અને પશુઓની ગતિ જણાવી છે. કહેવાનું તાત્પર્ય એ છે કે-આર્જવાદિ ગુણયુક્ત

મનુષ્ય ફરીને પણ મનુષ્ય જન્મ મેળવે છે, પણ પાપી મનુષ્ય મરીને પશુ અથવા નારકી પણ થાય છે. વળી માયાદિ દોષયુક્ત પશુ ફરીને પણ પશુજન્મ મેળવે છે, પણ ભદ્રક પરિણામી પશુ મરીને મનુષ્ય અથવા દેવ પણ થાય છે. આવી રીતે પ્રાણીઓની ભિન્ન ભિન્ન ગતિમાં ઉત્પત્તિ કર્મને આધીન છે, અને તેથી જ પ્રાણીઓનું વિવિધપણું દેખાય છે. વળી જે તું માને છે કે-જેવું કારણ હોય તેના સરખું જ કાર્ય સંભવે છે, એ પણ તારું માનવું ઠીક નથી; કેમ કે છાણ વિગેરેમાંથી વીંછી વિગેરેની ઉત્પત્તિ દેખીએ છીએ, તેથી કારણથી વિસદૃશ એટલે વિચિત્ર પણ કાર્ય સંભવે છે."

આ પ્રમાણે પ્રભુનાં વચનો સાંભળી સુધર્માને જે સંશય હતો તે નષ્ટ થયો.

પ્રભુ શ્રી મહાવીરે આ પ્રમાણે સંશય દૂર કર્યો, જેથી તેમણે પણ પહેલા અને ચોથા ગણધરની માફક એકાવનમા વર્ષની શરૂઆતમાં પોતાના ૫૦૦ શિષ્યો સાથે પ્રભુની પાસે દીક્ષા લીધી. શ્રી સુધર્માસ્વામીની બાબતમાં શ્રી શત્રુંજય માહાત્મ્યમાં કહ્યું છે કે-આદીશ્વર ભગવાનની આજ્ઞાથી શ્રી પુંડરીક ગણધરે સવા લાખ શ્લોકપ્રમાણ શ્રી શત્રુંજય માહાત્મ્ય બનાવ્યું હતું. તે ઘણું વિશાળ હોવાથી અલ્પ જીવિત અને અલ્પ બુદ્ધિવાળા જીવોના ઉપકારને માટે પ્રભુ શ્રી મહાવીર દેવની આજ્ઞાથી ગચ્છનાયક શ્રી સુધર્માસ્વામી ગણધરે તેને ટૂંકું કરીને ૨૪ હજાર શ્લોકપ્રમાણ બનાવ્યું. ત્યારબાદ કાળાન્તરે શીલાદિત્ય રાજાની વિનતિને ધ્યાનમાં લઇને આચાર્ય શ્રી ધનેશ્વરસૂરિ મહારાજે તેથી પણ નાનું દશ હજાર શ્લોકનું શત્રુંજય માહાત્મ્ય બનાવ્યું.

સુધર્માસ્વામીજી મહારાજ પહેલા ઉદયના ૨૦ આચાર્યોમાં મુખ્ય યુગપ્રધાન થયા. યુગપ્રધાન મહાપુરુષો ( પ્રાયઃ ) એકાવતારી હોય છે. શ્રી સુધર્માસ્વામીએ ૪૨ વર્ષ ( બીજા દશે ગણધરો કરતા અધિક સમય ) સુધી છદ્મસ્થપણું ભોગવ્યું. તેમાં તેઓ ૩૦ વર્ષ સુધી પ્રભુ શ્રી વીરપરમાત્માની સેવામાં રહ્યા અને ૧૨ વર્ષ સુધી શ્રી ગૌતમ મહારાજની સેવામાં રહ્યા. ૯૨ વર્ષ વીત્યા બાદ ૯૩ વર્ષની ઉંમરે તેઓ કેવલજ્ઞાન પામ્યા. ૮ વર્ષ સુધી કેવલીપણે વિચરી શ્રી જંબૂસ્વામી આદિ ઘણા ભવ્ય જીવોને પ્રતિબોધી, ૧૦૦ વર્ષનું આયુષ્ય પૂર્ણ થતાં વૈભારગિરિ ઉપર માસિક અનશન કરી પ્રભુ શ્રી વીરના નિર્વાણથી ૨૦ વર્ષે મુક્તિપદ પામ્યા. બાકીની બીના પૂર્વની માફક જાણવી. આ પ્રમાણે પાંચમા ગણધરની બીના ટૂંકામાં જણાવી. (ચાલુ)

આ. શ્રી વિજયપદ્મસૂરિજી



# श्री तत्त्वार्थसूत्रम्-सानुवादम्

सूत्रकार:—वाचकवर उमास्वाति गणि

અનુવાદકાર:—મુનિશ્રી રામવિજયજી

( અનુસંધાન પૃષ્ઠ ૨૬૯ થી )

વિષય:—પાંચ ભાવ અને તેનું વિવરણ.

सूत्र—औपशमिक-क्षायिकौ भावौ मिश्रश्च।
जीवस्य स्वतत्त्वमौदयिक-पारिणामिकौ च ॥ १ ॥
द्विनवाष्टादशैकविंशतित्रिभेदा यथाक्रमम् ॥ २ ॥
सम्यक्त्वचारित्रे ॥ ३ ॥
ज्ञानदर्शनदानलाभभोगोपभोगवीर्याणि सम्यक्त्वचारित्रे च ॥ ४ ॥
ज्ञानाज्ञानदर्शनदानादिलब्धयश्चतुस्त्रित्रिपञ्चभेदाः सम्यक्त्वचारित्र-संयमासंयमाश्च ॥ ५ ॥
गतिकषायलिङ्गमिथ्यादर्शनाज्ञानासंयतासिद्धत्वलेश्याश्चतुश्चतुस्त्र्येकैकैकषड्भेदाः ॥ ६ ॥
जीवभव्याभव्यत्वादीनि च ॥ ७ ॥

અનુવાદ:—જીવના સ્વતત્ત્વરૂપ જે ભાવ તે પાંચ જ કહ્યા,
ઉપશમ અને ક્ષાયિક ત્રીજો મિશ્ર એ જીવમાં રહ્યા;
જીવ ને વળી અજીવમાં રહેનાર ભાવો બે ભણ્યા,
ઔદયિક ને પારિણામિક એમ પાંચે સદ્દહ્યા. ॥ ૧ ॥
ઉપશમતણા બે ભેદ ને નવ ભેદ ક્ષાયિક ભાવના,
અઢાર ભેદો મિશ્રના એકવીશ ઔદયિકતણા;
ત્રણ ભેદ પંચમ ભાવના સવિ ભેદ મળી ત્રેપન થતા,
અનુક્રમે એ ભેદને હવે સૂત્રકર્તા ભાખતા. ॥ ૨ ॥
સમકિત અને ચારિત્ર ઉપશમ મોહના ઉપશમવડે,
નવ ભેદ ક્ષાયિકતણા કેવળજ્ઞાન કેવળદર્શને;
વળી દાન લાભ ભોગ ઉપભોગ વીર્ય વિઘ્નો પાંચ એ,
સમ્યક્ત્વ ને ચારિત્ર-ક્ષાયિક-ભાવ એહ જ શ્રેષ્ઠ છે. ॥ ૩ ॥
મિશ્રભાવે ચાર જ્ઞાનો-અજ્ઞાન ત્રણે જાણવા,
ત્રણ દર્શન દાન આદિ-અન્તરાય પાંચે માનવા;
સમ્યક્ત્વ ને ચારિત્રના બે ભેદ દેશ ને સર્વથી,
અઢાર ભેદો નીપજે એમ ઘાતિ કર્મપ્રપંચથી. ॥ ૪ ॥

ગતિ ચાર ચાર કષાય ત્રણ લિંગ એક મિથ્યા દર્શનમ્,
અજ્ઞાન અવિરતિ ને અસિદ્ધિ એક એક જ સમ્મતમ્;
છ ભેદ લેશ્યાતણા સર્વે-મળી એકવીશ થાય છે,
ઉદય આવે જીવને વળી અજીવ રૂપ મનાય છે. ॥ ૫ ॥
જીવત્વ ને ભવ્યત્વ ત્રીજું અભવ્યત્વ જીવમાં,
પરિણામ રહે તે કારણે ત્રણ ભેદ પંચમ ભાવના;
પુદ્‌ગલતણા પરિણામ બહુવિધ શાસ્ત્રમાંહે વર્ણવ્યા,
પરિણામ વિરહિત ગગન આદિ સર્વદા સરખા કહ્યા. ॥ ૬ ॥

વિષય:—જીવનું લક્ષણ અને ઉપયોગના ભેદો.

सूत्र—उपयोगो लक्षणम् ॥ ८ ॥ स द्विविधोऽष्टचतुर्भेदः ॥ ९ ॥

અનુવાદ:—ઉપયોગ લક્ષણ જીવનું બે ભેદ તેના (ઉપયોગના) જાણવા,
સાકાર નિરાકાર તેમાં આઠ ભેદ છે સાકારના;
નિરાકારના છે ચાર ભેદો તે ભાવવા બહુ ભાવથી,
ભવિ ભવ્ય ભાવે બને નિરાકારી તે નિશ્ચયથકી. ॥ ૭ ॥

વિષય:—જીવના વિભાગ અને સંસારી જીવના ભેદપ્રભેદો.

सूत्र—संसारिणो मुक्ताश्च ॥ १० ॥ समनस्काऽमनस्काः ॥ ११ ॥
संसारिणस्त्रसाः स्थावराः ॥१२॥ पृथिव्यम्बुवनस्पतयः स्थावराः ॥१३॥
तेजोवायू द्वीन्द्रियादयश्च त्रसाः ॥ १४ ॥

અનુવાદ:—જીવ સંસારી અને સિદ્ધિતણા એમ દ્વિવિધા,
મનયુક્ત ને મન રહિત એમ બે ભેદ સંસારી મતા;
સંસારીના વળી ભેદ બે ત્રસ અને સ્થાવર જાણવા,
પૃથિવી પાણી વનસ્પતિ એ ત્રણ સ્થાવર માનવા. ॥ ૮ ॥
ત્રસતણા બે ભેદ છે અગ્નિ પવન એ ગતિવડે,
ત્રસ જાણવા ગતિ નવ કરે સ્વેચ્છાએ તેથી સ્થાવરે;
ઇચ્છા પ્રમાણે ગમન કરતાં જીવને ત્રસ જાણીએ,
દ્વિ-ઇન્દ્રિયાદિ જીવ સર્વે ત્રસમહિં પિછાણીએ. ॥ ૯ ॥

વિષય:—પાંચ-ઇન્દ્રિયો-તેના ભેદ-પ્રભેદો અને નામો તથા મન-નોઇન્દ્રિય અને તે સર્વના વિષયો.

सूत्र—पञ्चेन्द्रियाणि ॥ १५ ॥ द्विविधानि ॥ १६ ॥
निर्वृत्त्युपकरणे द्रव्येन्द्रियम् ॥ १७ ॥
लब्ध्युपयोगौ भावेन्द्रियम् ॥ १८ ॥ उपयोगः स्पर्शादिषु ॥ १९ ॥
स्पर्शन-रसन-घ्राण-चक्षुः-श्रोत्राणि ॥ २० ॥
स्पर्श-रस-गन्ध-वर्ण-शब्दास्तेषामर्थाः ॥ २१ ॥

श्रुतमनिन्द्रियस्य ॥ २२ ॥

**અનુવાદઃ**—સ્પર્શન રસન ને ઘ્રાણ ચક્ષુ શ્રોત્ર-ઇન્દ્રિય પાંચમી,
દ્રવ્ય ને વળી ભાવઇન્દ્રિય, એમ સવિ બબ્બે કહી;
નિર્વૃત્તિ ને ઉપકરણ રૂપ 'દ્રવ્યઇન્દ્રિય જાણીએ,
લબ્ધિ ને ઉપયોગ ભાવેન્દ્રિય શુદ્ધ પિછાણીએ. ॥૧૦॥
સ્પર્શ-રસ-ગન્ધ-રૂપ-શબ્દો પાંચ અર્થો ગ્રાહ્ય છે,
ઇન્દ્રિયવડે ઉપયોગથી તે વિષયરૂપે માન્ય છે;
મન અનિન્દ્રિય જાણવું શ્રુતજ્ઞાન તેનો વિષય છે.
શરીરમાં સર્વત્ર મનના પુદ્ગલો વ્યાપેલ છે. ॥૧૧॥

**વિષયઃ**—કોને કેટલી ઇન્દ્રિયો હોય તેનું વિવરણઃ—

**सूत्र**—वाय्वन्तानामेकम् ॥ २३ ॥ कृमिपिपीलिकाभ्रमरमनुष्यादीनामेकैकवृद्धानि ॥ २४ ॥ संज्ञिनः समनस्काः ॥ २५ ॥

**અનુવાદઃ**—પૃથ્વી-જલ-વણુ-અગ્નિ-વાયુ પાંચ એકેન્દ્રિય કહ્યા,
શંખ કોડા કૃમિઆદિક બેઇન્દ્રિય સદ્દહ્યા;
તે-ઇન્દ્રિય કીડી કુન્થુ ભ્રમર આદિ ચઉરિન્દ્રિયો,
પંચેન્દ્રિયો છે મનુજ આદિ મનસંયુત તે સંજ્ઞિયો. ॥ ૧૨ ॥

**વિષયઃ**—ગતિ અને વિગ્રહગતિની જાણવા યોગ્ય હકીકતોઃ—

**सूत्र**—विग्रहगतौ कर्मयोगः ॥ २६ ॥ अनुश्रेणि गतिः ॥ २७ ॥ अविग्रहा जीवस्य ॥ २८ ॥ विग्रहवती च संसारिणः प्राक् चतुर्भ्यः ॥ २९ ॥ एकसमयोऽविग्रहः ॥ ३० ॥ एकं द्वौ वाऽनाहारकः ॥ ३१ ॥

**અનુવાદઃ**—વિગ્રહગતિમાં યોગકાર્મણ ફક્ત એક જ માનીએ,
સરલ રેખા અનુસારે ગતિ જીવની જાણીએ;
શિવગતિમાં ગમન કરતા જીવની સીધી ગતિ,
વિગ્રહ-અવિગ્રહ એમ બન્ને સંસારી જીવમાં સમ્મતિ. ॥ ૧૩ ॥
ત્રણ વિગ્રહ થાય જીવને વક્રગતિમાં છેવટે,
સમયમાત્રે ઋજુગતિથી જીવ બીજો ભવ ગ્રહે;
અનાહારક દશા જીવની એક વા બે સમયની,
ઋજુગતિમાં અનાહારક દશા જીવ પામે નહિ. ॥ ૧૪ ॥

**વિષયઃ**—જન્મ અને યોનિના ભેદો અને તેના સ્વામીઃ—

**सूत्र**—सम्मूर्छनगर्भोपपाता जन्म ॥ ३२ ॥ सचित्तशीतसंवृताः सेतरा मिश्राश्चैकशस्तद्योनयः ॥३३॥ जराय्वण्डपोतजानां गर्भः ॥ ३४ ॥ नारकदेवानामुपपातः ॥ ३५ ॥ शेषाणां संमूर्च्छनम् ॥ ३६ ॥

અનુવાદઃ—સંમૂર્છન ને ગર્ભ વળી ઉપપાત એમ ત્રણ રીતિએ,
જન્મ પામે જીવ તેનું સ્થાન યોનિ જાણીએ;
નવ ભેદ યોનિના સચેતન ને અચેતન એ બીજી,
મિશ્ર, ઠંડી, ગરમ ને શીતગરમ, એ મિશ્રે છઠ્ઠી. ॥ ૧૫ ॥
વિકસિત અને સંકોચવાળી, સંવૃતવિવૃત નવમી છે,
નવ યોનિઓ એ સર્વ પ્રાયે અશુભ પુદ્ગલવાળી છે;
જરાયુજ અંડજ ને પોતજ જન્મ પામે ગર્ભથી,
સુર નારકી ઉપપાતથી ને અન્ય સર્વ સમૂર્છથી. ॥ ૧૬ ॥

વિષયઃ—શરીરના પાંચ પ્રકારો ને તેનું વિવરણઃ—

સૂત્ર—औदारिक-वैक्रियाऽऽहारक-तैजस-कार्मणानि शरीराणि ॥ ३७ ॥
परंपरं सूक्ष्मम् ॥ ३८ ॥ प्रदेशतोऽसङ्ख्येयगुणं प्राक् तैजसात् ॥३९॥
अनन्तगुणे परे ॥ ४० ॥ अप्रतिघाते ॥ ४१ ॥ अनादिसम्बन्धे
च ॥ ४२ ॥ सर्वस्य ॥ ४३ ॥ तदादीनि भाज्यानि युगपदेकस्या-
चतुर्भ्यः ॥ ४४ ॥ निरुपभोगमन्त्यम् ॥ ४५ ॥ गर्भसम्मूर्छनजमा-
द्यम् ॥ ४६ ॥ वैक्रियमौपपातिकम् ॥ ४७ ॥ लब्धिप्रत्ययं च ॥ ४८ ॥
शुभं विशुद्धमव्याघाति चाहारकं चतुर्दशपूर्वधरस्यैव ॥ ४९ ॥

અનુવાદઃ—શરીર ઔદારિક વૈક્રિય અને આહારક ત્રીજું,
જઠરમાં જે રહે તૈજસ કહ્યું કાર્મણ પાંચમું;
ઉત્તરોત્તર સૂક્ષ્મ પાચે તૈજસ્ સુધીના ત્રણ કહ્યા,
પ્રદેશથી અગણિતગુણા અન્તિમ બે અનંતા લહ્યા. ॥ ૧૭ ॥
વગર પ્રતિઘાતે કરે ગમનાગમન સર્વત્ર બે,
સમ્બન્ધ કાળ અનાદિનો છે આત્મ સાથે એ વિષે;
સર્વ સંસારી જીવો એ બે શરીર ધરે સદા,
વિકલ્પથી હોય ચાર શરીરો એક સાથે એકદા. ॥ ૧૮ ॥
ઉપભોગ સુખ દુઃખનો નથી કાર્મણ શરીરમાં સર્વથા,
ઉત્પત્તિ ઔદારિકતણી કહી ગર્ભ સમ્મૂર્છન તથા;
ઉપપાતથી ઉપજે શરીર વૈક્રિય વળી લબ્ધિવડે,
શુભ શુદ્ધ અવ્યાઘાતી ત્રીજે ચૌદપૂર્વી મુનિવડે ॥ ૧૯ ॥

વિષયઃ—કોને કેટલા વેદ હોય તેઃ—

સૂત્ર—नारकसम्मूर्छिनो नपुंसकानि ॥ ५० ॥ न देवाः ॥ ५१ ॥

અનુવાદઃ—શરીરની આકૃતિવડે ત્રણ વેદ પ્રકટ જણાય છે,
પુરુષ સ્ત્રી ને નપુંસક એમ વેદ ત્રણ ગનાય છે;

નપુંસક વેદે સદા હોય નારકી ને સમ્મૂર્છિમો,
નહિ વેદ ત્રીજો દેવતાને ત્રણ વેદ યુત બીજા જીવો. ॥ ૨૦ ॥

**વિષયઃ**—આયુષના પ્રકાર અને તેના સ્વામીઃ—

**सूत्र—औपपातिकचरमदेहोत्तमपुरुषाऽसंख्येयवर्षायुषोऽनपवर्त्यायुषः ॥५२॥**

**અનુવાદઃ**—શરીરના સંયોગવાળા કાળને આયુ કહ્યું,
ઘટે તે અપવર્તનીય ને ઘટે નહિ તે બીજું લહ્યું;
અનપવર્તનયુક્ત જીવિત ધરે નારકી દેવતા,
ચરમશરીરી પુરુષ ઉત્તમ ને અસંખ્ય સમાયુષા ॥ ૨૧ ॥

**इति सङ्ग्रहकारवाचकप्रवरश्रीमदुमास्वातिविरचिततत्त्वार्थसूत्रे शास्त्रविशारद-कविरत्नाचार्य श्रीमद्विजयामृतसूरीश्वरपादपद्मपरागास्वादरागषट्पदमुनि-रामविजयविरचित-गूर्जरभाषानुवादसङ्कलितो द्वितीयोऽध्यायः ॥**

---

# સ્વલ્પ સમયની દેશવિરતિનું અનલ્પ ફળ

પરદેશી રાજાને તેમનો ચિત્ર અમાત્ય કેશી ગણધર પાસે લઇ ગયા. રાજાએ તેમને પુણ્ય, પાપ તથા પરભવની સાબિતી માટે અનેક પ્રશ્નો પૂછ્યા. કેશી ગણધરે આપેલા ઉત્તરોથી તેને સંતોષ થતાં તેણે કેશી ગણધરને વંદના કરી અને શ્રાવકનાં બાર વ્રત ગ્રહણ કર્યાં.

ગુરુઉપદેશથી અંતઃકરણમાં દૃઢ અસર થયેલી હોવાથી તેને સંસારની અસારતા સમજાણી ને ઉદાસીન ભાવ પ્રગટ્યો એટલે અત્યંત કામાતુર એવી તેની સૂર્યકાંતા રાણીને પોતાના સ્વચ્છંદ વિહારમા રાજા ફાંસરૂપ લાગ્યો, તેથી તેણે તેને વિષ આપ્યું. રાજા સમજી ગયા પણ રાણી ઉપર કોપ કિંચિત્ પણ ન કર્યો એકાંતમાં ડાભના સંથારા પર બેસી ચાર શરણ અંગીકાર કરી સર્વ જીવને ખમાવી પરમાત્માનું સ્મરણ કરતાં કરતાં વ્રત ગ્રહણ કર્યા પછી ૩૯ મે દિવસે-તેરમા છઠ્ઠને પારણે પંચત્વ પામી પ્રથમ દેવલોકમાં સૂર્યાભ વિમાનમાં સૂર્યાભ નામે મહર્દ્ધિક દેવ થયા.

માત્ર થોડા દિવસની દેશવિરતિનું તેને મહાફળ મળ્યું. પછી તેણે શાશ્વતા ચૈત્યમાં પૂજા કરી અને પરમાત્માના સમવસરણમાં આવી પ્રભુ પાસે ગૌતમસ્વામી વિગેરે મુનિઓને દેવ સંબંધી નૃત્ય બતાવવાની આજ્ઞા માગી. પ્રભુ મૌન રહ્યા એટલે તેણે આજ્ઞા માનીને ૧૦૮ દેવકુમારો ને ૧૦૮ દેવકુમારિકાઓ વિકુર્વી અપૂર્વ નાટક બતાવ્યું અને સ્વસ્થાને ગયા.

તેના ગયા પછી ગૌતમસ્વામીએ તે દેવને આટલી ઋદ્ધિ શાથી પ્રાપ્ત થઇ ? તે પૂછ્યું. પ્રભુએ તેના પૂર્વ ભવનું વર્ણન કર્યું તે સાભળી અનેક ભવ્ય જીવો પ્રતિબોધ પામ્યા.

આ સૂર્યાભ દેવનો અધિકાર શ્રી રાયપસેણી સૂત્રમાં ઘણા વિસ્તાર સાથે છે.

કુંવરજી

## શ્રી પરમેષ્ઠિ સ્તોત્ર

અંતર્ગત

## અરિહંત સ્તોત્ર

(૧૦)

હવે સમત્વનો મહિમા નિર્દેશે છે—

ચામર છંદ

જેની સન્નિધાન હિંસ પ્રાણી નમ્ર થાય છે,
જાતિવૈર સર્પ ને નકુલના ભુલાય છે;
ક્રૂર ક્રોધિલા વિરોધીઓ ભજે પ્રશાંતિને,
વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વંદુ એ વિભૂતિને. ૩૯

**શબ્દાર્થઃ**—જેની સમીપમાં હિંસાખોર પ્રાણી પણ નમ્ર બની જાય છે, સર્પ ને નોળિયા જેવાના આજન્મ વૈર પણ ભૂલાઈ જાય છે, ક્રૂર ક્રોધીલા વિરોધીઓ પણ અત્યંત શાંતિ પામી જાય છે,—એવી તે વિશ્વની શ્રેષ્ઠ વિભૂતિને હું વંદું છું

**વિવેચન**—એમ કહેવાય છે કે પરમ ગુણાતિશયવંત વીતરાગ ભગવંતના સન્નિધાનમાં સિંહ-વ્યાઘ્ર આદિ નિસર્ગથી હિંસક વૃત્તિવાળા પ્રાણીઓ પણ નમ્ર થઈ જાય છે, ઢીલા ઘેંસ જેવા-ગરીબડી ગાય જેવા બની જાય છે સાપ ને નોળિયો, ઉંદર ને બિલાડી, શ્વાન ને માર્જાર ઇત્યાદિ જે જન્મથી જ વૈરી છે, એવા જીવો પણ પોતાના સહજન્મા વૈરને પણ વિસરી જાય છે ક્રૂર સ્વભાવી, ક્રોધથી ધમધમતા વિરોધીઓ પણ પરમ પ્રશાંત બની જઈ અવિરોધભાવને ભજે છે.

આમ ભગવત વીતરાગદેવનો કોઈ એવો જ અતિશયવંત મહાપ્રભાવ પરિસ્ફુરે છે કે તેની સહજ છાયામાં અંતપ્રવેશ કરતા જીવોનો દુષ્ટ ભાવ ગળી જાય છે અને શિષ્ટભાવ ઉપજે છે ભગવત જિનદેવની આસપાસનું વાતાવરણ પણ એટલું બધું પ્રશાંતિમય પ્રવર્તી રહે છે, શાંતિનું એવું તો સામ્રાજ્ય જામી જાય છે કે તેના આંદોલન-કિરણોનો પ્રભાવ ચેતન તો શું, જડસૃષ્ટિ પર પણ પડે છે. મુનિ પતંજલિ કહે છે—

" **अहिंसाप्रतिष्ठायां तत्सन्निधौ वैरत्यागः ।**"—યોગશાસ્ત્ર

" અહિંસાની પ્રતિષ્ઠા થતાં તેની સંનિધિમાં વૈર નાશ થાય છે "

આ અહિંસાની પરમ પરાકાષ્ઠા તો શ્રી અરિહંતમાં જ પ્રાપ્ત થાય છે, તે જ પૂરેપૂરા પરમ અહિંસક હોય છે, કારણ કે શુદ્ધ આત્મસ્વરૂપની ત્યાં લેશ પણ હિંસા-ઘાત નથી, એવું શુદ્ધ ભાવઅહિંસક સ્વરૂપ તેમનામાં પ્રતિષ્ઠિત થયું છે એટલે એવા ખરેખરા મહાત્યાગી નિર્ગ્રંથ મુનીશ્વરોનો આવો ભારે પ્રભાવ પડે એમાં કાંઈ આશ્ચર્ય નથી.

"નિજ નિજ પરિણતિ પરિણામે, ભાવ અહિંસક એમ."
"એમ અહિંસકતામયી, દીઠો તું જિનરાજ;
રક્ષક નિજ પર જીવને, તારણતરણ જહાજ"

—મુનિવર્ય શ્રી દેવચંદ્રજી

એવા તે વિશ્વના વિશિષ્ટ શ્રેષ્ઠ વિભૂતિસ્વરૂપ શ્રી અરિહંતદેવને હું વંદું છું.

હવે સમત્વ સ્થિરતાનું દૃષ્ટાંત દ્વારા સમર્થન કરે છે:—

સ્થાણુ જાણી જાનુ જેહના કવચિત્ મૃગો ઘસે,
જેની પાસ પાસ પાસ વ્યાઘ્ર ને અજા વસે;
ધન્ય એવી જેની અદ્ભુત પ્રભાવસ્ફૂર્તિને,
વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વંદું એ વિભૂતિને. ૪૦

**શબ્દાર્થ:**—જેના ગોઠણને સ્થાણુ-ઝાડનું ઠૂંઠું જાણી ક્વચિત્ મૃગલાં ઘસે છે, જેની પાસે વ્યાઘ્ર ને બકરી પાસપાસમા વસે છે, એવી જેની અદ્ભુત પ્રભાવસ્ફૂર્તિને ધન્ય છે,—તે વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વિભૂતિને હું વંદું છું.

**વિવેચન**—સમત્વમાં સ્થિત શ્રી વીતરાગ એટલા બધા પ્રશમરસમાં નિમગ્ન થઈ ગયા હોય છે કે તેમની નિમગ્ન શાંત અવસ્થા જોઈને, મૃગલાં જેવા અત્યંત ડરપોક ગણાતા નિર્દોષ પ્રાણીઓ પણ, ક્વચિત્ તેમના ગોઠણ જાણે ઝાડના ઠૂંઠાં હોય એવું માની, ત્યાં ખજવાળ મટાડવા પોતાનું માથું ઘસે છે. વાઘ ને બકરી એક આરે પાણી પીએ અથવા પાસે પાસે ઊભા પણ રહે, તે સામાન્યપણે દુર્ઘટ-અસંભાવ્ય મનાય છે. તથાપિ વીતરાગની સંનિધિમાં તે પણ નિર્વૈરભાવે-પ્રેમભાવે પાસે પાસે સ્થિતિ કરે છે. એટલું જ નહિ પણ ગાય વ્યાઘ્રશિશુને ધવડાવે, અથવા વ્યાઘ્રી ગૌબાલને સ્તન્યપાન કરાવે, સિંહ હાથીની સાથે ગેલ કરે-પરસ્પર પ્રેમપૂર્વક પંપાળે, ઇત્યાદિ વાત્સલ્યસૂચક અનેક અદ્ભુત પ્રસંગો તત્ર દૃશ્યમાન થાય છે. એવું સુંદર તાદૃશ્ય વર્ણન કવીશ્વરોએ અનેક સ્થળે કર્યું છે. જેના મહાપ્રભાવની પુષ્પ-પાંખડીરૂપ આવા વ્યતિકરો બને છે, તે સમત્વપરિણત અદ્ભુત આત્મદશાનો મહિમા મહામુનીશ્વર નિર્ગ્રંથોએ અત્યંત ઉલ્લાસભાવે ગાયો છે:—

"धन्योऽसि त्वं यदि तनुरियं लब्धबोधे मृगीभि-
र्दग्धारण्यस्थलकमलिनीशङ्कयालोक्यते ते ॥"

"दूरारूढतपोऽनुभावजनितज्योतिः समुत्सर्पणै-
रन्तस्तत्त्वमदः कथं कथमपि प्राप्य प्रसादं गताः ।
विश्रब्धं हरिणी विलोलनयनैरापीयमाना वने,
धन्यास्ते गमयन्त्यचिन्त्यचरितैर्धीराश्चिरं वासरान् ॥"

—શ્રી ગુણભદ્રસ્વામીજીકૃત શ્રી આત્માનુશાસન

અર્થાત્—બોધ પ્રાપ્ત થયે, જો આ તારી કાયાને મૃગલીઓ પળી ગયેલ વનસ્થલની કમલિનીની શંકાથી જોઈ રહે, તો તુ ધન્ય છે!

દૂરારૂઢ—અત્યંત ઉચ્ચ ભૂમિકાને પામેલા તપના પ્રભાવે ઉપજેલી જ્યોતિના પ્રસરણોવડે ક્રમે કરીને આ અન્ત તત્ત્વને પ્રાપ્ત થઈ, જે પ્રમાદ-પ્રસન્નતા-આત્મશાંતિ પામી ગયા છે, એવા તે ધન્ય ધીર પુરુષો વનમા, હરિણીના ચંચલ નેત્રોથી વિશ્રબ્ધપણે-વિશ્વાસયુક્તપણે નિઃશંક નિર્ભયપણે પીવાતા સતા, અચિન્ત્ય ચરિતોવડે, ચિરકાળ પર્યંત દિવસો નિર્ગમે છે.

આમ જેનો અદ્ભુત પ્રભાવ સ્ફુરાયમાન હોય છે, એવા તે સમત્વસ્થિત વીતરાગ પરમ ધન્ય છે! એવી તે વિશ્વના વિશિષ્ટ શ્રેષ્ઠ વિભૂતિસ્વરૂપ અરિહંત દેવને હુ વંદું છુ.

આવુ સમત્વ, મમત્વ ગયે પ્રગટ્યુ છે તે સૂચવે છે—

'આ ન હું ન મારુ આ' વિવેક એમ આદરી,
જે ત્યજી મમત્વને સમત્વમા સ્થિતિ કરી;
રાગને અસ્પર્શ્ય પામિયા ઉદાસીનત્વને,
વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વદુ એ વિભૂતિને. ૪૧.

શબ્દાર્થ:—'આ હુ નથી ને આ મારું નથી,' એમ વિવેક આદરીને, મમત્વને ત્યજી સમત્વમા સ્થિતિ કરી, જે રાગને અસ્પર્શ એવુ ઉદાસીનપણું પામ્યા છે, એવી તે વિશ્વની વિશિષ્ટશ્રેષ્ઠ વિભૂતિને હું વદુ છુ.

**વિવેચન**—દેહ અને દેહાશ્રિત અન્ય ભાવો, તેમજ અખિલ વિશ્વના સમસ્ત ઇતર પદાર્થો તે હુ નથી, હુ તો તે સર્વથી સર્વથા અતિરિક્ત-ન્યારો શુદ્ધ ચૈતન્યસ્વરૂપ આત્મા છું. તે સર્વ દ્રવ્યો પરકીય-પારકા છે, મારો આત્મીય ભાવ તો શુદ્ધ એક જ્ઞાયક-ભાવ જ છે એ સર્વ બાહ્ય ભાવો મારા નથી ને હુ એનો નથી હું તે હું છુ, પર તે પર છે હુ તે પર નથી, પર તે હુ નથી તે સર્વ પરભાવ સયોગ સંબંધે છે, તાદાત્મ્ય સંબંધ નથી, ક્ષીરનીરવત્ એક ક્ષેત્રાવગાહ છતા વિવિક્ત છે-સર્વથા ભિન્ન છે. ઇત્યાદિ પ્રકારે પ્રથમ વિવેક સ્ફુરે છે, ભેદ વિજ્ઞાન પ્રગટ્યું છે.

"एक एव भगवानयमात्मा, ज्ञानदर्शनतरंगसरंगः ।
सर्वमन्यदुपकल्पितमेतत्, व्याकुलीकरणमेव ममत्वम् ॥"

—શ્રી વિનયવિજયજીકૃત શાંતસુધારસ

"अहमिक्को खलु सुद्धो, दंसणणाणमइओ सदारूवी ।
णवि अत्थि मज्झ किंचिवि, अण्णं परमाणुमित्तंपि ॥"

—શ્રી કુંદકુંદાચાર્યજીપ્રણીત શ્રી સમયસાર

"एगोहं नत्थि मे कोइ, नाहमन्नस्स कस्सइ ।
एगो मे सासओ अप्पा, णाणदंसणसंजुओ ॥"—આર્ષવચન

"શુદ્ધ બુદ્ધ ચૈતન્ય ઘન, સ્વયં જ્યોતિ સુખધામ;
બીજું કહીએ કેટલું ? કર વિચાર તો પામ."

—શ્રીમદ્ રાજચંદ્રજીવિરચિત શ્રી આત્મસિદ્ધિ

"આપણો આતમભાવ જે, એક ચેતનાધાર રે;
અવર સવિ સાથ સંયોગથી, એ નિજ પરિકર સાર રે.
શાંતિજિન એક મુજ વિનતિ."

—શ્રી આનંદઘનજી

આમ સાચો વિવેક પ્રગટે છે, એટલે વસ્તુતત્ત્વનું યથાર્થ ભાન થતાં, પરવસ્તુ પ્રત્યેનો મમત્વ ભાવ ઓસરી જાય છે, પરમાં આત્મબુદ્ધિ નષ્ટ થાય છે અને મમતા જાય છે, એટલે સમતા આવે છે, કારણ કે મમતા ને સમતાની એકત્ર સ્થિતિ ઘટતી નથી; જ્યાં સમતા છે ત્યાં મમતા નથી. મમતા છે ત્યાં સમતા નથી. અને જ્યાં સમતા આવે છે, ત્યા રાગાદિને અસ્પર્શ્ય-રાગાદિ સ્પર્શી ન શકે એવું ઉદાસીનપણું પ્રગટે છે. વા ઉદાસીનપણાનો અર્થ સમજવા જેવો છે, અને તે શ્રી. મનઃસુખભાઇ કીરતચંદ્ર મહેતાએ શ્રી શાંતસુધારસની મુખમુદ્રામા બહુ સુંદરપણે ઘટાવ્યો છેઃ—

"ઉદાસીનનો અર્થ gloomy કે melancholy moodમાં લઇ જવાનો નથી. જ્ઞાનીઓ ઉદાસીનતાને સમદષ્ટિ, મધ્યસ્થતા, ઉપેક્ષા કહે છે, વ્યુત્પત્તિ ( etymological meaning ) અર્થથી એ સિદ્ધ થાય છે.

ઉત્=ઊંચે, જગતના ભાવથી ઊંચે, તે દેખાય તેમ તેથી પર, અલગ, નિરાળા, નિર્લેપપણે આસ્=બેસવું.

ઉદાસ્=ઊંચે, જગતના ભાવથી ઊંચે, તે ભાવ દેખાય તેમ તેથી પર, અલગ, નિરાળા, નિર્લેપ રહીને બેસવું.

"આવી સ્થિતિને જ્ઞાનીઓ ઔદાસીન્ય-ઉદાસીનતા કહે છે."

—શ્રી મનઃસુખભાઈકૃત શાંતસુધારસ વિવેચન

આમ વિવેક પ્રગટાવી, મમતાને હઠાવી, સમતાને સ્વાધીન કરી, જે રાગાદિને અસ્પર્શ્ય એવું ઉદાસીનપણું પામ્યા છે, તે વિશ્વનો વિશિષ્ટશ્રેષ્ઠ વિભૂતિરૂપ શ્રી અરિહંત દેવને હું વંદું છું. ( અપૂર્ણ )

ડૉ. ભગવાનદાસ મનઃસુખભાઈ મહેતા






( પ્રશ્નકાર—ભાઈ મંગળદાસ કંકુચંદ-સાલડી )

પ્રશ્ન ૧—રાઈપડિક્કમણામા કુસુમિણુ દુસુમિણુના કાઉસગ્ગના ચાર લોગસ્સ ક્યાં સુધી ગણવા? ઉત્તર—ચંદેસુ નિમ્મલયરા સુધી ગણવા.

પ્રશ્ન ૨—વંદિત્તુ બોલતાં કેટલી ગાથા બાકી રહે ત્યારે ઊભા થવું?

ઉત્તર—સાત ગાથા બાકી રહે ત્યારે ઊભા થવું.

પ્રશ્ન ૩—સકળતીર્થ કહ્યા પછી કે પહેલાં કાંઇ મંગળિકકારી છંદાદિ બોલાય?

ઉત્તર—ન બોલાય, જે બોલવું હોય તે બે ચૈત્યવંદન કર્યા પછી બોલવું.

પ્રશ્ન ૪—રાઈપડિક્કમણામાં છેલ્લા બે ચૈત્યવંદનમાં ઉત્તરાસન જોઇએ કે નહીં?

ઉત્તર—એ પડિક્કમણાનું ઉપકરણ જ નથી તેથી પડિક્કમણામાં ન નખાય.

પ્રશ્ન ૫—પોસાતીએ દેરાસરમાં ચૈત્યવંદનના પ્રારંભમાં ઇર્યાવહી પડિક્કમતા ત્તરાસન રાખવું કે નહીં? ઉત્તર—ન રાખવું. ચૈત્યવંદન કરતાં રાખવું.

પ્રશ્ન ૬—દેરાસરમાં ઇર્યાવહી પડિકમ્યા પછી ગમણાગમણે આલોવવા કે નહીં?

ઉત્તર—દેરાસરમાં ન આલોવવા.

પ્રશ્ન ૭—પડિક્કમણામાં સૂત્રો બોલવા માટે ઘીને બદલે સામાયિક બોલવા તે ઠીક કે નહીં?

ઉત્તર—કેટલીક જગ્યાએ બોલાય છે, પરંતુ સામાયિકની સંખ્યા વધી જવાથી તેટલા સામાયિક ઘણા કરી શકતા નથી, તેથી ચાલુ રિવાજ ઘી બોલવાનો છે તે જ ઠીક લાગે છે.

પ્રશ્ન ૮—મહાવીર પ્રભુનો ગર્ભવાસ નવ માસ ને સાડાસાત દિવસનો કહ્યો છે તે કેવી રીતે ઘટે?

ઉત્તર—સાત દિવસ જ ગણવાના છે. સાડાસાત દિવસ સૂત્રશૈલીએ કહેલા છે, એમ ખુલાસો કરેલો છે.

પ્રશ્ન ૯—પ્રભુની સાથે દીક્ષા લેનારા અન્ય મુનિઓ વસ્ત્રવાળા હોય કે વસ્ત્ર વિનાના હોય? ઉત્તર—વસ્ત્રવાળા હોય.

પ્રશ્ન ૧૦—સાધુ સાધ્વીને માટે વસ્ત્ર ધારણ કરવાની પ્રથા પ્રાચીન છે કે અર્વાચીન છે? ઉત્તર—પ્રાચીન છે; અર્વાચીન નથી.

પ્રશ્ન ૧૧—પોસાતીને દરેક વખત વાપરવાનું કહેવું કે એક વખત કહેવાથી ચાલી શકે?

ઉત્તર—આહારપાણી, કુંડી તેમજ વસ્ત્રાદિ જુદી જુદી વસ્તુ વાપરવા માટે જુદી જુદી વખત કહેવું. એક જાતની વસ્તુ માટે વારંવાર ન કહેવું.

**પ્રશ્ન ૧૨**—અગાસે જતા આવતાં વાપરેલ કામળી કયાં સુધી વાળી ન શકાય?

**ઉત્તર**—એ બાબત સાધુને પૂછીને તે કહે તેમ કરવું.

**પ્રશ્ન ૧૩**—સામાયિક, પોસહ, પ્રતિક્રમણાદિમાં છોકરાઓ પાટલુન કે લેંઘો વાપરી શકે? **ઉત્તર**—ન વાપરી શકે.

**પ્રશ્ન ૧૪**—પોસાતી માટે બનાવેલ આહારાદિનો દોષ પોસાતીને લાગે કે નહીં?

**ઉત્તર**—ન લાગે એમ મારું માનવું છે, કારણ કે એને આધાકર્મીનો ત્યાગ નથી.

**પ્રશ્ન ૧૫**—સામાન્ય પોસાતી સાંજે પડિલેહણ વખતે મુટ્ઠિસહિયંનું પચ્ચખ્ખાણ કરી શકે? **ઉત્તર**—કરી શકે, એવી પ્રવૃત્તિ છે.

**પ્રશ્ન ૧૬**—પોસાતી સાંજે દેવવંદન કર્યા પછી દેરાસર દર્શન કરવા જઇ શકે? **ઉત્તર**—ન જઈ શકે. એવી પ્રવૃત્તિ પણ નથી.

**પ્રશ્ન ૧૭**—શ્રી મહાવીરસ્વામીએ બ્રાહ્મણને દેવદૂષ્ય વસ્ત્ર આપ્યું તે આપી શકાય? **ઉત્તર**—તીર્થંકર કલ્પાતીત છે તેથી તે આપે તેમાં વિરોધ ન ગણાય.

**પ્રશ્ન ૧૮**—સવારના પચ્ચખ્ખાણ કયારથી કયાં સુધી લઈ શકાય?

**ઉત્તર**—બે ઘડી દિવસ ઊગ્યા અગાઉથી, જે પચ્ચખ્ખાણ કરવું હોય તેનો ટાઈમ વ્યતીત થયા પહેલાં લઈ શકાય.

**પ્રશ્ન ૧૯**—ગુરુવંદન સવારના કયારથી કયાં સુધી કરી શકાય?

**ઉત્તર**—દિવસ ઊગ્યા અગાઉ એક ઘડીથી માંડીને સંધ્યા કાળ સુધી કરી શકાય?

**પ્રશ્ન ૨૦**—દરરોજ પોસહ કરનારે બધા આદેશો માગવા જોઇએ કે ઓછા આદેશ મગાય?

**ઉત્તર**—સજ્ઝાય સંદિસાહુનો આદેશ ન માગતાં 'સજ્ઝાયમાં છું' એમ કહે. બીજા બધા આદેશ માગવા જોઇએ.

**પ્રશ્ન ૨૧**—જિનપૂજા કરીને પોસહ કરવાનું પંડિત શ્રીવીરવિજયજીએ ૧૧મા વ્રતની પૂજામાં કહ્યું છે તે બરાબર છે?

**ઉત્તર**—એમણે કહ્યું છે તે આધારવાળું છે, તેવી પ્રવૃત્તિ પણ છે, કેટલાક પૂજા કર્યા વિના પણ પોસહ કરે છે.

કુંવરજી



# પ્રશ્નોત્તર

( પ્રશ્નકાર—ભાઈ મંગળદાસ કંકુચંદ-સાલડી )

પ્રશ્ન ૧—રાઈપડિક્કમણામાં કુસુમિણ દુસુમિણના કાઉસગ્ગના ચાર લોગસ્સ ક્યાં સુધી ગણવા? ઉત્તર—ચંદેસુ નિમ્મલયરા સુધી ગણવા.

પ્રશ્ન ૨—વંદિત્તુ બોલતાં કેટલી ગાથા બાકી રહે ત્યારે ઊભા થવું?

ઉત્તર—સાત ગાથા બાકી રહે ત્યારે ઊભા થવું.

પ્રશ્ન ૩—સકળતીર્થ કહ્યા પછી કે પહેલાં કાંઇ મંગળિકકારી છંદાદિ બોલાય?

ઉત્તર—ન બોલાય, જે બોલવું હોય તે બે ચૈત્યવંદન કર્યા પછી બોલવું.

પ્રશ્ન ૪—રાઈપડિક્કમણામાં છેલ્લા બે ચૈત્યવંદનમાં ઉત્તરાસન જોઇએ કે નહીં?

ઉત્તર—એ પડિક્કમણાનું ઉપકરણ જ નથી તેથી પડિક્કમણામાં ન નખાય.

પ્રશ્ન ૫—પોસાતીએ દેરાસરમાં ચૈત્યવંદનના પ્રારંભમાં ઇર્યાવહી પડિક્કમતા તરાસન રાખવું કે નહીં? ઉત્તર—ન રાખવું. ચૈત્યવંદન કરતાં રાખવું.

પ્રશ્ન ૬—દેરાસરમાં ઇર્યાવહી પડિકમ્યા પછી ગમણાગમણે આલોવવા કે નહીં?

ઉત્તર—દેરાસરમાં ન આલોવવા.

પ્રશ્ન ૭—પડિક્કમણામાં સૂત્રો બોલવા માટે ઘીને બદલે સામાયિક બોલવા તે ઠીક કે નહીં?

ઉત્તર—કેટલીક જગ્યાએ બોલાય છે, પરંતુ સામાયિકની સંખ્યા વધી જવાથી તેટલા સામાયિક ઘણા કરી શકતા નથી, તેથી ચાલુ રિવાજ ઘી બોલવાનો છે તે જ ઠીક લાગે છે.

પ્રશ્ન ૮—મહાવીર પ્રભુનો ગર્ભવાસ નવ માસ ને સાડાસાત દિવસનો કહ્યો છે તે કેવી રીતે ઘટે?

ઉત્તર—સાત દિવસ જ ગણવાના છે. સાડાસાત દિવસ સૂત્રશૈલીએ કહેલા છે, એમ ખુલાસો કરેલો છે.

પ્રશ્ન ૯—પ્રભુની સાથે દીક્ષા લેનારા અન્ય મુનિઓ વસ્ત્રવાળા હોય કે વસ્ત્ર વિનાના હોય? ઉત્તર—વસ્ત્રવાળા હોય.

પ્રશ્ન ૧૦—સાધુ સાધ્વીને માટે વસ્ત્ર ધારણ કરવાની પ્રથા પ્રાચીન છે કે અર્વાચીન છે? ઉત્તર—પ્રાચીન છે; અર્વાચીન નથી.

પ્રશ્ન ૧૧—પોસાતીને દરેક વખત વાપરવાનું કહેવું કે એક વખત કહેવાથી ચાલી શકે?

ઉત્તર—આહારપાણી, કુંડી તેમજ વસ્ત્રાદિ જુદી જુદી વસ્તુ વાપરવા માટે જુદી જુદી વખત કહેવું. એક જાતની વસ્તુ માટે વારંવાર ન કહેવું.

પ્રશ્ન ૧૨—અગાસે જતા આવતાં વાપરેલ કામળી કયાં સુધી વાળી ન શકાય?

ઉત્તર—એ બાબત સાધુને પૂછીને તે કહે તેમ કરવું.

પ્રશ્ન ૧૩—સામાયિક, પોસહ, પ્રતિક્રમણાદિમાં છોકરાઓ પાટલુન કે લેંઘા વાપરી શકે?　　　　ઉત્તર—ન વાપરી શકે.

પ્રશ્ન ૧૪—પોસાતી માટે બનાવેલ આહારાદિનો દોષ પોસાતીને લાગે કે નહીં?

ઉત્તર—ન લાગે એમ મારું માનવું છે, કારણ કે એને આધાકર્મીનો ત્યાગ નથી.

પ્રશ્ન ૧૫—સામાન્ય પોસાતી સાંજે પડિલેહણ વખતે મુઠ્ઠિસહિયંનું પચ્ચખ્ખાણ કરી શકે?　　　　ઉત્તર—કરી શકે, એવી પ્રવૃત્તિ છે.

પ્રશ્ન ૧૬—પોસાતી સાંજે દેવવંદન કર્યા પછી દેરાસર દર્શન કરવા જઇ શકે?　　　　ઉત્તર—ન જઇ શકે. એવી પ્રવૃત્તિ પણ નથી.

પ્રશ્ન ૧૭—શ્રી મહાવીરસ્વામીએ બ્રાહ્મણને દેવદૂષ્ય વસ્ત્ર આપ્યું તે આપી શકાય?　　ઉત્તર—તીર્થંકર કલ્પાતીત છે તેથી તે આપે તેમાં વિરોધ ન ગણાય.

પ્રશ્ન ૧૮—સવારના પચ્ચખ્ખાણ કયારથી કયાં સુધી લઇ શકાય?

ઉત્તર—બે ઘડી દિવસ ઊગ્યા અગાઉથી, જે પચ્ચખ્ખાણ કરવું હોય તેનો ટાઇમ વ્યતીત થયા પહેલાં લઇ શકાય.

પ્રશ્ન ૧૯—ગુરુવંદન સવારના કયારથી કયાં સુધી કરી શકાય?

ઉત્તર—દિવસ ઊગ્યા અગાઉ એક ઘડીથી માંડીને સંધ્યા કાળ સુધી કરી શકાય?

પ્રશ્ન ૨૦—દરરોજ પોસહ કરનારે બધા આદેશો માગવા જોઇએ કે ઓછા આદેશ મગાય?

ઉત્તર—સજઝાય સંદિસાહુનો આદેશ ન માગતાં 'સજ્ઝાયમાં છું' એમ કહે. બીજા બધા આદેશ માગવા જોઇએ.

પ્રશ્ન ૨૧—જિનપૂજા કરીને પોસહ કરવાનું પંડિત શ્રીવીરવિજયજીએ ૧૧મા વ્રતની પૂજામાં કહ્યું છે તે બરાબર છે?

ઉત્તર—એમણે કહ્યું છે તે આધારવાળું છે, તેવી પ્રવૃત્તિ પણ છે, કેટલાક પૂજા કર્યા વિના પણ પોસહ કરે છે.

કુંવરજી



પરિણામ એટલે પોતાની જાતિને વિરોધ ન આવે તેવો વિકાર. જેમ વનસ્પતિના એક અંકુરામાંથી ડાળ, પત્ર, પુષ્પ, ફળ વિગેરે મૂળ દ્રવ્યને વિરોધ ન આવે તેવા, મૂળ દ્રવ્યની જાતિનો ત્યાગ ન કરે તેવા ફેરફારો થાય છે. કેરી કાચી હોય છે ત્યારે લીલી હોય છે, ધીમે ધીમે પાકે છે ત્યારે પીળી થાય છે, આ ફેરફાર ક્રમેક્રમે જ અર્થાત્ જુદા જુદા સમયમાં જ થાય છે તે ઉપરથી એવું અનુમાન થાય છે કે એક વસ્તુના ચિત્રવિચિત્ર પરિણામનું જે નિયામક કારણ છે તે કાળ છે, અને તે કાળતત્ત્વમાં પ્રતિવિશિષ્ટ કાર્ય પ્રસવ કરવાની શક્તિ છે.

ક્રિયા અને પરત્વઅપરત્વ પણ કાળના સૂચક લિંગો છે. ક્રિયા એટલે ગતિ, પદાર્થની ગતિ એટલે સ્થિત્યંતર ક્રમેક્રમે જ થાય છે. જે ક્રમ કાળદ્રવ્યની માન્યતા વિના સંભવી શકતો નથી. પરત્વ અપરત્વ એટલે આગળ પાછળપણું ( before and after ), નવા જૂનાપણું તે પણ કાળનું સૂચન કરે છે.

ટૂંકામાં વસ્તુમાં જે વર્તના, પરિણામ, ક્રિયા, પરત્વઅપરત્વ જોવામાં આવે છે તે કાળદ્રવ્યના સૂચક લિંગો છે.

( ૩ ) कालश्चेत्येके । સૂત્રની ચર્ચા—

તત્ત્વાર્થસૂત્રમા કાળની ચર્ચાને અંગે ત્રીજું સૂત્ર પાંચમા અધ્યાયનું ૩૮ મું છે. દિગંબર આમ્નાયમા આ સૂત્ર कालश्च એટલું જ છે. એટલે કાળના સ્વરૂપને અંગે જે મતભેદ શ્વેતાંબર આમ્નાયમાં છે તેવો મતભેદ દિગંબર ગ્રંથોમાં નથી. તેમાં કાળદ્રવ્યને સ્વતંત્ર દ્રવ્ય તેના બધા આચાર્યો માને છે. શ્રી સિદ્ધસેનગણિ ટીકામાં આ મતભેદનો ખુલાસો એવો કરે છે કે આ મતભેદ નયાપેક્ષિત છે અર્થાત્ જુદી જુદી દૃષ્ટિબિંદુનું કારણ છે. ઉપર ચર્ચામાં બતાવેલ છે તે પ્રમાણે આગમમાં આ મતભેદના બીજ છે. શ્રી ભગવતીસૂત્રમાં અદ્ધાસમયને જુદા દ્રવ્ય તરીકે એક ઠેકાણે બતાવેલ છે, બીજે સ્થળે જીવ અને અજીવના પર્યાયોને જ કાળ કહેલ છે. આ વિષયનું સવિસ્તર વર્ણન આ સૂત્રની વૃત્તિમાં શ્રી સિદ્ધસેન ગણિએ કરેલ છે. ટીકાકાર સ્વતંત્ર કાળને કાળદ્રવ્ય કહે છે. જીવ અજીવના પર્યાયરૂપ કાળને દ્રવ્યકાળ કહે છે. અને આગમમાં બતાવેલ અદ્ધાસમય તે દ્રવ્યકાળથી વ્યતિરિક્ત નથી એવો ખુલાસો કરે છે.

( ૪ ) सोऽनन्तसमयः । સૂત્રની ચર્ચા—

કાળને અંગે ચોથું સૂત્ર અધ્યાય ૫–૩૯ ઉપર પ્રમાણે છે. ભાષ્યકાર પ્રતિપાદન કરે છે કેઃ—

स चैष कालोऽनन्तसमयः। तत्रैक एव । वर्तमानसमयः, अतीतानागतयोस्त्वानन्त्यम् ॥

આ કાળ અનંત સમયવાળો છે, તેમાં વર્તમાન સમય એક જ છે, અતીત તથા અનાગત સમયો અનન્ત છે. ટીકાકાર કહે છે કે–જ્યારે કાળ દ્રવ્યવિશેષ છે ત્યારે પરિણામી છે, ગુણ પર્યાયયુક્ત છે, સમયો કાળના પર્યાય અર્થાત્ અવયવો છે, કાલાવયવ–સમય ભાક્ત અર્થાત્ કાલ્પનિક નથી, પણ પારમાર્થિક છે. કાળ દ્રવ્ય છે એટલે આકાશની જેમ સપ્રદેશ છે. તે કાળદ્રવ્યનો અઢીદ્વીપમાં વર્તતો એક પ્રદેશ સમય લક્ષણવાળો અદ્ધાસમય છે. અદ્ધાસમયને કાળદ્રવ્યનો અંતિમ વિભાગ માનવાથી તે સમય પરિણામ વિનાનો–અવયવ

વિનાનો થઇ જાય છે. અને અપરિણામી થાય તો તે સમયનું દ્રવ્યત્વ જાય છે અને દ્રવ્યત્વ જાય તો અદ્ધાસમય એક સ્વતંત્ર દ્રવ્ય રહેતું નથી. ફક્ત કાળદ્રવ્યનો કાલ્પનિક ભેદ થઇ જાય છે. ટીકાકાર સ્પષ્ટ કહે છે કે જોકે સમય ( અદ્ધાસમય ) દ્રવ્ય અને કાળથી અનવયવ છે પણ ક્ષેત્ર અને ભાવથી સાવયવ છે:—

**एकस्य समयस्य कालकृता देशा न सन्त्येव, यथा कालकृतदेशैरनवयव एवं द्रव्यकृतदेशैरपीति, क्षेत्रतो भावतश्च सावयव एव** કહેવાનું તાત્પર્ય એવું જણાય છે કે—જો કે સમય સમય વચ્ચે દ્રવ્યકૃત અને કાળકૃત quantitative અને temporal ભેદ નથી. પણ ક્ષેત્રકૃત અને ભાવકૃત spatial અને quantitative ભેદ છે. સમયમાં ભાવભેદ માનવામાં ન આવે તો પદાર્થમાં ક્રમેક્રમે જુદા જુદા ચિત્રવિચિત્ર પર્યાયો થાય છે તે સંભવી શકે નહિ. સૂત્રના છેવટના ભાગમાં કાળ અસ્તિકાય કઇ અપેક્ષાએ ન કહી શકાય અને કઇ અપેક્ષાયે કહી શકાય તેની ચર્ચા કરેલ છે.

ટૂંકામાં ચારે સૂત્રોની ટીકામાં ટીકાકારે ઘણા વિસ્તારથી જુદા જુદા દષ્ટિબિંદુથી કાળના સ્વરૂપની તાત્ત્વિક ચર્ચા કરેલ છે. આવી તાત્ત્વિક વિસ્તૃત ચર્ચા બીજા આચાર્યોએ કરેલ મારા જોવામાં આવેલ નથી. તત્ત્વના જિજ્ઞાસુએ ચારે સૂત્રો ઉપરની ટીકા સંભાળ અને ખંતથી વાંચવી જોઇએ એવી મારી ભલામણ છે.

ચારે સૂત્રો અને તે ઉપરના ભાષ્યની સમીક્ષા કરતાં હું એવા નિર્ણય ઉપર આવ્યો છું કે—

( ૧ ) સૂત્રકાર અને સ્વોપજ્ઞભાષ્યકાર શ્રી ઉમાસ્વાતિ મહારાજ કાળને એક સ્વતંત્ર દ્રવ્ય માનતા હતા.

( ૨ ) જીવ અને અજીવનો પર્યાય માત્ર કાળ છે એવી ઉમાસ્વાતિ વાચકશ્રીની માન્યતા જણાતી નથી.

( ૩ ) તત્ત્વાર્થ સૂત્ર કે ભાષ્યમાં અદ્ધાસમયનો કોઇ ઠેકાણે ઉલ્લેખ જોવામા આવતો નથી. એટલે ફક્ત અઢીદ્વીપમાં કાળ—સમય છે અને બીજા લોકના ભાગમાં કાળ નથી એવો ભેદ વાચકશ્રીએ કરેલ જોવામાં આવતો નથી.

( ૪ ) કાળના છૂટા છૂટા અણુઓ હોવાનો નિર્દેશ-સૂત્ર કે ભાષ્યમાં નથી, એટલે કાળના છૂટા છૂટા અણુઓ હોવાની દિગંબર આમ્નાયની માન્યતાને તત્ત્વાર્થસૂત્રથી ટેકો મળતો નથી.

( ૫ ) જેમ આકાશને એક અખંડ દ્રવ્ય માની તેના અનંત પ્રદેશો કહ્યા છે, તેમ કાળને એક અખંડ દ્રવ્ય માની તેના અનંત સમયો માન્યા જણાય છે.

ઉપરના સમગ્ર વિવેચનને પરિણામે સુજ્ઞ વાચકવર્ગ જોઇ શકશે કે કાળનું સ્વરૂપ નક્કી કરવું કેટલું મુશ્કેલ છે, શાસ્ત્રકારોએ પણ કાળતત્ત્વનું જુદી જુદી દૃષ્ટિએ જુદું જુદું સ્વરૂપ બતાવ્યું છે. હાલના વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાનના મારા વાંચન પ્રમાણે જૈન-દર્શનમાં બતાવેલ કાળના સ્વરૂપને સમજાવવાનો યત્કિંચિત્ પ્રયાસ કર્યો છે. તેમાં ભૂલ થવા સંભવ છે. જૈનદર્શનમાં રસ લેનારા વિદ્વાન પુરુષો આ વિષયમાં વિશેષ પ્રકાશ નાંખી શકે એવી મારી ઉમેદ છે. **किं बहुना ?**

# પ્રભાવિક પુરુષો

## આચાર્ય યશોભદ્રસૂરિ(૨)

દરેક ભાષામાં કહેવતો–સમસ્યાઓ અથવા તો ટૂંકા અક્ષરોમાં સમાવવામાં આવેલી રહસ્યપૂર્ણ બાબતો દૃષ્ટિગોચર થાય છે. ભલે એનું પ્રમાણ સરખાઈવાળું ન હોય. એને કાળના બંધન નડતા નથી અર્થાત્ યુગ બદલાવા છતાં પણ એમાં જે અણુમૂલો ઉપદેશ સંગ્રહિત કરવામાં આવેલો હોય છે એ વર્તમાનકાળવાળાને ભૂતકાળ જેટલો જ ઉપયોગી નિવડે છે અને ભવિષ્ય માટે પણ એની અગત્ય ઓછી નથી અંકાતી અલબત એ ટૂંકાક્ષરી કહેણીઓમાં તરતમતા સંભવે છે.

બારપર્ષદામાં એક ચોર આવે છે પરમાત્મા મહાવીરદેવ પોતાની મધુર ગીરામાં ઉપદેશની વર્ષા વરસાવી રહ્યા છે. ચોરનું આગમન એકાદા સંશયના છેદન અર્થે થયેલું છે પણ સંશય બારસભામાં પૂછવાની એ હિંમત ન કરી શક્યો. કર જોડીને એટલું જ ઉચ્ચરી ગયો–યા, સા?

જ્ઞાની ભગવંતને કંઇ જ અજાણ્યું નહોતું. ચૌદ રાજલોકના ભાવોને કેવલજ્ઞાનરૂપી દર્પણમાં સમયે સમયે અવલોકનાર એ વિભૂતિએ પ્રશ્નકારનો ઉત્તર માર્મિક રીતે જ આપ્યો અને તે શબ્દો આટલા જ સા, સા આમ ‘યા સા સા સા’ રૂપ ચાર અક્ષરોમાં એક રહસ્યપૂર્ણ કિસ્સો ઉકેલાઇ ગયો

દૂર શા સારુ જવું? ગુરુ–ચેલાનો નિમ્ન દુહો તો જગમશહુર છે.

પાન સડે, ઘોડો અડે,
વિદ્યા વિસર જાય;
અંગારે રોટી જળે,
કહો ચેલા કયું થાય?

ઉત્તરમાં–‘ ફિરાવે નહીં તો ’ એટલા જ શબ્દો.

સાહિત્યના મહાસાગરમાં આવી સમસ્યાઓ અથવા લોકપ્રચલિત ઉક્તિઓ સુપ્રમાણમાં ભરેલી છે. ચાલુ વાર્તાપ્રવાહમાં એ સંબંધી ઉલ્લેખ એટલા પૂરતો કરવો પડ્યો કે કેટલીક વાર માર્મિક શબ્દોમાં બહુ રહસ્યપૂર્ણ વાતો સમાયેલી હોય છે એ મહત્ત્વનો મુદ્દો લક્ષ્યમાં રહે.

‘ વહેતા પાણી નિર્મળા ’–સરિતાનાં જળ તળાવ કે કૂવાનાં પાણી કરતાં વધારે ચોખ્ખા ગણાય છે એનું કારણ એના સતત વહેવાપણામાં કલ્પી શકાય. આમ તો એ કહેતી વ્યવહારિક વાતસૂચક મનાય પણ એ જ નિયમ શ્રમણના જીવન સાથે ગાઢો સંબંધ ધરાવે છે. વહેતાં નીર માફક તેમનો વિહાર પ્રવર્તતો હોય તો જ એ શોભાસ્પદ છે. જ્ઞાની પુરુષોએ એમાંજ શ્રેય જોઇ નિયત કર્યું છે કે ચોમાસાના કાળ સિવાય મુનિઓએ એક સ્થળે વધુ સમય રહેવું નહીં. આ

મહત્ત્વના કાનૂનને અવગણનાર સાધુ પોતાના ચારિત્રને ઝાંખપ લગાડે છે અને કેટલીક વાર રાગદશાના તીવ્ર બંધનોમાં જકડાય છે, એ જેમ અનુભવનો વિષય છે તેમ એની ઇશારારૂપ નોંધ પાના–પુસ્તકે પણ સાંપડે છે.

પૂર્વધર મહાત્મા શય્યંભવજી આ વાત સારી રીતે પિછાનતા હતા. મૌન એકાદશી વીતી જવા છતાં કારણવશાત્ તેઓ વિહાર કરી શકયા નહોતા પણ આજે રાઈ પડિક્કમણુ પૂરું થતાં જ પટ્ટ-શિષ્ય યશોભદ્રજીને વિહાર માટે તૈયારી કરવાની સૂચના આપી હતી. મુનિગણ 'વહેતાં પાણી નિર્મળા'ના ઉમદા બોધપાઠથી માહિતગાર હતો; છતાં વિનીત શિષ્ય મનકના સ્વર્ગગમન પછી આટલો જલદી વિહાર થશે એવું ધારતો નહોતો. થોડા દિવસો સ્વર્ગસ્થ આત્મા નિમિત્તના ઉત્સવમાં પસાર થઇ જશે એમ ઘણાની ધારણા હતી. ખુદ પટ્ટ-શિષ્ય યશોભદ્રજીને એકાદ બે બાબતની શંકાના સમાધાન કરવાના બાકી હતાં. ગુરુ સાથેના વિહારમાં એ થઇ શકે તેમ હતું પણ આજની આજ્ઞા તેમને ઉદ્દેશીને કરાયેલી હોવાથી, સહજ કલ્પી શકાતું હતું કે આચાર્યશ્રી આ સ્થળમાં હજુ થોભવાના છે. આ રીતે વિહારની તૈયારીમાં મશગૂલ છતાં મુનિવૃંદમાં એક પ્રકારની ભાવી કાર્યક્રમની અસ્થિરતા હતી. યશોભદ્રજી તો ગોચરી પછીના આરામની માર્ગપ્રતીક્ષા કરી રહ્યા હતા. એ સમય સ્વશંકાનિરસન માટે એમને વધુ યોગ્ય જણાયો હતો.

વાચકને આશ્ચર્ય થાય એવું તો નથી છતાં વાર્તાનો સંબંધ સાંધવા પૂરતું અત્રે કહેવું ઘટે કે ગયા અંકમાં જે યશપાલની વાત કહેવામાં આવી છે તે પોતે જ કથાનાયક યશોભદ્રસૂરિ છે.

શય્યંભવસૂરિના ઉપદેશથી જેની હૃદય–ગુહાનું ઢાંકણુ ખુલી ગયું છે અને જેને આ સંસાર ઝેર સમાન લાગ્યો છે એવો યશપાલ પોતાની મોટી બહેન પાસે દીક્ષા લેવાની રજા મેળવવા સારુ ઘેર પાછો ફરે છે.

સંસારની વાસના વિલક્ષણતાથી ભરપૂર છે. દુઃખના ઢગલા વચ્ચે પણ માનવ-હૃદયને ત્યાગની વાત એકદમ ગમતી જ નથી. મોહરાજની જાળમાં ફસાયેલ જીવો એટલી હદે ઘેન–નિદ્રા અનુભવતા હોય છે કે એમના અંતરમાં જેટલો રાગનો પ્રવેશ સુલભ છે તેટલો વિરાગનો દુર્લભ છે. યશપાલના જીવનમાં કષ્ટની પરંપરા સિવાય શું હતું? વિધવા ભગિનીની જિંદગીને સંસારજન્ય વિલાસના કાંટે ચઢાવતાં સુખનું પલ્લું તદ્દન ખાલી લેખાય છતાં જ્યારે ભાઈના મુખેથી ઉદ્યાનમાં પધારેલા સૂરિપુંગવ શય્યંભવજી પાસે પ્રવ્રજ્યા લેવાની વાત સાંભળી ત્યારે તેણી એકદમ બોલી ઊઠી—

"ભાઇ! તારી વય સંયમ લેવાની નથી. નિર્ગ્રંથજીવન એ કંઇ ગુલાબ પાથરેલા માર્ગ જેવું નથી કે મીઠી

સુવાસ અનુભવતાં એ પર વિગરી શકાય. ડગલે ને પગલે પરિષહ ને ઉપસર્ગરૂપી કાંટા એ માર્ગ પર પથરાયેલા છે તને પિતાશ્રી પેલી સજ્ઝાયમા બોલતા હતા એ લીટી યાદ નથી ?"

'સંયમ પંથ અતિ આકરો,
વ્રત છે ખાંડાની ધાર.'

"ભગિની ! તમે કહો છો એવો એ માર્ગ હોય તો ય ત્યા જવામા વાધો શું છે ? અહીં આપણા માટે કયા છત્ર-પલગો ઢાળેલાં છે ? પૂરી મહેનત કરવા છતા પેટભર અન્ન મળે છે ખરું ? અને એ શાતિથી ખાવાનું આપણું ભાગ્ય પણ કયા છે ? દિ' ઊગ્યે કોઇની ગવ આવી જ છે ને ! આજે જ્યારે લેણદારોનુ દેવું પૂરેપૂરુ અપાઇ જવાથી એ આ તરફ આવતા અટકી ગયા છે ત્યારે તારા પેલા સાગરીયા કયા ઝપવા દે છે ?"

"ભાઇ ! સંસારમા તો એમ જ ચાલે એ કહેતા ભલા ને આપણે સાભળતા ભલા. દુઃખ કઇ સદાને માટે રહેવાનુ નથી તું હવે સમજણો થયો છે એટલે કાલે સવારે સુખ જોવાનો વારો આવશે 'પુન્યના નગીમ આડુ પાદડું' એ તો ખુલવા માટે તો વાર ન લાગે. પિતાના વંશનો વેલો કાયમ રહે અને તું સુખી થઇ ઘર માંડે એ જોવાની મારી અભિલાષા છે"

"મોટી બહેન ! તમારી અભિલાષા આ ધગપાળ પૂરે એવો યોગ જણાતો નથી. જ્યાં સાત પેઢીથી એકધારા ચાલ્યા આવતા નામોનો અંત આવે છે ત્યાં તમે 'ઘઉં ખેતમાં' જેવી વાત કરો છો ! ગામમાં પેસવાના ફાંફાં છે ત્યાં પટેલને ત્યાં ઊના પાણી જેવી આશા તમોને વ્યર્થ નથી જણાતી ? માંડ પેટનો ખાડો પૂરાય છે ત્યાં તમને ઘર ઊભું કરવાના કોડ થાય છે એ બધું વૃથા છે. હું તો સંસારમાં દેખાતી આળપંપાળથી કંટાળી ગયો છું. નામ કોના રહ્યાં છે ? માનો કે થોડાકનાં નામો આજે ઇતિહાસને પાને નોધાયેલા છે કે જન-સમૂહની સ્મરણપોથીમાં યાદ કરાય છે તો એ કોઇ વંશ-વારસને આભારી નથી એની પાછળ તો આત્માઓના સુકૃત્યોની–પરમાર્થે ગાળેલા જીવનની લાબી કથા હોય છે હું જે માર્ગની વાત કરું છું તેનાથી બન્ને કાર્યો સધાય તેમ છે જો જ્ઞાનાર્જન કરી શુદ્ધ ચારિત્રનું પાલન કરવામા આવે તો તમે જે નામના, કીર્તિ કિંવા વંશઉદ્યોતની વાત કરી તે સહજ સધાય છે અને વધારામાં આત્મ-શ્રેય થાય છે આ ભવ ને પરભવ–બન્ને સુધરે છે જ્યારે આપણે પરમાર્થપંથે પળેલા પ્રવાસીઓ જેવા કે–ગજસુકુમાળ, ઇલાચીકુમાર, અનાથીમુનિના જીવનના પાના ફેરવીએ છીએ ત્યારે સહેજે માલૂમ પડે છે કે એમાં અગ્રપદે ભાગવતી દીક્ષા જ નિમિત્તરૂપ બનેલ છે આત્મ-કલ્યાણના ઇચ્છક માટે એ જ એક ધોરી-માર્ગ છે મુશ્કેલીનો અને મુસીબતનો શુમા નથી ? એ જોઇ જે ભડકે છે તે કાયર ગણાય છે અને એનો જે પાર પામે છે તે શૂરવીર કહેવાય છે.

" વહાલી સ્વસા ! તારી અટકાયત પાછળ મારા પ્રત્યેનો સ્નેહ કામ કરે છે એ હું સમજું છું, પણ એનું સુકાન ફેરવવાની જરૂર છે. મને આ સંસાર પર તિરસ્કાર તો કેટલાક સમયથી ઉદ્ભવ્યો હતો જ. એમાં મહાત્માની આજની દેશનાએ સાચો વિરાગ જન્માવ્યો છે, માટે તમે મને એ મહાપુરુષના સહવાસમાં વસવાની હસ્તે મુખડે અનુજ્ઞા આપો. એ રીતે જ મારા પ્રત્યેનો સ્નેહ દાખવો. મારા કલ્યાણની દિશાના દ્વાર ખોલો. મન જ્યાં ચોંટયું ત્યાં વિલંબ કરવો નિરર્થક છે."

" પ્યારા ભાઇ ! તો પછી હું કોના આધારે રહું ? સાસરીયાની કેવી નજર છે એ તો તું જાણે છે. તારા અવલંબને તો હું રહેલી છું. પિતાશ્રી કોના ભરોસે આપણ બન્નેને મૂકી ગયા ? "

" વહાલી બહેન ! સ્વાધ્યાય કરતાં કેટલી ય વાર તમે બોલો છો—' કોના છોરુ, કોના વાછરુ, કોના માય ને બાપ ' એ લીટીનો અર્થ વિચારશો તો તુરત સમજાશે કે આ સંસારમાં કોઇ કોઇનું નથી. દરેક પોતાની કર્મસંચિત મૂડી પર જીવે છે. તમે મારા આધારની વાત પર મુસ્તાક રહેતા હશો પણ કાળની નોંધમાં કોણે જોયું છે કે એની અવધિ કેટલી છે ? શીરછત્ર ચાલ્યા ગયા છતાં આપણું જીવન નભ્યું કે નહીં ? તેમ હું પ્રવ્રજ્યા લઇશ તેથી તમારું ગાડું અટકી પડવાનું નથી. જ્યારે કીડી-મંકોડી જેવા પોતાના પેટ ભરી શકે છે તો તમારા સરખી અનુભવી અને સહનશીલતાની મૂર્તિને એમાં કંઇ જ મુશ્કેલી નડે તેમ નથી જ."

" યશપાલ ! જો તારો ચારિત્ર લેવાનો નિરધાર જ છે તો મારી હવે રોકટોક નથી. હું પણ તારી માફક પ્રવ્રજ્યા સ્વીકારીશ. ફક્ત તારા પ્રત્યેના સ્નેહ-તંતુ પર હું જીવન નભાવતી હતી તે પણ આજે જ્યારે તૂટવા બેઠો છે ત્યારે કઇ આસક્તિથી હું પ્રતિદિન બળતી ભઠ્ઠીમાં શેકાયા કરું ? ચાલ, ભાઇ ચાલ, પરમાત્મા મહાવીરદેવના પવિત્ર માર્ગનું અવલંબન લઇ આ માયા-પાશ પર કાયમનો કાપ મૂકીએ. એ દેવાધિદેવના ચરણે આ દેહને ધરીએ."

ઉભય આત્માએ આ રીતે આચાર્ય શ્રી શય્યંભવજીનો સાથ મેળવ્યો. મનોરમ ઉદ્યાનમાં આસોપાલવની શીળી છાંયડીએ બન્ને જીવોએ વેશપલટો કર્યો અને સાથોસાથ હૃદયપલટો પણ કર્યો. યશપાલ મટી યશોભદ્ર બનેલ એ નવીન સાધુ સ્થવિરની દેખરેખ હેઠળ જ્ઞાનાર્જનમાં પ્રગતિ કરવા લાગ્યા. એની ભગિની સાધ્વીગણમાં ભૂતકાળને ભૂલી જઇ, કર્મોના ક્ષય અર્થે નવનવા તપઅનુષ્ઠાનમાં રક્ત બની. આચાર્યશ્રી થોડા દિવસમાં આ સ્થળનો ત્યાગ કરી અન્ય દિશામાં વિહરવા લાગ્યા.

યશોભદ્રનો સિતારો જલ્દીથી ચમક્યો. ધનપ્રાપ્તિમાં એનો નંબર ભલે છેલ્લો રહ્યો પણ વિદ્યાના અર્જનમાં એ મોખરે આવ્યા. સરસ્વતી દેવીના સંપૂર્ણ આશીર્વાદ પ્રાપ્ત થતાં ટૂંક સમયમાં એ

વિદ્વાન્ શિષ્યવૃંદમાં અગ્રણી બન્યા. સૂરિમહારાજે એની શક્તિની પિછાન કરી એને પટ્ટશિષ્યનું માનવંતું પદ સોંપ્યું. જગતમાં જેની કદર નહોતી તે શય્યંભવસૂરિના હાથમાં જતાં સાચું ગૌરવ પામ્યો.

ગોચરીનું કાર્ય આટોપાઈ જતાં આચાર્યશ્રી ઉપાશ્રયમાં થોડા આંટા મારી, આસન પર ડાબા પડખે જરા આડા થયા. કાળવેળા અભ્યાસ માટે નિષિદ્ધ ગણાય છે એટલે બીજા મુનિઓ પણ યશોભદ્રજીની આગેવાની હેઠળ ગુરુ સમિપ હાજર થયા. આવતી કાલના વિહાર અંગે સૂચના મેળવવાનો આશય તો હતો જ પણ એ ઉપરાંત શંકા નિવારણ કરવાનું કાર્ય પણ હતું; એટલે એ શંકાની બાબત ઉપાડતાં યશોભદ્ર બોલ્યા કે—

"પૂજ્ય ગુરુદેવ! આપ તો શ્રુતધર છો. આપની પ્રત્યેક કરણી આગમને અનુસરીને જ સંભવે. મારા જેવા લઘુ શિષ્યને એ માટે વિચારવાપણું ન જ હોય છતાં સ્વર્ગસ્થ મનક મુનિના પ્રસંગને અંગે એ બાબત એવી બની છે કે એ સંબંધમાં મારે આપશ્રીનો ખુલાસો મેળવવો જોઈએ. તે વિના હૃદયગત શંકા ટળી શકે તેમ નથી. કાલે સવારે મારો વિહાર છે એટલે આજ્ઞા આપો તો એ શંકા રજૂ કરું."

"યશોભદ્ર! તારી પ્રત્યેક શંકાનું નિવારણ કરવું એ મારો પ્રથમ ધર્મ છે, કેમ કે જે મહત્ત્વનું સ્થાન હાલ હું ધરાવું છું તેનો પછીનો અધિકારી તું છો. બાકી વીતરાગ ધર્મની ખૂબી જ એ છે કે નાની મોટી દરેક બાબત બુદ્ધિતુલાએ તોળી—અંતરમાં બરાબર ઉતારી—પછી જ એના અમલમાં દૃઢચિત્ત બનવું. હરકોઈની શંકાનો ઉકેલ કરવો એ આચાર્યનો ધર્મ છે. જ્યાં સુધી આત્મામાં શંકા-કાંક્ષાદિ દોષો હોય છે ત્યાં સુધી સાચું સમ્યક્ત્વ પમાતું નથી. જૈનદર્શનમાં અંધશ્રદ્ધાને જરા પણ સ્થાન નથી."

"ગુરુદેવ! મનકમુનિ જેવા વિનીત શિષ્યની ભક્તિ તો સહુને યાદ રહી જાય તેવી હતી અને એનો વિરહ પણ કેમે કરી ભૂલાય તેવો નથી છતાં 'मरणं प्रकृतिः' જેવા રહસ્યનો ઘુંટડો ગળનાર આપ સરખા ચૌદપૂર્વીને એ વખતે અશ્રુપાત થાય એ શું યોગ્ય છે? 'મરનારાને રુવે માનવી' એ કવિ-ઉક્તિ પ્રાકૃત જનસમૂહ માટે ભલે સાચી હોય પણ જેઓ 'રોનારા પણ જનારા છે' એવું સ્પષ્ટપણે સમજે છે તેવા જ્ઞાનીઓની આંખ એવે સમયે પણ ભીની ન થવી ઘટે એ શું સાચું નથી? મનકમુનિ કરતાં પણ વધુ વિનયી અને દીક્ષાપર્યાયે સ્થવિર એવાના પરલોકપ્રયાણથી આપની પાંપણ ભીની નથી બની તો આ વેળા આમ કેમ બન્યું?

"વળી આપણા મુનિપણાનો ધર્મ આહારની પ્રાર્થના વેળા કે ક્ષેત્ર પાવન કરવાના આમંત્રણ પ્રસંગે 'વર્તમાન યોગ' કહેવાનો. કારણવશાત્ નિશ્ચિત સમય કે નિર્ણીત ક્ષેત્ર નક્કી કર્યું પણ હોય છતાં એકાદા ગૃહકને એની વાત ન કહેવાય. એ જો મર્યાદા ગણાય તો

પછી મનકમુનિને મૌનએકાદશી પછી રાજગૃહી તરફ વિહાર કરવાનો નિશ્ચય જણાવેલ એ કયા હેતુને આભારી છે? આપ સરખાને પ્રમાદ થવા સંભવ નથી એટલે ઉભય બાબતમાં અવશ્ય કંઇ ઊંડું કારણ છુપાયેલ છે. એ જ શંકા કરાવનાર છે તો આપશ્રીને ઉચિત જણાય તો એની ચોખવટ કરશો."

"સાધુ, સાધુ, યશોભદ્ર! તારી નજર લાંબે સુધી પહોંચી છે અને તે યોગ્ય પણ છે. પરિસ્થિતિનું બારીકાઇથી અવલોકન કરનારની ચક્ષુ બહાર એક રીતે મહત્ત્વ ધરાવતી આ વાત ન જવી જોઇએ, અને તે નથી ગઇ એ જાણી આનંદ થાય છે. સાંભળો-મનકમુનિ એ મારો શિષ્ય હતો પણ સંસારના સંબંધથી મારો પુત્ર પણ હતો."

કલ્પનામાં પણ એકાએક ન ઉતરે એવું ઉપરનું કથન શ્રવણ કરતાં જ સર્વ સાધુઓ આશ્ચર્યમાં મગ્ન થયા. આચાર્ય શય્યંભવે પોતાનો પૂર્વનો ઇતિહાસ ટૂંકામાં કહી સંભળાવી ચાલુ બનાવ સહ અંકોડા સાંધ્યા અને આગળ ચલાવ્યું.

"એની ભાવના એક જ હતી કે એની માતુશ્રીના કપાળે ભૂદેવોદ્વારા ચોંટાડવામાં આવેલ ખોટું કલંક જલ્દીથી દૂર થવું ઘટે. એટલે જ મારે મૌનએકાદશી પછીનો રાજગૃહીનો વિહાર નિર્ણીત કરવો પડેલ. એ ખાત્રી મળ્યા પછી એણે મારી પાસે દીક્ષા લીધી. દ્વિજના કુળમાં જન્મનાર આટલી ત્વરાએ બોધ પામે એ જોઇ મેં જ્ઞાનનો ઉપયોગ મૂક્યો. મને એનું આયુષ્ય અલ્પ જણાયું. નિર્ણીત દિને એ જીવતો હશે કે કેમ એ પણ શંકાનો વિષય બન્યો. આવો સરલ-જીવ માનવભવ પામ્યાનું સાર્થક્ય કરી જાય એ હાર્દિક તમન્નાથી પ્રેરાઇ પૂર્વોમાંથી દશવૈકાલિક સૂત્રનું મેં અવતરણ કર્યું અને તેનો અભ્યાસ એને ખંતથી કરાવ્યો મારા સંબંધની વાત ગૌણ રાખી તમારા સરખા સંતોની શુશ્રૂષાનો સંપૂર્ણ લાભ અપાવ્યો આમ જ્ઞાન અને ક્રિયા એ ઉભયનો યોગ મેળવી આપ્યો."

"સાહેબ! અમને કહ્યું હોત તો અમે પણ ગુરુપુત્રનો ઉચિત વિનય સાચવતને?"

"એ સાચું, પણ એ જે ટૂંકા સમયમાં સાધી શકયો છે તે ન સધાત. આજે તો એ માનવફેરો સફળ કરી ગયો. લોહીનો સંબંધ એટલે જ અવસાનકાળે અશ્રુપાત થયો. જરા પણ નબળાઇ જોતાં મોહરાજ હુમલો કરી દે છે મારી બાબતમાં પણ એમ જ કહેવાય."

યશોભદ્ર-"પૂજ્યશ્રી! મારી શંકાના વાદળો ભેદાઇ ગયા. આપશ્રીના ખુલાસાએ સારા ય પ્રસંગને શૃંખલાબદ્ધ કરી દીધો. મનકમુનિને આપેલ વચનની પૂર્તિ અર્થે જ આપે વિહારની દિશા રાજગૃહી નક્કી કરી; અને ભૂદેવવર્ગની વિપરીત માન્યતા ભૂંસવાની જવાબદારી આપે મારે શીરે મૂકી. એ કારણે વિહારમાં આપ પાછળ રહેવાના છો?"

"દેવાનુપ્રિય! તારું અનુમાન સાચું છે."

ચોકસી

# એક નીડર પત્રકારનું ખેદકારક પંચત્વ

આ સભાના આજીવન સભાસદ અને નીડર પત્રકાર તરીકે પ્રખ્યાતિ પામેલા શેઠ દેવચંદભાઈ દામજી ૬૧ વર્ષની વયે માગશર શુદિ ૭ ને સોમવારના રોજ સ્વર્ગવાસી થયા છે. સદ્‌ગત મૂળ કુંડલાના પરન્તુ ઘણા વર્ષોથી ભાવનગરના વતની બન્યા હતા. વિ. સં. ૧૯૩૮ માં તેમનો જન્મ થયો હતો અને માત્ર ચૌદ વર્ષની લઘુવયમાં જ તેમણે વ્યવહારિક બોજો ઉપાડી લીધો હતો. આત્મબળ અને કુશળતાને અંગે એક પછી એક ક્ષેત્રમાં વિકાસ સાધી તેઓ "જૈન" સાપ્તાહિક તથા આનંદ પ્રેસના સ્વતંત્ર માલિક બન્યા હતા. "જૈનવિજય" "તરંગતરણી" "જૈનશુભેચ્છક" "વીશાશ્રીમાળી હિતેચ્છુ" "દેપારસમાચાર" અને છેવટે "જૈન" પત્રનું સુંદર રીતે સંચાલન કર્યું.



તેમના સામર્થ્ય, સાહસ, સમયસૂચકતા તેમજ સહનશીલપણાને અંગે જ "જૈન" પત્ર જૈન સમાજનું મુખપત્ર બની બેંતાલીશ વર્ષ જેટલું દીર્ઘાયુષ ભોગવવા સમર્થ બન્યું છે.

પત્રકારના જીવનમાં ઘણા ઝંઝાવાતો અનુભવવા પડે છે. સદ્‌ગતને શત્રુંજય, કેશરીયાજી વિગેરે તીર્થ-કેસના પ્રસંગે કોર્ટની પણ ગેહમાં દબાવા છતાં સત્ય પરિસ્થિતિ અને જૈનસમાજની દીર્ઘદૃષ્ટિ નિર્ભીક રીતે રજૂ કરી બતાવવામાં સારી સફળતા મળી હતી. તેમની અગ્રલેખોની ભાષા પણ સુંદર હતી અને અત્યાર પર્યંત "જૈન" પત્રની ભેટની બુકો તેનો સાક્ષી પૂરાવો છે.

સામાજિક ક્ષેત્રમાં પણ તેમણે સંચુપાન કર્યો હતો અને સમાજ-સુધારામાં રસ ધરાવતી શ્રીમતી જૈન શ્વે૦ કોન્ફરન્સના અધિવેશનોમાં ઉલ્લાસભેર ભાગ લઈ તેના ઠરાવોનો પોતાના પત્ર-દ્વારા પ્રચાર કરતા. આ ઉપરાંત સ્થાનિક મંડળોમાં પણ તેમનો હિસ્સો સારા પ્રમાણમાં રહેતો.

અત્રેના વડવા જૈન મિત્રમંડળદ્વારા યોજાયેલ "શ્રીસમેતશિખર જૈન સ્પેશ્યલ ટ્રેન" વખતે સદ્‌ગતે અવિરત શ્રમ, કાર્યકુશળતા, અદમ્ય ઉત્સાહ તથા મનરંજન કરવાની શક્તિથી ૭૦૦ જેટલા જૈન યાત્રાળુઓને સાઠ દિવસ પર્યંત દીર્ઘ મુસાફરી સુખપૂર્વક કરાવી હતી આ ઉપરાંત તેમના જીવનનું પ્રશંસનીય કાર્ય તે સ્થાનિક "વા. ઘ. ઝ. સ્થાપિત જૈન ભોજનશાળા" છે. તેના જન્મકાળથી તેઓ તેના સેક્રેટરી હતા. તેને વ્યવસ્થિત અને સંગીન કાર્ય કરતી બનાવવા તેમણે પૂરેપૂરી જહેમત ઉઠાવી હતી સંઘમાં પણ તેઓ અગ્રણી કાર્યકર હતા અને આ સભાના પ્રત્યેક કાર્યોમાં રસપૂર્વક ભાગ લેતા.

શેઠ દેવચંદભાઈના અવસાનથી જૈન સમાજને એક સારા પત્રકારની અને સ્થાનિક સંઘને તથા સંસ્થાઓને સારા કાર્યકરની ખોટ પડી છે. અમે તેમના આપ્તજન, સ્નેહીવર્ગ તથા સુપુત્રો ભાઈ ગુલાબચંદ, હરિલાલ તેમજ જમનાદાસને દિલાસો આપવા સાથે સદ્‌ગતના માર્ગને વધુ ઉજ્જવળ બનાવવા, તેમના પુણ્યપંથે ચાલવા, વિવિધ ને વિશેષ સુકૃતનાં કાર્યો કરવા પ્રેરણા કરી સદ્‌ગતના આત્માની શાંતિ પ્રાર્થીએ છીએ.

विघ्नपरंपराविहारक श्री सिद्धचक्राराधक

## श्रीपाळ राजानो रास अर्थयुक्त ( सचित्र )

श्रीपाळ महाराजाना नामथी जैन बाळक पण भाग्येज अजाण हशे. ते श्रीपाळ महाराजनो रास चैत्र तथा आश्विन मासनी ओळीमां घेर घेर वंचाय छे. आ रासमां सिद्धचक्रना माहात्म्यनुं वर्णन सुंदर रीते करवामां आव्युं छे. तेम ज प्रसंगे प्रसंगे हितशिक्षाओ पण आपवामां आवी छे. सौ कोई तेनो छूटथी लाभ लई शके ते माटे पाका पूठाना रोयल आठ पेजी साइझना ४२५ पानाना आ अर्थयुक्त रासनी किंमत घटाडवामां आवी छे. आ पुस्तकमां रास उपरांत नवपदजीना चैत्यवंदनो, स्तवनो, स्तुतिओ, स्तोत्रो, नवपदजीनी पूजाओ तेम ज तेना उजमणानो विधि वगेरे आपवामां आवेल छे. आ पुस्तक दरेक रीते उपयोगी नीवडे ते माटे बनतो प्रयास करवामां आव्यो छे. आ पुस्तकने टकाउ बनाववा माटे सुंदर कागळो वापरवा उपरान्त पाकुं बाईंडिंग कराववामां आव्युं छे, प्रसंगने अनुरूप चित्रो पण स्थळे स्थळे आपवामां आवेल छे, तेनी किंमत घटाडीने हालमा बे रूपीआनो दोढ रूपीओ राखवामा आवेल छे. पोस्टेज ०-७-० जुदुं.

## श्री सामायिक चैत्यवंदन सूत्र.

सामायिक लेवा पारवानी विधि तथा चैत्यवंदन स्तवनादि सहित नवा अभ्यास करनार बाळक बाळिकाओ माटे अमे नवी आवृत्ति छपावीने बहार पाडी छे. किंमत मात्र नव पाई. सो नकलना रू. ४) बाळवयना बंधु जाळवी शके तेवा पूंठा विगेरे करीने उपयोगी बनाववामा आवी छे. लखो—श्री जैन धर्म प्रसारक सभा-भावनगर.

श्रीविजयलक्ष्मीसूरिविरचित

## श्री उपदेशप्रासाद भाषांतर

आ आखा ग्रंथनुं भाषांतर अमे पांच भागमां छपावीने प्रसिद्ध करेल छे. एमां स्थंभ २४ ने व्याख्यान ३६० छे. दरेक व्याख्यानमां एकेक कथा छे. पांचे भागनी किंमत रू. २॥-२-२-२॥-२॥ कुल रू. ११॥ थाय छे. तेना पांचे भाग भेगा मंगावनार पासेथी रू. १०) लेवामां आवे छे. आ ग्रंथ अजोड छे. आवो वर्षनां दिवसप्रमाणु व्याख्यानवाळो बीजो कोई ग्रंथ नथी. भाषांतर पण सरल भाषामा सुंदर करवामां आवेल छे. कर्ताए प्रयास बहु सारो कर्यो छे.

## श्री उपमिति भवप्रपंचा कथा भाषांतर

भाग १-२-३-४.

प्रथमना ३ भागमां आखा ग्रंथनुं भाषांतर संपूर्ण आवे छे. आ पण एक अपूर्व अने अजोड ग्रंथ छे. त्रणे भाग मळीने किंमत रू. ६॥ छे. चोथा भाग तरीके ते ग्रंथना कर्ता श्री सिद्धर्षिगणीनुं चरित्र घणुं विस्तारथी आपवामां आव्युं छे. तेनी किंमत रू. ३) छे. चारे भाग भेगा लेनार पासेथी रू. १२॥ ना रू. १०॥ लेवामां आवे छे.

## શ્રી પંચપ્રતિક્રમણ સૂત્ર-મૂળ ગુજરાતી

અમારી સભા તરફથી ઉપર જણાવેલી બૂક ગુજરાતી મોટા ટાઈપમાં છપાવી સુંદર પાકા બાઈન્ડીંગથી બંધાવેલી છે. તેની અંદર પાંચ પ્રતિક્રમણ ઉપરાંત નવ સ્મરણ, તમામ પચ્ચખ્ખાણો, તમામ વિધિઓ, અનેક ચૈત્યવંદનો, સ્તવનો, સ્તુતિઓ તથા સજ્ઝાયો વિગેરેનો સમાવેશ કરવામાં આવ્યો છે. બુકના પૃષ્ઠ ૩૬૦ છે. વિદ્યાર્થીઓને અભ્યાસ કરવા માટે ખાસ ઉપયોગી છે. અમે તેની નકલો વધારે છપાવેલી હોવાથી તેમજ હાલ કાગળની મોંઘવારીને લઈને બીજા ન છપાવી શકે તેમ હોવાથી સગવડને માટે તથા વિશેષ પ્રચાર નિમિત્તે સો અગર તો તેથી વધારે નકલો મંગાવનાર માટે નકલ સોના રૂા. ૩૫) રાખવામાં આવેલ છે. રેલ્વે પાર્સલથી ઓછા ખર્ચે મોકલી શકાય છે. છૂટક નકલની કિંમત છ આના. પોસ્ટેજ સવા બે આના.

---

## શ્રી મહાવીર પરમાત્માનું સંક્ષિપ્ત જીવનચરિત્ર

કેવળીપણાના ૩૦ વર્ષના વિહારનું ક્રમસર ચોમાસાના સ્થળ સાથે વર્ણન, છદ્મસ્થાવસ્થાના ૧૨ાા વર્ષના વિહારનું વર્ણન, ઉપસર્ગોની હકીકત તથા ક્રમસર ચોમાસાના સ્થળો સાથે, ૧૨ાા વર્ષના તપનું વિસ્તૃત લીસ્ટ, ઉપસર્ગોની નોંધ વિગેરે તેમજ ગૃહસ્થપણાના ૩૦ વર્ષનું સંક્ષિપ્ત ચરિત્ર-આ લઘુ બુકમાં દાખલ કરવામાં આવેલ છે. ઉપરાંત એ જ પરમાત્માના સત્તાવીશ ભવના તથા પંચ કલ્યાણકના મોટા બબ્બે સ્તવનો દાખલ કર્યા છે. આ પ્રમાણેની બુક તૈયાર કરીને છપાવવામાં આવી છે. ખાસ ઉપયોગી છે. કિંમત ચાર આના રાખી છે. સામટી નકલ મંગાવનારને ઓછી કિંમતે આપશું. નમૂનાની નકલ મંગાવો ને પસંદ પડે તો વધારે નકલો મંગાવી પ્રભાવના કરો. આ બુક લખવા વિગેરેનો પ્રયાસ સભાના પ્રમુખ શ્રીયુત કુંવરજી આણંદજીએ કરેલો છે.

---

## શ્રી ત્રિષષ્ટિ શલાકા પુરુષ ચરિત્ર ભાષાંતર

### પર્વ ૧ થી ૧૦: વિભાગ ૫

આ આખા ગ્રંથમાં દશ પર્વ છે. કલિકાલસર્વજ્ઞ શ્રીમદ્ હેમચંદ્રાચાર્યની આ અપૂર્વ કૃતિ છે. મૂળના શ્લોક ૩૪૦૦૦ છે. અમે તેનું ભાષાંતર જુદા જુદા પાંચ ભાગમાં પ્રસિદ્ધ કરેલ છે.

૧ પ્રથમ ભાગ-પર્વ ૧-૨. શ્રીઋષભદેવ, અજિતનાથ વગેરેનાં ચરિત્ર. કિં. રૂા. ૩-૪-૦
૨ બીજો ભાગ-પર્વ ૩-૪-૫-૬ શ્રીસંભવનાથથી શ્રીમુનિસુવ્રતસ્વામી સુધીનાં ચરિત્રો. કિં. રૂા. ૩-૪-૦
૩ ત્રીજો ભાગ-પર્વ ૭ મું. જૈન રામાયણ ને શ્રી નમિનાથ ચરિત્ર કિં. રૂા. ૧-૮-૦
૪ ચોથો ભાગ-પર્વ ૮-૯. શ્રી નેમિનાથ ને પાર્શ્વનાથ વગેરેનાં ચરિત્ર કિં. રૂા. ૩-૦-૦
૫ પાંચમો ભાગ-પર્વ ૧૦ મું. શ્રી મહાવીર જિન સવિસ્તર ચરિત્ર કિં. રૂા. ૨-૮-૦

પાંચે ભાગની કિંમત રૂા. ૧૩-૮-૦ થાય છે, તેના પાંચે ભાગ ભેગા લેનાર પાસેથી રૂા. ૧૧-૮-૦ લેવામાં આવે છે. પોસ્ટેજ જુદું સમજવું.

---

મુદ્રક: શાહ ગુલાબચંદ લલ્લુભાઈ-શ્રી મહોદય પ્રિન્ટિંગ પ્રેસ, દાણાપીઠ-ભાવનગર

શ્રી

# જૈન ધર્મ પ્રકાશ





પુસ્તક ૫૮ મું — અંક ૧૧ મો

વીર સંવત ૨૪૬૮ — વિક્રમ સંવત ૧૯૯૮

માઘ

પ્રગટકર્તા—

શ્રી જૈન ધર્મ પ્રસારક સભા

ભાવનગર

# શ્રી જૈન ધર્મ પ્રકાશ

બહારગામ માટે બાર અંક ને ભેટના પોસ્ટેજ સાથે વાર્ષિક લવાજમ રૂા. ૧-૧૨-૦

પુસ્તક ૫૮ મું
અંક ૧૧ મો } માહ { વીર સં. ૨૪૬૮
વિક્રમ સં. ૧૯૯૮

## अनुक्रमणिका

૧. શ્રીમહાવીરસ્તોત્રમ્ ... ... ( બાલચંદ હીરાચંદ-માલેગામ ) ૩૪૯
૨. શ્રી અંતરીક્ષ પાર્શ્વનાથ સ્તવન ( સં૦ મુનિ શ્રી વિદ્યાનંદવિજય ) ૩૫૦
૩. શ્રી ગણધરકલ્પલતા : શ્રી મંડિત, મૌર્યપુત્ર અને અકંપિત ગણધર
... ... ( આ. શ્રી વિજયપદ્મસૂરિ ) ૩૫૩
૪. જાણવા યોગ્ય ... ... ... ... ... ( કુંવરજી ) ૩૫૮
૫. તત્ત્વન્યાયવિભાકરની સમાલોચના ( ગ. જીવરાજભાઈ ઓધવજી દોશી ) ૩૫૯
૬. વીરવિલાસ ( ૬-૭ ) ... ... ... ( મૌક્તિક ) ૩૬૨
૭. સિકંદરનું મૃત્યુ ... ... ... ... ... ( ઉધૃત ) ૩૬૭
૮. એક વિદુષી બાઈના વિચારોમાં સુધારણા ... ... ( કુંવરજી ) ૩૬૯
૯. પ્રશ્નોત્તર ( પ્રશ્નકાર:-ભાઈ પુંજાલાલ અમથાલાલ-આજોલ ) ( કુંવરજી ) ૩૭૦
૧૦. શ્રી વીરપ્રભુ અને ગૌતમસ્વામી વચ્ચે થયેલ પ્રશ્નોત્તર ...
( ગૌતમપૃચ્છામાંથી ) ... ( સંગ્રાહક-અમીચંદ કરશનજી શેઠ ) ૩૭૪
૧૧. પ્રભાવિક પુરુષો : શ્રી યશોભદ્રસૂરિ (૩) ( મોહનલાલ દીપચંદ ચોકસી ) ૩૭૫

### નવા સભાસદોના નામો

| | | |
|---|---|---|
| ૧. શેઠ રમણીકલાલ ભોગીલાલ | ભાવનગર | લાઇફમેમ્બર |
| ૨. ડૉ. જસવંતરાય મૂળચંદ શાહ M. B. B. S. | " | " |
| ૩. કાંતિલાલ જાદવજી મહેતા | મહુવા | " |
| ૪. અંબાલાલ જાદવજી મહેતા | " | " |
| ૫. શેઠ અનોપરાય વનમાળી | ભાવનગર | વાર્ષિક મેમ્બર |
| ૬. શાહ અમૃતલાલ મોહનલાલ | " | " |

સભાના નવા પેટ્રન—



શેઠ ભોગીલાલભાઈ મગનલાલ.

મેનેજર–મહાલક્ષ્મી મિલ્સ લિમિટેડ–ભાવનગર

# શેઠ ભોગીલાલભાઇ મગનલાલ

સાહસિકવૃત્તિથી આગળ વધી જૈનસમાજમાં પોતાની સુવાસ ફેલાવનાર સજ્જનોમાં ભાઇ શ્રી ભોગીલાલભાઇની ગણત્રી અગ્રપદે થાય છે. વિ. સં. ૧૯૪૩ મા ડીસાકે પણાંત સાધારણ કુટુંબમાં તેમનો જન્મ થયો હતો. સને ૧૯૦૪ માં માત્ર માસિક ૫ દર રૂપિયાના પગારથી મિલમાં કારીગર તરીકે જોડાયા હતા, પરંતુ એકનિષ્ઠા, કાર્યદક્ષતા અને અપૂર્વ ખંતને પરિણામે ક્રમે ક્રમે આગળ વધી તેઓ અત્રેની માતબર ગણાતી મહાલક્ષ્મી મિલનુ સફળ રીતે સંચાલન કરી રહ્યા છે.

સને ૧૯૩૨ મા જ્યારે અત્રે મહાલક્ષ્મી મિલનું સ્થાપન કર્યું ત્યારે તેના શેરહોલ્ડરોને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે માત્ર આઠ વર્ષના અલ્પ ગાળામાં પોતાની રોકાયેલી સમગ્ર મૂડી પાછી મળી જશે અને સારી જેવી મૂડી નફામા મળશે આ હકીકત જ ભાઇ શ્રી ભોગીલાલભાઇની અનન્ય વિકાસ સાધવાની અને વ્યાપારદક્ષતાની કુનેહ દર્શાવવાને પૂરતી છે.

તેમનો સૌથી ગણનાપાત્ર ગુણ વિશ્વાસ મેળવવાનો અને વિશ્વાસ કેળવવાનો છે. તેમનો મીલનસાર સ્વભાવ પહેલી જ તકે સૌ કોઇને આકર્ષી લે છે અને તેથી જ તેઓ પોતાના સમગ્ર સ્ટાફમાં અત્યંત પ્રિય થઇ પડ્યા છે ગરીબોનુ હિત તેમને હૈયે વસ્યું છે અને ગયે વર્ષે અથાગ પરિશ્રમથી એક લાખ રૂપિયા લગભગનું ફંડ કરી "માનવરાહત સમિતિ"ની સ્થાપના કરી હતી. હજુ પણ તે દિશામાં તેમનો શુભ દાનપ્રવાહ ચાલુ જ છે.

તેઓ ફક્ત વ્યાપારમા જ રચ્યાપચ્યા રહે છે એટલું જ નહિ પરંતુ સામાજિક અને ધાર્મિક ક્ષેત્રોમા પણ પોતાની સેવા અર્પી રહ્યા છે સ્થાનિક પાંજરાપોળના ઉપપ્રમુખ, વનિતાવિશ્રામની કાર્યવાહક સમિતિના સભ્ય અને અનોપચંદ ગોવિંદજી મિલના ટ્રસ્ટી છે. આ ઉપરાંત કાઠિયાવાડ મીલ ઓનર્સ એસોસીએશનના ઉપપ્રમુખ, ગિરિરાજના આણંદજી ટ્રસ્ટ, જિનદાન ધર્મદાસની પેઢીના વહિવટદારો, કદંબગિરિ અને વળાના પેઢીના પ્રતિનિધિ અને તળાજા તીર્થ કમિટી તથા ભોજનશાળાના ઓનરરી કાર્યકર છે તેમની વિવિધ સેવાઓથી આકર્ષાઇ ભાવનગર સ્ટેટે તેમને નવ્ય ધારાસભાના સભ્ય બનાવ્યા છે

આવા સજ્જન, ઉદારદિલ અને દેવગુરુભક્તિકારક સદ્ગૃહસ્થે અમારી માગણીથી આકર્ષાઇ સભાના પેટ્રનપદનો સ્વીકાર કર્યો છે તેથી અમોને અતિશય આનંદ થાય છે પરમાત્મા તેમને દીર્ઘાયુ બક્ષે અને શાસનોન્નતિના તથા જ્ઞાનોદ્ધારના કાર્યો કરવા સદા ઉત્સાહિત રાખે તે જ અભ્યર્થના.




પુસ્તક ૫૮ મું | માહ | વીર સં. ૨૪૬૮
અંક ૧૧ મો | | વિ. સં. ૧૯૯૮

मोक्षार्थिना प्रत्यहं ज्ञानवृद्धिः कार्या । ( સુધ્રાલેખ )

# श्रीमहावीरस्तोत्रम् ।

( उपजातिवृत्तम् )

श्रीत्रैशलेयं चरमं जिनेन्द्रं, सिद्धार्थपुत्रं जिनवर्धमानम् ।
त्रैलोक्यसंपूजितदेवदेवं, वीरं जिनेशं प्रणमामि नित्यम् ॥ १ ॥
बाल्येऽपि निर्भीकबलान्वितो यो, हस्तेन दूरीकृतभूभुजङ्गः ।
विद्यागुरोर्मार्गसुबोधको यो, वीरं जिनेशं प्रणमामि नित्यम् ॥ २ ॥
मातापिताभक्तिभृतः सुपुत्रः, स्वर्गागमे जातविरागबुद्धिः ।
निवृत्तिमार्गे कृतनिश्चयो यो, वीरं जिनेन्द्रं प्रणमामि नित्यम् ॥ ३ ॥
बुद्धः स्वयं यो पथिकोऽपवर्गे, कर्मारिनिर्दालनबुद्धिरेषा ।
वीरोऽचलो मेरुरिव प्रदीर्घो, वीरं जिनेशं प्रणमामि नित्यम् ॥ ४ ॥
परम्पराकर्मविनिर्मिता सा, दुःखोपसर्गादिमिषेण भुक्ता ।
गाम्भीर्यधैर्यादिगुणैर्विजेता, वीरं जिनेशं प्रणमामि नित्यम् ॥ ५ ॥
उद्धारिता चन्दनबालिका सा, तपस्विनी साधुसुभक्तियुक्ता ।
कर्मारि जित्वा विजितो जिनेन्द्रो, वीरं जिनेशं प्रणमामि नित्यम् ॥ ६ ॥
दग्धं मलं कर्मविनिर्मितं च, जाता तनुः काञ्चनकान्तवर्णम् ।
तीर्थंकरो वन्दितपादपद्मं, वीरं जिनेशं प्रणमामि नित्यम् ॥ ७ ॥
गणाधिपा गौतममुख्यवृन्दाः, संस्थापिता धर्मविधायकाश्च ।
विनिर्मितं मङ्गलमन्दिरं च, वीरं जिनेशं प्रणमामि नित्यम् ॥ ८ ॥

हिराचन्द्रसूनुर्बालचन्द्रः ।

# શ્રી અંતરીક્ષ પાર્શ્વનાથ સ્તવન

સરસ્વતી વચન દ્યો મરસ્વતી માતા, બોલીશ આદિ જીસિ વિખ્યાતા;
અંતરીક ત્રિભુવનનો ધણી, પ્રતિમા પાર્શ્વજિનેશ્વરતણી. ॥ ૧ ॥
લંકાધણી જે રાવણ રાય, તેહતણો બનેવી કહેવાય;
ખરદૂષણ નામે ભૂપાલ, અહનિશિ ધર્મતણો છે ઢાળ. ॥ ૨ ॥
સદ્દગુરુ વચન મહા મન ધરે, તિન કાળ જિનપૂજા કરે;
મૌન આખડી ધરી છે એમ, જિનપૂજા વિણ જમવા નેમ. ॥ ૩ ॥
એક દિવસ અતિ ઉલટ ધરી, ગજ–રથ–ઘોડા–પાયક તુરી;
ચઢ્યો રેવાડી બહુ સંચર્યો, સાથે દેહરાસર વિસર્યો. ॥ ૪ ॥
દેગમર રહ્યું ચિંતે ઇસ્યું, વિણ દેરાસર કરવું કિસ્યું?
રાયતણે મન એહ આખડી, જિન પૂજ્યા વિણ નહિ સુખડી. ॥ ૫ ॥
ચઢ્યો દિવસ દસ બાર ઘડી, પ્રતિમા વિણ લાગી ચટપટી;
કરી એકઠાં વેલુ ને છાણ, ભાવની સાખે કીધો તાણ. ॥ ૬ ॥
નહિ એક બીજી આસની, પ્રતિમા નવી નીપાઇ પાર્શ્વની;
તે કરતા નવિ લાગી વાર, થાપ્યો મહામંત્ર નવકાર. ॥ ૭ ॥
પંચ પ્રમેષ્ઠી ધરી મન ધ્યાન, થાપી પ્રતિમા સુધે ધ્યાન;
દેરાસર દેખી મન હરખ્યો, પ્રતિમા દેખી મન ઉલસ્યો. ॥ ૮ ॥
આવ્યો રાજા કરી અઘોલી, ભાવનાચંદને ભરી કચોલી;
પૂજી પ્રતિમા લાગ્યો પાય, મનિ હરખ્યો ખરદૂષણ રાય. ॥ ૯ ॥
એક વેલું ને બીજો છાણ, પ્રતિમાજીનો કર્યો આકાર;
પ્રતિમા દેખી હરખો કરે, મધ સહિત ભલા ભોજન કરે. ॥ ૧૦ ॥
તેહજ વેળા તેહજ ઘડી, પ્રતિમા વજ્રતણી પરિ જડી;
ધર્મી રાજા ચિન્તા કરે, આશાતના રખે કોઇ કરે. ॥ ૧૧ ॥
ખપે કરી ખરદૂષણ ભૂપ, લેઇ પ્રતિમા રાખી જલકૂપ;
ગયો કાળ જલમાંહિ ઘણો, પ્રતિમા પ્રગટી તે પણ સુણો. ॥ ૧૨ ॥
એલગપુર એલગદે રાય, કુષ્ઠી છે રાજાની કાય;
ન્યાયવંત નવિ દંડે લોક, પૃથ્વી વર્તે પુન્ય સંયોગ; ॥ ૧૩ ॥
રાયતણે શિર મોટો રોગ, રયણી ભર નિદ્રાનો વિયોગ;
રોમ રોમ કીડા સંચરે, મંદર રાણી મર્મે ભોગવે. ॥ ૧૪ ॥
તેહ કીડાના તેહજ ઠામ, તે તિહાં પાછા આવે જામ;
તેહ નહિ જાણે તેહને ઠાવ, તતખીણુ રાય અચેતન થાય. ॥ ૧૫ ॥
રાય રાણી મંદર ભોગવે, કર્મે દિન દોહિલા નિગમે;
એક વાર દવદિશિખ[1] કર્યા, રથે રાય રેવાડી ચઢ્યો. ॥ ૧૬ ॥

---

૧ દિશાએ.

સાથે સમરથ છે પરિવાર, પાદાત્યનીક ન લહું પાર;
જાતાં ભાણુ મથાલે થયો, મોટી અટવીમાં એ ગયો. ॥ ૧૭ ॥
થાક્યો રાજા વડ વિશ્રામ, દીઠી છાયા અતિ અભિરામ;
લાગી તૃષા નીર મન વસ્યો, દીઠો જાબલ[1] પાણી ભર્યો. ॥ ૧૮ ॥
હાથ પાય મુખ ધોયા વલી, લીધો પાણી ગલને ગલી;
કરી રેવાડી પાછો વલ્યો, વહિલો જઇ પટરાણી મલ્યો. ॥ ૧૯ ॥
પટરાણી રળિયાયત થઇ, ધરકો રાજા પોત્યો જઇ;
આવી નિદ્રા રયણી પડી, પાસે રહી પટરાણી વડી. ॥ ૨૦ ॥
હાથ પાય મુખ નિરખે જામ, તે કીડા નવિ દેખે તામ;
રાણીને મનિ કૌતિક વસ્યો, હિયડે ચેખે કારણ કીસ્યો. ॥ ૨૧ ॥
જાગ્યો રાજા આલસ મોડી, પૂછે રાણી બે કર જોડી;
સ્વામી કાલે રયવાડિ જીહા, હાથ પાય મુખ ધોયો કિહાં. ॥ ૨૨ ॥
રાજા કહે રાણીછ સુણો, અટવી પન્થ છે અતિ ઘણો;
એ જલ કારિણુ છે અતિ ઘણો, સ્વામી કારજ સરશે આપણો. ॥ ૨૩ ॥
મેં પીછચો પ્રભુ તુજ સમેત, આપણિ જાસ્યું વડ સંકેત;
રથ જોતરીયા તુરંગમ બેલ, રાય રાણી ચાલ્યા બહુગેલ. ॥ ૨૪ ॥
આવ્યો રાજા વડતે તીર, ભર્યો માન સરોવર નીર;
હરખી રાણી હયડે રંગ, રાજા અંગ પખાલે ચંગ. ॥ ૨૫ ॥
ટળ્યો કુષ્ટ ને વાધ્યો વાન, દેહ થઇ સુવર્ણ સમાન;
આવ્યો રાજા એલગપુરી, મંડપ ઓત્સવ આનંદ ભરી. ॥ ૨૬ ॥
ગલિ ગલિ તલીયા તોરણુ બાર, કરે વધામણુ માણિક્ય માલ;
ઘર ઘરથી આવે ભેટણા, દાન અમોલિક દીજે ઘણા. ॥ ૨૭ ॥
પડહો અમારીતણો નિરઘોષ, રાયરાણી મન થયો સંતોષ;
સપ્તમભૂમિ ઢાલ્યો પલંગ, તિહાં બેઠો રાજા મનરંગ. ॥ ૨૮ ॥
ચુઆ ચન્દન કૂર કપૂર, વાસે અગર મહકે ભરપૂર;
નિદ્રાભરી સુપન ઇસ્યો લહે, જાણે અમર કોઇ આવી કહે. ॥ ૨૯ ॥
અતિ ઊંચા કરી અંબ પ્રમાણ, નીલો ઘોડો નીલો પલાણ;
નીલો ટોપ નીલા હથિયાર, નીલ વરણ નીલો અસવાર. ॥ ૩૦ ॥
સુણ રે એલગપુરના ભૂપ, જીહાં જળ દીઠો ત્યાં છે કૂપ;
પ્રકટ કર વહેલો તું થઇ, તિહાં પ્રતિમા મારી છે સહી. ॥ ૩૧ ॥
કરી મલોખાની પાલખી, કૂપમાંહિ મૂકે સનમુખી;
કાચા તાંતણા હાથે ધરી, તેણે હું આવીશ બેસી કરી; ॥ ૩૨ ॥
તેહ દહાડાના જાયા જેહ, રથે વાછડા જોતરીયા તેહ;
પુંઠે મ જોઇશ તું મુઝ ભણી, શિખામણ દીજે છે ઘણી. ॥ ૩૩ ॥

૧. વીરડો.

ઘરચો સુપન લઇ જાગ્યો રાય, પ્રહ ઉઠ્યો હરખ્યો મન માય;
કરી સજાઈ જે જીમ કહી, તવ આવ્યો વડ પાસે વહી. ॥ ૩૪ ॥
તે જલ સમીપે આવ્યા જામ, પ્રકટ્યો કૂપ અવિચલ અભિરામ;
ભર્યો નીર ગંગાજલ જીસ્યો, હરખ્યો રાજા હયડે હરસ્યો. ॥ ૩૫ ॥
કરી મલોખાની પાલખી, માણિક મોતી જડી નવ લખી;
બાંધી તાંતણે મેલી તે ઠામ, આવી બેઠા ત્રિભુવન સ્વામ. ॥ ૩૬ ॥
પાર્શ્વ પધાર્યા કંઠે કૂવા, ઓત્સવ મેર સમાણા હુવા;
જોતરીયા જોડે વાછડા, ખેડ્યા વિણુ તે ચાલે છડા. ॥ ૩૭ ॥
ગાયે કામિની કરે કલોલ, વાજે ભુંગલ ભેરી ઢોલ;
પોઢી મનમાં ભારે ભરી, પાલખી છે મલોખાતણી. ॥ ૩૮ ॥
રાજા મન આવ્યો સંદેહ, કિમ પ્રતિમા આવે છે એહ;
વાંકી દૃષ્ટિ કરે આરંભ, તવ પ્રતિમા ત્યાં રહિ થીરસ્તંભ. ॥ ૩૯ ॥
રાજા લોક ચિન્તાતુર થયો, એ પ્રતિમાએ સ્થાનિક કર્યો;
સૂત્રધાર શિલાવટ સાર, તેડી આવ્યા જગવિખ્યાત. ॥ ૪૦ ॥
આસન્ન અંગતણો પરિહર્યો, વેગે શ્રી જિનમંદિર કર્યો;
શિલાવટ તવ રંગરસાલ, કીધો જિનપ્રાસાદ વિશાળ; ॥ ૪૧ ॥
ધ્વજાદંડ તોરણ થિરસ્થંભ, મંડપ મોટો નાટારંભ;
પબાસણ કીધો ધોળો જેહ, તિહાં પ્રતિમા નવિ બેસે તેહ. ॥ ૪૨ ॥
અંતરીક્ષ ઊંચો એટલે, અસવાર નીચે જાય તેટલે;
રાય રાણી મળી છે જોડ, ખરચે દ્રવ્યતણી મન કોડ. ॥ ૪૩ ॥
સોહફણા બેઠા શ્રીપાસ, એલગરાય મન પોતી આશ;
પૂજે પ્રભુને ઉખેવે અગર, શ્રીપુર નામે વસાવ્યો નગર. ॥ ૪૪ ॥
આવે સંઘ ચઉદિશીતણા, મંડપ મહોત્સવ માંડે ઘણા;
લાખેણી પૂજા પ્રભુની કરે, મોટા મનોરથ મુકુટ ભરે. ॥ ૪૫ ॥
રાજા રાજલોક કરે કામની, ઓલગ મારે સદા સામિની;
સેવક સેવ કરે ધરણેન્દ્ર, પદ્માવતી આવે આણંદ. ॥ ૪૬ ॥
આરતિ દીપક મંગલમાલ, ભુંગલ ભેરી ઝાકઝમાલ;
આજ લગે સહુ એમ જ કહે, એક દોરો પ્રભુ ઊંચા રહે. ॥ ૪૭ ॥
આગે તો જાતો અસવાર, જીહાં છે એલગરાય અવતાર;
જે જિમ જાણ્યું તેમજ સદ્દી, વાન પરંપર સદ્ગુરુ કહી. ॥ ૪૮ ॥
સુણી આદિ ચાલ્યો મન રલી, નિરખ્યું તે જાણે કેવલી;
અશ્વસેન રાજ અવતંસ, વામા રાણી કુખીએ હંસ. ॥ ૪૯ ॥
વામા રાણી ઉદરી[1] અવતાર, કરજો સ્વામી સેવક સાર;
સંવત પમર કાશીએ વખાણુ, સુદિ વૈશાખતણો દિન જાણ. ॥ ૫૦ ॥

૧. ઉદરે-પેટે.

# શ્રી ગણધરકલ્પલતા
## ( ૬ )

( અનુસંધાન પૃષ્ઠ ૩૨૬ થી )

## ૬. શ્રી મંડિત ગણધર

છઠ્ઠા ગણધર શ્રી મંડિતમહારાજ વાસિષ્ઠગોત્રના મૌર્યગામના રહીશ વિપ્ર શ્રી ધનદેવ અને માતા શ્રી વિજયાદેવીના પુત્ર હતા. તેમનો સિંહ રાશિ અને મઘા નક્ષત્રમાં જન્મ થયો હતો. બૃહસ્પતિને પણ જીતે એવા બુદ્ધિવંત હોવાથી તેઓ થોડા સમયમાં ચૌદ વિદ્યાના પારગામી થયા. તે હમેશાં ૩૫૦ શિષ્યોને ભણાવતા હતા. તેમને બંધ મોક્ષની બાબતમાં સંદેહ હતો. તેને પ્રભુ શ્રી મહાવીરસ્વામી કઇ રીતે દૂર કરે છે તે બીના ટૂંકામાં આ પ્રમાણે છે.

પૂર્વોક્ત રીતે ઇન્દ્રભૂતિ વિગેરે પાંચે જણને દીક્ષિત થયેલા સાંભળી છઠ્ઠા મંડિત નામના પંડિતે વિચાર્યું કે-" જેના ઇન્દ્રભૂતિ વિગેરે પાંચે જણ શિષ્ય થયા તે મારે પણ પૂજ્ય જ છે; માટે હું પણ તેમની પાસે જાઉં અને મારો સંશય દૂર કરું." આ પ્રમાણે વિચારી મંડિત બ્રાહ્મણ પોતાના સાડાત્રણ સો શિષ્યો સાથે પ્રભુ પાસે આવ્યા. પ્રભુએ તેને કહ્યું-" હે મંડિત! તને એવો સંશય છે કે-' આત્માને કર્મનો બંધ તથા કર્મથી મોક્ષ છે કે નહિ?' આ સંશય તને પરસ્પર વિરુદ્ધ ભાસતા વેદપદોથી થયો છે—

" स एष विगुणो विभुर्न बध्यते संसरति वा मुच्यते ।
मोचयति वा न वा एष, बाह्यमभ्यन्तरं वा वेद ॥ "

" ઉપરના વેદપદોથી તું જાણે છે કે-આત્માને કર્મનો બંધ કે કર્મથી મોક્ષ નથી. તે પદોનો અર્થ તું આ પ્રમાણે કરે છે—[ स एष ] એટલે તે આ આત્મા [ विगुणो ] સત્ત્વ, રજસ્ અને તમોગુણ રહિત, [ विभुः ] સર્વવ્યાપક છે, તે [न बध्यते] કર્મથી બંધાતો નથી, એટલે શુભ અથવા અશુભ કર્મના બંધન રહિત છે, [ न संसरति वा ] સંસારમાં પરિભ્રમણ કરતો નથી; કેમ કે કર્મના બંધ-

ઉલટ અક્ષયત્રીજે થયો, ગાયો પાર્શ્વ જિનેશ્વર જયો;
બોલે કવિના જોડી હાથ, અંતરીક્ષજી પાર્શ્વ સુનાથ. ॥ ૫૧ ॥
હું સેવક છું તાહરો સ્વામ, હું લીનો પ્રભુ તારે નામ;
મુનિ લાવણ્યસમય કહે મુદા, તુમ દરિશન વાંચ્છું છું સદા. ॥ ૫૨ ॥

આ સ્તવન પ્રાચીન પ્રતમાંથી લીધું છે. આમાં ભાષા મારવાડી, મેવાડી અને ગુજરાતી એમ ત્રણ જણાય છે. સંગ્રાહક: મુનિ વિદ્યાનંદવિજય



વાળાને સસારમા પરિભ્રમણ કરવાનુ હોય, પણ આત્મા કર્મના બ ધનથી રહિત છે, તેથી તે સસારમા પરિભ્રમણ કરતો નથી, [ न मुच्यते ] આત્મા કર્મથી મૂકાતો નથી, કેમકે જેને બ ધ હોય તેને તે બ ધથી મુક્ત થવુ સભવે, પણ આત્માને કર્મના બ ધનો અભાવ હોવાથી તે કર્મથી મૂકાતો પણ નથી, [ मोचयति वा ] વળી આત્મા કર્મ વિગેરેનો કર્તા ન હોવાથી બીજાઓને કર્મથી મૂકાવતો નથી [ न वा एष बाह्यमभ्यन्तर वा वेद ] વળી આ આત્મા પોતાથી ભિન્ન એવા મહત્ અહકાર વિગેરે બાહ્ય સ્વરૂપને તથા અભ્યતર એટલે પોતાના સ્વરૂપને જાણતો નથી આ પ્રમાણે વેદપદોથી તુ જાણે છે કે-આત્માને બ ધ કે મોક્ષ નથી, પરતુ આત્માને બ ધ અને મોક્ષ જણાવનારા બીજા વેદપદો દેખી તુ સંશયમા પડ્યો છે કે-આત્માને કર્મનો બ ધ અને કર્મથી મોક્ષ છે કે નહિ ? આત્માને બ ધ અને મોક્ષ જણાવનારા નીચેના વેદપદો છે—

" न हि वै सशरीरस्य प्रियाऽप्रिययोरपहतिरस्ति, अशरीरं वा वसन्तं प्रियाऽप्रिये न स्पृशतः ।"

"[ न हि वै सशरीरस्य प्रियाऽप्रिययोरपहतिरस्ति ] શરીર સહિત એટલે સમારી આત્માને સુખ અને દુખનો અભાવ નથી જ, એટલે સમારી આત્માને સુખ અને દુખ ભોગવવા જ પડે છે, કેમ કે તેણે સુખ-દુખના કારણભૂત શુભ અને અશુભ કર્મો બાધેલા હોય છે [ अशरीर वा वसन्त प्रियाऽप्रिये न स्पृशतः ] શરીર રહિત એટલે મુક્ત થયેલા અને લોકના અગ્રભાગમા વસતા આત્માને સુખ-દુખ સ્પર્શ કરતા નથી, કેમકે તે મુક્તાત્માને સુખ-દુખના કારણભૂત કર્મ હોતા નથી આ વેદપદોથી સ્પષ્ટ જણાય છે કે-આત્માને બ ધ અને મોક્ષ છે આવી રીતે પરસ્પર વિરુદ્ધ ભાસતા વેદપદોથી તુ સશયમા પડ્યો છે, પણ હે મડિત ! આ તારો મશય અયુક્ત છે, કેમ કે--' स एष विगुणो विभुर्न बध्यते संसरति वा मुच्यते । मोचयति वा न वा एष बाह्यमभ्यन्तरं वा वेद ॥' એ વેદ પદોનો અર્થ તુ સમજ્યો નથી, તેથી તે પદોનો અર્થ જેવો તુ ઉપર મુજબ કરે છે તેવો તે પદોનો અર્થ થતો નથી તે વેદપદોનો ખરો અર્થ આ પ્રમાણે છે, આમ-[ स एष विगुणो विभु ] વિગુણ એટલે છદ્મસ્થપણાના ગુણ રહિત એવો, અને વિભુ એટલે કેવલજ્ઞાન સ્વરૂપે સર્વવ્યાપક એવો તે આ આત્મા, અર્થાત મુક્તાત્મા [ न बध्यते ] કર્મથી બધાતો નથી, એટલે શુભ અને અશુભ કર્મના બધન રહિત છે, કેમ કે તે મુક્તાત્માને કર્મબધનના કારણભૂત મિથ્યાદર્શન વિગેરેનો અભાવ છે અને [ संसरति वा ] સસારમાં પરિભ્રમણ કરતો નથી, કેમ કે કર્મના બધનવાળાને સસારમા પરિભ્રમણ સભવે, પણ મુક્તાત્મા કર્મના બધનથી રહિત છે, તેથી તે સસારમા પરિભ્રમણ કરતો નથી, [ मुच्यते ] કર્મથી મૂકાતો નથી, કેમ કે તે મુક્તાત્માને કર્મનો બધ જ નથી તો પછી કર્મથી

મૂકાવાનું હોય જ કયાંથી ? કારણ કે જેને કર્મબંધ હોય તેને તે કર્મના બંધથી મૂકાવાપણું સંભવે, આ રીતે મુક્તાત્માને કર્મના બંધનો અભાવ હોવાથી તે કર્મથી મૂકાતો નથી; [ **मोचयति वा** ] વળી મોક્ષે ગયેલો જીવ બીજાઓને ઉપદેશ દેતો નથી, તેથી બીજાઓને કર્મથી મૂકાવતો નથી. વળી તે મુક્તાત્માને સંસાર સંબંધી સુખ હોતું નથી, તે કહે છે—[ **न वा एष बाह्यमभ्यन्तरं वा वेद** ] આ મુક્તાત્મા પુષ્પ, ચંદન વિગેરેથી થતા બાહ્ય સુખને તથા અભિમાન વગેરેથી થતા આંતરિક સુખને–આ પ્રમાણે બન્ને પ્રકારનાં સાંસારિક સુખને અનુભવવારૂપે જાણતો નથી, એટલે તે સાંસારિક સુખને ભોગવતો નથી. આવી રીતે મુક્ત થયેલા આત્માનું સ્વરૂપ જણાવનારાં એ વેદપદો છે, પણ સંસારી આત્માને તો કર્મનો બંધ અને કર્મથી મોક્ષ ( છૂટકારો ) હોય જ છે."

આ પ્રમાણે પ્રભુનાં વચનો સાંભળી મંડિતને જે સંશય હતો તે નષ્ટ થયો.

પ્રભુ શ્રી મહાવીરે તેમનો સંદેહ દૂર કરવાથી તેમણે ૫૪ મા વર્ષની શરૂઆતમાં ૩૫૦ શિષ્યો સાથે પ્રભુની પાસે દીક્ષા લીધી. તેઓ ગણધર પદવી પામ્યા હતા અને દ્વાદશાંગીના રચનાર હતા. તેઓ છદ્મસ્થપણામાં ૧૪ વર્ષ સુધી રહ્યા હતા એટલે ૬૮ મા વર્ષની શરૂઆતમા તેઓ કેવલજ્ઞાન પામ્યા. કેવલીપણે ૧૬ વર્ષ સુધી વિચરી, ૮૩ વર્ષનું સર્વાયુ પૂર્ણ કરી, પ્રભુની હયાતિમાં જ તેઓ મુક્તિપદને પામ્યા. બાકીની બીના પહેલા ગણધરની માફક સમજી લેવી.

## ૭. શ્રી મૌર્યપુત્ર ગણધર

આ મૌર્યપુત્ર ગણધર મહારાજા કાશ્યપગોત્રના મૌર્યગામવાસી, મૌર્ય બ્રાહ્મણના પુત્ર હતા. તેમની માતાનું નામ વિજયાદેવી હતું. તેઓનો જન્મ વૃષભ-રાશિમાં મૃગશીર નક્ષત્રમાં થયો હતો. તેઓ ચૌદ વિદ્યાના પારગામી હતા અને ૩૫૦ શિષ્યોના અધ્યાપક હતા. તેમને " દેવો છે કે નહિ " એવો સંશય હતો. તે પ્રભુશ્રી મહાવીરદેવ કઈ રીતે દૂર કરે છે, તે બીના ટૂંકામાં આ પ્રમાણે છે.

પૂર્વોક્ત રીતે ઇન્દ્રભૂતિ વિગેરે છએ જણને દીક્ષિત થયેલા સાંભળી સાતમા મૌર્યપુત્ર નામના પંડિતે વિચાર્યું કે—' જે પ્રભુના ઇન્દ્રભૂતિ વિગેરે છએ જણ શિષ્ય થયા તે મારે પણ પૂજ્ય જ છે; માટે હું પણ તેમની પાસે જાઉં અને મારો સંશય દૂર કરું. ' આ પ્રમાણે વિચારી મૌર્યપુત્ર પોતાના સાડાત્રણસો શિષ્યો સાથે પ્રભુ પાસે આવ્યા. પ્રભુએ તેને કહ્યું કે—' હે મૌર્યપુત્ર ! તને એવો સંશય છે કે-દેવો છે કે નહિ ? આ સંશય તને પરસ્પર વિરુદ્ધ ભાસતા વેદપદોથી થયો છે—

" को जानाति मायोपमान् गीर्वाणान् इन्द्र-यम-वरुण-कुबेरादीन् "

ઉપરના વેદપદોથી તું જાણે છે કે દેવ નથી. તે વેદપદોનો અર્થ તું આ

પ્રમાણે કરે છે–ઇન્દ્ર, યમ, વરુણ અને કુબેર વિગેરે માયા જેવા દેવોને કોણ જાણે છે ? અર્થાત્ ઇન્દ્રાદિ દેવો માયારૂપ છે, જેમ માયા–ઇન્દ્રજાલમાં ખરું વસ્તુસ્વરૂપ કાંઈ હોતું નથી તેમ દેવો પણ વસ્તુગતે ખરી રીતે છે જ નહિ. વળી તું વિચારે છે કે–નારકીઓ તો પરતંત્ર અને દુઃખથી વિહ્વલ હોવાથી અહીં આવી શકતા નથી; તેથી તેઓને પ્રત્યક્ષ દેખવાનો કોઇ પણ ઉપાય ન હોવાથી શાસ્ત્રોમાં કહેવા મુજબ ' નારકીઓ છે ' એમ શ્રદ્ધા રાખવી જોઇએ. પણ દેવો તો સ્વતંત્ર અને પ્રભાવશાલી હોવાથી અહીં આવવાને સમર્થ છે, છતાં તે દેવો દૃષ્ટિગોચર ન થતા હોવાથી જણાય છે કે દેવો નથી. પણ વળી દેવની હયાતી જણાવનારાં બીજાં વેદપદો દેખીને તું સંશયમાં પડ્યો છે કે–દેવો છે કે નથી ? દેવની સત્તા જણાવનારાં આ વેદપદો—' स एष यज्ञायुधी यजमानोऽञ्जसा स्वर्गलोकं गच्छति '। એટલે યજ્ઞરૂપ છે આયુધ–હથિયાર જેને એવો તે આ યજમાન જલ્દી સ્વર્ગલોક એટલે દેવલોકમાં જાય છે. આ વેદપદોથી સ્પષ્ટ જણાય છે કે દેવો છે, કેમ કે જો દેવ ન હોય તો દેવલોક ક્યાંથી હોય ? આવી રીતે પરસ્પર વિરુદ્ધ ભાસતા વેદપદોથી તું સંશયમાં પડ્યો છે કે દેવ છે કે નથી ? પરંતુ હે મૌર્યપુત્ર ! આ તારો સંશય અયુક્ત છે, કેમ કે અહીં સમવસરણમાં આવેલા આ દેવોને તું અને હું પ્રત્યક્ષ દેખીએ છીએ. વળી ચન્દ્ર–સૂર્યાદિ જ્યોતિષ્ક દેવોનાં વિમાનોને તો દરેક લોકો પ્રત્યક્ષ દેખે છે. જો દેવો ન હોય તો એ વિમાનો કેમ દેખાય ? વેદપદોમાં દેવોને જે માયા સદૃશ કહ્યા છે તેથી દેવોનું અનિત્યપણું સૂચવ્યું છે. એટલે મોટા આયુષ્યવાળા દેવો પણ આયુષ્ય પૂરું થતાં ચ્યવે છે, તેથી બીજા પદાર્થોની જેમ તેઓ પણ અનિત્ય છે, માટે દેવપણાની આકાંક્ષા ન રાખતાં શાશ્વતા એવા મોક્ષપદની જ ચાહના રાખવી તથા સાધના કરવી જોઇએ. એ પ્રમાણે દેવોનું અનિત્યપણું સૂચવીને પ્રાણીઓને ધર્મ સાધવાનો બોધ આપ્યો છે; પણ એ વેદપદો ' દેવો નથી ' એમ જણાવતા નથી. દેવો સ્વતંત્ર અને પ્રભાવશાલી હોવા છતાં સંગીતકાર્યાદિમાં વ્યગ્રતા, દિવ્ય પ્રેમ, વિષયમાં આસક્તિ વિગેરે કારણોથી તથા મનુષ્યલોકના દુર્ગંધથી તેઓ અહીં આવતા નથી, પણ તીર્થંકરોના કલ્યાણક વખતે મહાપુરુષોના પુણ્ય પ્રભાવથી આકર્ષાઇને ભક્તિથી, અને પૂર્વભવની પ્રીતિથી, તેમજ પૂર્વભવના દ્વેષ વિગેરે કારણોથી દેવતાઓ અહીં આવે છે. "

આ પ્રમાણે પ્રભુનાં વચનો સાંભળી મૌર્યપુત્રનો સંશય નષ્ટ થયો. તેમને નિર્ણય થયો કે દેવો છે. સંશય નષ્ટ થતાં પોતાના સાડાત્રણસો શિષ્યો સાથે ૬૫ વર્ષની ઉમરે તેઓ દીક્ષિત બની ગણધર બન્યા. સર્વ લબ્ધિનિધાન એવા તેઓ ૧૪ વર્ષ છદ્મસ્થપણામાં રહ્યા. એટલે ૭૯ વર્ષ વીત્યા બાદ ૮૦ મા વર્ષની શરૂઆતમાં તેઓ કેવળજ્ઞાન પામ્યા. ૧૬ વર્ષ સુધી કેવલીપણે વિચરી સર્વાયુ ( ૬૫+૧૪+૧૬ ) ૯૫ વર્ષનું પૂર્ણ કરી પ્રભુની હયાતિમાં શૈલેશી અવસ્થા અનુભવીને તેઓ નિર્વાણપદને પામ્યા. બાકીની બીના પૂર્વની માફક સમજવી.

## ૮. શ્રી અકંપિત ગણધર

આ આઠમા ગણધરમહારાજ ગૌતમગોત્રના, પિતા દેવ બ્રાહ્મણ અને માતા જયંતીના પુત્ર હતા. તેઓનો મકરરાશિ, ઉત્તરાષાઢા નક્ષત્રમાં જન્મ થયો હતો. તીવ્ર બુદ્ધિના પ્રભાવે છએ દર્શનનાં શાસ્ત્રો ભણીને તેઓ મહાસમર્થ વિદ્વાન્ થયા હતા. તેઓ ૩૦૦ શિષ્યોને ભણાવતા હતા. તેમને ' નારકીઓ છે કે નહિ?' એવો સંશય હતો. પ્રભુ શ્રી મહાવીરદેવના પ્રસાદથી તે કઈ રીતે દૂર થાય છે ? તે બીના ટૂંકામાં આ પ્રમાણે છે.

પૂર્વોક્ત રીતે ઇન્દ્રભૂતિ વિગેરે સાતે જણને દીક્ષિત થયેલા સાંભળી આઠમા અકંપિત નામના પંડિતે વિચાર્યું કે—' જેના ઇન્દ્રભૂતિ વિગેરે સાતે જણ શિષ્ય થયા તે મારે પણ પૂજ્ય જ છે; માટે હું પણ તેમની પાસે જાઉં, અને મારો સંશય દૂર કરું. ' આ પ્રમાણે વિચારી અકંપિત નામના પંડિતજી પોતાના ત્રણ સો શિષ્યો સાથે પ્રભુ પાસે આવ્યા. પ્રભુએ તેને કહ્યું કે-' હે અકંપિત ! તને એવો સંશય છે કે—નારકી છે કે નહિ ? આ સંશય તને પરસ્પર વિરુદ્ધ ભાસતા વેદપદોથી થયો છે—" **न हि वै प्रेत्य नरके नारकाः सन्ति ।** " ઉપરના વેદપદોથી તું જાણે છે કે નારકી નથી, તે વેદપદોનો અર્થ તું આ પ્રમાણે કરે છે—**પ્રેત્ય** એટલે પરલોકમા નરકને વિષે નારકી નથી, એટલે કોઇ પણ પ્રાણી મરીને પરભવમાં નારકી થતા નથી. વળી તું માને છે કે—ચન્દ્ર-સૂર્યાદિ દેવો તો પ્રત્યક્ષ જણાય છે. વળી મનુષ્યો કોઇ દેવની માનતા માને છે, તો કેટલાકને તે માનેલી માનતાનું ફળ મળતું દેખીએ છીએ; આ પ્રમાણે માનતા વિગેરેનું ફળ દેખવાથી અનુમાનથી પણ જણાય છે કે દેવો છે. પણ નારકી તો પ્રત્યક્ષ પ્રમાણથી કે અનુમાન પ્રમાણથી પણ જણાતા નથી, તેથી નારકી નથી. પણ વળી " **नारको वै एष जायते यः शूद्रान्नमश्नाति** " એટલે ' જે બ્રાહ્મણ શૂદ્રનું અનાજ ખાય છે તે નારકી થાય છે. ' આ પદોથી નારકી છે એમ જણાય છે. આવી રીતે પરસ્પર વિરુદ્ધ ભાસતા વેદપદોથી તું સંશયમાં પડ્યો છે કે નારકી છે કે નથી ? પરંતુ હે અકંપિત ! આ તારો સંશય અયુક્ત છે, કેમકે " न हि वै प्रेत्य नरके नारकाः सन्ति " એ વેદપદોનો અર્થ તું સમજ્યો નથી. તે પદોનો ખરો અર્થ આ પ્રમાણે છે—પરલોકમાં નરકને વિષે નારકીઓ નથી, એટલે પરલોકમાં નારકીઓ મેરુ વિગેરેની જેમ શાશ્વતા નથી, પરંતુ જે પ્રાણી ઉત્કૃષ્ટ પાપ ઉપાર્જન કરે છે તે મરીને પરભવમાં નારકી થાય છે. આ પ્રમાણે તે વેદપદોનો અર્થ છે. અથવા નારકી મરીને ફરીથી અનંતરભવે નારકીપણે ઉત્પન્ન થતા નથી. એ પ્રમાણે તે વેદપદોનો અર્થ છે, પણ એ વેદપદો ' નારકી નથી ' એમ જણાવતા નથી. નારકીઓ પરવશપણાથી અહીં આવી શકતા નથી, પરંતુ ક્ષાયિક જ્ઞાનવાળા સર્વજ્ઞભગવંતો તો, તે નારકી-

ઓને પોતાના જ્ઞાનથી પ્રત્યક્ષ દેખે છે. છદ્મસ્થોને અનુમાનથી નારકીની પ્રતીતિ થઇ શકે છે, તે આ પ્રમાણે—જેમ પ્રાણી ઉત્કૃષ્ટ પુણ્યનું ફળ અનુત્તર દેવપણે ઉત્પન્ન થઇને ભોગવે છે, તેમ ઉત્કૃષ્ટ પાપ કરનાર પ્રાણીને તે ઉત્કૃષ્ટ પાપનું ફલ પણ અવશ્ય ભોગવવું જ પડે, અને તે તીવ્ર અને નિરંતર દુઃખ ભોગવવારૂપ ફલને નારકીપણે ઉત્પન્ન થઇને ભોગવે છે. કદાચ તું કહે કે—ઉત્કૃષ્ટ પાપનું ફલ તિર્યંચના ભવમાં અથવા મનુષ્યના ભવમાં પણ ભોગવી શકાય, કેમ કે ઘણા તિર્યંચોને અને મનુષ્યોને અતિશય દુઃખી દેખીએ છીએ; તો તે વચન પણ ઠીક નથી, કેમ કે તિર્યંચ અને મનુષ્ય ભવમાં તીવ્ર અને નિરંતર દુઃખ હોતું નથી; તેમને દુઃખ વધારે હોય તો થોડું પણ સુખ હોય છે. વળી નારકીઓને જેવું તીવ્ર દુઃખ કહ્યું છે તેવું દુઃખ તિર્યંચ અને મનુષ્ય ભવમાં હોતું નથી, ઉત્કૃષ્ટ પાપનું ફલ તો તીવ્ર અને નિરંતર દુઃખ ભોગવવું એ જ છે; માટે માનવું જોઇએ કે-ઉત્કૃષ્ટ પાપ કરનારો પ્રાણી મરીને નારકી થઇ તીવ્ર અને નિરંતર એવાં દુઃખો ભોગવે છે. ”

આ પ્રમાણે પ્રભુનાં વચનો સાંભળી અકંપિત બ્રાહ્મણને જે સંશય હતો તે નષ્ટ થયો. તેમને નિર્ણય થયો કે નારકી છે. સંશય નષ્ટ થતાં તેમણે પોતાના ત્રણ સો શિષ્યો સાથે તે જ વખતે મહાવીરદેવની પાસે ૪૯ મા વર્ષની શરૂઆતમાં દીક્ષા લીધી અને તેઓ ગણધર પદવી પામ્યા. નવ વર્ષ છદ્મસ્થપણે રહી તેઓશ્રી ૫૮ મા વર્ષની શરૂઆતમાં કેવલજ્ઞાન પામ્યા. ૨૧ વર્ષ સુધી ધ્યાનાતીત સ્વરૂપે વિચરી, ઘણા ભવ્ય જીવોને મોક્ષમાર્ગના મુસાફર બનાવી સર્વાયુ ( ૪૮+૯+૨૧ ) ૭૮ વર્ષનું પૂર્ણ કરી પંચમ ( મોક્ષ ) ગતિને પામ્યા. બાકીની બીના શ્રી ઇન્દ્રભૂતિજીની માફક જાણવી.

આ. શ્રીવિજયપદ્મસૂરિ

## જાણવા યોગ્ય

૧. અમુક ગાથાનું પ્રતિક લઇને કેટલાક બંધુઓ તીર્થંકરને જાતિસ્મરણ જ્ઞાન હોવાનું કહે છે પરંતુ શ્રી મલયગિરિજી મહારાજ આવશ્યક સૂત્રની ગાથા ૧૮૯ ની ટીકામાં કહે છે કે-જાતિસ્મર એટલે અપ્રતિપાતિ એવા મતિ, શ્રુત ને અવધિરૂપ ત્રણ જ્ઞાનવડે યુક્ત સમજવા. જે દેવલોકમાંથી ભગવંત આવવાના હોય તે દેવલોકમાં જેટલું હોય તેટલું અપ્રચ્યુત અવધિજ્ઞાન ભગવંતને હોય છે.

૨. લોકસ્થિતિના બોધન માટે મલયગિરિજીએ શ્રી આવશ્યક ટીકાના પાને ૧૯૫ મે ચાર પ્રકારે ૨૬ દ્વાર કહ્યા છે. ટીકામાં તેનો વિસ્તાર છે તે ખાસ જાણવા યોગ્ય છે.

૩. વીશ વિહરમાનના નામ વિગેરે ૨૧ ઢાળો બનાવનાર એક પ્રકરણની લેખિત પ્રત પાટણના ભંડારમાંથી નીકળી છે. તેનું ભાષાંતર અમે 'શ્રી જૈનધર્મપ્રકાશ' પુ. ૫૫ માના અંક પાંચમામાં આપેલ છે તે વિહરમાન જિનને અંગે ખાસ જાણવા યોગ્ય છે. કુંવરજી

# तत्त्वन्यायविभाकरनी समालोचना

આચાર્ય મહારાજ શ્રી વિજયલબ્ધિસૂરિજીએ રચેલ તત્ત્વન્યાયવિભાકર સ્વોપજ્ઞ ટીકા સાથેનો ગ્રંથ અભિપ્રાય માટે શ્રી જૈન ધર્મ પ્રસારક સભાને મળ્યો છે આખા ગ્રંથનું સમગ્ર અવલોકન કરવા માટે મને સોંપતા એક અપૂર્વ ગ્રંથ જોવામાં આવે છે આગમ અને પૂર્વાચાર્યોના ગ્રંથોનું દોહન કરી જૈનદર્શનના તત્ત્વજ્ઞાનનો સર્વાંશી સાર સરલ સંસ્કૃત ભાષામાં ન્યાયપુરઃસર ગોઠવી મૂકવામાં આવેલ છે જૈન તત્ત્વજ્ઞાનના કેટલાક વિષયો જેવા કે અનેકાંતવાદ, સ્યાદ્વાદ, જ્ઞાનવાદ, પ્રમાણવાદ, જીવઅજીવવાદ, કર્મવાદ વિગેરે ગહન હોવા છતાં, વાદ પ્રતિવાદના આડંબર વિના, પૂર્વાચાર્યોએ જુદા જુદા દૃષ્ટિબિંદુથી સૂક્ષ્મ બુદ્ધિએ વિચારણા કરી, પ્રતિસ્પર્ધી દર્શનોના મતવ્યોની તુલનાત્મક પરીક્ષા કરી જે સિદ્ધાંતો ( conclusions ) અત્યાર સુધીમાં નક્કી કર્યા છે તે સિદ્ધાંતો આ ગ્રંથમાં ગ્રંથકારે મૂકેલ છે બીજા દર્શનોની જેમ જૈન દર્શન પણ ધીમે ધીમે ફૂલેલ-ફાલેલ અને વિકસેલ છે આ ગ્રંથમાં છેવટના ફક્ત સિદ્ધાંતો પ્રતિપાદન કરવામાં આવ્યા છે, એવું કાંઇ નથી અગત્યના સવાલોને ચર્ચવામાં પણ આવેલ છે, જુદા જુદા આચાર્યોના મતભેદ પણ બતાવેલ છે અને વેદાંત મીમાંસા, સાંખ્ય, ન્યાય આદિ દર્શનોની માન્યતાથી જુદા પડવાના કારણો પણ બતાવવામાં આવ્યા છે, એટલે જૈન દર્શનના અભ્યાસી માટે આ મહત્ત્વનો ગ્રંથ છે

ગ્રંથને ત્રણ વિભાગમાં વહેંચેલ છે તત્ત્વાર્થસૂત્રની પદ્ધતિ પ્રમાણે સૂત્ર, ભાષ્ય અને ટીકા યોજેલ છે તત્ત્વાર્થસૂત્રમાં પહેલું સૂત્ર **सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः** છે તેને બદલે **सम्यक्श्रद्धासंविच्चरणानि मुक्त्युपायाः** સૂત્ર મૂકેલ છે અને પછી સમ્યક્ શ્રદ્ધા, સમ્યક્ સંવિત્ અને સમ્યક્ ચરણનું ગ્રંથના ત્રણ વિભાગમાં વિવરણ કરેલ છે દરેક વિભાગમાં જુદા જુદા વિષયોના પાંચ વિભાગ પાડેલ છે, જેને પ્રથમકિરણ દ્વિતીય કિરણાદિ નામ આપેલ છે પહેલા વિભાગમાં સમ્યક્ત્વનું સ્વરૂપ બતાવી, જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ એ નવ તત્ત્વોની પ્રરૂપણા કરી તેના લક્ષણ, ભેદ, પ્રભેદ વિગેરેની સવિસ્તર તાત્ત્વિક દૃષ્ટિએ પ્રરૂપણા અને ચર્ચા કરેલ છે આ ભાગમાં છએ દ્રવ્યોનું સ્વરૂપ બતાવેલ છે, પુણ્ય અને પાપ તત્ત્વની વિચારણામાં કર્મનું સ્વરૂપ, કર્મના ભેદો વિગેરેનું આગમ પ્રમાણે વર્ણન કરેલ છે આશ્રવ તત્ત્વની વિચારણામાં આશ્રવના હેતુ હિંસા અસત્ય, સ્તેય, અબ્રહ્મચર્ય, પરિગ્રહ વિગેરેનું શાસ્ત્રીય દૃષ્ટિએ વિવરણ કરેલ છે. સંવર તત્ત્વના વિવેચનમાં ચૌદ ગુણસ્થાનનું સવિસ્તર વર્ણન આપેલ છે, અને સમિતિ ગુપ્તિ વિગેરેનું સ્વરૂપ બતાવી પરીષહોનું વર્ણન કરેલ છે નિર્જરા તત્ત્વની વિચારણામાં તપ અને ધ્યાનનું સ્વરૂપ બતાવેલ છે બંધના વિષયમાં કર્મની પ્રકૃતિ, સ્થિતિ વિગેરેનું દિગ્દર્શન કરાવેલ છે મોક્ષતત્ત્વમાં મોક્ષનું સ્વરૂપ બતાવી માર્ગણાનું વિવેચન કરેલ છે, અને લેશ્યાઓનું સ્વરૂપ બતાવી સિદ્ધના લિંગની ચર્ચા કરેલ છે

બીજા ભાગમાં જ્ઞાનનું સ્વરૂપ બતાવેલ છે તેમાં મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન વિગેરે જ્ઞાનના

સાધનોનું વિસ્તારથી સ્વરૂપ જતાવી, જ્ઞાનના પ્રામાણ્ય બતાવનાર પ્રમાણશાસ્ત્રની મીમાંસા કરેલ છે જેમાં જૈન ન્યાય, નય, સપ્તભંગી, અનેકાંતવાદ વિગેરે વાદોની ચર્ચા કરેલ છે.

ત્રીજા ભાગમાં ચરણકરણાનુયોગ બતાવેલ છે. પંચ મહાવ્રતનું સ્વરૂપ બતાવેલ છે, બાર ભાવનાઓનું વર્ણન કરેલ છે, લોકસ્વરૂપનું વર્ણન કરેલ છે અને ચારિત્ર ગ્રહણ કરનાર–ચારિત્રીઓના પુલાક બકુશ વિગેરે ભેદોનું વર્ણન કરી ગ્રંથની સમાપ્તિ કરેલ છે.

ઉપરના અવલોકનને પરિણામે જણાશે કે–જૈન દર્શનના અભ્યાસીને જૈનદર્શન અને જૈન ધર્મના ભિન્ન ભિન્ન તત્ત્વો–અંશોનું જ્ઞાન મેળવવાની સંપૂર્ણ સામગ્રી આ ગ્રંથ પૂરી પાડે છે. એટલે આ ગ્રંથનો લાભ જૈનસમાજ અને જૈનેતર તત્ત્વજિજ્ઞાસુ વર્ગ અવશ્ય લેશે એવી અમારી માન્યતા છે.

આ ગ્રંથ તત્ત્વાર્થસૂત્રની શૈલીને અનુલક્ષીને રચાયો છે. તત્ત્વાર્થસૂત્રના સૂત્ર રચનાર શ્રી ઉમાસ્વાતિ વાચક છે, ભાષ્ય સ્વોપજ્ઞ છે કે કેમ તે વિવાદનો વિષય છે, અને ટીકાકાર શ્રી સિદ્ધસેન ગણિ જુદા આચાર્ય છે. સૂત્રકાર શ્રી ઉમાસ્વાતિ અને ટીકાકાર શ્રી સિદ્ધસેન ગણિ વચ્ચે લગભગ આઠસેં હજાર વર્ષનું અંતર છે. સદરહુ આઠસેં હજાર વર્ષમાં જૈન તત્ત્વજ્ઞાન સાહિત્યમાં ઘણો મહત્વનો વિકાસ થયો હતો. એટલે તત્ત્વાર્થસૂત્રના ટીકાકારને, સૂત્રોનો અર્થ પાછળના તત્ત્વજ્ઞાનના વિકાસને અનુરૂપ કરવાને કેટલેક સ્થળે શ્રમ પડ્યા લેવામાં આવે છે. તત્ત્વાર્થસૂત્રમાં નયની વિચારણામાં ઉપર બતાવેલ ટીકાકારની મુશ્કેલી પષ્ટ તરી આવે છે.

આ પુસ્તકના કર્તા શ્રી વિજયલબ્ધિસૂરિજીને આ મુશ્કેલી નડેલ નથી. તેઓશ્રીએ પૂર્વાચાર્યોના ગ્રંથોનું શ્રવણ, મનન અને નિદિધ્યાસન કરી વસ્તુતત્ત્વનો નિર્ણય કરી તેનું લક્ષણ બાંધી સૂત્ર રચેલ છે, તેનો ટૂંકાણમાં સ્ફોટ કરવાને ભાષ્ય કરેલ છે, અને વિશેષ સ્પષ્ટતા ટીકામાં કરેલ છે. એટલે આ ગ્રંથના વાચકવર્ગને માટે ઘણે અંશે સરલતા થયેલ છે.

આ ગ્રંથમાં કર્તાએ સૂત્રો રચવામાં અને પદાર્થના લક્ષણ બાંધવામાં નવીનતા દાખલ કરેલ છે. આ નવીનતા કેટલાક સૂત્રોમાં પ્રશંસનીય જણાતી નથી, દાખલા તરીકે પહેલા સૂત્રમાં સમ્યગ્દર્શનજ્ઞાનચારિત્રાણિ મોક્ષમાર્ગઃ ને બદલે સમ્યક્શ્રદ્ધાસંવિચ્ચરણાનિ મુક્ત્યુપાયાઃ મૂકેલ છે. સૂત્રમાં થયેલ આ નવીનતા બરાબર જણાતી નથી. પ્રથમ તો સમ્યગ્દર્શનજ્ઞાનચારિત્રાણિ મોક્ષમાર્ગઃ એ સૂત્ર સર્વસામાન્ય સ્થાપિત પ્રમાણવાક્ય છે. પૂર્વાચાર્યોએ તેમાં ફેરફાર કર્યો નથી. જૈનધર્મમાં જેમ નવકારમંત્ર આધિપત્ય ભોગવે છે તેમ જૈનતત્ત્વજ્ઞાનમાં આ સૂત્ર સામ્રાજ્ય ભોગવે છે. બીજું દર્શન, જ્ઞાન અને ચારિત્ર શબ્દો જેટલા વ્યાપક છે તેટલા શ્રદ્ધા, સંવિત્ અને ચરણ શબ્દો વ્યાપક નથી. દર્શન દૃશ્ જોવું–ધાતુ ઉપરથી થયેલ છે. તેનો અર્થ ધર્મની વિચારણામાં શ્રદ્ધાન થઇ શકે છે તેમ તત્ત્વજ્ઞાનની વિચારણામાં સાક્ષાત્કાર Intuition પણ થઇ શકે છે, જ્ઞાન શબ્દમાં જ્ઞાન મેળવવાના દ્વારો–મતિજ્ઞાન વિગેરેનો સમાવેશ થાય છે તેમ પ્રાપ્ત થયેલ જ્ઞાનનો પણ સમાસ થાય છે. સંવિત્ શબ્દનો તેવો અર્થ નીકળી શકે કે કેમ તે જાણવામાં નથી. ચારિત્ર

શબ્દ સામાન્ય શબ્દ છે. તેમાં આત્માને લક્ષીને કરેલ દરેક શુદ્ધ આચરણનો સમાવેશ થાય છે. ચરણ શબ્દ જૈન પારિભાષિક છે, અને જૈનધર્મના સાધુવર્ગના ચરણકરણને સૂચવનાર છે. મોક્ષમાર્ગઃ એક વચન છે, મુક્તિઉપાયો બહુવચન છે. એકવચનને બદલે બહુવચન કહેલ છે, તે પણ જૈન તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ બરાબર જણાતું નથી. સમ્યગ્દર્શન, જ્ઞાન અને ચારિત્રની એકાત્મતા નિશ્ચય નય પ્રમાણે મુક્તિનું કારણ છે તેમાં જે ભેદ બતાવેલ છે અને ઉત્તરપૂર્વનો લાભ બતાવેલ છે તે વ્યવહારદૃષ્ટિથી છે.

બીજું આ ગ્રંથ તત્ત્વન્યાયનો છે. એટલે સંપ્રદાય ધર્મની ભાવના કરતાં તત્ત્વની ભાવનાને પ્રધાનતા આપવી જોઇએ, શ્રદ્ધા ધર્મની ચર્ચામાં જેટલી અગત્યતા ધરાવે છે તેટલી તત્ત્વની ચર્ચામાં તેની અગત્યતા નથી. આવા તાત્ત્વિક ગ્રંથો એકલા જૈનો માટે નથી, પણ તત્ત્વ-સત્ય શોધવાની વૃત્તિવાળા દરેક જિજ્ઞાસુઓ માટે છે; માટે તાત્ત્વિક ગ્રંથોમાં સાંપ્રદાયિકતાને બને તેટલું ઓછું સ્થાન આપવું જોઇએ. ઉપર જે યત્કિંચિત્ ચર્ચા કરેલ છે તે તત્ત્વચિંતકની દૃષ્ટિએ કરેલ છે. ગ્રંથનું ગૌરવ ઓછું કરવાનો તેમાં લેશમાત્ર ઉદ્દેશ નથી.

જૈન દર્શનનો સર્વાંશી આ ગ્રંથ પાઠશાળાઓ અને વિદ્યાલયોમાં ધાર્મિક અભ્યાસમાં દાખલ કરવા જેવો છે. તેમાં એક મુશ્કેલી જોવામાં આવે છે કે સંસ્કૃત ભાષાના અભ્યાસીઓ જૈનસમાજમાં ઓછા છે. યુનીવર્સીટીઓમાં પહેલાં સંસ્કૃત ભાષાને જે ઉચ્ચ સ્થાન આપવામાં આવતું હતું તે ઓછું થયું છે, અને હિંદી તથા માતૃભાષાઓને અગત્યનું સ્થાન આપવામાં આવે છે, માટે આ ગ્રંથમાંથી અમુક અમુક વિષયો ચુંટી કાઢી તેનું હિંદી ભાષામાં અવતરણ કરવામાં આવે તો ઉચ્ચ કેળવણી લેતા જૈન વિદ્યાર્થીઓને ઘણું ઉપયોગી થઇ શકે. આવા તત્ત્વના ગ્રંથોને સમજાવનાર શિક્ષકો પણ મળવા મુશ્કેલ છે. કૉલેજોમાં અભ્યાસ કરનાર વિદ્યાર્થીઓને વિજ્ઞાન અને પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનની તુલનાત્મક શૈલીથી જૈન તત્ત્વજ્ઞાન બતાવવામાં ન આવે તો અભ્યાસમાં રસ ઉત્પન્ન થવો મુશ્કેલ છે. છતાં એટલું તો ચોક્કસ કહી શકાય કે આ પુસ્તક શિક્ષક અને શીખનારાઓને પૂર્ણ માર્ગદર્શક થશે.

પુસ્તકની કિંમત રૂપિયા પાંચ રાખવામાં આવેલ છે. હાલના મોંઘવારીના સમયમાં કિંમત કોઇ રીતે વધારે નથી, ઉલટી છપાવવાના ખર્ચના પ્રમાણમાં ઓછી જણાય છે, છતાં કોઇ શ્રીમંત શ્રદ્ધાળુ જૈન ગૃહસ્થને જ્ઞાનની પ્રભાવના કરવાનો ઉપદેશ આપવામાં આવે અને તેવા ગૃહસ્થ ઉદાર મદદ આપે તો કિંમત ઓછી કરવા જેવું છે. કારણ જૈન સમાજમાં પૈસા ખર્ચી આવા પુસ્તકોનો સંગ્રહ કરનાર અથવા વાંચનાર ઓછા ગૃહસ્થો છે.

છેવટે આ. મહારાજ શ્રી લબ્ધિસૂરીશ્વરજીએ, જૈન દર્શનનો સતત મર્મગ્રાહી અભ્યાસ કરી, આ અપૂર્વ ગ્રંથ સંસ્કૃત ભાષામાં રચી જનતા સમક્ષ અર્પણ કર્યો છે તે માટે સૂરીશ્વરજીને અમે અભિનંદન આપીએ છીએ, અને આવા ગ્રંથનો અભ્યાસ જૈન અને જૈનેતર બધુંઓ કરે એવી અમારી હાર્દિક અભિલાષા છે.

જીવરાજભાઇ ઓધવજી દોશી—ભાવનગર

# વીરવિલાસ

( ૬ )

## કરપી ભૂંડા સંસારમાં રે.[૧]

'કરપી' એટલે કૃપણ પોતે ખાય નહિ, બીજાને ખાવા દે નહિ; પોતે વાપરે નહિ, બીજાને વાપરવા દે નહિ; પોતે ભોગવે નહિ, બીજાને ભોગવવા દે નહિ. આવા કૃપણ લોકો દુનિયામા ઘણા હોય છે, એનો જીવન પર ખ્યાલ અતિ સંકુચિત હોય છે, એની દૃષ્ટિ અતિ પામર હોય છે, એની નજર અધોગામી હોય છે, એ સર્વ વસ્તુનો નાશ થઇ જવાનો છે, કોઇને ખાવાપીવા પણ રહેવાનુ નથી અને મૂર્ખ લોકો વિચાર કર્યા વગર મળેલ લક્ષ્મી વાપરી નાખે છે કે આપી દે છે એવા એવા વિચાર કરી નાહકનો બળી મરે છે. પારકાને ત્યા થતી સુંદર રસોઇ, મહેમાનોનુ સ્વાગત કે સારા અવસરે થતા ખર્ચને જોઇ એને ઉકળાટ થાય છે, એને સર્વ જતુ જ દેખાય છે અને પોતાની પાસે ઓછી વધતી કે અઢળક ધનસંપત્તિ હોય તેનો જરા પણ ઉપયોગ ન કરતા એને સડાગાંઠ બાંધીને વળગી રહે છે આવેલ સંપત્તિને ઓળખતો નથી, મળેલ તકનો એ લાભ લેતો નથી અને કરમમા લખ્યુ હોય તે રાજા શ્રેણિકની લક્ષ્મીને ઝાંખી પાડે એટલી લક્ષ્મી પોતાની પાસે હોય તો પણ મમ્મણ શેઠની પેઠે એ તો તેલ ને ચોળા જ ખાય છે અને અંધારી રાત્રિએ નદીમાથી લાકડા ખેંચે છે.

આવા મનુષ્યનો જીવન તરફનો ખ્યાલ ભારે અસ્પષ્ટ હોય છે. ધન શા માટે ભેગું કરવુ, કોને આપવુ, જેને આપવામા આવશે તે આભાર પણ માનશે કે નહિ એનો ખ્યાલ ન કરતા મમત્વબુદ્ધિએ એ તો સંગ્રહ કરવામા જ સમજે છે સાઠ સીત્તેર વર્ષની વય થઇ ગઇ હોય, છોકરા થવાની આશા ન હોય, ભત્રીજાઓ એના અવસાનની રાહ જોઇ બેઠા હોય તો પણ ચમડી તૂટે પણ દમડી ન છૂટે એવા એના હાલહવાલ હોય છે. લમણે હાથ દઇ બેસે, કકળાટ કરે, બે પૈસાના લાભ ખાતર સામાને હજારો સેંકડોનું નુકસાન કરતાં જેની છાતી થડકે નહિ, તે અંતે કા તો સટ્ટામા સર્વ ખોઇ બેસે છે, વ્યસનમા ચડી જઇ આખી મિલકત ફનાફાતીઆ કરે છે અથવા એટલી અવ્યવસ્થિત સ્થિતિમા હાથ ધરમનો ચાલો જાય છે કે તેની પાછળ વકીલ દરબારમા જ્યાફતો ઊડે છે અને આખું એસ્ટેટ ફનાફાતીઆ થઇ જાય છે તેવાની બાબતમા 'માખીઓએ મધ કીધું, ન ખાધુ ન દાન દીધું, લૂટનારે લૂટી લીધુ રે ઓ જીવ જોને.' આ દલપતરામની ઉક્તિ સાચી પડે છે અને ઉપભોગ કે દાન ન કરનારના ધનનો અંતે નાશ થાય છે એ સુભાષિત નજરે અનુભવવાનો તેને કે દુનિયાને દાખલો આપડે છે

જીવનારો તે ન જાણતો મરનાર નહિ, ખાવાનુ ઠેકાણું નહિ, કોઇ દીપ (ફકફાલો)

૧. સોમા સંવતના પૂર્વમા અંતરાયકર્મની પૂજા બીજી

ભગવવા આવે તો ગરીબાઈથી 'શક્તિ નથી' એવુ દયામણે ચહેરે કહેવાનો શીરસ્તો ધરાવનાર આવા પ્રાણીનુ નામ પણ દુનિયા પ્રભાતના પહોરમા લેતા અચકાય છે અને નામ કોઈ કારણે લેવાઈ જાય તો 'આજ ખાવાનુ મળશે નહિ' એવી આગાહીનુ વિમાસણ કરતા જોવામા આવે છે, છતા આ ભાઈશ્રીનુ મન જરા પણ પલળતુ નથી, એની ગાઠ છૂટતી નથી એની ઉડાઉગીર દુનિયા તરફની વક્રતામા ઘટાડો થતો નથી અને એના તેલ કે ચોળા ફાવવાના કામમા પણ એને અભિમાનનો પાર હોતો નથી.

આવા કરપીને ભૂડો કહેવો એ વધારે પડતી વાત નથી એ તો સાદો શબ્દ છે એવા મનુષ્યને કોઈ મિત્ર હોતુ નથી, એને સગામબધી જેવી કોઈ વસ્તુ હોતી નથી, એને સમાજમા સન્માન મળતુ નથી અને એની નજીક જવાની કોઈને ઇચ્છા થતી નથી ધનનુ આખુ શાસ્ત્ર તે નિષ્ફળ બનાવી દે છે ધનનો ઉપયોગ ન થાય તો એ સડી જાય છે, ખસી જાય છે, વેડફાઈ જાય છે તે એ જાણતો નથી અને ધન ગમે તે કારણે ચાલી ગયા પછી તેના મનમા જે વિમાસણ થાય છે તે વિચારતા ત્રાસ થાય તેવી પરિસ્થિતિ કલ્પી શકાય છે, માટે કરપી-કૃપણને ભૂડો કહ્યો છે ભૂડો એટલે ખરાબ, તુચ્છતાને પાત્ર અને વ્યવહાર દૃષ્ટિએ અધમ કોટિમા મૂકાય તેવો મનુષ્ય સમજવો. જેને જીવતા સન્માન નહિ, જેના મરતા અરેરાટી નહિ અને ચાલ્યો જાય તો દુનિયાનો ભાર ઓછો થયો એવી ગણના જેને માટે થાય તેવા જીવનને 'ભૂડુ' કહેવુ એ તદ્દન સમુચિત વાત છે

કૃપણ પ્રાણી માને છે કે ધન ખરચતા ખૂટી જશે એને ખબર નથી હોતી કે નદીના વહેતા પાણી જ નિર્મળ રહે છે, ખાબોચિયુ ભરેલુ રહે તો એમા જીવાત થઈ જાય છે અને અતે એમા ગધ લાગુ પડી જાય છે ધન વાપર્યે ઘટતુ નથી, આપવાથી ઓછુ થતુ નથી, સારા કામમા ખર્ચવાથી વિનાશ પામતુ નથી એ તો વાવણી છે, એકના એકવીસ થાય છે બરાબર પ્રેમ અને અતર રસ હોય તો એકના હજાર લાખ કે કરોડ થાય બાકી કોઈની સાથે ધન જતુ નથી, કોઈને ગાસડી બધાવવામા આવતી નથી અને છેક છેલ્લી ઘડીએ કરેલ ધનનો વ્યય તો બળતુ ઘર કૃષ્ણાર્પણ કરવાની કોટિમા આવે છે, માટે આવકના પ્રમાણમા ખર્ચ રાખવો, પોતાના મોજશોખ ઓછા કરવા અને પારકાના લાભ માટે વિવેકપૂર્વક કરેલ ધનની વાવણી જરૂર ફળવતી થાય છે એ વાત નિરતર સ્મરણમા રાખવી

બાકી આવેલ વખત ન ઓળખનાર ધન ખોઈ બેસે ત્યારે પસ્તાવો કરે એ અર્થ વગરની વાત છે મોડી મોડી સમજણ આવે એ તો ખાલી મનમા વ્યથા કરનાર હાય વરાળ છે, સમજણ વગરની ગરમી કાઢવાના ચાળા છે, ધન પરના અસાધારણ મોહને દાખવનાર ખ્યાલો ભામા છે આવતો દિવસ જાણનાર, પરાર્થે ધનનો વિવેકપૂર્વક સદુપયોગ કરનાર, ગુપ્તપણે ધનનો વિનિયોગ કરનારના મનમા જે આનદ થાય છે તેનુ વર્ણન કરવુ મુશ્કેલ છે, એને બદલે લોકો નામ લેવામા પણ અપશુકન સમજે નામ લેવાઈ જાય તો થૂકી નાખે અને આનદ ઉત્સાહ કે પ્રેરણા વગરના જીવનને અતે ઢગલા મૂકી જાય તો તેમા ધનમમતાનો એક વધારે ખરાબ દાખલો બેસાડી જવા ઉપરાત કાંઈ ફળ બેસતુ નથી અને ઉઘાડે હાથે ચાલ્યા જતી વખતે હારેલ જુગારીની દશા સાંભરે હોય તો અનુભવવી પડે છે

કેટલાક માણસો દાન કરી જ શકતા નથી. કપિલા દાસીને શ્રેણિક રાજાએ દાન આપવાની ફરજ પાડી ત્યારે તે કડછી ઉઠી અને એને હાથે ચાટવો બાંધી એની પાસે દાન આપવાની ફરજ પાડી ત્યારે એ કડછી ઉડતાં બોલતી રહી કે—' આ તો શ્રેણિક રાજાનો ચાટવો દાન આપે છે, હું નહિં.' આ દાન ન આપનારનો અંતિમ ગુન્હાનો દાખલો છે. પણ છતી મૂડીએ, પૂરતી અનુકૂળતા છતાં કાંઇ ન આપી શકનારના ઘણા દાખલા જોવામાં આવ્યા છે અને એમના ધ્યેય વગરના જીવનને માટે અત્યંત ઘૃણા ઉત્પન્ન કરનાર વાતાવરણ વચ્ચે તેઓના જીવન પરત્વેના ખ્યાલો માટે દયા ઉત્પન્ન કરનાર કિસ્સાઓ નજરે પડયા છે.

( ૭ )

*રંગ રસિયા રંગ રસ બન્યો, મનમોહનજી;
કોઈ આગળ નવિ કહેવાય, મનડું મોહ્યું રે મનમોહનજી.
વેધકતા વેધક લહે, મનમોહનજી;
બીજા બેઠા વા ખાય, મનડું મોહ્યું રે મનમોહનજી.

આ દીંચના લયમાં ગવાતી પૂજાનો આલાપ અદ્‌ભુત છે, એમાં ડાંડિયારાસની ધૂમ જામતી હોય, નોબતના અવાજ સાથે ડાંડિયાના ટેકારા બોલતા હોય, કાંસીની ઝૂકમાં ધડકા પડતાં હોય અને ગાનાર ગવરાવનાર એકરસથી રમઝટ મચાવી રહ્યા હોય ત્યારે ડંકાના એક એક ટેકા સાથે અંતરમા રંગ રસ જામી જાય છે, રસનો કસ ઊંડો ઊતરતો જાય છે અને અંતર આત્મા અપૂર્વ રસમાં રસબસ થઇ જાય છે. સાત સાત પૂજા ગાઇ આવ્યા પછી, ઇંદ્રઇંદ્રાણીને સોનારૂપાને સોગઠે શેત્રંજ રમતા કહી આવ્યા પછી, શક્રનો સુઘોષા ઘંટનો અવાજ ગાઇ આવ્યા પછી, પાર્શ્વનાથ પરમાત્મા અને કમઠ વચ્ચેનો સંભાષણ નાદ સાંભળી આવ્યા પછી અને મેઘમાળીનો વરસાદ, પ્રભુના કંઠ સુધી પાણી અને ધરણેંદ્રનું છત્રધારીત્વ વર્ણવ્યા પછી જ્યારે એ સર્વની ઉપર આ રસશેખર ચઢે છે ત્યારે ઠમલેલ પણ જાગી જાય છે, ઊંઘતા પણ બેઠા થઇ જાય છે અને પ્રત્યેક ઠણકા સાથે ચેતનરાજ રસાનુભવ કરે છે.

ત્યારે પૂજા એ શી વસ્તુ છે? 'ચિત્તપ્રસન્ને રે પૂજનફળ કહ્યું ' એ આત્મવિલાસમાં શો ચમત્કાર છે, 'સાચી ભક્તે સાહિબા, રીઝો એક વેળા ' બોલનાર પોતે જ કેવી રીતે રીઝી જાય છે, સાહેબા આવીને રીઝવનાર નથી, પણ અંતરમાં બેઠેલો ' સાહેબો ' જ રીઝવાનો છે એ વાતનો સાક્ષાત્કાર થાય છે. કાંસીની એ ઝૂક જેણે જોઇ હોય, અંતરના એ ધડકા જેણે અનુભવ્યા હોય, દીંચની એ રમઝટ જેણે ઝીલી જાણી હોય તે જ સમજે કે વેધક પ્રાપ્તી હોય તે જ વેધકપણું પામે છે, એમાં જેનાં તેનાં કામ નહિ. બીજા તો ગધાવેધ સાધવા જાય ત્યાં ગધાને જોવાની વાત તો બાજુ પર રહી. પણ આકાશવળા ફરતાં ચક્ર જોઇ પોતે જ ચક્કરમાં પડી જાય અને બાજુ કે નિશાનને હાથ અડાડવાની હિંમત પણ ન કરે.

* પંચકલ્યાણક પૂજા આઠની પ્રથમ ગાથા.

પણ એ રસ અંતર આત્મા જ સમજે, એ જ એનો અનુભવ કરે, એ જ એનાથી અંતરમાં તૃપ્ત થઇ જાય, એ જ અંદરથી સાક્ષાત્કાર કરે, એ જ એના વિલાસમાં મગ્ન થઇ જાય, એ જ એના નાદમાં ઘેલો થઇ જાય અને એ જ અવ્યક્ત કે વ્યક્ત સુખનો અનુભવ કરે. એ વાતનું કોઇ પાસે વર્ણન ન કરી શકાય, એ વાત કોઇને કીધી–કથી ન જાય, એ વાત માટે ભાષામાં શબ્દ નથી, કોશમાં પર્યાય નથી, કાવ્યમાં જોડકણાં નથી, શબ્દમાં સામર્થ્ય નથી. એ તો અંદર બેઠેલો 'સાહેબો' અનુભવે અને અંતરમાં ડોલે, અંતરમાં થનગનાટ પામે અને અંતરના ઊંડા રસમાં રેલાઇ જાય. આવો અનુભવ જીવનમાં એકાદ વાર કર્યો હોય તો ફેરો સફળ છે, આંટા સાર્થક છે, પ્રયત્નનું પરિણામ છે, અનનુભૂતનો સાક્ષાત્કાર છે. ઘણાં નિષ્ફળ પ્રયત્ન થાય તો ચિંતા નથી, કામ તો જરૂર રસ્તાસરનું છે, પ્રયાસ સીધા માર્ગ પર છે અને એક વાર આવી જમાવટ અંતરંગ રાજ્યમાં થઇ જાય તો બેડો પાર છે.

આવી જમાવટ માગી આવતી નથી, પણ અપેક્ષાએ પ્રાપ્ય છે અને પ્રયત્ને સાધ્ય છે. મુશ્કેલીથી ગભરાવાનું કારણ નથી, કારણ વગર પ્રયાસે કે અલ્પ પ્રયાસે મળેલ વસ્તુનું મૂલ્ય નથી, પરંતુ એકાદ વખત પણ જો આ ચિત્ત પ્રસન્ન થાય, અંદરથી આત્મા થણગણી ઊઠે અને રસ રંગ જામી જાય તો બેડો પાર છે, માર્ગ સુલભ છે અને સાધ્ય સન્મુખ પ્રયાણ છે.

આ પ્રાણીએ અફળ પ્રયાસ તો અનેક વખત કર્યાં છે, પણ તેથી મૂંઝાવાનું નથી. એક વાર વેધકતા પ્રાપ્ત થઇ અને રાધાવેધ સાધવાનું બની આવ્યું તો વરમાળા લઇને (મોક્ષ) સુંદરી ઊભી જ છે. પણ એમાં હૃદયનો દૃઢ સંકલ્પ જોઇએ, અંદરના થનગનાટના ચમકારા જોઇએ, અંતરનો આદર જોઇએ અને તાન સાથે તાનની મેળવણી કરવી જોઇએ. **अनन्तं गीतवाइए** એ સૂત્ર બરાબર ધ્યાનમાં રાખવા જેવું છે. તેના ભાવને આ વિષય સાથે સીધો સંબંધ છે.

હકીકત એમ છે કે પૂજન કરવાનું મન કરે ત્યાં અમુક અંશે ફળપ્રાપ્તિ થાય છે, સાધન એકઠાં કરે ત્યારે તેથી વધારે થાય છે, ચાલવા માંડે ત્યારે તેથી વધારે થાય છે, એમ ઉત્તરોત્તર પ્રકાર બતાવી છેવટે જણાવ્યું છે કે ગીત વાજિંત્રમાં અનંતગણું ફળ થાય છે. આ સૂત્રમાં બહુ રહસ્ય છે. પ્રાણીને જેવી એકાગ્રતા સંગીતથી–ગીત વાજિંત્રથી થાય છે તેવી બીજા અન્ય પ્રસંગોથી ભાગ્યે જ થાય છે. તલ્લીનતાનો પાકો અનુભવ સંગીતની અંદર જરૂર દેખાય છે. માણસ જ્યારે ગાનની લેંમાં પડી જાય છે ત્યારે એ આખી દુનિયાને ભૂલી જાય છે, એને ખાવાપીવાનું સૂઝતું નથી, યાદ પણ આવતું નથી અને એ તો એની લેંમાં ચાલ્યો જ જાય છે અને ખરો આંતર આનંદ–સ્વાત્માનંદ અનુભવે છે. આ વાત સંગીતમાં થોડો પણ રસ લેનાર જાણી સમજી શકે તેવી છે. રાવણને ગાન કરતાં તીર્થંકરનામકર્મ બંધાયું તેનું રહસ્ય સંગ્રહવા જેવું છે. વાત બે ઘડીની જ છે, પણ એણે તૂટતા તારને સાંધી દીધો, ભાવની જમાવટ ચાલુ રાખી અને એકાગ્રતાને લોપ આવવા ન દીધો.

પૂજાની ધૂન એ તો અજબ વસ્તુ છે. સામસામે સરખા ગાનાર હોય, સરખા ઝીલનારા હોય અને સાથે સંગીતનો સાજ નિષ્ણાતના હાથમાં હોય ત્યારે ખરી જમાવટ થાય છે અને એ ઘડી આત્મા આંતર આનંદને અનુભવે છે, પોતાની સર્વ અંગત આળપંપાળ વિસરી જવાય છે, સર્વ ઇંદ્રિયો એકતાન અનુભવે છે, એક રસ થઇ જાય છે અને અન્ય સર્વને ભૂલી જાય છે. આવો અનુભવ જીવનમાં એકાદ વખત થઇ જાય તો પણ દ્રવ્યપૂજન માટે કરેલ સર્વ પ્રયાસો કે ખર્ચેલ દ્રવ્ય, લીધેલ તસ્દી કે વાપરેલ શક્તિ સર્વ વસૂલ થઇ જાય છે; તેટલા માટે જ '**દ્રવ્ય તે ભાવનિમિત્ત**' હોઇ એનું મૂલ્ય છે. વાસ્તવિક રીતે વિચારીએ તો ઘણા તો નકામા આંટા( ફેરા ) જ હોય છે પણ શુદ્ધ માર્ગે હોઇ અપેક્ષયા સફળ છે, પણ એક વાર જો રાધાવેધ સધાઇ જાય તો જીવન ધન્ય છે, પ્રયાસ સફળ છે અને સાધ્યનું સામિપ્ય છે; માટે જો બને તો રંગરસ જગાડવા પ્રયત્ન કરવો, એ જામે એ માટે સાધનો એકઠાં કરવાં અને એ લાધી જાય તો પ્રયાસનું ફળ બેઠું છે એમ માનવું.

તો પછી વિચારવાનું શું રહે છે? ચિત્ત પ્રસન્ન થાય, રસરંગ જામે, અંતરાત્મા વિકાસ પામે અને અપૂર્વ આનંદનો અનુભવ થાય એવું વાતાવરણ તો જરૂર જમાવવું. એ કોઇની પાસે વર્ણવી ન શકાય તેવા આનંદને માણવાના કોડ તો જરૂર કરવા અને યાદ રાખવું કે વાતાવરણ શુદ્ધ હોય, સાધનો અનુકૂળ હોય અને પરિસ્થિતિ પાકવાના કાંઠા પર આવી હોય તો બે ઘડીમાં કામ સાધી શકાય તેમ છે અને રાધાવેધ સાધવામાં તો પૂરી પાંચ સેકન્ડ પણ લાગતી નથી. નીચે તેલની કડાઇ હોય, ઉપર આઠ ચક્ર આડાંઅવળાં ફરતાં હોય, માથે રાધારાણીની પુતળી રચાયેલી હોય, અને સામે ધનુષ્યબાણ પડ્યાં હોય-માત્ર હાથમાં ધનુષ્ય લેવાની તાકાત હોય અને ગણતરી પાકી અને શીઘ્ર હોય તો એમાં કાંઇ વખત લાગતો નથી. સર્વ ઉપાધિ, આંટાફેરા અને એક ખાડામાંથી બીજામાં પડવાની આફતમાંથી બચવા માટેનો આ આનંદપ્રદ, સીધો અને સરળ માર્ગ છે. એને પંખેરો પ્રાણી જરૂર મેળવી શકે છે. જિંદગીમાં આવો આંતર પ્રમોદ એકાદ વાર તો કરી જુઓ. એ બીજાને ન કહેવાય તો તેનો વાંધો નથી, પણ ભારે મોજ માણશો અને જબરજસ્ત પ્રગતિ થઇ જશે તેમજ આખો માર્ગ દેખાઇ આવશે. વેધ સાધવાની પૂર્ણેચ્છા વિના વા તો ઘણીવાર ખાધી, હવે તો હિંમતને બે હાથમાં પકડી એક વાર રાધાવેધ સાધી લો. જાણો કે આવો અવસર ફરીફરીને નહિ મળે, આવી જોગવાઇ વારંવાર નહિ મળે, આવી તકનો લાભ લેવાનું વારંવાર નહિ બને; માટે જાગ્રત થાઓ અને રસરંગ જમાવો.

હતાંએ આ પ્રસંગને બહુ કિંમતી માની તેને માટે સાવધાન થઇ જવાની પ્રેરણા કરી છે. એવે પ્રસંગે જે સાવધાન થઇ જાય છે તે જરૂર રાધાવેધ સાધવાતુલ્ય કાર્ય સિદ્ધ કરી શકે છે.

મૌક્તિક



# સિકંદરનું મૃત્યુ

( સિકંદર પલંગ પર સૂતેલો છે એક બાજુ નોકર ચાકર ઊભા છે. ખુરશી ઉપર હકીમ બેઠેલો છે. એક બાજુ વજીર તથા સેનાપતિ ઊભા છે. સર્વની આંખમાં આંસુ છે. )

**સિકંદર**—( મૂર્ચ્છાવસ્થામાંથી જાગતાં ) આખી દુનિયાને જેણે વિજયોની પરંપરાથી આશ્ચર્યચકિત કરી નાંખી હતી તે સિકંદરને માટે આજે જમરાજનાં તેડાં આવી રહ્યાં છે. જેની મરજી મુજબ, એક વખત આખું જગત્ નૃત્ય કરતું હતું તે મહત્ત્વાકાંક્ષીને આજે ભગવાનનાં દ્વાર દેખાડવા ચોપાસ ફરતા યમ-દૂતો અધીરા બન્યા છે!

**હકીમ**—મહારાજ! મહારાજ! આપ બહુ બોલો નહિ. બોલવાથી આપની તબિયતને ધક્કો પહોંચશે લો, આટલી ઔષધિ પી જાઓ.

**સિકંદર**—ઔષધિ! હા......હા......( ભયંકર અટ્ટહાસ્ય કરે છે ) મરવા પડેલા માનવી સજીવન થતા હશે? જે દીપકમા તેલ ખૂટ્યું, જેની વાટ સદંતર ખલાસ થઇ જવા આવી, તે દીપક ફરી કદિ પ્રગટે? હકીમજી! હવે એ ઔષધિ આપની પેટીમાં મૂકી દ્યો

મને અત્યારે વિચાર આવે છે કે મેં આ દુનિયાની અઢળક સંપત્તિ ભેગી કરી તેનું હવે શું થશે? મેં શું કરવા ભેગી કરી? એ મારી છે? સુરા અને સુંદરીઓ મારી સાથે આવશે? મેં મારી ભૂમિભૂખ સંતોષવા અનેક નિર્દોષ મનુષ્યોના લોહી રેડ્યા અને એમના એ રુધિરનાં મેં પાન કર્યાં પણ એ ભૂમિ મારી સાથે આવશે? મારી મહત્ત્વાકાંક્ષાએ મને અંધ બનાવ્યો, મેં અનેક નાનાં ભૂલકાંઓને તેમના માતપિતા–વિહોણાં કર્યાં, મેં અનેક વહાલસોયી પત્નીઓના પતિનાં પ્રાણ હર્યાં. એ બધું ધન, દોલત, કીર્તિ, ભૂમિ મેળવવા માટે કર્યું. હું એમાંથી શું મારી સાથે લઈ જઇશ? ધન, દોલત મેં જેમ બીજાના લૂંટયાં તેમ મારા કોઈ લૂંટશે. જેમ મેં અનેકની જન્મભૂમિને ગુલામ બનાવી તેમ મારી માતૃભૂમિને પણ કોઇ ગુલામ બનાવશે, અને કીર્તિ!! મારી કીર્તિ રહેશે એક મનુષ્યભક્ષક તરીકે–એક નરરાક્ષસ તરીકે, કે જેની રુધિરપિપાસા રુધિરના સમુદ્રમાં સ્નાન કરવા છતાં પણ તૃપ્ત ન થઈ! અને એ પણ કયાં શાશ્વત રહેવાની છે? જેમણે આખી દુનિયાનું સર્જન કર્યું, જેમણે આખી સૃષ્ટિનું નિયમન કર્યું, એવા જગતનિયંતાને લોકો પોતાના સ્મૃતિપટમાંથી હડસેલી દે છે, તો હું તો કોણ? એ નિરંજન નિરાકારના અલ્પ અણુંનું એક અલ્પ અણુ! આહ! આહ! હકીમજી! વજીર કયાં છે?

**વજીર**—આ રહ્યો, નામદાર!

સિકંદર—મારા અંતકાળની ઘડીઓ ગણાય છે. તમે મારી એક અંતિમ ઇચ્છા છે તે પૂર્ણ કરશો ?

વજીર—મહારાજ ! આપ એવું ન બોલો ભગવાન સઘળા સારા વાનાં કરશે

સિકંદર—હું ભગવાનની કૃપાને લાયક રહ્યો નથી ભગવાન જ મને મારા અયોગ્ય તેમજ ગેરવાજબી કૃત્યોનો બદલો આપવા હાર્દિક આમંત્રણ આપી રહ્યો છે તેના આમંત્રણનો અસ્વીકાર હું કેવી રીતે કરી શકું ? આ સિકંદરે આખી ધરાને પોતાના પગની લાતોથી ધ્રૂજાવી હતી, આખા નભોમંડળને ગર્જનાથી ભરી દીધું હતું એના પગ જ્યાં જ્યાં પડતા એ ભૂમિ એની થતી પરાજય તો એ સમજતા જ નહોતો એ જ સિકંદર આજે મોત પર ફત્તેહ નથી મેળવી શકતો મને હવે મારું આખું શરીર પશ્ચાત્તાપની ભઠ્ઠીમાં શેકાતું લાગે છે, મને હવે કંઈક શાંતિ મળે છે મને પ્રભુને—મારા અંતસમયે યાદ આવેલા એ પ્રભુને હવે મારા અન્યાયી, અમાનુષી અને અઘોર કૃત્યોનો જવાબ આપવા જવા દો ( એક ડચકું ખાય છે ) જુઓ ! જુઓ ! આ યમદેવનો રથ હંકારાતો આવે છે, મને બોલાવે છે મારા પ્રિય વજીર ! મરવા પછી મારી કફનયાત્રા કાઢો ત્યારે મને એક પાલખીમાં સુવાડજો, અને મારા બંને હાથો ( હાથો પહોળા કરે છે ) આમ પહોળા રાખજો, જેથી ભવિષ્યમાં મારો દાખલો લઇ કોઈ ગર્વાંધ બનેલો મહત્ત્વાકાંક્ષી છવટો ભૂમિ જીતવાની લાલસાને કારણે, સાર્વભૌમત્વ મેળવવાની પ્રબળ ઇચ્છાને કારણે અનેકના જીવોને તારાજ ન કરે પોતાની શક્તિ-સામર્થ્યનો દુરુપયોગ ન કરતા સન્માર્ગે વાળે ! મારી શિખામણ અયોગ્ય લાગશે, અને કહેશે કે આ તો એક દારૂડિયો દારૂ ન પીવો જોઇએ એવી શિખામણ આપતો હોય એવું લાગે છે, પણ હું તમને માત્ર એટલું જ જણાવું છું કે દારૂડિયાને પણ છેવટે પોતાના દુર્ગુણનું ભાન થાય છે, તે પોતાના પાપના પ્રાયશ્ચિત્તરૂપે દારૂ ન પીવાની શિખામણ આપે એમાં શી નવાઇ ? તે તો દારૂના અવગુણ સમજેલો માટે જ એવી શિખામણ આપે છે

આહા..... ! આહા..... ! મારો કાળ નજીક આવે છે ! પ્રભુ ! મારા પશ્ચાત્તાપ ઉપરથી કોઈ બોધ લે તો સારું ! સર્વને મારા છેલ્લા પ્રણામ.

( સિકંદર મૃત્યુ પામે છે ) ધનંજય ર. શાહ

( ભાવજીવન ૧૯૪૨ ના દિવાળી અંકમાંથી ઉધૃત )

—૦૩૦—

# એક વિદુષી બાઇના વિચારોમાં સુધારણા

તા. ૩-૧-૪૩ ના 'સમયધર્મ' પાક્ષિકમાં 'એક વિદુષી બાઈના વિચારો' એ મથાળાવાળો લેખ આવેલો છે. તેમાંનાં ઘણા વિચારો ધ્યાન આપવા લાયક છે અને સભ્યતા સાથે લખેલા છે; પરંતુ તેમાં 'સ્ત્રીજાતિને **नमोऽस्तु वर्धमानाय** ન બોલાય અને સંસ્કૃત ભાષા ન શીખાય એમ કહેલ છે છતાં તે **सकलार्हत्** વિગેરે સંસ્કૃત સૂત્રો ને સ્મરણો શીખે છે ને બોલે છે તેથી **वदतोव्याघात** થાય છે' એમ લખ્યું છે, પરંતુ તેમાં સમજફેર થાય છે. સ્ત્રીજાતિને માટે બારમા અંગનો-દૃષ્ટિવાદના અભ્યાસનો નિષેધ છે કે જેમાં ચૌદ પૂર્વનો સમાવેશ છે. **नमोऽस्तु वर्धमानाय, विशाललोचन, वरकनक** અને **नमोऽर्हत्** એ ચાર વસ્તુ પૂર્વમાંથી અક્ષરશઃ ઉદ્ધરેલ હોવાથી તે ભણવાનો અને બોલવાનો નિષેધ છે. પ્રથમના બેને બદલે સંસાર-દાવાની ત્રણ સ્તુતિ બોલાય છે તે સંસ્કૃત નથી પરંતુ સમસંસ્કૃત છે એટલે સંસ્કૃતમાં ને પ્રાકૃતમાં બને ભાષામા તે શબ્દો તેવા રૂપમાં જ છે. વળી તે પૂર્વમાંથી ઉધ્ધૃત નથી, શ્રી હરિભદ્રસૂરિની બનાવેલી છે.

સ્ત્રીજાતિને સંસ્કૃત ભણવાનો નિષેધ જૈનશાસ્ત્રમાં એકાંતે છે જ નહિ. વર્ત-માનમાં અનેક સ્ત્રીઓ સસ્કૃત વ્યાકરણાદિ ભણે છે ને અનેક સંસ્કૃત ગ્રંથો, ચરિત્રો, ટીકાઓ વાંચે છે એમાં કોઈ વિરોધ બતાવતું નથી.

બાળ, સ્ત્રી, મંદ ને મૂર્ખના ઉપકાર માટે મૂળ સિદ્ધાંતો ૧૧ અંગ વિગેરે પ્રાકૃતમાં રચેલા છે એ કહેવામાં સ્ત્રીજાતિની હીનતા બતાવી નથી. બાળ, મંદ ને મૂર્ખમાં પુરુષ જાતિ પણ આવી જાય છે, માટે એ શ્લોક સ્ત્રીજાતિની હીનતા સૂચવનાર છે જ નહીં, તેથી તેવી શંકા ન કરવી.

જૈનશાસનમાં અનેક બાબતમાં સ્ત્રીનું સ્થાન પુરુષ પ્રમાણે જ કહેલ છે. પુરુષ કરતાં તેનો આત્મા હીન નથી, પરંતુ સ્ત્રીપણું પ્રાપ્ત થવું તે પુષ્કળ પાપરાશિનું પરિ-ણામ છે એ વાત બરાબર ધ્યાનમાં રાખવા જેવી છે. અત્યારે વિચાર કરીને જોશો તો જણાશે કે સ્ત્રીજાતિને ધર્મારાધનની ખામીવાળા અનેક કારણો ઋતુસ્રાવ, ગર્ભ-ધારણ, બાળપ્રસવ, બાળઉછેર વિગેરે રહેલા છે-તેનું નિવારણ થઇ શકે તેમ નથી.

શાસ્ત્રકાર કહે છે કે સ્ત્રીજાતિ તુચ્છ હૃદયવાળી, કપટથી ભરેલી, ઘણા અભિ-માનવાળી, નિર્દયતાવાળી, ઇંદ્રિયોની ચપળતાવાળી તેમજ ઉચ્ચ કક્ષાની વસ્તુને નહીં જીરવી શકે એવી હોય છે તેથી તેને અતિશયવાળા અધ્યયનો અને દૃષ્ટિ-વાદ ( બારમું અંગ ) ભણવાનો નિષેધ કરેલો છે. આ વાત ખાસ અનુભવ ઉપરથી પણ સિદ્ધ થાય તેવી છે.

કુંવરજી

## प्रश्नोत्तर

( પ્રશ્નકાર—ભાઇ પુંજાલાલ અમથાલાલ-આજોલ )

પ્રશ્ન ૧—કાંડે બાંધેલા ઘડિયાળને ચામડાનો પટ્ટો હોય તે રાખીને જિન-પૂજા થઇ શકે ?

ઉત્તર—ન થઇ શકે. સામાયિકમાં રાખી શકાય.

પ્રશ્ન ૨—તિર્યંચ કે મનુષ્યમાંથી અનંતર તીર્થંકર થાય ?

ઉત્તર—ન થાય. નારકી ને દેવતા એમાંથી જ આવેલ થાય.

પ્રશ્ન ૩—જિનપૂજા દિવસે ક્યાંસુધી થાય ?

ઉત્તર—સૂર્યોદયથી સૂર્યાસ્ત સુધી થાય. રાત્રે ન થાય.

પ્રશ્ન ૪—પાલીતાણે ભાતામાં વાપરવાની કહેલી રકમ બીજા તીર્થે ભાતામાં વાપરી શકાય ?

ઉત્તર—ન વાપરી શકાય. જે તીર્થે વાપરવાની કહી હોય ત્યાં જ વપરાય.

પ્રશ્ન ૫—પાક્ષિક અતિચાર કોણે ને ક્યારે બનાવ્યા છે ?

ઉત્તર—તે જાણવામાં નથી, પરંતુ આપણા પૂર્વપુરુષોએ પ્રમાણ કરેલ હોવાથી તે પ્રમાણભૂત છે.

પ્રશ્ન ૬—પાક્ષિક અતિચાર શા માટે બનાવ્યા ?

ઉત્તર—પાક્ષિક પ્રતિક્રમણમાં પાંચ આચાર અને બાર વ્રત સંબંધી પંદર દિવસમાં લાગેલા દોષ વિસ્તારથી વિચારીને-યાદ કરીને આળોવવા માટે બનાવ્યા છે.

પ્રશ્ન ૭—દિગંબરી જિનપ્રતિમાની પૂજા શ્વેતાંબરી કરી શકે ?

ઉત્તર—ન કરી શકે.

પ્રશ્ન ૮—શ્રાવક કલ્પસૂત્ર મૂળ કે ટીકા વાંચી શકે ?

ઉત્તર—ન વાંચી શકે. બાળાવબોધ વાંચી શકે.

પ્રશ્ન ૯—ઐરવત ક્ષેત્રની ચોવીશીના તીર્થંકરોના નામ શું ?

ઉત્તર—પાંચ ભરત ને પાંચ ઐરવત એ દશે ક્ષેત્રની અતીત, અનાગત ને વર્ત-માન-એમ ત્રણે ચોવીશીના નામ અમે છપાવેલી **તીર્થંકર નામાવળી**માંથી જોશો.

પ્રશ્ન ૧૦—સુધર્માસ્વામી વીરપ્રભુના નિર્વાણ પછી કેટલે વર્ષે સિદ્ધ થયા ? તેમનું આયુ કેટલું હતું ?

ઉત્તર—વીરપ્રભુના નિર્વાણ પછી બાર વર્ષે ગૌતમસ્વામી સિદ્ધ થયા અને ત્યારપછી આઠ વર્ષે એટલે વીર પ્રભુથી વીશ વર્ષે શ્રી સુધર્માસ્વામી સિદ્ધ થયા છે

તેમનું આયુષ્ય ૧૦૦ વર્ષનું હતું, તેમાં ૫૦ વર્ષ ગૃહસ્થપણે, ૪૨ વર્ષ મુનિપણે અને ૮ વર્ષ કેવળજ્ઞાનીપણે જાણવા.

**પ્રશ્ન ૧૧**—ગૌતમસ્વામીને લીલા રંગનો કપડો હોય?

**ઉત્તર**—ન હોય. કોઈએ ચિત્રમાં કર્યો હોય તો ભૂલ છે, શ્વેત કપડો જ હોય.

**પ્રશ્ન ૧૨**—જિનમંદિરનાં દ્વાર અભંગ હોય?

**ઉત્તર**—ન હોય રાત્રિએ બંધ કરવાં જ જોઈએ.

**પ્રશ્ન ૧૩**—દર માસે કાયમ શુદિ ૫ નો ઉપવાસ કરનાર ભાદ્રપદ શુદિ પાંચમે ઉપવાસ ન કરે તો ચાલી શકે? તેને શુદિ ૪-૫ નો છઠ્ઠ કરવાની જરૂર ખરી?

**ઉત્તર**—શક્તિ હોય તો છઠ્ઠ કરે, નહીં તો શુદિ ૪ ના ઉપવાસથી ચાલી શકે. શ્રી સેનપ્રશ્નમાં એવો ખુલાસો આપ્યો છે.

**પ્રશ્ન ૧૪**—કોઈપણ અઠ્ઠાઈ વિગેરે મોટી તપસ્યા કરતાં વચ્ચે શુદિ ૫ આવી જતી હોય તો જ્ઞાનપંચમી કરનારને તે ગણાય કે આગળ ઉપવાસ કરી આપવો પડે? **ઉત્તર**—ગણી શકાય, બીજો કરવો ન પડે.

**પ્રશ્ન ૧૫**—ઉપધાન જઘન્ય કેટલા વર્ષની ઉમ્મરવાળો કરી શકે?

**ઉત્તર**—આઠ વર્ષથી વધારે વયવાળો કરી શકે એમ જાણવામાં છે.

**પ્રશ્ન ૧૬**—ઉપધાન વહેનારને ઉપધાન વહ્યા પછી કાયમ કાંઈ કરવું જોઈએ?

**ઉત્તર**—ઉપધાનની સમાપ્તિ થયે ઉપધાન વહેવરાવનાર મુનિરાજ કેટલાક નિયમો કરાવે છે તે પ્રમાણે કરવું જોઈએ. સામાન્ય રીતે બની શકે તો સચિત્તનો ત્યાગ અને એક કે બે ટંક પ્રતિક્રમણ કરવા જોઈએ.

**પ્રશ્ન ૧૭**—પોસહમાં કાચું ઘી ખપે કે નહીં?

**ઉત્તર**—ખપે. ઉપધાનના પોસહમાં નિવિયાતું કરેલું જ ખપે.

**પ્રશ્ન ૧૮**—પોસહવાળાને માત્રું કરવા જતાં ડંડાસણ ક્યારે રાખવું જોઈએ?

**ઉત્તર**—રાત્રે રાખવું જોઈએ.

**પ્રશ્ન ૧૯**—રાત્રિ પ્રતિક્રમણ કર્યા પછી શ્રાવક નિદ્રા લઈ શકે?

**ઉત્તર**—છૂટા શ્રાવક માટે નિષેધ જાણ્યો નથી.

**પ્રશ્ન ૨૦**—શ્રાવક પ્રતિક્રમણમાં બાળકને રોતુ હોય તો છાનું રાખી શકે?

**ઉત્તર**—ન રાખી શકે. એ ક્રિયા કરી શકાય જ નહીં.

**પ્રશ્ન ૨૧**—મુનિ કલ્પસૂત્રનું વ્યાખ્યાન વાંચતાં વચ્ચે ધર્મોપદેશ આપી શકે?

**ઉત્તર**—ચાલતા વ્યાખ્યાને ન આપે, પણ પોરિસી ભણાવી હોય ત્યારે પ્રસંગોપાત ઉપદેશ આપે.

**પ્રશ્ન ૨૨**—પોસહવાળા વરસાદમાં માત્રું કરવા કે પરઠવવા જઇ શકે ?

**ઉત્તર**—બાધા વધારે થઇ હોય તો અશક્યપરિહાર તરીકે જઇ શકે, તેની આલોયણા લે.

**પ્રશ્ન ૨૩**—પોસહ ઉચ્ચર્યા પછી રાઇપ્રતિક્રમણ કરનાર છેવટના બે ચૈત્યવંદનો ન કરે તો ચાલી શકે? **ઉત્તર**—કરવા જ જોઇએ એમ જાણવામાં છે.

**પ્રશ્ન ૨૪**—પોસહમાં પડિલેહણ કરતાં વચ્ચે વડીલનું એક વસ્ત્ર પડિલેહવામાં આવે છે તેનું કારણ શું ?

**ઉત્તર**—એ ગુરુ સ્થાપનાચાર્ય પડિલેહે તે સ્થાનકે વડિલના બહુમાન માટે પડિલેહવામાં આવે છે.

**પ્રશ્ન ૨૫**—પોસહમાં દેવવંદન કરતી વખત સજ્ઝાય કહેતી વખતે ઉત્તરાસન કાઢી નાખવાનું કારણ શું ?

**ઉત્તર**—ઉત્તરાસન નાખવાનું દેવવંદન વખતે જ કહેલું છે, તેથી તે સિવાયની બીજી ક્રિયામાં ઉત્તરાસન ન રખાય.

**પ્રશ્ન ૨૬**—સામાયિક ને પોસહમાં ગુરુની વાસક્ષેપવડે પૂજા થાય ?

**ઉત્તર**—કરવાની પ્રવૃત્તિ છે.

**પ્રશ્ન ૨૭**—કન્યાનું વાગ્દાન કરવામાં આવ્યું છે એટલે શું ?

**ઉત્તર**—વેશવાળ કર્યું છે એવો એનો અર્થ છે.

**પ્રશ્ન ૨૮**—જ્ઞાનપંચમીના દેવવંદન કરતાં કાઉસ્સગ્ગ વંદણવત્તિયાએ વિગેરે કહીને કરાય છે તે એક નવકારનો કરવો કે એક લોગસ્સનો કરવો ?

**ઉત્તર**—એક લોગસ્સનો કરવાનું તેની વિધિમાં કહેલ છે તે પ્રમાણે કરવો.

**પ્રશ્ન ૨૯**—ચારે નિકાયના દેવમાં બ્રહ્મચારી દેવ કે દેવી હોય ?

**ઉત્તર**—બ્રહ્મચર્ય ગ્રહણ કરેલ કોઇ દેવદેવી ન હોય. તેને કાયમ અવિરતિનો ઉદય હોવાથી તે વિરતિ કરી શકતા નથી ( પાળે છે ખરા ).

**પ્રશ્ન ૩૦**—એક ઇંદ્ર ચ્યવે અને બીજો ઉપજે ત્યારે પ્રથમની ઇંદ્રાણીઓ તેની સાથે પતિપણે વર્તે કે કેમ ?

**ઉત્તર**—વર્તે. દેવો માટે કાયમ એવી પ્રવૃત્તિ જ છે. એમાં પરપુરુષ તરીકે ગણના છે જ નહીં.

**પ્રશ્ન ૩૧**—પ્રથમના બે દેવલોકની જેમ ત્યારપછીના દેવલોકમાં કાયમેવીપણું છે?

**ઉત્તર**—નથી. પ્રથમના બે દેવલોકમાં જ છે.

**પ્રશ્ન** ૩૨—ઇંદ્રોને ઇંદ્રાણીઓ કયા દેવલોક સુધી હોય ?

**ઉત્તર**—બે દેવલોક સુધી જ હોય. ત્યારપછીના ઇંદ્રોને ન હોય. ભવનપતિ, વ્યંતર ને જ્યોતિષીના ઇંદ્રોને હોય.

**પ્રશ્ન** ૩૩—સાત ક્ષેત્રમાં દ્રવ્ય વાપરે તે સુપાત્રદાન કહેવાય ?

**ઉત્તર**—કહેવાય; પરંતુ ખાસ કરીને તો શ્રાવક, શ્રાવિકા, સાધુ ને સાધ્વીને આપે તે જ સુપાત્રદાન કહેવાય.

**પ્રશ્ન** ૩૪—ગણિપદ ને પંન્યાસપદની શરુઆત ક્યારથી થઇ ને શા કારણે થઇ ?

**ઉત્તર**—શ્રી વિજયસિંહસૂરિના શિષ્ય પં. શ્રી સત્યવિજયજીથી થઇ જણાય છે. મુખ્ય પાટે આચાર્યો હોવાથી જુદા પાડવા માટે આ પદવી વધારે જાહેરાતમાં લાવેલ છે.

**પ્રશ્ન** ૩૫—આંબેલ ને નીવીના તપમાં દાંતે તમાકુ ઘસી શકાય ?

**ઉત્તર**—ન ઘસાય. એકાસણા તથા બેસણામાં ઘસી શકાય.

**પ્રશ્ન** ૩૬—એકાસણામા બીડી પીવાય ? પીવે તો શું દોષ લાગે ?

**ઉત્તર**—ન પીવાય પીવે તો એકાસણાને અંગે સચિત્તસેવનનો દોષ લાગે છે.

**પ્રશ્ન** ૩૭—સાતે નરકમાં કેટલા કેટલા નરકાવાસા છે ?

**ઉત્તર**—૩૦-૨૫-૧૫-૧૦-૩-પાચે ઊણા એક લાખ ને પાંચ. એમ ક્રમશઃ સાતે નરકના મળીને કુલ ૮૪ લાખ નરકાવાસા જાણવા.

**પ્રશ્ન** ૩૮—ચારે નિકાયના દેવોનું જઘન્ય આયુ કેટલું હોય ?

**ઉત્તર**—ભવનપતિ ને વ્યંતરમાં દશ હજાર વર્ષનું, જ્યોતિષીમાં પલ્યોપમના આઠમા ભાગનું ને વૈમાનિકમાં એક પલ્યોપમનું હોય.

**પ્રશ્ન** ૩૯—ચક્રેશ્વરી દેવી ક્યા પ્રભુની અધિષ્ઠાયિકા છે ?

**ઉત્તર**—શ્રી ઋષભદેવસ્વામીની છે.

**પ્રશ્ન** ૪૦—શત્રુંજય ઉપર ચોમુખજીના આગલા ભાગમાં એક કબર છે તેનું કારણ શું ?

**ઉત્તર**—એક સીપાઇએ શત્રુંજયના કાર્ય માટે ભોગ આપેલો તેની કબર તે વખતના જૈનોએ જરૂર ધારીને કરેલી સાંભળી છે.

**પ્રશ્ન** ૪૧—અચિત્ત પાણીમાં કાળ વ્યતીત થયા અગાઉ ચૂનો નાખે તો પછી તે પાણી પીવા કે વાપરવામાં દોષ લાગે ?

**ઉત્તર**—ચૂનો નાખેલ પાણી પીવાય નહીં, વાપરી શકાય. તે વાપરવાથી દોષ લાગતો નથી.

કુંવરજી



